## અનુક્રમણિકા.

નોંધ—સૂત્રોની અનુક્રમણિકા ગ્રન્થના છેવટના ભાગમાં આપી છે. પાદની અનુક્રમણિકા નિચે પ્રમાણે છે—





**નોંધ**—આ પુસ્તકનાં ૧ થી ૭૨ અને ૯૭ થી ૧૬૮ પાનાં શ્રી વસંત પ્રિન્ટીંગ પ્રેસમાં ચીમનલાલ ઇશ્વરલાલે છાપ્યાં અને બાકીનાં ૭૩ થી ૯૬ તથા ૧૬૯ થી ૩૩૨ શ્રી ડાયમંડ જ્યુબિલી પ્રિ. પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યાં.

# બે બોલ.

યોગની પ્રસ્તાવનામાં યોગનાં વખાણ કરવાનાં હોય; પણ માલ આપની પાસે મૂકીને માલનાં શાં વખાણ કરૂં! આપ પોતેજ તે વાંચો, અને આપની પ્રકૃતિને રૂચે, તો ખંતથી તેનો અભ્યાસ કરો, એટલીજ પ્રાર્થના કરૂં.

શ્રીકૃષ્ણે ગીતાના છઠ્ઠા અધ્યાયે યોગની કેટલીએક ક્રિયાઓ બતાવીને, કહી દીધું કે—

**तपस्विभ्योऽधिको योगी, ज्ञानिभ्योऽपि मतोऽधिकः ।**
**कर्मिभ्यश्चाधिको योगी, तस्माद्योगी भवार्जुन ॥ ४६ ॥**

**અર્થ**—'તપસ્વી કરતાં, જ્ઞાનીના કરતાં અને કર્મકાંડીના કરતાં, યોગી અધિક છે. માટે તું યોગી થા-તું યોગાભ્યાસ કર-તું યોગસિદ્ધ થા.' ॥ ૪૬ ॥

તાત્પર્ય—યોગ વિના ગીતા ફીક્કી, યોગ વિના ઉપનિષદો ફીક્કાં, યોગ વિના વેદાંત ફીકકું-શુષ્ક. યોગ વિના ભક્તિ લુખ્ખી, ગોળ વિના કંસાર ફીક્કો, અને મા વિના સંસાર ફીકકો; તેમ યોગ વિના ધર્મ ફીક્કો. કોલેજમાં વિદ્યાર્થીઓ સાયન્સનાં-વિજ્ઞાનનાં-ભાષણો સાંભળે, પણ જ્યાં સુધી પ્રયોગદ્વારા, સાંભળેલાને અનુભવે નહીં-સિદ્ધ કરી શકે નહીં-ત્યાં સુધી સાંભળેલું ભારરૂપ ગણાય. તે પ્રમાણેજ ગીતા, ઉપનિષદાદિ સાંભળેલાને અનુભવમાં મૂકવું, તે યોગાભ્યાસ. રોટલી કેમ બનાવવી; તેનું જ્ઞાન, માતા પુત્રીને અરધો પોણો કલાકમાં આપી શકે; પણ માતા જેવી રોટલી કરે છે, તેવી યથાર્થ રોટલી બનાવતાં, બ્હેનને છ આઠ માસ થાય. રોટલી કેવી રીતે બનાવવી, તે વાત માત્ર અનેક ઠેકાણે સાંભળ્યા કરવાથી, જેમ ભૂખ્યાની ભૂખ ભાંગતી નથી; તેમ જ્ઞાનસંબંધી અનેક વાતો, અનેક ઠેકાણે, માત્ર સાંભળ્યા કરવાથી, વાસ્તવ સુખની પ્રાપ્તિ થતી નથી-જીજ્ઞાસુને જે જોઇએ છે, તે જડતું નથી. 'કામ, ક્રોધને તજી દેવા,' 'વિષયોથી અલગ રહેવું', 'મનનો નિગ્રહ કરવો,' 'મનનો નિગ્રહ એજ સાચું મનુષ્યત્વ છે;' એવી અનેક વાતો અનેકવાર સાંભળી; પણ તેથી શું? જેમ લાડુની વાતો સાંભળવાથી, ઓડકાર આવતો નથી-તૃપ્તિ થતી નથી; તેમ ગીતાદિ માત્ર સાંભળી જવાથી, વાસ્તવ સુખની પ્રાપ્તિ થતી નથી.

અત્યારે અનેક ઠેકાણે ગીતા, ઉપનિષદ, પંચદશી વિગેરે વંચાય છે; અને મહેનતના પ્રમાણમાં દરવરસે એકહજાર જીવન્મુક્ત પાકવા જોઇએ. દેખાય છે ક્યાંઈ? જરા વિચાર તો કરો-જે દેશમાં ગીતા હોય, તે દેશની આ સ્થિતિ હોય! તે દેશની કોર્ટોમાં, અને તે દેશનાં દવાખાનામાં, આટલી ભીડ હોય! જે ધર્મમાં ગીતા હોય, તે ધર્મની આ સ્થિતિ હોય! તે ધર્મના ત્યાગીઓ, કનકકાંતાના કલંકથી કાળા હોય! જે કુટુંબમાં ગીતા હોય, ત્યાં કજીયા હોય! યાદ રાખવું ઘટે છે કે-ગીતાદિ શાસ્ત્રોનું શ્રવણ ઝીલવાની યોગ્યતા આપનાર યોગાભ્યાસ છે.

વ્યવહાર પણ યોગ વિના ફીકકો; વિદ્યાર્થીનો અભ્યાસ પણ યોગ વિના મંદ. સ્ત્રી પુરૂષનાં જોડાં-દંપતી-પણ, યોગ વિના લુખ્ખાં-ઉદાસી. સ્નેહીઓનો સંબંધ પણ યોગ વિના

ઝીક્કો. એક બીજા માટે યોગી થાય. તોજ સંબંધ શોભે. ધંધાની પાછળ પણ યોગ સાધો, તોજ ધંધામાં વિજય પ્રાપ્ત થાય. ત્યાગીઓ પણ ત્યાગનો યોગ સાધે, તોજ માયાથી બચે, નહીં તો ત્યાગીઓ પણ ભગવાં પહેરીને મફતના પથરા માથે મૂકે.

લૌકિક પારલૌકિક બેઉ સિદ્ધ કરી આપે, એવા આ યોગશાસ્ત્રનો, 'ભલે હાલ યોગાભ્યાસ ન કરી શકો,' તો ફીકર નહીં-પણ આ વાંચો. આ શાસ્ત્ર ભારતનો શણગાર છે. If is equal to a man, whether he is born in India or in Afghanistan, if he is unaware of the luster of Patanjali. [ અર્થ—પતંજલી ભગવાનનું ગૌરવ જેણે જાણ્યું નહીં, તે મનુષ્ય હિન્દુસ્તાનમાં અવતર્યો હોય, અગર અફઘાનીસ્તાનમાં અવતર્યો હોય, તે તમામ સરખું છે. ]

બાપડાં મીલનાં મજુરો, કડીયા–દાડીયા, વાઘરી–ભંગી અને એવાં બીજાં પશુ જેવાં અજ્ઞાન મનુષ્યો, આ શાસ્ત્ર વાંચવા લલચાય નહીં; પણ જેઓ અધિકારી હોય–જેમને લખતાં વાંચતાં આવડતું હોય, જેમને નિવૃત્તિ વ્હાલી હોય, જેમને જ્ઞાનમાં પ્રીતિ હોય, જેમને ભક્તિની ભભક ગમતી હોય, જેમને શ્રીહરિ હૈયાના હાર હોય, તે ભાઇઓએ અને તે બ્હેનોએ આ યોગશાસ્ત્ર અવશ્ય વાંચવું જોઇએ. વાંચ્યા પછી અનુકુળતા હોય, તો યોગાભ્યાસ પણ કરવો જોઈએ.

માંસમદિરાનો બ્હોળો ઉપયોગ કરનારા કેટલાએક વિધર્મીઓ યોગવિદ્યામાં ઉંડા ઉતરતા જાય છે; ત્યારે આ દેશના કેટલાએક આળસુ–આચાર્યો, સાધુઓ, સન્યાસીઓ, ગુરૂઓ, અને આળસુ પંડિતો, કલિયુગનું બ્હાનું કાઢીને, યોગવિદ્યાથી દૂર નાસે છે. જેમની બૅટરીમાં પાવર ન હોય, તેના દોરડામાં પાવર ક્યાંથી હોય ? નજ હોય. જરા વિચાર કરો કે–ધર્મ નાયકો આ યોગવિદ્યામાં રસ નહિં લે, ત્યારે ચાકડા ફેરવનારા કુંભાર, શીશકારા મારીને કપડાં ધોનારા ધોબી–અગર કાથળી ખભે ઘાલીને ફરનારા ઘાંયજા, આ વિદ્યામાં રસ લેશે ? જ્ઞાન, ભક્તિ અગર વૈરાગ્યમાં પ્રીતિવાળા દરેક, યોગશાસ્ત્ર વાંચવું જોઇએ. દરેક મંદિરમાં અને દરેક ધાર્મિક સંસ્થાઓમાં યોગનાં પુસ્તક જોઇએ.

સૂચના—મૂળગ્રન્થમાં સમાધિપાદ પ્રથમ છે, અને સાધનપાદ પછી છે. આ ગ્રન્થમાં મધ્યમ અધિકારીઓની, સગવડ માટે સાધનપાદ ખાસ પ્રથમ મૂક્યો છે; અને સમાધિપાદ પછી મૂક્યો છે. પ્રાણતત્ત્વનું પ્રકરણ (૭૩ થી ૯૬ પાનાં) સમાધિપાદને ખાસ ઉપયોગી છે.

ભૂલચૂક જણાય તો ઉદારદિલથી ક્ષમા કરશોજી. કાંઈ લખવા જેવું હોય તો રાગદ્વેષની ક્ષુદ્રતા તજીને, સુખેથી લખજો. જેથી બીજી આવૃત્તિમાં ફેરફાર થઇ શકે.

અમદાવાદ, મોક્ષમંદિર. }
૧૯૮૬ કારતક શુદી ૧. }

લી. રામશંકર મોનજી ભટ્ટ.
તંત્રી મોક્ષપત્રિકા.

# योग.

## WONDER OF WONDERS.

### ( ચમત્કારોનો ચમત્કાર શું ?–આંતરશક્તિ. )

( પાતંજલ યોગદર્શનનાં સૂત્રો સાથે. )

દુનિયાના ચમત્કારો જોઇને, આપણે તાજુબ થઇએ છઇએ; પણ તે તાજુબ થવામાં, મુખ્ય શું કારણ છે–એટલે એ ચમત્કારો જોવાનો–અથવા એ ચમત્કારો અનુભવવાનો મુખ્ય આધાર, શાના ઉપર છે, તે વાત–આપણામાંના સોએ પંચાણુ ટકા–બીલકુલ સમજતા નથી, સમજવા પ્રયત્ન પણ કરતા નથી. અલી, બબો [ બાળક ] અને બે પૈસા મળ્યા, તો તેમાંજ આપણે મનુષ્યદેહની સફળતા માની બેઠા છઇએ. તેથી આગળ વધીને તપાસ કરીએ તો–નાતજાતમાં પટેલાઇ મેળવવા, અગર ધારાસભામાં મેમ્બર થવા, દોડાદોડ કરીએ છઇએ. ભણેલા ગણેલા ડાહ્યા પુરૂષો પણ, મૂળ સુખને તજીને, પડછાયો પકડવા દોડ્યા છે. અવકાશ લઇને પધારો, તો કાંઇ વાતો કરીએ. સાવધાન થઇને સાંભળો.

દુનિયાના જુદા જુદા ઇતિહાસો તપાસતાં જણાય છે કે–મનુષ્યો, દિનપ્રતીદીન કુદરતના નિયમોનું જ્ઞાન મેળવીને, કુદરતને પોતાને સ્વાધીન કરતા જાય છે. સીનેમા, મેજીક લેનટર્ન, નાટકમાં વપરાતી સીનસીનેરી વિગેરે અનેક વિસ્મય પમાડે તેવા દેખાવો, વિજળી, ફોનોગ્રાફ, તાર વિગેરે અનેક વિસ્મય પમાડે તેવી શોધો, અત્યારે વિજ્ઞાને ( વિશેષ જ્ઞાને ) આપણી સમક્ષ મૂકયાં છે. તે સર્વ કુદરતને પોતાને સ્વાધીન કરવાના પ્રયત્નનાં ફળરૂપ છે. આ વાતને હજી ટુંકાવીને કહીએ તો કહેવાય કે–આગગાડી, આગબોટો, મોટર ગાડીઓ, તાર વિનાનાં સંદેશા, વિજળીના દીવા, વીજળીના પંખા, વીજળીના બળથી ચાલતી ગાડીઓ, એરોપ્લેઇન ( આકાશમાં મરજીમાં આવે ત્યાં લઇ જવાતા વૈમાનો ), આકાશમાં ઘણે દૂર આવેલા તારા તથા ગ્રહોના, યંત્રોદ્વારા પ્રત્યક્ષ દર્શન, રોગ મટાડવા માટે વૈદક ખાતામાં થએલી જુદી જુદી શોધો, અને એવી

---

સંશોધક અને ટીકાકાર—ભટ્ટ રામશંકર મોનજી
મોક્ષમંદિર—અમદાવાદ.

પ્રકાશક—શેઠ ચુનીલાલ નગીનદાસ ચીનાઇ
ખજુરીની પોળ—અમદાવાદ.
વસંત મુદ્રણાલયમાં ચિમનલાલ ઇશ્વરલાલ મહેતાએ છાપ્યું
ઘીકાંટા રોડ—અમદાવાદ.

બીજી અનેક શોધોનો વિચાર કરતાં જણાય છે કે–કુદરતનો અભ્યાસ કરવાવાળા ખંતીલા પુરૂષોએ, કુદરતને કેટલેએક અંશે–નમાવી દીધી છે–પોતાને અનુકુળ બનાવી દીધી છે.

હજી જરા આગળ વધીને વિચાર કરીએ તો જણાય છે કે–ઉપર જણાંવેલાં તમામ સુખનાં સાધનો આશ્ચર્યકારક ખરાં; પણ કુદરતના ઉપર આધાર રાખવાવાળાં, અને બાહ્ય પરિશ્રમની અપેક્ષાવાળાં છે. એટલે–કુદરત અને બાહ્ય પરિશ્રમ હોય, તોજ આ તમામ સુખ પ્રાપ્ત થાય–નહિં તો નહિં. આ વાતને વિશેષ સ્પષ્ટ કરીને કહીએ, તો કહેવાય કે–આ તમામ સુખો અનિત્ય અને જોખમી છે. યુરોપમાં ૧૯૧૪ થી ૧૯૧૮ સુધી ચાલતા છેલ્લા વિગ્રહમાં, જો કોઇએ મોટામા મોટી હાની કરી હોય, તો તે આ નવી નવી શોધોજ હતી. સુખનાં સાધનોજ દુ:ખરૂપ થયાં હતાં. યંત્રોની મદદથી એક તડાકે લાખોનો ઘાણ નીકળી જતો હતો.

જેમ અત્યારે પશ્ચિમની સુધરેલી પ્રજા. બાહ્ય કુદરતને આધીન કરવા મથી રહી છે, તેમ ઋષિઓ, આંતર કુદરતને આધીન કરવા મથતા હતા. આંતર કુદરતમાં **આંતરમન** અને **આંતરપ્રકૃતિ**નો સમાસ થાય છે. આંતર મન બાહ્ય મન કરતાં ઘણુંજ બળવાન છે; અને નિશ્ચિત ફળને આપનાર છે. તાત્પર્ય–ઋષિઓ સુકાં પાંદડા ખાઇને, પોતાની ઝુંપડીમાં, જે આનંદ ભોગવતા હતા, તે આનંદ–યુરોપ અમેરિકાના દસમાળના મહેલમાં–રાજાઓના મહેલમાં, મોટા અમલદારોની અમલદારીમાં–ક્યાંઈ નથી. પશ્ચિમની પ્રજા પણ, ભરતખંડના પુસ્તકોનો સાવધાનતાપૂર્વક અભ્યાસ કરીને, હવે જાગી છે. તે પ્રજાએ પણ વિચાર પ્રકૃતિ બદલી છે.*

---

* I 'Never before, in the history of mankind, has there been, such an awakening to the great possibilities of the power of right thinking, as we are now witnessing in all civilized countries. Metaphysical schools are springing up, under different names, in all parts of the enlightened world.'

II 'The basic principle, of this great metaphysical movement, has opened up many possibilities, of mind building, character building, body building & success building, which are destined to bring untold blessings to the world.'

III 'We are all conscious that, there is something in us, which is never sick, never sins, & never dies, a power back of the flesh, but not of it, which connects us with Divinity, makes us one with Infinite Life.'

**O. S. Marden.** ( America )

I 'અત્યારે—આ સમયમાં—શીક્ષણ પામેલા યુરોપ તથા અમેરિકાના દેશોમાં, વિચારશક્તિ—અથવા આંતરશક્તિ—ના વિષય તરફ, જે જાગૃતિ આવેલી આપણે જોઇએ છઇએ, તેવી જાગૃતિ ('ઉપર જણાવેલા દેશોમાં) માનવજાતિના ઇતિહાસમાં પૂર્વે કદિ નહોતી. સુધરેલી દુનિયાનાં બધા ભાગોમાં, જુદા જુદા નામથી, આ અતિ મહત્વનું સત્ય, ફેલાતું જાય છે—વધતું જાય છે.'

II 'આ મહાન્ આંતરશક્તિના જ્ઞાનને પરિણામે—આંતરશક્તિનું જ્ઞાન પ્રાપ્ત થયા પછી—શારીરિક અને માનસિક કેળવણી, ચારિત્રની કેળવણી, અને વિજય પ્રાપ્તિની કેળવણીની શકયતાઓનાં અસંખ્ય દ્વાર, માનવજાતી માટે, ખુલ્લાં મુકાયાં છે. આંતરશક્તિ દ્વારાજ જગતનું કલ્યાણ થવાનું છે, તે વાત પણ ચોકકસ છે.'

III 'એટલી વાત તો આપણે આ જાણીએ છઇએ કે—આપણામાં—એટલે આપણા અંતરના ઉંડાણમાં, એક એવી શક્તિ રહેલી છે કે—જે શક્તિ કદિ મંદ પડતી નથી, અગર કદિ નાશ પામતી નથી, અને જે શક્તિ અનંત પરમાત્મા સાથે આપણો સંબંધ જોડી આપે છે.'

**ઓ. એસ. માર્ડન. અમેરીકન**

આંતર મન તથા આંતર કુદરતનું જે ખેડાણ, અને તે દ્વારા સિદ્ધિઓની પ્રાપ્તિ થાય, અગર પરમાત્માની પ્રાપ્તિ થાય, તેનું નામજ 'ઉપાસના માર્ગ' અગર 'યોગમાર્ગ.'

યોગ એટલે 'મનને માયાથી છુટું પાડવું, અને પરમાત્મામાં જોડવું.' કોઇપણ કાર્ય—તે કાર્યમાં—જોડાયા વિના અને અભ્યાસ વિના બનતું નથી. યોગના સંબંધમાં જુદા જુદા ઉપનિષદોમાં, છુટા છુટા વિચારો જોવામાં આવે છે. યાજ્ઞવલ્કયે પણ યોગ સંબંધી સારા વિચાર કર્યા છે. પછી આ તમામ વિચારોને, પતંજલિ મહારાજે એકઠા કરીને યોગદર્શન રચ્યું. આ શાસ્ત્ર સ્વતંત્ર છે. બીજા શાસ્ત્રોને તેની અપેક્ષા (દરકાર) રાખવી પડે છે. વેદાંત શાસ્ત્ર જ્ઞાન પ્રધાન શાસ્ત્ર છે, છતાં નિદિધ્યાસનાદિ ક્રિયામાટે વેદાંત શાસ્ત્ર પણ યોગની અપેક્ષા (દરકાર) રાખે છે. શ્રીવેદવ્યાસે આ સૂત્રો ઉપર ભાષ્ય લખ્યું છે. વાચસ્પતિ મિશ્રે ટીકા કરી છે. શ્રીમદ્ રામાનુજાચાર્ય, શ્રીમદ્ વલ્લભાચાર્યજી, સ્વામીશ્રી સહજાનંદજી મહારાજ વિગેરે ભક્તિપ્રધાન આચાર્યોએ, યોગને વિસાર્યો નથી. બૌદ્ધો, મુસલમાનો, જૈનો વિગેરે જેઓ, સનાતન ધર્મનું અવલંબન રાખતા નથી, તેઓને પણ અમુક અંશમાં, યોગનું અવલંબન રાખવું પડે છે. શ્રી કૃષ્ણ ગીતામાં '**तस्मात् योगी भवार्जुन** ॥ વિગેરે વચનોથી યોગની આવશ્યકતા બતાવે છે. વેદાંતનો ફરમો શરૂ કરતાં યોગની આવશ્યકતા સંબંધી ખુલાસો કર્યો છે, માટે એ વાતને આટલેથી પતાવી, 'યોગ કોને ફાયદો કરે છે' તે સંબંધી વાત કરીએ.

**क्रियायुक्तस्य सिद्धिः स्यात्, अक्रियस्य कथं भवेत् ।**
**न शास्त्रपाठमात्रेण, योगसिद्धिः प्रजायते ॥**

અર્થ—ક્રિયાવાન્ પુરૂષને યોગની સિદ્ધિ પ્રાપ્ત થાય છે. ક્રિયારહિત પુરૂષને તે સિદ્ધિ કેવી રીતે પ્રાપ્ત થાય? એટલે નજ પ્રાપ્ત થાય. યોગ સંબંધી શાસ્ત્ર અગર પ્રવચનમાત્ર વાંચી જવાથી, યોગ સંબંધી જ્ઞાન થાય, પણ સિદ્ધિ પ્રાપ્ત થાય નહીં. ( યોગનાં મુખ્ય મુખ્ય સાધનો પણ કહી દઉં. )

**उत्साहात्साहसाद्धैर्यात्, तत्त्वज्ञानाच्च निश्चयात् ।**
**जनसंगपरित्यागात्, षड्भिर्योगः प्रसिद्ध्यति ॥**

અર્થ—ઉત્સાહ, સાહસ, ધૈર્ય, તત્ત્વજ્ઞાન, દૃઢતા, અને જનસંગથી દૂર રહેવું તે, એ પ્રમાણે છ સાધનોથી યોગ સિદ્ધ થાય છે.

પાતંજલ યોગદર્શનના ચાર પાદ (અધ્યાય) છે. ૧ સમાધિપાદ–સૂત્ર (૫૧) ૨ સાધન પાદ અથવા ક્રિયાયોગ–સૂત્ર (૫૫). ૩ વિભૂતિ પાદ–સૂત્ર (૫૫). ૪ કૈવલ્ય પાદ–સૂત્ર (૩૪).

સમાધિપાદ ઉત્તમ અધિકારીઓ માટે છે. સાધનપાદ અથવા ક્રિયાયોગ, યોગની શરૂઆત કરનારા માટે છે. **आरुरुक्षोर्मुनेर्योगं, कर्म कारणमुच्यते ॥** એવું ગીતા વાકય છે. સંયમ વિના આપણું મન નાના બાળક જેવું લાડકયું બની ગયું છે. ક્રિયા યોગદ્વારા મન વશ થાય છે. સાધનોનો સંગ્રહ, તે સાધનોનો મહિમા તથા તે સાધનો વાપરવાની રીત, ક્રિયાયોગ સૂચવે છે. આવા કારણને લીધે હાલ સમાધિપાદથી શરૂ ન કરતાં, સાધનપાદથી આ વિષય શરૂ કર્યો છે. વિદ્વત્તા બતાવવા મારો આ પ્રયત્ન નથી, અને હું કોઈ યોગી નથી. પ્રભુ કૃપાથી કાંઇ લખું છઉં–તેમાં ભૂલચૂક હોય તો ઉદાર દીલથી ક્ષમા કરવી.

અમદાવાદ મોક્ષમંદિર
ચૈત્રી પુનમ ૧૯૮૧

રામશંકર ભોનજી ભટ્ટ.

# થોડા ખાસ શબ્દો.

( યોગ શાસ્ત્રમાં વપરાતા થોડા ખાસ શબ્દો જાણી લઇએ તો ઠીક પડશે. )

યોગ—ચિત્તની વૃત્તિઓને રોકવી, એટલે ચિત્તની વૃત્તિઓ પોતાને વશ વર્તે તે પ્રમાણે કરવું, તેનું નામ **યોગ**.

યોગના આઠ અંગો—યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ.

યમ—હિંસાદિ પાપકર્મમાંથી બચાવનાર **યમ** છે. યમ પાંચ પ્રકારનો છે. (૧) અહિંસા, (૨) સત્ય, (૩) અસ્તેય, (૪) બ્રહ્મચર્ય, (૫) અપરિગ્રહ.

નિયમ—સકામ કર્મમાંથી બચાવી, નિષ્કામ કર્મમાં જોડનાર **નિયમ** છે. નિયમના પાંચ પ્રકાર છે.—(૧) શૌચ, (૨) સંતોષ, (૩) તપ, (૪) સ્વાધ્યાય અને (૫) ઈશ્વરપ્રણિધાન.

આસન—શરીર સ્થિર રહી શકે તથા મન વ્યાકુળ ન થાય, એવી સ્થિતિમાં બેસવું, તેનું નામ આસન. આસન ૮૪ પ્રકારનાં છે તેમાં [૧] સિદ્ધાસન, [૨] પદ્માસન અને [૩] સ્વસ્તિકાસન, આ ત્રણ મુખ્ય છે.

પ્રાણાયામ—પ્રાણને સર્વ ભણીથી રોકવો તેનું નામ પ્રાણાયામ. પ્રાણાયામના નવ પ્રકાર છે.—[૧] અનુલોમવિલોમ, [૨] સૂર્યભેદન [૩] શીતળી [૪] ઉજ્જાયી, [૫] સીત્કારી, [૬] ભસ્ત્રિકા, [૭] મૂર્ચ્છા, [૮] પ્લાવિની અને નવમો ભ્રામરી. પ્રાણાયામની સિદ્ધિ સમાધિને મદદગાર છે. યમ, નિયમ અને આસન—એ ત્રણે—સિદ્ધ કર્યા પછીજ પ્રાણાયામ સિદ્ધ થઇ શકે છે.

પ્રાણાયામને સહાય કરનારી યોગ ક્રિયાઓ—નેતિ, ધોતિ, બ્રહ્મદાતણ, બસ્તિ, નૌલિ, ત્રાટક, કપાલભાતિ, ગજકરણી.

પ્રત્યાહાર—ઇંદ્રિયોને પોતપોતાના વિષયોમાંથી પાછી વાળીને, ચિત્તને અનુકુળ કરવી, તેનું નામ **પ્રત્યાહાર**.

ધારણા—શરીરની અંદર સુષુમ્ણા નાડીમાં રહેલા હૃદયાદિ ચક્રોમાં અથવા શરીરની બહાર નાકના અગ્ર ભાગ ઉપર, અથવા ઇશ્વરની મૂર્તિમાં અથવા ગુરૂની મૂર્તિમાં અથવા ચંદ્ર સૂર્યાદિમાં ચિત્તને એકાગ્ર કરવું, તેનું નામ **ધારણા**.

ધ્યાન—ધારણામાં ચિત્તને એકાગ્ર કરવાની જે ક્રિયા—તે ક્રિયાનું નામ જ ધ્યાન.

સમાધિ—ધારણા તથા ધ્યાનથી આગળ વધીને, ચિત્તની એકાગ્રતા વિશેષ સમય સુધી ટકી રહે તે **સમાધિ**. આ સમાધિ બે પ્રકારની છે. **સંપ્રજ્ઞાત સમાધિ અગર સબીજ સમાધિ**, અને અસંપ્રજ્ઞાત સમાધિ અગર

નિર્બીજ સમાધિ. ધ્યેય વિષયનો અત્યંત સ્પષ્ટપણે અનુભવ થાય એવી ચિત્તની અવસ્થાને સંપ્રજ્ઞાત અગર સબીજ સમાધિ કહેવાય છે; અને જે અવસ્થામાં ચિત્તની તમામ વૃત્તિઓ શાંત થઈ જાય, અને ચિત્ત માત્ર સંસ્કાર રૂપેજ રહે-એટલે-નિષ્ક્રિય રહે, તે અવસ્થાને અસંપ્રજ્ઞાત સમાધિ અગર નિર્બીજ સમાધિ કહેવાય છે. સંપ્રજ્ઞાત અગર સબીજ સમાધિના વળી ચાર પ્રકાર છે. [ ૧ ] **સવિતર્ક** [સ્થુળ વિષયોનું ધ્યાન ધરવાની ક્રિયા.[ ૨ ] **સવિચાર** [ સુક્ષ્મ વિષયોનું ધ્યાન ધરવાની ક્રિયા]. [૩] **સાનંદ** [ઇંદ્રિયોનું ધ્યાન ધરવાની ક્રિયા] [૪] **સાસ્મિત** [બુદ્ધિ સહિત પુરૂષનું અગર એકલા પુરૂષનું ધ્યાન ધરવું તે].

વિવેકખ્યાતિ—ખ્યાતિ એટલે જ્ઞાન-વિવેકખ્યાતિ એટલે પુરૂષ અને પ્રકૃતિના ભેદનું પ્રત્યક્ષ જ્ઞાન.

છ શાસ્ત્ર અગર છ દર્શના—[૧] ન્યાય ( કર્તા ગૌતમ ), [૨] વૈશેષિક [ કર્તા કણાદ ], [૩] સાંખ્ય [ કર્તા કપિલ ] [૪] યોગ [ કર્તા પતંજલિ ], [૫] પૂર્વ મીમાંસા [ કર્તા જૈમિનિ ], [૬] ઉત્તર મીમાંસા અગર વેદાંત દર્શન અગર બ્રહ્મસૂત્ર [ કર્તા વેદવ્યાસ ].

પ્રલય—ચાર પ્રકારનો છે. [૧] નિત્ય, [૨] નૈમિત્તિક, [૩] પ્રાકૃત, [૪] આત્યંતિક. પ્રથમના ત્રણ પ્રલય સ્વાભાવિક છે. ચોથો પ્રલય પુરૂષાર્થ વડે સિદ્ધ થાય છે. ગુણાતીત પુરૂષને આત્યંતિક પ્રલય હોય છે.

મુખ્ય નાડીયો ત્રણ છે. [ ૧ ] ઈડા ( શરીરના ડાબા ભાગમાં ) તેનું નામ 'ગંગા' છે, તેના દેવ ચંદ્ર. (૨) પિંગળા. તે શરીરના જમણા ભાગમાં છે. તેનું બીજું નામ 'યમુના' છે. તેના દેવ સૂર્ય છે. [૩] સુષુમ્ણા તે બરડાની કરોડમાં મુળાધાર (ગુદા)થી માંડીને બ્રહ્મરંધ્ર સુધી રહેલી છે. તેનું બીજું નામ 'સરસ્વતી' છે તેના દેવ અગ્નિ છે. આ સુષુમ્ણા નાડીનાં આઠ મુખ્ય ચક્રો છે. ૧ **મુળાધાર** [ગુદાસ્થાનમાં]. ૨ **સ્વાધિષ્ઠાન** [શિશ્નના મુળમાં]. ૩ **મણિપુર ચક્ર** નાભિની પછવાડે. ૪ સત્ત નામનું ચક્ર બે પાંસળીયો ભેગી થાય છે તેની પાછળ. ૫ **અનાહત** ચક્ર બે સ્તનની પછવાડેના ભાગમાં. ૬ **વિશુદ્ધ** કંઠકુપની પછવાડેના ભાગમાં ૭ **આજ્ઞાચક્ર** બે ભ્રમરની મધ્યમાં ૮ **અજરામરચક્ર** બ્રહ્મરંધ્રમાં.

યોગના પ્રકાર—[ ૧ ] હઠયોગ [ ૨ ] લયયોગ [ ૩ ] મંત્રયોગ [૪] રાજયોગ.

મુદ્રાઓ—મહામુદ્રા, મહાબંધ મુદ્રા, મહાવેધ મુદ્રા, ખેચરી મુદ્રા, ઉડ્ડીયાન મુદ્રા, મૂલબંધ મુદ્રા, જાલંધર મુદ્રા, વજ્રોલી મુદ્રા, યોનિ મુદ્રા, માતંગિની મુદ્રા વિગેરે.

# પાતંજલ યોગદર્શન.

## મંગલાચરણ.

### आर्या

श्रीगुरुचरणद्वंद्वं, वंदेऽहं मथितदुःसहद्वंद्वम् ॥
भ्रांतिग्रहोपशान्तिं, पांसुमयं यस्य भसितमातनुते ॥१॥
देशिकवरं दयालुं, वंदेऽहं निहतसकलसंदेहम् ॥
यश्चरणद्वयमद्वयमनुभवमुपदिशति तत्पदस्यार्थम् ॥२॥

( શ્રી શંકર )

૧–૨ અર્થ—શ્રીસદ્ગુરુનાં બે ચરણો–બે ચરણ કમળો, જે અસહ્ય એવા દ્વૈતના વિપર્યને [ઉપદેશદ્વારા] મથી નાંખે છે. એટલે જે ચરણ કમળો, અસહ્ય એવા અદ્વૈતનો નાશ કરે છે. તથા જેમની રજરૂપ ભસ્મ [વિભુતિ] ભ્રાંતિરૂપ ભૂતોનો [સંશયોનો] નાશ કરે છે. તે સદ્ગુરૂને હું પ્રણામ કરૂં છઉં. તેમના બંન્ને ચરણો તત્પદના અર્થરૂપ, અદ્વિતીય અનુભવનો ઉપદેશ કરે છે.

स्नातं तेन समस्ततीर्थसलिले, सर्वापि दत्तावनिर्-
यज्ञानां च सहस्रमिष्टमखिला, देवाश्च संपूजिताः ॥
संसाराच्च समुद्धृताः स्वपितरस्-त्रैलोक्यपूज्योऽप्यसौ ।
यस्य ब्रह्मविचारणे क्षणमपि, स्थैर्यं मनः प्राप्नुयात् ॥३॥
कुलं पवित्रं जननी कृतार्था, विश्वंभरा पुण्यवती च तेन ।
अपारसंवित्सुखसागरेऽस्मिं-ल्लीनं परे ब्रह्मणि यस्य चेतः ॥४॥
वेदेषु यज्ञेषु तपःसु चैव, दानेषु यत्पुण्यफलं प्रदिष्टम् ॥
अत्येति तत्सर्वमिदं विदित्वा, योगी परं स्थानमुपैति चाद्यम् ॥५॥
तपस्विभ्योऽधिको योगी, ज्ञानिभ्योऽपि मतोऽधिकः ॥
कर्मिभ्यश्चाधिको योगी, तस्माद्योगी भवार्जुन ॥६॥
आलोक्य सर्व शास्त्राणि, विचार्य च पुनः पुनः ।
इदमेकं सुनिष्पन्नं, योगशास्त्रं परं मतम् ॥७॥
अभ्यासेन स्थिरं चित्त-मभ्यासेनानिलच्युतिः ॥
अभ्यासेन परानंदो, ह्यभ्यासेनात्मदर्शनम् ॥ ८ ॥
इज्याचारदमाहिंसा-दानस्वाध्यायकर्मणाम् ॥
अयं तु परमो धर्मो , यद्योगेनात्मदर्शनम् ॥९॥

૩ અર્થ—( ચિત્તની સ્થિરતા કેટલી દુર્લભ છે, તે સંબંધી કહે છે ) જે મનુષ્યનું મન બ્રહ્મવિચારમાં એક ઘડીવાર પણ સ્થિરતા પામે છે, તેણે સકળ તિર્થના જળમાં સ્નાન કર્યું છે, ( કરી ચૂકયો છે–કર્યા બરાબર છે. ) તેણે સકળ પૃથ્વીનું દાન કર્યું છે, તેણે હજારો યજ્ઞો કર્યાં છે–સર્વ દેવોને સારી રીતે પૂજ્યા છે, અને પોતાના પિતૃઓનો ઉદ્ધાર પણ તેણેજ કર્યો છે. તે મનુષ્ય આ ત્રણ લોકમાં પૂજ્ય છે.

૪ અર્થ—જે મનુષ્યનું ચિત્ત અપાર જ્ઞાન અને આનંદના સાગરરૂપ પરબ્રહ્મમાં લીન થાય છે, તેનું કુળ પવિત્ર છે, તેની માતાને ધન્ય છે, અને તેનાથીજ પૃથ્વી પાવન થાય છે.

૫–૬ અર્થ—[ આ ગીતાના શ્લોકો છે ] વેદોમાં, યજ્ઞોમાં, તપોમાં, અને દાનોમાં–પુણ્યનું જે ફળ [ શાસ્ત્રોદ્વારા ] કહેવામાં આવ્યું છે. તે તમામ ફળને જાણીને–ફળના લાભાલાભને જોઇ લઇને, યોગી તેથી આગળ વધે છે. અને આદ્ય એવા શ્રેષ્ટ સ્થાનને–એટલે મોક્ષને–પામે છે (૬) તપસ્વીઓથી યોગી શ્રેષ્ટ છે, જ્ઞાનીઓથી યોગીને શ્રેષ્ટ માનેલો છે, અને કર્મકાંડમાં કુશળ બનેલા પુરૂષોથી પણ યોગી શ્રેષ્ટ છે; માટે હે અર્જુન તું યોગી થા. ૬

૭ અર્થ—સર્વ શાસ્ત્રો સારી રીતે ભણીને, અને તેમાં જે વાંચ્યું તેનો વારંવાર વિચાર કરીને, એટલું સિદ્ધ થાય છે કે—યોગ શાસ્ત્ર સૌથી શ્રેષ્ટ છે.

૮ અર્થ—અભ્યાસવડે ચિત્ત સ્થિર થાય છે, અભ્યાસવડે પ્રાણ ગતિરહિત થાય છે, અભ્યાસવડે બ્રહ્માનંદની પ્રાપ્તિ થાય છે અને અભ્યાસવડે જ પરમાત્માનું દર્શન થાય છે;

૯ અર્થ—યોગ કે જેનાથી આત્મદર્શન થાય છે, તે યોગ–યજ્ઞયાગાદિક, આચાર, દમ, અહિંસા, દાન, સ્વાધ્યાય અને કર્મ–એ સર્વ ધર્મો કરતાં શ્રેષ્ઠ છે.

# સાધનપાદ અથવા ક્રિયાયોગ.

[ નોંધ—સમાધિપાદ માટે હાલ યોગ્યતા નહીં હોવાથી, આ ગ્રન્થ સાધનપાદથી શરૂ કર્યો છે. સાધનપાદ પૂર્ણ કર્યા પછી, સમાધિપાદ શરૂ થશે. ]

યોગમાં પેસવાનાં સાધનો તથા યોગમાં પેસવાની ક્રિયાયો સંબંધી, આ અધ્યાયમાં સૂચનાઓ હોવાથી, આ અધ્યાયનું નામ સાધનપાદ અથવા ક્રિયાયોગ છે. સાધન વિના અથવા ક્રિયા વિના કાર્યસિદ્ધિ હોતી નથી; માટે મુમુક્ષુઓએ સાધનની પ્રાપ્તિ ખંતથી કરવી ઘટે છે.

જો રથના ઘોડા તોફાની હોય, લગામને પત કરતા ન હોય, અને સારથીને કબજે ન રહેતા હોય, તો જરૂર રથને ઉંધો પાડે, અને રથની અંદર બેઠેલા ધણીને નુકશાન કરે. આ નિયમાનુસાર ઇંદ્રિયોરૂપી ઘોડા, મનરૂપ લગામને પત ન કરે, અને બુદ્ધિરૂપી સારથીને આધીન ન રહે, તો જરૂર રથ ઉંધો પડે, જીવનું અકલ્યાણ થાય. જેમ સારથી ઘોડાને કેળવીને પોતાને આધીન કરે છે. તેમ બુદ્ધિ આ ક્રિયા યોગદ્વારા, ઇંદ્રિયો રૂપી ઘોડાને કેળવીને પોતાને આધીન કરે છે. ઇંદ્રિયો બુદ્ધિને આધિન થતાં, જીવનું કલ્યાણ થાય છે. વિશેષ ખુલાસા આગળ સૂત્રોમાં થશે.

**सूत्रं—तपःस्वाध्यायेश्वरप्रणिधानानि क्रियायोगः ॥ १ ॥**

૧ પદચ્છેદ—**तपश्च** ( તપ ) **स्वाध्यायश्च** ( વેદાદિ સદ્ગ્રન્થોનું સેવન ) **ईश्वर-प्रणिधानं** ( કરેલાં કર્મો ભગવાનને અર્પણ કરવાં તે ) **च तपः स्वाध्यायेश्वरप्रणिधानानि इति क्रियायोगः** ( એજ ક્રિયાયોગ અગર કર્મયોગ. )

અર્થ—તપ, બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થાય એવાં વેદાદિ સદ્ગ્રન્થોનું સેવન તથા કરેલા કર્મોમાં ફળની આસક્તિ ન રાખતાં. તે કર્મો ભગવાનને અર્પણ કરવાં, તેનું નામજ 'ક્રિયાયોગ' અગર 'કર્મયોગ' કહેવાય છે.

૧ વિવેચન—તપ—ઇંદ્રિયોને સ્વાધીન કરવા માટે જે દુઃખ પડે તે તપ. તપ વિના યોગ સિદ્ધ થઇ શકતો નથી. તપ વિના અંતઃકરણ શુદ્ધ થાય તેમ નથી. યોગને હરકત આવે એવું તપ કરવું નહીં. શ્રીકૃષ્ણ ગીતાના ૧૭ મા અધ્યાયમાં કહે છે કે—

देवद्विजगुरुप्राज्ञ-पूजनं शौचमार्जवम् ।
ब्रह्मचर्यमहिंसा च, शारीरं तप उच्यते ॥ १४ ॥
अनुद्वेगकरं वाक्यं, सत्यं प्रियहितं च यत् ।
स्वाध्यायाभ्यसनं चैव, वाङ्मयं तप उच्यते ॥ १५ ॥
मनःप्रसादः सौम्यत्वं, मौनमात्मविनिग्रहः ॥
भावसंशुद्धिरित्येतत् तपो मानसमुच्यते ॥ १६ ॥

**અર્થ**—તપ ત્રણ પ્રકારનાં છે. શરીરનું, વાણીનું અને મનનું. દેવ, બ્રાહ્મણ, ગુરૂ અને સજ્જન પુરૂષનું પૂજન કરવું, પવિત્રતા રાખવી, સરલતા, બ્રહ્મચર્ય અને અહિંસાનું પાલન કરવું, એ તમામ શરીરનું તપ છે. (૧૪) કોઇને ઉદ્વેગ ન થાય એવું, સત્ય અને પ્રિય લાગે એવુ, તથા હિત કરનારૂં વાક્ય બોલવું, તથા વેદોનો પાઠ કરવો, તે તમામ વાણીનું તપ છે. (૧૫) મનની પ્રસન્નતા, સૌમ્યપણું, મૌન, મનનો નિગ્રહ અને હૃદયની શુદ્ધિ એ તમામ મનનું તપ છે.

**श्रद्धया परया तप्तं, तपस्तत्त्रिविधं नरैः ॥**
**अफलाकांक्षिभिर्युक्तैः, सात्त्विकं परिचक्षते ॥ १७ ॥**

**सत्कारमानपूजार्थं, तपो दंभेन चैव यत् ॥**
**क्रियते तदिह प्रोक्तं, राजसं चलमध्रुवम् ॥ १८ ॥**

**मूढग्राहेणात्मनो यत्, पीडया क्रियते तपः ॥**
**परस्योत्सादनार्थं वा, तत्तामसमुदाहृतम् ॥ १९ ॥**

**અર્થ**—ફળની ઇચ્છા રહિત થઇને એકાગ્ર ચિત્ત રાખનારા પુરૂષોએ, શ્રદ્ધાવડે ઉપર જણાવેલું-મન, વાણી અને કાયાથી-કરેલું ત્રણ પ્રકારનું તપ. તે તપને વિદ્વાનોએ સાત્ત્વિક તપ કહ્યું છે. (૧૭) અને જે તપ સત્કાર માટે થાય છે, માન અને પૂજા માટે દંભે કરીને જે તપ કરાય છે, તે રાજસ તપ કહેવાય છે. આ તપનું ફળ આ લોકમાંજ મળે છે. આ તપ ચલાયમાન છે. (૧૮) (હવે ત્રીજા પ્રકારનું તામસ તપ કહે છે) જે તપ દુરાગ્રહ વડે પોતાના દેહાદિને પીડા કરીને કરાય છે, અથવા બીજા કોઇનું ભુંડું કરવાના હેતુથી કરાય છે, તે તપને વિદ્વાનોએ તામસ તપ કહેલું છે.

**तच्च चित्तप्रसादनम्** વિગેરેથી ભાષ્યકાર વેદ વ્યાસ કહે છે કે—જે તપ ચિત્તની પ્રસન્નતાનો હેતુ હોય, શરીર તથા ઇંદ્રિયોને પીડા કરનાર ન હોય, સકામ ન હોય, કોઇનું ભુડું કરવા માટે ન હોય તેમ તેમાં દંભ પણ ન હોય, તે તપ મોક્ષની ઇચ્છાવાળા મુમુક્ષુએ કરવા જેવું છે. ભોજનના સંબંધમાં **हितमितमेध्यभोजनं ॥ हितभोजनं** એટલે યોગનો વિરોધ કરે એવાં તામસી કડવાં, તીખાં, ખાટાં ભોજન કરવાં નહીં. પણ ઘઉં, ચોખા, ગાયનું દુધ, ઘી, મધ, મગ વિગેરેનું સેવન કરવું. **मितभोजनं** એટલે બહુ અહાર ન કરતાં ઉદરના બે ભાગ અન્નથી ભરવા, એક ભાગ જળથી અને એક ભાગ હવાના સંચાર માટે રાખવો. ભાણેથી થોડા ભૂખ્યા ઉઠવું એ મરદનું કામ છે. **मेध्यभोजनं** યજ્ઞ ક્રિયાઓમાં કામ આવે એવું પવિત્ર ભોજન કરવું. સ્કંધપુરાણમાં કહે છે કે **त्यजेत् कटवम्ललवणं क्षीरभोजी सदा भवेत्**-ખાટાં ખારાં ભોજન તજીને યોગીએ દુધનું પાન કરવું. '**तपसा अनाशकेन**' શ્રુતિથી સ્મૃતિઓમાં પ્રાયશ્ચિતાર્થે બતાવેલાં ચાંદ્રાયણાદિ અગર નિર્જલા ઉપવાસાદિ સખ્ત વ્રતો, રોગ અગર મરણનો ભય પેદા કરનારાં છે, માટે તે કરવાં નહીં. આ સંબંધમાં શ્રીકૃષ્ણ કહે છે તે સાંભળો. ગીતા અ. ૬

**नात्यश्नतस्तु योगोऽस्ति, न चैकांतमनश्नतः ॥**
**न चातिस्वप्नशीलस्य, जाग्रतो नैव चार्जुन ॥ १६ ॥**

**युक्ताहारविहारस्य, युक्तचेष्टस्य कर्मसु ॥**
**युक्तस्वप्नावबोधस्य, योगो भवति दुःखहा ॥ १७ ॥**

અર્થ—હે અર્જુન ! બહુ અહાર કરનારને, તેમ કેવળ ભૂખ્યા રહેનારને પણ યોગ સિદ્ધ થઇ શકતો નથી. આ પ્રમાણેજ ઘણા ઉંઘણસીને, તેમ બહુ જાગરણ કરનારને યોગ સિદ્ધ થઇ શકતો નથી. ( ૧૬ ) અહારવિહારમાં બરાબર નિયમીત રહેનારને, તથા પોતાના કામકાજમાંજ પણ નિયમીત રહી શકે છે. તથા જે ઉંઘવામાં અને જાગવામાં પણ જે બરાબર નિયમીત હોય છે, તે પુરૂષજ દુઃખને હરવાવાળા યોગને સિદ્ધ કરી શકે છે. તુલસીદાસજી કહે છે કે—ચોપાઇ.

જાકે નખ અરૂ જટા વિશાલા, સોઇ તાપસ પ્રસિદ્ધ કલિકાલા;

માટે 'તપ' શબ્દથી ગભરાશો નહીં.

**સ્વાધ્યાયઃ**—બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થાય, એવા સદ્ગ્રન્થો સાંભળવા અગર વાંચવા. કદિ વાદવિવાદ કરવો નહીં. વાદવિવાદથી કરેલી ચર્ચાઓથી ભરેલાં પુસ્તકો પણ વાંચવા નહીં. યોગમાં પ્રવેશ કરનાર પુરૂષ, વાદવિવાદ અને તર્કવિતર્કથી ધરાઇ ચૂકેલો હોવો જોઇએ. એટલે તેણે પોતાનો માર્ગ નક્કી કરેલો હોવો જોઇએ. વાંચવા સાંભળવાથી થાક લાગે, અગર વાંચવા સાંભળવાની સગવડ ન હોય, ત્યારે ઓંકારનો જપ અગર રામકૃષ્ણાદિનું નામ સ્મરણ કરવું. **स्वाध्यायाभ्यसनं चैव, वाङ्मयं तप उच्यते** ॥ ગી. અ. ૧૭ (૧૫) આ વાણીનું તપ છે. **गिराम् अस्मि एकम् अक्षरं** વાણીઓમાં

ૐકારરૂપ એક અક્ષર તે હું છઉં ). **यज्ञानाम् जपयज्ञोऽस्मि** । ( યજ્ઞોમાં, જપયજ્ઞ તે હું છઉં. ) [ ગીતા અ. ૧૦–૨૫. ] **श्रेयान् द्रव्यमयाद्यज्ञाज्, ज्ञानयज्ञः परंतप ॥** જે જે યજ્ઞો દ્રવ્યથી થાય છે, તેના કરતાં જ્ઞાનયજ્ઞ શ્રેષ્ટ છે.( ગીતા અ. ૪–૩૩. ) કળીયુગમાં આજ કરવું ઘટે છે. ( મોક્ષવાણી પાનું ૯૬, ચોપાઈ–

ઇહિ કલિકાલ ન સાધન દૂજા, યોગ યજ્ઞ જપ તપ વ્રત પૂજા.
રામહિ સુમિરિય ગાઇય રામહિં, સંતત સુનિય રામગુણ ગ્રામહિ ॥

દોહરો—પાનું. ૭૨.

બિનું સત્સંગ ન હરિકથા, તેહિ બિનુ મોહ ન ભાગ:
મોહ ગએ બિનુ રામપદ, હોઇ ન દ્રઢ અનુરાગ. સીયાવર૦

શાસ્ત્ર આ પ્રમાણે કહે છે, છતાં ચાર ધામ રખડીને આવનારા ઘણા હોય છે; પણ એક કલાક નિયમસર સ્વાધ્યાય–સદ્ગ્રન્થોને સાંભળનાર અગર વાંચનાર ઘણાજ ઓછા હોય છે. મંદિરોમાં કથા થતી હોય અને ત્યાં કદિ પુસ્તકાલય પણ હોય, પણ સ્વાધ્યાય માટે ઘડી પણ ખોટી થાય નહિં, [ માત્ર 'જે જે' કરતાં દર્શન કરવા વારંવાર દોડે. ] સ્વધ્યાય દર્શનનું વેરી નથી. સ્વાધ્યાય દર્શનમાં પ્રીતિ કરાવનાર છે: વિદ્યા ભણવી અને દરણું દળવું, એ બેઉમાં સરખી મહેનત છે. વિદ્યાની કસરત કરવાથી બુદ્ધિ ચપળ થાય છે. જ્ઞાન પ્રાપ્ત થાય છે. અને ઘંટીની કસરત કરવાથી શરીર આરોગ્ય થાય છે. છતાં મોજીલી બ્હેનો ઘંટી તાણવાની કસરતને પડી મેલી, સંચાનો કુચા જેવો લોટ ખાય છે, અને મોજીલા બ્રાહ્મણો તથા મંદિરના મોજીલા પૂજારીઓ,પુસ્તકનું સેવન પડયું મેલી,મોહમાં ઘેરાએલાં

-કામ, ક્રોધ, અને લોભથી કોહી ગએલાં, સ્ત્રી પુરૂષોનું સેવન કરે છે-તેમની ખુશામત કરે છે. પ્રભુ જગાડે તો જાગે એવી ઘોર નિદ્રામાં પડયા છે.

**ઈશ્વરપ્રણિધાન**—શ્રીકૃષ્ણ ગીતામાં ૯ મે અધ્યાયે કહે છે કે—

**यत्करोषि यदश्नासि, यज्जुहोषि ददासि यत् ।**
**यत्तपस्यसि कौन्तेय, तत्कुरुष्व मदर्पणम् ॥ २७ ॥**

( હે કુંતાના પુત્ર ! તું જે કાંઇ કરે છે, જે કાંઇ ખાય છે, જે કાંઇ હોમ કરે છે, જે કાંઇ દાન કરે છે. અને જે કાંઇ તપ કરે છે. તે તમામ મને અર્પણ કર. ) આગળ બીજા અધ્યાયમાં પણ કહ્યું છે કે—

**कर्मण्येवाधिकारस्ते, मा फलेषु कदाचन ॥**
**मा कर्मफलहेतुर्भूर्—मा ते संगोऽस्त्वकर्मणि ॥ ४७ ॥**

હે અર્જુન ! તારો કર્મમાં જ અધિકાર હો. કર્મનાં ફળમાં તારો અધિકાર ન હો. એટલે કર્મનાં ફળ લેવાની ઇચ્છા તને ન થાઓ. કર્મનાં ફળ ઉત્પન્ન કરવાની ઇચ્છા પણ ન થાઓ. કર્મ ન કરવાની ઇચ્છા પણ તને ન થાય. તાત્પર્ય શ્રીકૃષ્ણ કહે છે કે-કર્મ કરો પણ તેનાં ફળ મને અર્પણ કરો. ઋષિઓ પણ કહે છે કે-

**कामतोऽकामतो वाऽपि, यत् करोमि शुभाऽशुभं ।**
**तत्सर्वं त्वयि सन्यस्तं, त्वत्प्रयुक्तः करोम्यहम् ॥**

(ફલની ઇચ્છાથી અગર ફલની ઇચ્છા તજીને, હું જે કાંઇ શુભ અગર અશુભ કર્મ કરૂં છઉં, તે સઘળાં હે ઇશ્વર! હું આપને અર્પણ કરૂં છઉં. કારણ કે આપજ અંતર્યામિ છો અને આપની પ્રેરણાથીજ હું કાંઇ કરી શકું છઉં. મોક્ષની ઇચ્છા વાળા મુમુક્ષને, સકામ કર્મનાં ફળરૂપ સ્વર્ગની ઇચ્છા હોતી નથી. માત્ર કીર્તિ લેવા માટે, જેઓ કર્મ કરે છે, તેના કરતાં સ્વર્ગની પ્રાપ્તિ માટે જેઓ કર્મ કરે છે, તે ઠીક છે; અને સ્વર્ગની પ્રાપ્તિ માટે જેઓ કર્મ કરે છે તેના કરતાં મોક્ષની પ્રાપ્તિ માટે નિષ્કામ કર્મ કરે છે, તે સૌથી ઉત્તમ છે. સ્ત્રી પંડ મહેનત કરીને, બાર માસે પચાસ રૂપયા કમાતી હોય, અને તે પચાસ રૂપૈયા પોતાની પાસે રાખવાને બદલે, પોતાના ધણીને સોંપી દેતી હોય, તો ધણીની તેજુરી પણ સ્ત્રીની છે. કદિ તે રકમ પોતા પાસેજ રાખતી હોય, ધણીને સોંપતી ન હોય, તો ધણીની તેજુરી સ્ત્રીને હાથ રહી શકતી નથી. પિતા પુત્રનો પણ આવોજ સંબંધ છે, જીવ શિવનો પણ આવોજ સંબંધ છે.

**सूत्रं—(स हि क्रियायोगः) समाधिभावनार्थः क्लेशतनूकरणार्थश्च ॥२॥**

૨ પદચ્છેદ:—**स हि क्रियायोगः**-આ ક્રિયાયોગજ. **क्लेशानाम् तनूकरणाय इति क्लेशतनूकरणार्थः**-ધીમે ધીમે ક્લેશોના બળને કમી કરી આપનાર આ ક્રિયાયોગ છે. **समाधेः भावनायै इति समाधिभावनार्थः**-ક્લેશોના બળને કમી કરી આપ્યા પછી, સમાધિનો લાભ આપનાર પણ આ ક્રિયાયોગજ છે.

અર્થ—( ધીમે ધીમે-અભ્યાસદ્વારા ) ક્લેશોના બળને કમી કરી આપનાર, આ ક્રિયાયોગ છે. ક્લેશોના બળને કમી કરી આપ્યા પછી, સમાધિનો લાભ આપનાર-એટલે-સમાધિની સ્થિતિ સુધી પહોંચાડનાર પણ આ ક્રિયાયોગજ છે.

૨ વિવેચન—ક્રિયાયોગ સાથે જ્ઞાનની જરૂર છે કે નહીં, તે શંકાના નિવારણાર્થે ભાષ્યમાં કહ્યું છે કે—' **प्रतनूकृतान् क्लेशान् प्रसंख्यानाऽग्निना दग्धबीजकल्पान् अप्रसवधर्मिण: करिष्यन्ति** '—

ભાવાર્થ—ક્રિયાયોગ કલેશોને સૂક્ષ્મ કરી શકે છે,પણ ક્રિયાયોગ કલેશોનો સમૂળો નાશ કરી શકતો નથી. ક્રિયાયોગની સાથે જ્ઞાનની જરૂર છે. જ્ઞાન સૂક્ષ્મ થએલા કલેશોને દગ્ધબીજ–પુનર્જન્મ ન પામે–એવી સ્થિતિમાં મૂકે છે. જેમ આખું ઝાડ ચૂલામાં પેસી શકે નહીં–બાળવું કઠણ પડે, માટે તેને ચીરીને, તેના કકડા કરીને, તેને બાળીએ છીએ; તેમ બળવાન કલેશોને, સૂક્ષ્મ કરીને, પછી જ્ઞાનથી દગ્ધબીજ કરવામાં આવે છે. જેમ વાવેલો ચણો ઉગે નહીં, તેમ દગ્ધબીજ થએલો કલેશ દોષને પ્રગટાવી શકે નહીં. ડોળા જળને સ્વચ્છ કરવા માટે, તેમાં નાંખેલી નિર્મળી નામની દવા, જળને સ્વચ્છ કર્યા પછી, પોતે પણ જળમાં તળીએ બેસી જાય છે–અદશ્ય થાય છે, તેમ નિરોધ સંજ્ઞાવાળી અસંપ્રજ્ઞાત સમાધિમાં–જ્યાં સર્વનો લય છે ત્યાં–તે સ્થિતિમાં–આ જ્ઞાન પણ, કલેશોને દગ્ધબીજ કરીને, પોતે લય પામી જાય છે.

યોગમાં કયા કયા વિઘ્નો નડે છે તે હવે જણાવે છે.

**सूत्रं—अविद्याऽस्मितारागद्वेषाभिनिवेशाः पञ्चक्लेशाः ॥ ३ ॥**

૩ પદચ્છેદઃ—**अविद्या**–અજ્ઞાન. **च अस्मिता**–જે તે નથી તે તેને માનવું, એવી ઉલટી સમજણનું નામ અસ્મિતા–વિશેષ ખુલાસો આગળ છઠ્ઠા સુત્રમાં થશે. **च रागश्च**–રાગ–પ્રીતિ **द्वेषश्च**–દ્વેષ **अभिनिवेशश्च**–મરણનો ભય **अविद्याऽस्मितारागद्वेषाभिनिवेशाः इति पञ्चक्लेशाः**–એ પાંચ કલેશો છે.

અર્થ—અવિદ્યા, અસ્મિતા ( અવળી સમજણ ), રાગ, દ્વેષ અને મરણનો ભય, આ પાંચ કલેશો કહેવાય છે.

૩ વિવેચન—કલેશોનું બીજું નામ ' વિપર્યય ' પણ છે. વિપર્યજ્ઞાન, મિથ્યાજ્ઞાન અને અવિદ્યા એ ત્રણેનો એકજ અર્થ છે. અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ એ ચારે પણ અવિદ્યા મુલક હોવાથી, એટલે–અવિદ્યા તે ચારેની માતા હોવાથી, વિપર્યય–મિથ્યાજ્ઞાન સ્વરૂપ જ ગણાય છે; એટલા માટે જ '**क्लेशा इति पंच विपर्य्यया:** ' એવું ભાષ્યકર આ સૂત્ર નીચે કહે છે. પ્રસુપ્ત, તનુ, વિચ્છિન્ન અને ઉદાર એવી ચાર સ્થિતિ દરેક કલેશ ભોગવે છે, ' એવું આગળ ચોથા સૂત્રમાં કહે છે. દરેક કલેશો આવી ચાર સ્થિતિમાં જતા આવતા હોવાથી, તે '**स्यंदमानाः गुणाधिकारं द्रढयन्ति** ' વિગેરેથી ભાષ્યકાર કહે છે કે–આ કલેશોમાં પ્રકૃતિના ગુણોની ભેળસેળ થાય છે. પ્રકૃતિના ગુણોની ભેળસેળ કલેશોમાં હોવાથી, કલેશો સંસારનું કારણ છે. એટલે–અવિદ્યાથી રાગ અગર દ્વેષ પ્રગટે, રાગદ્વેષથી કર્મમાં પ્રીતિ થાય, કર્મથી જન્મ, જન્મથી ફરી કલેશ, કલેશથી ફરી કર્મ–એ પ્રમાણે સંસાર ચક્ર ચાલ્યા કરે છે. ત્રણે ગુણો એક સમાન રહે ત્યાં સુધી તો ઠીક, પણ તે ગુણો ન્યૂનાધિક થતાં સૃષ્ટિ ઉત્પન્ન થાય, એવો સૃષ્ટિક્રમનો નિયમ છે. હવે આ વાતને વધારે સ્પષ્ટ કરીને કહીએ તો કહેવાય કે–આત્મા તો નિત્ય આનંદ સ્વરૂપ છે.

અવિદ્યાનો નાશ થાય તો આત્માનું સત્ય સ્વરૂપ સમજાય. આત્માનું દુઃખ એ કેવળ ભ્રમ છે, એવી ખાત્રી અવિદ્યા નાશ પામે ત્યારેજ થાય.

( હવે કલેશોની જન્મભૂમિ બતાવે છે અને કલેશોના પ્રકાર જણાવે છે. )

**સૂત્રં—अविद्या क्षेत्रमुत्तरेषां प्रसुप्ततनुविच्छिन्नोदाराणाम् ॥ ४ ॥**

૪ પદચ્છેદ—**प्रसुप्ततनुविच्छिन्नोदाराणाम्**-પ્રસુપ્ત, તનુ, વિચ્છિન્ન અને ઉદાર એવા ચાર પ્રકારના **उत्तरेषां**-છેલ્લા ચાર **क्लेशानाम्**-કલેશોનું **अविद्या क्षेत्रम्**-અવિદ્યા ક્ષેત્ર છે.

**અર્થ—દરેક કલેશ પ્રસુપ્ત, તનુ, વિચ્છિન્ન અને ઉદાર એવા ચાર પ્રકારનો છે. છેલ્લા ચાર કલેશોનું અવિદ્યા ક્ષેત્ર છે [ એટલે—અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેષ, જે ત્રીજા સૂત્રમાં જણાવેલા પાંચ કલેશોમાંના છેલ્લા ચાર છે. તે ચારે કલેશો—દરેક—પ્રસુપ્ત, તનુ, વિચ્છિન્ન અને ઉદાર એવા ચાર પ્રકારના છે, અને તેઓનું ઉત્પત્તિ સ્થાન અવિદ્યા છે. ]**

૪ વિવેચન—પ્રસુપ્ત, તન, વિચ્છિન્ન અને ઉદાર એ ચાર અવસ્થા દરેક કલેશની છે. તે અવસ્થાઓના સ્વરૂપ સંબંધી હવે વિચાર કરીએ.

**પ્રસુપ્ત**—પ્રસુપ્ત એટલે સુતેલો. સુતેલો માણસ ક્રિયાહીન થઈને પડયો રહે છે; અને ઉઠે છે ત્યારે કામે લાગે છે. પૃથ્વીમાં પડી રહેલું બીજ, જળ મળતાં અંકુરીત થાય છે; તેમ યોગીઓના ચિત્તમાં પડી રહેલા કલેશો, અનુકુળ પ્રસંગ પ્રાપ્ત થતાં, પ્રગટી નીકળે છે. શેકેલું બીજ ગમે તે ઉપાયે અંકુરીત થતું નથી, તેમ પ્રસુપ્ત અવસ્થામાં રહેલા કલેશોને જ્ઞાનદ્વારા દગ્ધબીજ કર્યા પછી, તે કલેશો પણ બળેલા બીજની માફક દેખાય ખરા, પણ ક્રિયા કરી શકતા નથી. ( **વિવેકખ્યાતિ** એટલે પુરૂષ પ્રકૃતિનું જ્ઞાન. ) પુરૂષપ્રકૃતિના જ્ઞાનનો ઉદય થયા પહેલાં, કલેશોનો સમૂળો નાશ થવો સંભવીત નથી. વિદેહલય અને પ્રકૃતિલય એવા બે પ્રકારના યોગીઓ હોય છે. તે સંબંધી આગળ સમાધિપાદના ૧૯ મા સૂત્રમાં વિશેષ ખુલાસો આવશે. હાલ એટલુંજ જાણો કે—વિદેહલય અને પ્રકૃતિલય-બેઉ પ્રકારના યોગીઓમાં કલેશો પ્રસુપ્ત હોય છે, પણ વિવેક ખ્યાતિના ઉદયને અભાવે-જ્ઞાનના ઉદયને અભાવે-તે કલેશો દગ્ધબીજ હોતા નથી. **सतां क्लेशानां तदा बीजसामर्थ्यं दग्धं इति विषयस्य संमुखीभावेऽपि सति एषां प्रबोधः न भवति—**

સાર—દગ્ધબીજ અને પ્રસુપ્ત કલેશોમાં એટલો મહાન્ ભેદ છે કે-**दग्धबीजस्य कुतः प्ररोहः ॥-દગ્ધબીજ** કલેશો અનુકુળ પ્રસંગ મળે, તોપણ ક્રિયા કરી શકતા નથી, અને **પ્રસુપ્ત** કલેશો, અનુકુળ પ્રસંગ મળતાં તુરત ક્રિયાવાન્ થઇ જાય છે. જે યોગીનાં કલેશો દગ્ધબીજ થયા હોય છે તે યોગી-**ક્ષીણ, કલેશવાળો, કુશળ** અને **ચરમ** દેહવાળો કહેવાય છે. ( ચરમ દેહવાળો એટલે છેલ્લા દેહવાળો ) ક્ષીણ કલેશ નામની કલેશોની પાંચમી અવસ્થા છે એતું સાથે સાથે સમજી લેવું.

તનુ--તનુ-એટલે થોડું પગર નાનું '**प्रतिपक्षभावनोपहताः क्लेशास्तनव उच्यंते**' વિગેરેથી ભાષ્કાર કહે છે કે-તપ, સ્વાધ્યાય વિગેરે ક્રિયાયોગનાં જે જે સાધનો

છે, તે તમામ સાધનો ક્લેશોના બળને ક્ષીણ કરનારાં છે, તે સાધનોદ્વારા ક્લેશો, સૂક્ષ્મ અગર તનુ થઈ જાય છે. આવી રીતે **તનુ થએલા ક્લેશોને** જ્ઞાનદ્વારા દગ્ધબીજ કરવાની ક્રિયા બાકી રહે છે, તે વાત ભૂલવી નહીં.

વિચ્છિન્ન—ઘરમાં બીલાડી હોય ત્યાં સુધી, ઉંદર ફરકી શકે નહીં, ચોર ચોરી કરવા આવ્યો હોય, પણ આપણી હરફર હોય, ત્યાં સુધી ચોરને ગુપચૂપ બેસી રહેવું પડે, તેમ અમુક બાબત હોય, ત્યાં સુધી અમુક ક્લેશ ગુપચૂપ પડી રહે, બળ કરી શકે નહીં. આ સ્થિતિનું નામ વિચ્છિન્ન સ્થિતિ કહેવાય. આ વિચ્છિન્નતા નાના મોટા પ્રમાણમાં હોઇ શકે. બીજી જાણવા જેવી એ બાબત છે કે-પાંચે ક્લેશો એક સાથે, એકજ સ્થિતિમાં હોતા નથી. કોઈ પ્રસુપ્ત હોય તો કોઇ તનુ હોય, અને કોઇ ઉદાર હોય વિગેરે.

ઉદાર—પોતાના વિષયમાં પૂર્ણતાથી પ્રકાશે-એટલે ક્રિયાવાન્ થાય, તે સ્થિતિ ક્લેશોની ઉદારાવસ્થા ગણાય છે. **सर्व एवैते क्लेशविषयत्वं न अतिक्रामन्ति** વિગેરે વાક્યથી ભાષ્યકાર જણાવે છે કે-આ ચારે અવસ્થાઓ ક્લેશના વિશેષણરૂપ છે-એટલે તેમાં થોડો ઘણો ક્લેશ હોય છે. એટલે-એકે અવસ્થા ક્લેશરહિત હોતી નથી. ક્લેશોનું મૂળ અવિદ્યા છે તે પણ યાદ રાખવું. બીજી એ વાત જાણવા જેવી છે કે-પ્રસુપ્ત-તનુ અને વિચ્છિન્ન ત્રણે અવસ્થા અનુકુળતા મળતાં ઉદાર થઇ શકે છે, અને ઉદાર અવસ્થા-પ્રતિકુળતા મળતાં, પ્રસુપ્ત-તનુ અને વિચ્છિન્ન અવસ્થાને પ્રાપ્ત કરી શકે છે. એક વિદ્વાન કહે છે કે—

**प्रसुप्तास्तत्त्वलीनानां, तन्ववस्थाश्च योगिनाम् ।**
**विच्छिन्नोदाररूपाश्च, क्लेशा विषयसंगिनाम् ॥**

અર્થ—વિદેહ અને પ્રકૃતિ લય યોગીઓના ક્લેશો પ્રસુપ્ત-ઉંઘેલા-હોય છે. ક્રિયાયોગનું અનુષ્ઠાન કરનારા યોગીઓના ક્લેશો તનુ [ ક્ષીણ-દુર્બળ ] હોય છે, અને વિષયાસક્ત પુરૂષોના ક્લેશો ઉદાર-ક્રિયામાં તત્પર-હોય છે.

[ હવે પાંચથી નવ સુધીના સૂત્રોમાં, ઉપર ત્રીજા સૂત્રમાં જણાવેલા, પાંચે ક્લેશોની જુદી જુદી વ્યાખ્યાઓ આપે છે. ]

**सूत्रं—अनित्याऽशुचिदुःखाऽनात्मसु नित्यशुचिसुखाऽऽत्मख्यातिरविद्या ॥५॥**

૫ પદચ્છેદ—**अनित्यं**-નાશવંત **च अशुचि**-અપવિત્ર **च दुःखं**-દુઃખરૂપ **च अनात्मा**-જડ **च अनित्याऽशुचिदुःखाऽनात्मानः, तेषु अनित्याशुचिदुःखाऽनात्मसु. नित्यं**-અમર **च शुचि**-પવિત્ર **च सुखं**-સુખરૂપ **च आत्मा**-ચૈતન્ય **च नित्यशुचिसुखाऽऽत्मानः इति ख्यातिः**-જ્ઞાન. **सा अविद्या**-અજ્ઞાન. **न विद्या सा अविद्या**-ઉલટી સમજણ.

અર્થ—જે અનિત્ય છે, અપવિત્ર છે, દુઃખરૂપ છે, અને જડ છે; તેમાં અનુક્રમે નિત્યપણાનું, પવિત્રપણાનું; સુખનું તથા ચૈતન્યપણાનું જે ભાન થાય, તે જ્ઞાનનું નામ અવિદ્યા.

૫ વિવેચન—(૧) અનિત્યપણું-દેહ તથા દેહની પાછળ રહેલાં સ્ત્રીપુત્રાદિક નાશવંત છે-

અનિત્ય છે, છતાં તેમાં નિત્યત્વ ભાસે તે અવિદ્યાનો પ્રથમ દોષ. સ્વર્ગાદિ અનિત્ય છે, તેને નિત્ય માની, તેને માટે પ્રયત્ન થાય, તે પણ અવિદ્યાનો પ્રથમ દોષ.

૨. અશુચિપણું-વિદ્વાન્ કહે છે કે—

**स्थानाद् बीजादुपष्टंभान-निष्पन्दान्निधनादपि ।**
**कायमाधेयशौचत्वात-पंडिता ह्यशुचिं विदुः ॥**

અર્થ—જીવનું ઉત્પત્તિ સ્થાન-મળમુત્રથી લીંપાએલું સ્ત્રીનું ઉદર, ઉપાદાન કારણ પિતાનું વીર્ય અને માતાનું રજ (રૂધીર), ખાધેલા પીધેલા પદાર્થોના રસથી આ શરીર મોટું થાય છે અને ટકી રહે છે. વળી શરીરમાંથી મળ કાઢી નાંખવાની જ્યાં ત્યાં ખાળો ગોઠવી છે, તેથી તે તે દ્વારોથી મળ ટપકયા કરે છે. તે ઉપરાંત શરીર મરણને આધિન છે-ક્ષણભંગુર છે-ક્યારે તેનો વિયોગ થશે તેની ખબર પડતી નથી. વળી પોતે ગંધયુક્ત નથી માટે ચંદન, કેસર, કસ્તુરીના લેપથી શરીરને સુગંધીવાળું કરવું પડે છે. તેથી પંડિતો શરીરને અપવિત્ર કહે છે.

શરીરની આવી સ્થિતિ છે છતાં, કવિઓ અને કામીઓ શરીરના અથાગ વખાણ કરે છે, તે પણ અવિદ્યા છે. ( શરીરદ્વારા સત્કર્મ થાય, અને શ્રીકૃષ્ણ ભજાય, તેજ તેનો સાચો લાભ છે-તેજ નફા ખાતું-બાકી તમામ ધસારા ખાતું. )

૩. દુઃખ-વિષયસુખ દુઃખરૂપ છે, છતાં તેને સુખરૂપ માનવું તે પણ અવિદ્યા.ધર્મકાર્યમાં વપરાય તેજ ધન સુખરૂપ, બાકી તમામ ધન દુઃખરૂપ છે-છતાં તમામ ધન સુખરૂપ મનાય, તે પણ અવિદ્યા. બે ચાર બાળક ઘરમાં હોય તે તો ઠીક, પણ જથ્થાબંધ બાળકોને ઘરમાં દેખી રાજી થવું, તેપણ દુઃખને સુખ માનવા જેવું છે-તે પણ અવિદ્યા છે. બુઢ્ઢાને પરણવા જવું, તે પણ દુઃખને સુખ માનવા રૂપ અવિદ્યા છે.

૪. જડતા-દેહ અનાત્મ છે તેને આત્મસ્વરૂપ માનવો, તે અવિદ્યા છે.દેહના સુખે સુખી થવું, અને દેહના દુઃખે દુઃખી થવું, તે અવિદ્યા છે.

**'एषा चतुष्पदा अविद्या अस्य क्लेशसंतानस्य च सविपाकस्य मूलम् भवति इति '** વિગેરેથી ભાષ્યકાર કહે છે કે—આ ચાર પ્રકારની અવિદ્યાજ, રાગદ્વેષાદિ ક્લેશના પ્રવાહનું, તથા રાગદ્વેષથી ઉત્પન્ન થતા ધર્મ અને અધર્મનું, અને ધર્મ તથા અધર્મમાંથી પરિણામ પામતા સુખ દુઃખનું મૂળ કારણ છે.

અવિદ્યા સંબંધી ઘણે ઠેકાણે, ઘણાં લાંબા-ટુંકા વિવેચન છે. વિવેકચૂડામણિમાં શ્રીશંકર ૧૦૮ થી ૧૧૨ શ્લોકોમાં કહેશે, તે બરાબર સાંભળજો. હવે આગળ વધીએ.

હવે 'અસ્મિતા 'ની વ્યાખ્યા આપે છે.

**सूत्रं—दृग्दर्शनशक्त्योरेकात्मतेवाऽस्मिता ॥ ६ ॥**

૬ પદચ્છેદ—**दृग्दर्शनशक्त्योः**-દેખનારની શક્તિ અને દર્શનશક્તિ **एकात्मता इव** જાણે અભિન્ન હોય, એવી જે સમજણ તેનું નામ **अस्मिता**-અસ્મિતા નામનો ક્લેશ.

અર્થ—દેખનારની શક્તિ, અને દર્શનશક્તિ, એ બેઉ જુદી જુદી શક્તિઓ છે, છતાં તે બેઉ, જાણે એકજ શક્તિ હોય-એવી જે સમજણ-એવું જે જ્ઞાનતે જ્ઞાનનું નામ ' અસ્મિતા સમજવું.

૬ વિવેચન—**दृग्दर्शनविवेक** યથાર્થ સમજાવવા માટે, શ્રીઆદ્ય શંકરાચાર્યજીએ '**श्रीवाक्यसुधा**' નામનો ૪૩ શ્લોકનો એક ગ્રન્થ લખ્યો છે. તેનો પ્રથમ શ્લોક આપું, તો આ વિષયમાં વિશેષ સમજણ પડશે.

**रूपं दृश्यं लोचनं दृक्, तत् दृश्यं द्रष्टृ मानसम् ॥**
**दृश्या धीवृत्तयः साक्षी, दृगेव न तु दृश्यते ॥ १ ॥**

અર્થ—[ **दृश्यं** એટલે દેખાય છે તે-જોવાનો પદાર્થ. **दृक्** એટલે જોનાર—સાક્ષી. પ્રથમ રૂપ દશ્ય છે, અને તે રૂપને જોનાર આંખ **दृक्** છે. આગળ વિચાર કરતાં તે આંખ દશ્ય છે, અને તે આંખને જોનાર મન **दृ** અથવા દ્રષ્ટા છે. હજી આગળ વિચારતાં તે મનની અગર બુદ્ધિની વૃત્તિઓ દશ્ય છે, અને તે વૃત્તિઓને જોનાર આત્મા **दृक्** અગર સાક્ષી છે. આ છેલ્લો **दृक्** અગર સાક્ષી ( આત્મા ) કદી દશ્ય થતો નથી—સદા સાક્ષી રૂપેજ રહે છે.

'**पुरुषो दृक्शक्तिः, बुद्धिः दर्शनशक्तिः**' વિગેરે શબ્દોથી, ભાષ્યકાર વેદવ્યાસ જણાવે છે કે-'દૃક્શક્તિ' એ પુરૂષ છે-તે સઘળાનો દ્રષ્ટા છે. તે પુરૂષ નિત્ય છે-પવિત્ર છે-શુદ્ધ સ્વરૂપ છે-અને અમર છે. સંકલ્પ વિકલ્પ કરનારૂં જે મન, નિશ્ચયાત્મિકા બુદ્ધિ, ચિત્ત અને ઇંદ્રિયો, એ ચાર સાધનોનો ઉપયોગ, બાહ્ય જગત્ જોવા તથા અનુભવવા માટે આત્મા કરે છે. અને 'દર્શનશક્તિ' તે બુદ્ધિ છે. કારણકે તે વિષયાકાર બનીને વિષય રૂપને પામે છે. આ બેઉ શક્તિ એક બીજાથી તદ્દન અલગ છે, છતાં અવિદ્યાના બળથી જ્યારે તે બેઉ શક્તિ એક રૂપ જણાય, ત્યારે તે ક્લેશનું નામ **અસ્મિતા** ગણાય છે. 'છે નહીં, પણ જાણે હોય' એવો ભાવ સૂચવવાના હેતુથી, સૂત્રમાં '**इव**' શબ્દ મૂકયો જણાય છે. પોતે સૌથી ન્યારો તથા સૌથી સ્વતંત્ર છે, છતાં 'હું સુખી છઉં-હું દુઃખી છઉં' વિગેરે વચનો અસ્મિતાના બળથી બોલાય છે. '**भोक्तृभोग्यशक्त्योरत्यंतविभक्तयोरत्यंताऽसंकीर्णयोरविभागप्राप्ताविव सत्यां भोगः कल्पते**' ઇત્યાદિ વચનોથી ભાષ્યકાર કહે છે કે-**भोक्ता**-ભોગવનાર એ પુરૂષ છે. **भोक्तृशक्तिः** પુરૂષની શક્તિ છે. **भोग्यं** એ બુદ્ધિ છે: અને **भोग्यशक्तिः** એ બુદ્ધિની શક્તિ છે. આ બુદ્ધિશક્તિ અવિવેકથી જીવને બંધન કરે, અને વિવેકથી જીવને મોક્ષરૂપ થાય છે. આ બેઉ શક્તિઓ તદ્દન જુદી જુદી છે, છતાં અસ્મિતા હોવાથી-'હું ખાઉં છઉં-હું ભોગવું છઉં' એવું પુરૂષ માને છે.

પંચશિખાચાર્ય નામના વિદ્વાન્ પણ '**बुद्धितः परं पुरुषं आकारशीलविद्यादिभिर् विभक्तं अपश्यन् कुर्यात् तत्र** (બુદ્ધિમાં) **आत्मबुद्धिं मोहेन.**' વિગેરે ટીકાથી જણાવે છે કે-મોહથી અસ્મિતા થાય, જ્ઞાનથી અસ્મિતારૂપી અજ્ઞાનનો નાશ થાય છે. અસ્મિતાનો નાશ થતાં સ્વસ્વરૂપનું ભાન થાય છે—આત્મસાક્ષાત્કાર થાય છે. આકાર (સ્વરૂપ), શીલ (સ્વભાવ), અને વિદ્યા (શક્તિ)-આ ત્રણે બાબતમાં, આત્મા અને બુદ્ધિ તદ્દન જુદાં જુદાં છે-છતાં અસ્મિતાથી, આત્મા અને બુદ્ધિ અગર ભોક્તા અને ભોગ્ય બેઉ શક્તિ એકરૂપ જણાય છે. વેદાંતમાં 'ચિત્‌ની જડતારૂપી અવિવેક' અથવા 'ચિત્ જડગ્રન્થિ' એવા નામથી અસ્મિતા ઓળખાય છે.

**भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः ॥**
**क्षीयन्ते चास्य कर्माणि, तस्मिन् दृष्टे पराऽवरे ॥ ८ ॥**

શ્રીમદ્ ભાગવત ૧—૨—૨૧

મુંડક ઉપનિષદ્‌માં બીજા મુંડકના બીજા ખંડનો આ મંત્ર છે. આ શ્રુતિમાં અસ્મિતાને 'હૃદયગ્રંથિ' કહી છે. [ અર્થ—સાક્ષાત્કાર થતાં હૃદયની ગાંઠ-અજ્ઞાનરૂપી ગાંઠ-કપાઈ જાય છે. સર્વ સંશયો છેદાઈ જાય છે. અને દેહારંભક પ્રારબ્ધકર્મ સિવાય તમામ સંચિત અને આગામિ કર્મોનો નાશ થાય છે. ]

અસ્મિતાથી આગળ વધતાં રાગદ્વેષ થાય છે તેનાં લક્ષણો હવે બતાવે છે.

## सूत्रं—सुखाऽनुशयी रागः ॥ ७ ॥

પદચ્છેદ:—**सुखं अनु**—સુખ ભોગવ્યા પછી ભોગવેલા સુખનો થએલો સંસ્કાર. **शेते**-રહે છે **इति रागः**-તેનું નામ રાગ.

**અર્થ—સુખ ભોગવ્યા પછી, ભોગવેલા સુખનો થએલો અનુભવ અગર સંસ્કાર, અંતઃકરણમાં પડી રહે છે: આ સંસ્કારનું નામ રાગ, અથવા-અનુભવેલા તરફ પ્રીતિની જે લાગણી, તે લાગણીનું નામ રાગ. Attachment is that which dwells on pleasure-enjoyment.**

વિવેચન—સુખનો સંસ્કાર અગર સુખનો અનુભવ. તેથી ઉત્પન્ન થતી ચિત્તની જે વૃત્તિ, તે વૃત્તિનું નામ રાગ. જે પ્રાણી પદાર્થ આપણને ગમે છે, તે તરફ આપણા મનનો પ્રવાહ વહે છે. મનના આ પ્રવાહનું નામ અગર ચિત્તની આ વૃત્તિનું નામ રાગ. ગર્ધ, તૃષ્ણા, લોભ, રાગ, ચાહના એક જ અર્થ સૂચવે છે. અસ્મિતા અગર અવિવેકથી જ રાગદ્વેષ ઉત્પન્ન થાય છે. સુખને પ્રાપ્ત કરવા પ્રયત્ન થાય છે. રાગ બે પ્રકારનો-ભૂતકાળમાં ભોગવેલા સુખનો અને વર્તમાનકાળમાં ભોગવાતા સુખનો રાગ. ભોગવાતા સુખનો રાગ તે સ્વાભાવિક રાગ છે.

## सूत्रं—दुःखाऽनुशयी द्वेषः ॥ ८ ॥

પદચ્છેદ:—**दुःखं अनु**-દુઃખ ભોગવ્યા પછી. ભોગવેલા દુઃખથી થએલો સંસ્કાર. **शेते**-રહે છે **इति द्वेषः**-તે સંસ્કારનું નામ દ્વેષ.

**અર્થ—દુઃખ ભોગવ્યા પછી, ભોગવેલા દુઃખથી થએલો અનુભવ અગર સંસ્કાર, અંતઃકરણમાં પડી રહે છે, તે સંસ્કારનું નામ દ્વેષ, અથવા અનુભવેલા તરફ અપ્રીતિની જે લાગણી, તે લાગણીનું નામ દ્વેષ. Aversion is that which dwells on pain or misery.**

વિવેચન—જે પ્રાણી પદાર્થ આપણને ગમતા નથી, તે તરફ આપણને અભાવ થાય છે. મનના આ અભાવવાળા પ્રવાહનું નામ દ્વેષ. દુઃખનો સંસ્કાર અગર દુઃખનો અનુભવ તેનું નામ દ્વેષ. મન્યુ ( અભિમાન ), જીઘાંસા ( મારી નાંખવાની ઇચ્છા ), ક્રોધ

અને દ્વેષ એકજ અર્થ સૂચવે છે. દ્વેષ બે પ્રકારનો છે. ભૂતકાળમાં ભોગવેલાં દુઃખનો દ્વેષ અને વર્તમાનકાળમાં ભોગવાતાં દુઃખનો દ્વેષ. ભોગવાતાં દુઃખનો દ્વેષ, સામાન્ય દ્વેષ છે.

## सूत्र—स्वरसवाही विदुषोऽपि तथाऽऽरूढोऽभिनिवेशः ॥ ९ ॥

પદચ્છેદઃ—[**स्वरसेन वहति इति एव शीलः स्वरसवाही**–રસ એટલે વાસના. સ્વરસ એટલે પોતાની વાસના. **वाही** એટલે વહેનાર અગર ચાલુ. વાસનાના બળથી સ્વભાવસિદ્ધ.] **तथा आरूढः**–મૂર્ખને મરણભય થાય છે તે પ્રમાણેજ **विदुषः अपि**–વિદ્વાનને પણ **स्वरसवाही अभिनिवेशः**–વાસનાના બળથી સ્વભાવસિદ્ધ થએલો મરણભય હોય છે. The clinging to life flows through its own nature.

અર્થ—વાસનાના બળથી સ્વભાવસિદ્ધ થએલો મરણનો ભય, જેવી રીતે મૂર્ખને હોય છે, તેવીજ રીતે વિદ્વાનને પણ હોય છે. વિદ્વાન્ પણ મરણથી ડરે છે.

વિવેચન—**सर्वस्य प्राणिनः इयमात्माशीर् नित्या भवति–'मा न भूवं भूयासम् इति'** ઇત્યાદિ વચનોથી ભાષ્યકાર જણાવે છે કે 'મારું મરણ કદિ ન થાય, અને હું સદા જીવતોજ રહું' એવી ઇચ્છા પ્રાણીમાત્રને હોય છે. પૂર્વજન્મમાં મરણનો ભય અનુભવેલો હોવાથી, આ જન્મમાં તે ભય ચાલુ રહે છે. તેટલા માટેજ **अभिनिवेश** ને **स्वरसवाही** એવું વિશેષણ આપ્યું છે. માકડ જેવા કીડા પણ મરણના ભયથી નાસે છે. તત્કાળ જન્મેલાં બાળકો પણ મરણ ભયથી ધ્રુજે છે. બાળકને અથવા કીડાને શાસ્ત્ર કોઇએ સંભળાવ્યું નથી, અગર તેઓએ કોઇનાં મરણનાં દુઃખ નજરે જોયાં નથી, છતાં ભય લાગે છે, માટે તે પૂર્વજન્મ સ્મૃતિનું ભાન કરાવે છે. તેથીજ મરણ ભયને સ્વરસવાહી વિશેષણ આપ્યું છે.

'**विद्वान् न बिभेति कदाचन** અથવા **कुतश्चित**' 'બ્રહ્મજ્ઞાની પુરૂષ કદિ ભય પામતો નથી,' એવું તૈત્તિરીય ઉપનિષદ્‌માં લખે છે, છતાં અહીં આ સૂત્રમાં '**विदुषः अपि**–વિદ્વાનને પણ મરણ ભય છે'–એમ શા કારણથી કહ્યું? એવી શંકા થાય, તો યાદ રાખવું કે–'**न संप्रज्ञातवान् विद्वान् अपि तु** (પણ) **श्रुताऽनुमानविवेकी**' (વાચસ્પતિ મિશ્ર)–'વિદ્વાન્' શબ્દથી સંપ્રજ્ઞાત યોગી, વિવેકી અથવા જ્ઞાની ન સમજવા, પણ શાસ્ત્ર અને અનુમાન દ્વારા–માત્ર શાસ્ત્રો ભણીને–હુશીયાર થયા છે તેજ લેવા. વિજ્ઞાનભિક્ષુ કહે છે કે–'સંસ્કારો બળવાન્ હોવાથી, જ્ઞાનીને પણ–યોગીને પણ–મરણનો ભય હોય છે.' પણ તે સંબંધમાં **तज्जः संस्कारः अन्यसंस्कारप्रतिबंधी**' એવું સમાધિ પ્રકરણનું ૫૦ મું સૂત્ર છે. આ સૂત્રનો એવો અર્થ થાય છે કે–'સમાધિથી પ્રાપ્ત થએલો સંસ્કાર, પૂર્વના બીજા તમામ સંસ્કારોનો નાશ કરે છે.' એટલે–સમાધિ સુધી પહોંચેલા જ્ઞાની પુરૂષના ચિત્તમાં, પૂર્વ જન્મમાં થએલા મરણના સંસ્કારની હૈયાતી બીલકુલ હોતી નથી.

પશુ પક્ષીઓમાં પણ પૂર્વ જન્મના સંસ્કાર દેખાઇ આવે છે. મરઘીનાં બચ્ચાં ઇંડામાંથી નીકળે છે કે તુરત ખોરાક વીણી ખાવા દોડે છે. બતકના ઈંડા મરઘીએ સેવ્યાં હોય તોપણ, ઈંડાંમાંથી બહાર નીકળતાં બતકનાં બચ્ચાં પાણી તરફ દોડે છે.

દરેક સંસ્કાર અગર અનુભવ નવીન હોય ત્યાં સુધી તે બુદ્ધિપૂર્વક કરાય છે. પછી

તે જ્ઞાન સ્વાભાવિક થઇ જાય છે. તારનું કામ શીખનારને પ્રથમ સાવધાનતા રાખવી પડે છે, પછી વાતો કરતાં તાર લે છે અને તાર દે છે. હારમોનીયમ વગાડનારને પણ એમ જ થાય છે. નટ લોકો દોર ઉપર ચડે છે, તેમને પણ એમજ બને છે. તાત્પર્ય-સ્વાભાવિક જ્ઞાનની ઉત્પત્તિ પણ અનુભવ વિના હોતી નથી. આ અનુભવ દેહનો હોતો નથી, પણ જીવાત્માને હોય છે. જીવાત્માનો અનુભવ છે એમ માન્યા પછી, પુનર્જન્મનો સિદ્ધાંત પણ માનવોજ પડે છે. સંસ્કારો ચિત્તમાં પડયા રહે છે, પ્રસંગ મળતાં પ્રગટી નીકળે છે.

**सूत्रं—ते प्रतिप्रसवहेयाः सूक्ष्माः ॥१०॥**

પદચ્છેદઃ—**તે**-આગળ ત્રીજા સૂત્રમાં જણાવેલા-અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ-નામના પાંચ ક્લેશો. **સૂક્ષ્માઃ**-ક્રિયાયોગથી સૂક્ષ્મ થએલા અને જ્ઞાનાગ્નિથી દગ્ધબીજ થએલા **પ્રતિપ્રસવે હેયાઃ**-પ્રસવ એટલે ઉત્પત્તિ અને પ્રતિપ્રસવ એટલે નાશ અગર લય. અહીં અસંપ્રજ્ઞાત સમાધિદ્વારા ચિત્તનો લય કરીને, તે લયમાં આ પાંચે ક્લેશોને તજવા જોઇએ-એટલે આ પાંચે ક્લેશોનો લય, ચિત્તના લય સાથે કરવા જોઇએ.

અર્થ—આગળ ત્રીજા સૂત્રમાં જણાવેલા-અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ, અને અભિનિવેશ નામના પાંચ ક્લેશોને પ્રથમ ક્રિયાયોગદ્વારા સૂક્ષ્મ કરીને, પછી જ્ઞાનાગ્નિથી દગ્ધબીજ કરીને, અસંપ્રજ્ઞાત સમાધિમાં ચિત્તનો લય કરીને, ચિત્તના લય સાથે, તે પાંચ ક્લેશોનો લય પણ કરવો જોઇએ. [ વાસણ ફૂટી જતાં તેમાં ભરેલું જળ જેમ ઢોળાઇ જાય, તેમ ચિત્તનો લય થતાં, તે ચિત્તમાં રહેલા ક્લેશોનો પણ લય થાય-એવો આ સૂત્રનો ભાવ છે. ]

વિવેચન—ક્રિયાયોગથી ક્લેશોની વૃત્તિઓ શમી જાય છે ખરી, પણ તેના સૂક્ષ્મ સંસ્કારો-વાસના-ચિત્તમાં પડયા રહે છે. તે વાસનાનો ક્ષય-દગ્ધબીજ જ્ઞાનથી થાય છે. સમાધિમાં ચિત્તનો લય થતાં, તેમાં રહેલાં દગ્ધબીજ સંસ્કારોનો પણ લય થાય છે. બીજી જાણવા જેવી એ વાત છે કે-જે વૃત્તિને દબાવવી હોય, તે વૃત્તિની સામે તેની વિરૂદ્ધ તેના જેવીજ બળવાન વૃત્તિને કામે લગાડવી. ક્રોધની સામે પ્રેમ, લોભની સામે સંતોષ, વૈરની સામે પ્રીતિ, કુસંપની સામે સંપ.

**सूत्रं—[ स्थितानां तु बीजभावोपगतानां ] ध्यानहेयास्तद्वृत्तयः ॥११॥**

પદચ્છેદઃ—**स्थितानां**-હૃદયમાં રહેલા (ક્લેશોની) तु-પણ **बीजभावोपगतानां**-હજી જે ક્લેશોનો બીજભાવ ક્રિયાયોગથી સૂક્ષ્મ થયો નથી, અને જ્ઞાનયોગથી દગ્ધ થયો નથી, એવા ક્લેશોની **तद्-तेषाम्-वृत्तयः**-તે ક્લેશોની વૃત્તિઓ **ध्यानेन हेयाः ध्यानहेयाः**-પ્રથમ ક્રિયાયોગથી સૂક્ષ્મ કરી, પછી જ્ઞાનયોગથી દગ્ધ કરી-પછી અસંપ્રજ્ઞાત સમાધિ સુધી આગળ વધીને, ચિત્તના લય સાથે, ક્લેશોની વૃત્તિઓનો લય પણ કરવો જોઇએ.

અર્થ—હજી જે ક્લેશોનો બીજ ભાવ, ક્રિયાયોગથી સૂક્ષ્મ થયો ન હોય, અને જ્ઞાનયોગથી દગ્ધ થયો ન હોય, તેવા ક્લેશો જો હૃદયમાં રહેલા હોય,

**તો તે ક્લેશોની વૃત્તિઓને ક્રિયાયોગથી સૂક્ષ્મ કરવી, અને જ્ઞાનયોગથી દગ્ધ કરવી અને પછી અસંપ્રજ્ઞાત સમાધિ સુધી પહોંચીને, ચિત્તના લય સાથે, ક્લેશોની વૃત્તિઓનો પણ લય કરવો જોઇએ.**

વિવેચન—સ્થૂળ ક્લેશોને ક્રિયાયોગદ્વારા સૂક્ષ્મ કરવા, સૂક્ષ્મ થએલાને જ્ઞાનયોગદ્વારા દગ્ધબીજ કરવા, અને દગ્ધબીજ થએલા ક્લેશોનો અસંપ્રજ્ઞાત સમાધિદ્વારા તદ્દન નાશ કરવો-એટલે છેલ્લો ઉપાય ધ્યાન છે.

વૃત્તિ સંબંધી થોડી વાત કરીએ. કોઇ ઠેકાણે આપણે આનંદથી બેઠા હોઇએ, ત્યાં કોઇ કડવા બોલો પુરૂષ આવીને, આપણને કડવાં વચનો સંભળાવે. સાંભળતાની સાથે આપણા ચિત્તમાં વિક્ષેપ ઉત્પન્ન થાય. એટલે-ક્રોધની, વૃત્તિ આપણા ચિત્તના એક ખુણામાં પડી હતી, તે કડવાં વચન સાંભળીને જાગ્રત થઇ. કડવાં વચન સાંભળવા પહેલાં, ગુસ્સો આપણાથી કયાંઇ દૂર જણાતો હતો. કડવાં વચનો સાંભળતાં. ગુસ્સો નજદીક આવવા લાગ્યો, અને પછી તો આપણે આપણને ભૂલી ગયા, અને સામાને કહેવા લાગ્યો કે-' ઓળખે છે ? હું કોણ છઉં.' તાત્પર્ય-અત્યારે મારી ચિત્તવૃત્તિ ક્રોધાકાર છે. હું ક્રોધરૂપ બની ગયો છઉં. હૃદયમાં સૂતેલી વૃત્તિ જાગ્રત આ પ્રમાણે આપણને ઉથલાવીને ફેંકી દે, તે પહેલાં આપણે તે વૃત્તિનો સમૂળો નાશ કરવો, એ આ સૂત્રનો ભાવ છે.

**સૂત્રં—क्लेशमूलः कर्माशयः दृष्टाऽदृष्टजन्मवेदनीयः ॥ १२ ॥**

પદચ્છેદઃ—**क्लेशाः मूलं यस्य सः इति क्लेशमूलः, आशेरते अस्मिन् संसारिकाः पुरुषाः इति आशयः**-હેતુ. **वासनारूपाणाम् कर्मणाम् आशयः कर्माशयः।** અથવા **कर्माणि आशेरते अस्मिन् इति कर्माशयः। [ कर्माशयः इति धर्माधर्मः। ]** કર્મો જેમાં રહે છે, તે **કર્માશય** છે. તે કર્માશયનું મૂળ ક્લેશો છે. [ ધર્મ અને અધર્મ રૂપ પણ તેજ કર્માશય છે. ] **दृष्टं च अदृष्टानि च दृष्टादृष्टानि, दृष्टादृष्टानि च तानि जन्मानि च दृष्टादृष्टजन्मानि तेषु वेदनीयः इति कर्माशयः।** આ જન્મ અને આ જન્મ સિવાયના બીજા જન્મોમાં જે અનુભવાય છે-ભોગવાય છે તે કર્માશય છે.

**અર્થ—**આ જન્મ અને આ જન્મ સિવાયના બીજા જન્મોમાં જે અનુભવાય છે-ભોગવાય છે, તેનું નામ કર્માશય છે. આ કર્માશય (પણ) ક્લેશમૂલ છે.

વિવેચન-આટલે સુધી આવ્યા પછી, એવી શંકા થાય કે-ધર્મ અને અધર્મ સુખ દુઃખનું કારણ છે-ક્લેશરૂપ છેઃ માટે અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ તથા અભિનિવેશને ક્લેશ ન ગણતાં, ધર્માધર્મને ક્લેશરૂપ શા માટે ગણવો નહીં ? તે શંકાનું નિવારણ કરવા માટે આ બારમું સૂત્ર છે. શુભ અગર અશુભ કર્મો શરૂ કરીએ છઇએ, ત્યારે મનરૂપી સરોવરમાં એક પ્રકારનો તરંગ ઉત્પન્ન થાય છે. કાર્ય પુરૂં થયા પછી તે તરંગ શમી ગઓ, એવી આપણી માન્યતા છે. પણ તેમ થતું નથી. તે તરંગનું સૂક્ષ્મ સ્વરૂપ ચિત્તમાં બની રહે છે. એટલે તે તરંગ તદ્દન નાશ પામતો નથી. ફરી જ્યારે તેને યાદ કરીએ, ત્યારે તે તરંગ સૂક્ષ્મ રૂપ તજી દઇ મૂળરૂપમાં દેખાય છે. એટલે ચિત્તમાં રહેવાવાળું જે અદષ્ટ તે **કર્માશય**-કર્મોનો ભંડાર-કર્મોનો સમુહ-કહેવાય છે. કર્માશયનું બીજું નામ **ધર્માધર્મ** (ધર્મ

અને અધમ ). વળી આ કર્માશય '**दृष्टाऽदृष्टजन्मवेदनीयः**' હોવાથી, ચિત્તમાં એકઠાં થએલાં કર્મોનું ફળ આ જન્મમાંજ મળે છે અગર આ પછીના બીજા જન્મોમાં તે કર્મોનું ફળ મળે છે. '**कामलोभमोहक्रोधप्रसवः**' વિગેરે શબ્દોથી શ્રીભાષ્યકાર કહે છે કે-પુણ્ય અને પાપ રૂપ અગર સારાં અને ખોટાં કર્મોરૂપી જે કર્માશય છે, તે કામ, લોભ, મોહ, અને ક્રોધ દ્વારા પ્રગટ થતો હોવાથી, અવિદ્યાદિ કલેશો કર્માશયના મૂળ છે-કર્માશયના પિતા છે-તે વાત સત્ય ઠરે છે. નિષ્કામ કર્મ કરવાથી ધર્માધર્મ ઉત્પન્ન થતો નથી, પણ રાગદ્વેષ યુક્ત સકામ કર્મો કરવાથીજ ધર્માધર્મ ઉત્પન્ન થાય છે. ધ્રુવ ક્રોધથી તપ કરવા નીકળ્યા હતા. ત્યાં ક્રોધ ધર્મરૂપ બન્યો હતો.

જે કર્મ ઘણુંજ ઉગ્ર હોય તેનું ફળ તુરત મળે છે. શીવપુરાણ સનત્કુમાર સંહિતાના ૪૫ મા અધ્યાયમાં કહે છે કે-**नंदीश्वरः कुमारो मनुष्यपरिणामं हित्वा, देवत्वेन परिणतः**। શિલાદ મુનિનો નંદિ નામનો પુત્ર, ઘણું ઉગ્ર તપ કરીને મનુષ્ય દેહનો ત્યાગ કરીને, દેવ શરીરને પામ્યો. શ્રીભાષ્યકાર કહે છે કે—'**तथा नहुषोऽपि देवानाम् इंद्रः स्वकं परिणामं हित्वा तिर्यक्त्वेन परिणतः**' નહુષ રાજા ઉગ્ર તપોબળથી મનુષ્ય મટીને ઇંદ્ર બન્યો, અને ઉગ્ર પાપથી દેવ મટીને અજગર બન્યો. નહુષની કથા મહાભારતમાં આનુશાસનીક પર્વના ૧૦૦ મા અધ્યાયમાં છે. આ દેહ છોડયા પછી બીજા જન્મો મળે, તે વાતતો પ્રસિદ્ધજ છે. ઉગ્ર કર્મ સિવાયનાં બીજાં સામાન્ય કર્મોનું ફળ, આ પછીના બીજા અવતારોમાં મળે છે. નરકયાતના આ દેહ છોડયા પછી મળે છે. અને ક્ષીણ કલેશવાળો યોગી પણ આ દેહ છોડયા પછી કર્મોનું ફળ ભોગવે છે, એટલે નરકનાં દુઃખ તથા સ્વર્ગના સુખ અદષ્ટ જન્મ વેદનીય છે. એટલે આ શરીર છોડયા પછી પ્રાપ્ત થાય એવાં છે. વિશેષમાં કહે છે કે-નરકમાં પડેલા જીવોને સામગ્રિના અભાવે દષ્ટજન્મ વેદનીય કર્માશય નથી. અને સ્વર્ગમાં ગએલા જીવોને દષ્ટજન્મ વેદનીય કર્માશય છે, કારણ કે સ્વર્ગવાસીઓ મનુષ્ય વિગેરે દેહ ધરીને, પ્રયાગાદિ તિર્થોમાં સ્નાન કરે છે. યમરાજા વિદુરરૂપે વિચરી ગયા.

નવાદેહ ધારણ કરવા સંબંધી થોડી વાત કરીએ-જેમ અત્યારે તારના દોરડા વિના, માત્ર વિજળીની મદદથી, ચારેદિશામાં સંદેશા(wireless telegrams) મોકલીશકાય છે,તેમ મનમાં રહેલીમાનસીક વિજળીનો ઉપયોગ કરતાં આવડે તો માનસીક સંદેશા, ચારે દિશામાં મોકલી શકાય. જેને આપણે મન કહીએ છઇએ, તે એક પ્રકારની વિજળીજ છે.વિજળીનાં તમામ લક્ષણો મનની અંદર જોવામાં આવે છે. મનરૂપી વિજળીની ગતિ, જ્ઞાન તંતુઓની ક્રિયામાં આપણે જોઇ શકીએ છઇએ. એટલે-જ્ઞાન તંતુઓની મારફતે, મનરૂપી વિજળીનો પ્રવાહ આપણે મોકલી શકીએ છઇએ. યોગીઓની શક્તિ આથી વિશેષ છે. તેઓ જ્ઞાનતંતુઓની મદદ વિના, મનરૂપી વિજળીનો પ્રવાહ ગમે ત્યાં મોકલી શકે છે. માણસ જ્યાં સુધી પોતાના જ્ઞાનતંતુઓ દ્વારા કાર્ય કરી શકે છે, ત્યાં સુધી તે જીવતો ગણાય છે. જ્ઞાન તંતુ-ઓરૂપી યંત્રનો જ્યારે નાશ થાય છે, ત્યારે તે મનુષ્ય મરણ પામ્યો ગણાય છે. પરંતુ યોગીઓ જ્ઞાનતંતુઓની ( એટલે આ શરીરની ) મદદ લઇને અને જ્ઞાનતંતુઓની ( એટલે આ શરીરની ) મદદ લીધા વિના—બેઉ રીતે-ક્રિયા કરી શકે છે. આમ હોવાથી યોગીઓના સંબંધમાં જન્મ, મરણ એવું કાંઇ રહેતું નથી. આ બળથી યોગીઓ, પૃથ્વી, જળ, તેજ વાયુ વિગેરે પંચમહાભૂતોના પરમાણુઓને, મરજીમાં આવે તેવારૂપમાં ગોઠવી લઇ, ગમે તે શરીર ધારણ કરી શકે છે. જેમ મોટરમાં બેસનારા બે પ્રકારના હોય છે. એક

પ્રકારને માત્ર મોટરમાં બેસવા જેટલીજ સમજણ હોય છે. મોટર શાથી ચાલે છે, અટકે તો તેને કેવી રીતે સુધારવી, વિગેરે જ્ઞાન તેનામાં નથી. બીજા પ્રકારના માણસને મોટરમાં બેસતાં આવડે છે, તે ઉપરાંત મોટર શાથી ચાલે છે, તેમાં કાંઇ બગડયું હોય, તો તેને કેવી રીતે સુધારવું, અગર નવીજ મોટર બનાવવી હોય, તો તે જ્ઞાન પણ તેનામાં છે. આ પ્રમાણે આ દેહરૂપી મોટરમાં બે પ્રકારના જીવો બેસે છે. એક પ્રકાર માત્ર દેહ ટકે, ત્યાં સુધી તેમાં રહી શકે છે; અને બીજો પ્રકાર–યોગીઓ–આવા અનેક દેહ બનાવી શકે છે. યોગીઓને વ્યાધિ, જન્મ, મરણ વિગેરે કશું હોતું નથી. આવા જ્ઞાનને અભાવે શ્રી કૃષ્ણની લીલાઓમાં ભારે શંકાઓ થાય છે.

**ધર્માધર્મ** ક્યાં સુધી હોઈ શકે, અને ક્યાં સુધી તે ફળ આપી શકે, તે સંબંધી હવે ૧૩ મા સૂત્રમાં ખુલાસો થશે.

## सूत्रं—सति मूले तद्विपाको जात्यायुर्भोगाः ॥ १३ ॥

પદચ્છેદઃ—**मूले सति**–ધર્મ અને અધર્મનું કારણ, જે અવિદ્યાદિ કલેશો છે; તે અવિદ્યાદિ કલેશોની હૈયાતી હોય તોજ **तद्विपाकः**–તે ધર્મ અને અધર્મનું ફળ મળે છે. કલેશો સમૂળા નાશ પામ્યા હોય, તો ધર્મ અને અધર્મ પણ નાશ પામે છે. (હવે આગળ કહે છે કે) કર્મોનું ફળ ત્રણ પ્રકારનું છે. **जातिः आयुः भोगाः जात्यायुर्भोगाः, जातिः** જાતિ એટલે જન્મ અથવા દેવ મનુષ્યાદિની ઉત્તમ, મધ્યમ અને કનિષ્ટ વિગેરે જાતીઓ. **आयुः** એટલે આવરદા, અથવા દેહ અને પ્રાણોનો સંબંધ. **भोगाः** એટલે–સુખ અને દુઃખરૂપ જે ભોગો છે તે. સુખદુઃખ અનુભવનારી ચિત્તની વૃત્તિ છે.

અર્થ—ધર્મ અને અધર્મનું કારણ જે અવિદ્યાદિ કલેશો છે, તે કલેશોની હૈયાતિ હોય, તોજ ધર્મ અને અધર્મ ફળ આપી શકે. અવિદ્યાદિ પાંચ કલેશો નાશ પામ્યા હોય, તો તેમની સાથેજ ધર્મ અને અધર્મ પણ નાશ પામે–વાસણ ફૂટતાં તેમાં રહેલું જળ ઢોળાઇ જાય. કર્મોનું ફળ–જાતિ, આયુષ્ય અને ભોગરૂપી ત્રણ પ્રકારનું છે.

વિવેચન—જેમ ડાંગરવાળો ચોખો ફોતરાસહીત હોય, અને ભુંજેલો ન હોય. તોજ ઉગી શકે છે, નહીંતો નહીં. તેમ અવિદ્યાદિ કલેશોથી જોડાએલો ધર્માધર્મ પોતાનું ફળ આપી શકે છે. '**ज्ञानाऽग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा** જ્ઞાનથી અવિદ્યાનો નાશ થયો હોય–એટલે–અવિદ્યા દગ્ધબીજ ભાવને પામી ગઇ હોય, તોજ ધર્માધર્મ, ફળ આપી શકતો નથી. હજી આ વાતને વિશેષ સ્પષ્ટ કરીને કહીએ તો કહેવાય કે–જેમ જળથી પલળેલી ભૂમિમાં બીજ પડતાં, ઉગી નીકળે છે, તેમ અવિદ્યાદિ કલેશોરૂપી જળથી ભીજવાએલી, ચિત્તભૂમિમાં પાપપુણ્યરૂપી વવાએલાં બીજો ઉગી નીકળીને, સુખ દુઃખરૂપી ફળો આપે છે. '**नास्ति योगसमं बलम्** ॥ યોગના જેવું કોઈ બળવાન નથી. કારણ કે પ્રારબ્ધ કર્મનો નાશ પણ યોગ કરી શકે છે.

**तत्र इदं विचार्यते–किम् एकं कर्म एकस्य जन्मनः कारणम्?** વિગેરેથી ભાષ્યકાર શંકા કરે છે કે–" શું એક કર્મ એક જન્મનું કારણ છે? કે એક કર્મ અનેક

જન્મનું કારણ છે, ? બીજો પ્રશ્ન એ છે કે-શું અનેક કર્મ અનેક જન્મનું કારણ છે ? કે અનેક કર્મ એક જન્મનું કારણ છે ? ”

આ બે પ્રશ્નોનું સમાધાન ઘણી રીતે કરતાં, છેવટે **तस्माज्जन्मप्रायेणान्तरे कृतः** વિગેરે શબ્દોથી ભાષ્યકાર જણાવે છે કે-જન્મથી માંડીને મરણ પર્યંત, જે જે કર્મો થયાં હોય, તે તમામ કર્મો, મરણ વખતે એકઠાં મળીને, એક જન્મનો નિર્ણય કરી આપે છે- અનેક જન્મોનો નિર્ણય આપી શકતાં નથી. આ નિયમને પણ અપવાદ છે. જન્મનો નિર્ણય કરે છે, તે સાથે-શરીરના આયુષ્યનો, અને આયુષ્યમાં ભોગવવાનાં સુખદુઃખોનો નિર્ણય પણ, તે વખતેજ થઇ ચૂકે છે. જન્મ, આયુષ્ય અને ભોગ-સુખ દુઃખ-ત્રણેમાંથી ભોગ એ મુખ્ય ફળ છે-જન્મ તથા આયુષ્યને ભોગના ફળને અનુસરવું પડે છે. સારા ભોગ ભોગવવાના હોય તો ઉત્તમ ઠેકાણે જન્મ મળે. દુઃખ ભોગવવાનાં હોય તો ખોટે ઠેકાણે અવતાર થાય. આયુષ્ય પણ ભોગના પ્રમાણમાં જ લાંબુ ટુંકું થાય છે.

છાંદોગ્ય ઉપનિષદ્ કહે છે કે-**यावत् संपातम् उषित्वा अथ एतम् एव अध्वानं पुनर्निवर्तते ॥** અર્થ-જે પુરૂષ ઇષ્ટાપૂર્ત યજ્ઞ કરે છે, તે પુરૂષ ધૂમાદિમાર્ગ દ્વારા ચંદ્રલોકમાં જઇને કર્મફળનો ભોગ ભોગવીને, પછી બાકી રહેલાં સંચિત કર્મ ભોગવવા માટે, ફરીથી મનુષ્ય લોકમાં જન્મ ધારણ કરે છે. આપસ્તંબ મુનિ પણ એમ જ કહે છેઃ **क्लेश कर्मविपाकानुभवनिमित्ताभिस्तु** વિગેરે શબ્દોથી ભાષ્યકાર કહે છે કે-કલેશ, કર્મ અને કર્મના ફળના અનુભવ રૂપ નિમિત્તથી ઉત્પન્ન થએલી અનેક વાસનાઓથી, આ મચ્છીમારની જાળના જેવું ગુંથાઇ ગએલું છે. આ વાસનાઓ અનેક જન્મની છે—એક જન્મની નથી.

વાસનાઓ અનેક જન્મની હોવાથી, મનુષ્ય પછી કદિ પશુનો અવતાર આવે, તો મનુષ્યના પહેલાં પશુ જન્મનો જે અનુભવ હૃદયમાં હતો, તે અનુભવનો ઉપયોગ ચિત્ત તુરત કરે છે. પશુ પછી પક્ષીનો જન્મ મળે, તો ચિત્તરૂપી કોથળીમાંથી પૂર્વે અનુભવેલા પશુ જન્મની વાસનાનો ઉપયોગ તે જીવ કરે છે.

“ **ये संस्काराः स्मृतिहेतवस्ताः वासनास्ताश्चानादिकालीनाः** ” આ વચનોથી ભાષ્યકાર કહે છે કે-ચિત્તમાં સ્મૃતિરૂપે જે સંસ્કારો છે, તે વાસનાઓ છે. અને આ વાસનાઓ અનાદિ કાળની છે.

આગળ કહ્યું હતું કે-સઘળાં કર્મ, મરણ વખતે એકઠાં મળીને, એક જન્મનો નિર્ણય કરી આપે છે, [ સઘળાં કર્મ એટલે **ધર્માધર્મ**, અથવા **કર્માશય**, ]. ધર્માધર્મ એક જન્મનો નિર્ણય કરી આપે માટે તેને ‘ **એક ભવિક** ’ એવું વિશેષણ લગાડયું છે. આ સંબંધમાં વિશેષ જાણવા જેવું એ છે કે-સઘળા ધર્માધર્મ એક ભાવિક હોતા નથી. ધર્માધર્મના બે ભાગ છે. એક નિયતવિપાક ધર્માધર્મ, અગર એક ભવિક ધર્માધર્મ, એટલે અવશ્ય ફળ દેવાવાળો, અને બીજો અનિયત વિપાક એટલે નિયમસર ફળ નહીં આપવાવાળો ધર્માધર્મ. આ નિયતવિપાક ધર્માધર્મ, હવે પછીના જન્મમાં ફળ આપવાવાળો છે. આ અનિયતવિપાકની ત્રણ ગતિ છે.

૧ **'कृतस्याऽविपक्वस्य नाशः'**-સામેથી વિશેષ બળવાન્ કર્મ થતાં, "કેટલાંએક કર્મો, ફળ આપ્યા વિના, નાશ પામે છે તે કર્મો. એટલે-બળવાન પૂણ્યકર્મ, જેવાતેવા પાપકર્મનો નાશ કરે; અને બળવાન પાપકર્મ, જેવા તેવા પુણ્ય કર્મનો નાશ કરે."

૨ **प्रधानकमर्ण्यवापगमनम् ॥** એટલે-બળવાન કર્મની સાથે જોડાઇને ફળ આપે છે તે કર્મ-એટલે જે કર્મ પોતે સ્વતંત્રપણે ફળ આપી શકતાં નથી તે કર્મ.

(૩) **नियतविपाक प्रधानकर्मणाऽभिभूतस्य चिरमवस्थानम्॥** અવશ્ય ફળ દેવાવાળા બળવાન કર્મથી દબાઈ રહીને, લાંબા કાળ સુધી પડી રહેછે તે કર્મ. **स्यात् स्वल्पः संकरः सपरिहारः** વિગેરે શબ્દોથી ભાષ્યકાર કહે છે કે-જ્યોતિષ્ટોમાદિ યજ્ઞોમાં સત્કર્મની સાથે હિંસા પણ થાય છે. સત્કર્મ અને હિંસા બેઉ પોતાનાં ફળ આપે છે. હિંસાને માટે અમુક પ્રાયશ્ચિત થાય, તો હિંસાના ફળનો નાશ થાય છે. પ્રાયશ્ચિત ન કરે. તો યજ્ઞના ફળરૂપ પ્રધાન સુખની સાથે-સાથે, થોડું દુઃખ પણ ભોગવી લેવું પડે છે.

કર્મ અને કર્મનાં ફળોની ગતિ ગહન હોવાથી, વિદ્વાનો કહે છે કે-**गहना कर्मणो गतिः**-કર્મની ગતિ ગહન છે.

ઝીણી નજરથી જોઇએ તો સ્પષ્ટ રીતે જણાય છે કે-જેમ બીજ વડને ઉત્પન્ન કરે, અને વડ બીજને ઉત્પન્ન કરે, તે પ્રમાણે આ જગત્‌માં કાર્ય કારણનો પ્રવાહ ચાલ્યાજ કરે છે. જે જે સુખ દુઃખ આપણે ભોગવ્યાં, તથા અત્યારે જે જે સુખ દુઃખ આપણે ભોગવીએ છઇએ, તે તમામ આપણાં કર્મના ફળ છે. હવે પછી જે સુખ દુઃખ ભોગવશું, તે પણ આપણા પોતાનાં કર્મનાંજ ફળ છે.

સાર—કર્મનાં ફળનું મૂળ કર્મ, અને કર્મનું મૂળ કલેશ. કર્મના ફળનું ફળ શું છે, તે વાત હવે ચૌદમા સૂત્રમાં આવશે.

**सूत्रं—ते ह्लादपरितापफलाः पुण्यापुण्यहेतुत्वात् ॥ १४ ॥**

૧૪ પદચ્છેદઃ—**पुण्यं च अपुण्यञ्च तयोः हेतवः तेषाम् भावः, तस्मात् पुण्यापुण्यहेतुत्वात्**-પુણ્ય અને પાપરૂપ કારણ હોવાથી. **ते-जात्यायुर्भोगाः**-જન્મ, આયુષ્ય અને ભોગ નામના ત્રણે વિપાકો. **ह्लादपरितापफलाः**-સુખ અને દુઃખરૂપી ફળવાળા છે.

**અર્થ—પુણ્ય કર્મથી જે જાતિ, આયુષ્ય અને ભોગ પ્રાપ્ત થાય છે, તે સુખરૂપ નીવડે છે. અને પાપકર્મથી જે જાતિ, આયુષ્ય અને ભોગ પ્રાપ્ત થાય છે, તે દુઃખરૂપ નીવડે છે.**

વિવેચન—પુણ્યકર્મથી સુખ આપવાવાળા જન્માદિનો લાભ થાય છે, અને પાપકર્મથી દુઃખ આપવાવાળા જન્માદિનો લાભ થાય છે. અહીં આપણે એટલી વાત જાણવી જોઇએ કે-સુખ બે પ્રકારનાં છે, દેહનાં અને આત્માનાં. દેહનાં સુખ વિષયથી યુક્ત હોય છે. આત્મિક સુખ નિષ્કામકર્મ, જ્ઞાન અને ભક્તિથી યુક્ત હોય છે. **'यथा च इदं दुःखं**

**प्रतिकूलात्मकं एवं विषयसुखकालेऽपि दुःखं अस्ति एव प्रतिकूलात्मकं योगिनः'** એ શબ્દોથી ભાષ્યકાર જણાવે છે કે-વિષય સુખ અનાયાસે પ્રાપ્ત થયાં હોય તોપણ યોગી તેમાં રહેલાં સૂક્ષ્મ દુઃખને દેખી શકે છે. માટે તેનો ત્યાગ કરે છે. [યોગીઓ સુખને દુઃખ માને છે, અને દુઃખને સુખ માને છે. તે કેવી રીતે? તેનો ખુલાસો ૧૫ મા સૂત્રમાં થશે]

**सूत्रं--परिणामतापसंस्कारदुःखैर्गुणवृत्तिविरोधाच्च दुःखमेव सर्वं विवेकिनः ॥ १५ ॥**

૧૫ પદચ્છેદઃ**—परिणामतापसंस्कारदुःखैः**-કેટલાંએક વિષય સુખો છેવટે દુઃખરૂપ થાય છે, કેટલાંએક વિષય સુખો રખે તે સુખનો નાશ થશે, એવા ભયથી દુઃખરૂપ છે, અને કેટલાંએક વિષય સુખો તેના સંસ્કાર-વાસના-રાગ-રહી જવાથી, દુઃખરૂપ નીવડે છે: તેથી **गुणवृत्तिविरोधात् च**-અને ત્રણે ગુણોની વૃત્તિઓ અરસપરસ વિરોધી હોવાથી **विवेकिनः सर्वं दुःखं एव**-વિવેકી પુરૂષને સર્વ દુઃખરૂપજ છે. સુખ પણ વિષયથી યુક્ત હોવાથી દુઃખરૂપજ નીવડે છે.

**અર્થ**—વિવેકી પુરૂષને હિસાબે સુખ અને દુઃખ-બેઉ દુઃખરૂપજ છે. કારણકે સુખ વિષયથી મિશ્રીત હોવાને લીધે દુઃખરૂપજ છે. વળી રખે. તે સુખનાં સાધનોનો નાશ થશે, એવા ભયથી પણ સુખ ભોગવવાના સમયમાં તે સુખ દુઃખરૂપ છે, તથા સુખ ભોગવ્યા પછી તેના સંસ્કાર અગર વાસના અગર રાગ, હૃદયમાં રહી જાય, તો તે પણ દુઃખરૂપ છે. વળી ગુણવૃત્તિ એટલે સત્ત્વ, રજસ અને તમસ-ત્રણે ગુણની વૃત્તિઓ, અરસપરસ વિરોધી હોવાથી, વિવેકી પુરૂષને સુખ અને દુઃખ બેઉ દુઃખરૂપજ છે.

વિવેચન—આ વાત તો ખાનગી કરાય, કોઇને કહેવાય નહીં. કહીએ તો માને નહીં, અને ઉલટાં આપણને ગાંડાં ગણે. કારણકે જેમ મૃગજળની પાછળ મૃગ દોડયાં કરે છે, તેમ સમગ્ર લોક, નાનાં મોટાં સૌ, ગરીબ તવંગર સૌ-સુખની પાછળ દોડયાં કરે છે. મૃગજળની પાછળ દોડતાં મૃગલાં જેમ આખરે દોડી દોડીને થાકી જાય છે, તેમ મનુષ્યો પણ આખરે થાકીને પડે છે. ભર્તૃહરિ આ સંબંધમાં કહે છે કે—

શાર્દૂલવિક્રીડિતવૃત્ત.

**आदित्यस्य गतागतैरहरहः, संक्षीयते जीवितं।**
**व्यापारैर्बहुकार्यभारगुरुभिः कालो न विज्ञायते ॥**
**दृष्ट्वा जन्मजराविपत्तिमरणं त्रासश्च नोत्पद्यते।**
**पीत्वा मोहमयीं प्रमादमदिरा-मुन्मत्तभूतं जगत् ॥ ७ ॥**

વૈરાગ્યશતક.

**અર્થ**—સૂર્ય ઉગે છે, અને આથમે છે. તે સાથે, ન સમજાણ પડે એવી રીતે, આયુષ્ય કમી થતું જાય છે. મોટા મોટા અનેક પ્રકારના વ્યવહારોમાં કાળ કયાં ગયો, તેની ખબર પડતી નથી. વળી જન્મ, ઘડપણ, આપત્તિ, અને મરણ નજરે દેખીએ છીએ, પણ તેનો ત્રાસ લાગતો નથી. કારણકે મોહમય પ્રમાદરૂપી મદિરાના પાનથી જગત્ ઘેલું થઈ ગયું છે.

તાત્પર્ય—જગત્ સુખને દુઃખ માની બેઠું છે, અને દુઃખને સુખ માની બેઠું છે. કરવાનું નથી કરતું, અને ન કરવાનું કરે છે. વિવેકી પુરૂષનેજ સુખદુઃખના વાસ્તવ સ્વરૂપનું ભાન હોય છે. **अक्षिपात्रकल्पो हि विद्वान्**-શરીર ઉપર ઢગલાબંધ રજ પડે, પણ તેથી બહુ દુઃખ ન થાય; અને આંખમાં જરા રજ પડે, તો આંખ સહન કરી શકે નહીં. આંખના જેવો તીવ્ર લાગણીવાળો પુરૂષ આ વાત સમજે. તાત્પર્ય-ઇંદ્રિય સુખના ગર્ભમાં, દુઃખ સમાઇને રહેલું છે, અને તે દુઃખ, વિવેકી પુરૂષજ દેખી શકે છે. એવા વિષય સુખમાંથી વિવેકી પુરૂષજ બચી શકે છે. " Never yet was there a great soul, who had not to reject sense pleasures & enjoyments to acquire his greatness. " " એવો કોઈ પણ મહાન્ પુરૂષ હજી સુધી જન્મ્યો નથી, કે જેણે ઉંચ અવસ્થા પ્રાપ્ત કરવા માટે, વિષય સુખનો ત્યાગ કર્યો ન હોય. " ( સ્વામીશ્રી વિવેકાનંદજી). સાર-વિવેકી પુરૂષનો પ્રયાસ વિષય સુખ માટે હોય નહીં, આત્મિક સુખ માટે હોય.

વિષયસુખના ત્રણ પ્રકાર છે. (૧) પરિણામદુઃખતા, (૨) તાપદુઃખતા અને (૩) સંસ્કારદુઃખતા.

૧ **પરિણામદુઃખતા**—પ્રથમ સુખ જણાય પણ અંતે દુઃખમય નીવડે તે. દ્રષ્ટાંત—ઝેર નાંખેલા લાડુ, લંપટ સ્ત્રીના મધુર વચનો, વિષય સુખ, ભીંડાનું શાક, વિગેરે. વિષય સુખ માત્ર રાગથી મીશ્રિત હોય છે.રાગ રજોગુણનું કાર્ય છે.વળી જ્યાં જ્યાં સુખમાં પ્રતિકુળતા થાય ત્યાં ત્યાં દ્વેષ પણ થાય, જયાં રાગ, દ્વેષ, મોહ વિગેરે હોય, ત્યાં પરિણામે દુઃખજ થાય. શ્રીકૃષ્ણ કહે છે કે—

**विषयेन्द्रियसंयोगाद्, यत्तदग्रेऽमृतोपमम् ।**
**परिणामे विषमिव, तत् सुखं राजसं स्मृतं ॥ ३८ ॥** ગીતા અ. ૧૮

અર્થ-વિષયોની સાથે ઇંદ્રિયોનો સંયોગ થતાં, જે કાંઇ સુખમય લાગે છે, તે તમામ, આરંભમાં અમૃત સમાન, અને અંતમાં ઝેર સમાન છે.

**ये हि संस्पर्शजा भोगा, दुःखयोनय एव ते ।**
**आद्यंतवंतः कौंतेय, न तेषु रमते बुधः ॥** ગીતા અ. ૫-૨૨

અર્થ—હે કુંતાના પુત્ર ! જેટલાં વિષયસુખ છે, તે તમામ દુઃખનાં મૂળ છે. વળી આ વિષયસુખો નાશવંત છે, આવું સમજીને સમજુ પુરૂષ તો વિષયસુખ માટે લાલસા રાખતો નથી.

શંકા—'**या भोगेषु इंद्रियाणाम् तृप्तेरुपशान्तिस्तत सुखम्**' વિગેરે શબ્દોથી ભાષ્યકાર શંકા કરે છે કે-ઇંદ્રિયોના ભોગો ભોગવી લેવાથી, જે શાંતિ થાય છે, તે શાંતિજ સાચું સુખ છે. એટલે-વિષય તજી દેવા, એ સુખ નથી, પણ વિષય સુખ ભોગવી લેવાં એજ સુખ છે. આ શંકાના સમાધાન માટે કહે છે કે-' **भोगाऽभ्यासम् अनु विवर्द्धन्ते रागाः कौशलानि च इंद्रियाणाम्** '-ભોગો ભોગવવાથી તૃષ્ણાનો અભાવ થવો, તે વાત તો દૂર રહી, પણ ઉલટી તૃષ્ણાઓ વધવા લાગી. તેટલા માટે મનુ ભગવાન કહે છે કે—

**न जातु कामः कामाना-मुपभोगेन शाम्यति।**
**हविषा कृष्णवर्त्मेव, भूय एवाऽभिवर्द्धते ॥ ९४ ॥**

**અર્થ**—વિષયભોગની તૃષ્ણા, વિષયોને ભોગવવાથી શાંત થતી નથી. ઘી નાંખવાથી જેમ અગ્નિ વધારે પ્રગટ થાય છે, તેમ વિષય ભોગવવાથી વિષય તૃષ્ણા વધે છે. તેટલા માટેજ યોગી વિષયસુખમાં દુઃખ દેખે છે.

**તાપદુઃખતા**—વિષયસુખ ભોગવતાં, વિષયસુખનાં સાધનોની ન્યૂનતાથી, જે દુઃખ થાય છે, તે તાપદુઃખતા છે; અગર રખે વિષય સુખનાં સાધનોનો નાશ થશે, તે પણ તાપદુઃખતા છે; અગર વિષય સુખ ભોગવતાં, વિષય સુખનાં વિરોધી સાધનોને દેખીને, જે દુઃખ થાય, તે પણ તાપદુઃખતા. વિષય સુખ ભોગવતાં જે અનુકુળ થાય, તેમાં જીવને રાગ થાય; અને જે પ્રતિકુળ થાય, તેમાં જીવને દ્વેષ થાય. તેથી તાપદુઃખતાને ધર્માધર્મ સાથે પણ સંબંધ છે. તાપદુઃખતાનું ફળ દુઃખ છે.

પરિણામદુઃખતા અને તાપદુઃખતામાં એટલો ફેર છે કે-પરિણામદુઃખતા યોગીને થાય છે અને તાપદુઃખતા ભોગીને થાય છે.

**સંસ્કારદુઃખતા**—સુખના અનુભવથી સુખના સંસ્કાર થાય. સંસ્કારથી સુખનું સ્મરણ થાય, સુખના સ્મરણથી સુખમાં પ્રીતિ થાય, સુખના રાગથી શુભ અને અશુભ કર્મોમાં પ્રવૃત્તિ થાય. શુભ અને અશુભ કર્મોમાં પ્રવૃત્તિ થવાથી કર્મોનાં ફળરૂપ પુણ્ય અને પાપ થાય. પુણ્ય અને પાપથી જન્માદિ સુખદુઃખનો લાભ થાય. લાભથી અનુભવ-સંસ્કાર, અને સંસ્કારથી પાછી વાસના; એ પ્રમાણે આ સંસાર ચક્રમાં ફર્યા કરે છે. સાર એ છે કે-સંસ્કારદુઃખતાને પણ ધર્માધર્મ સાથે સંબંધ છે. સંસ્કારદુઃખતાનું ફળ પણ દુઃખ છે.

સાર—સમ્યગ્ જ્ઞાન વિના દુઃખની નિવૃત્તિ થતી નથી.

હવે '**गुणप्रवृत्तिविरोधात्**' સંબંધી વાત કરીએ. સત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણો છે. ત્રણેના ધર્મ જુદા જુદા છે. છતાં તે ત્રણે એકત્રિત થાય, ત્યારે કાર્યનો આરંભ થાય.આ ત્રણે એકત્રિત થાય,ત્યારે ત્રણે ગુણોમાંથી એક ગુણ પ્રધાન ગુણમાં રહે, અને બીજા બે ગુણો તેના મદદગાર થાય. આ નિયમાનુસાર સુખ ભોગવવાના સમયમાં ચિત્તની જે વૃત્તિ હોય,તે વૃત્તિમાં પણ ત્રણ ગુણો નાના મોટા અંશમાં હોયછે. ગુણો છે ત્યાં દુઃખ પણ છે. તાત્પર્ય—વિષય સુખ સ્વભાવથીજ દુઃખરૂપ છે. '**चलं च गुणवृत्तं इति क्षिप्रपरिणामि चित्तम् उक्तम्**' એ વચનોથી ભાષ્યકાર જણાવે છે કે-ચિત્તની સુખ ભોગવવા સમયની શાંત વૃત્તિ એક ઘડીમાં બદલાઈ જાય છે. ગુણોની ચંચળતાને લીધે ચિત્ત ક્ષણે ક્ષણે જુદા જુદા નિશ્ચયો કર્યા કરે છે. તાત્પર્ય—વિષય સુખ ક્ષણીક છે-દુઃખરૂપ છે.

ચિત્તની બાબતમાં વિશેષ જાણવા જેવું એ છે કે-એકજ ચિત્તની વૃત્તિ, એકજ સમયમાં, ત્રિગુણાત્મક કેમ હોઇ શકે? કારણકે ગુણો તો અરસપરસ વિરોધી છે. વિરોધીઓ એક બીજા સાથે કેમ રહી શકે? તેના જવાબમાં શ્રી ભાષ્યકાર કહે છે કે-**रूपाऽतिशया वृत्त्यतिशयाश्च परस्परेण विरुद्धयन्ते, सामान्यानि तु अतिशयैः सह प्रवर्तन्ते ॥**'

**અર્થ**—[**रूप** એટલે બુદ્ધિના ધર્મો. ધર્મ, અધર્મ, જ્ઞાન, અજ્ઞાન, વૈરાગ્ય, અવૈરાગ્ય, ઐશ્વર્ય અને દિનતા, એવા આઠ બુદ્ધિના ધર્મો છે.] ધર્મને તેટલાજ બળવાળા અધર્મ સાથે વૈર હોય, પણ થોડા બળવાળા અધર્મ સાથે વેર ન હોય. વૃત્તિઓમાં પણ સુખ-

વૃત્તિને તેટલાજ બળવાળી દુઃખ વૃત્તિની સાથે વેર હોય, પણ થોડા બળવાળી દુઃખવૃત્તિની સાથે વેર ન હોય. તાત્પર્ય—અતિશયે અતિશયની સાથે વૈર, અને થોડે થોડાસાથે વૈર. કંદોઇને કંદોઇના ધંધાની ઇર્ષા હોય, ઝવેરીને ઝવેરીની સાથે વેર હોય; પણ કંદોઇને કુંભારના ધંધાની ઇર્ષા હોય નહીં, તેથી કુંભારની સાથે વૈર પણ ન હોય

પરિણામ, તાપ અને સંસ્કાર દુઃખોવડે, વિષયસુખ મિશ્રિત હોવાથી, વિષયસુખમાં ઉપાધીવાળું દુઃખ રહેલું છે; અને ગુણવૃત્તિઓમાં પરસપરસ વિરોધ હોવાથી, વિષયસુખ સ્વાભાવિક રીતે પણ દુઃખરૂપ છે.આ તમામ દુઃખોનું મૂળ અવિદ્યા છે.અવિદ્યાનો નાશ કરનાર તત્ત્વજ્ઞાન છે. યોગની ક્રિયાઓ દ્વારા, ચિત્તવૃત્તિઓને શાંત અને એકાગ્ર કર્યા પહેલાં, તત્ત્વજ્ઞાનની વાતો કરવી, તે હવામાં કીલ્લા બાંધવા જેવું છે.

**'यथा चिकित्साशास्त्रं चतुर्व्यूहम्'** વિગેરે શબ્દોથી શ્રીભાષ્યકાર કહે છે કે-યોગશાસ્ત્ર વૈદક શાસ્ત્રના જેવું ચાર ઘટનાવાળું છે. તેમાં બે ઘટના તજવા લાયક છે, અને બે લેવા લાયક છે. રોગ અને રોગ થવાનાં કારણ, એ બે તજવા લાયક છે. અને રોગ મટાડવાનું જ્ઞાન-આરોગ્ય-અને દવા, એ બે લેવા લાયક છે. તેમ સંસાર અને સંસાર થવાનું કારણ-પુરૂષ પ્રકૃતિનો અવિવેકથી થએલો સંયોગ-એ બે તજવા લાયક છે. પુરૂષ પ્રકૃતિના સંયોગનો વિયોગ કરવાનું જ્ઞાન (તત્ત્વજ્ઞાન અગર સમ્યગ્ દર્શન) અને મોક્ષ એ બે લેવા લાયક છે.

સાર—સમગ્ર સંસારની દોડાદોડ વિષય સુખ તરફ છે,અને સમગ્ર સંસાર વિષય સુખમાંજ ખત્તા ખાય છે. વિષય સુખમાંથી આત્યંતિક નિવૃત્તિ થાય, તોજ પરમતત્ત્વની સ્ફુરણા હૃદયમાં થાય. નહીંતો નહીં.

**सूत्रं-हेयं दुःखमनागतम् ॥ १६ ॥**

પદચ્છેદ—**अनागतम् दुःखं**-હવે પછી આવવાવાળું જે દુઃખ હોય તે **हेयं**-તજવા લાયક છે.

અર્થ—જે દુઃખ ભૂતકાળમાં ભોગવી લીધું તેનો ભય ગયો; વર્તમાન-કાળમાં જે દુઃખ ભોગવાય છે તેનો ભય સમય સાથે ક્ષીણ થતો જાય છે; જે બાણ ભાથામાંથી છૂટી ગયું છે; તે તો વાગવાનુંજ છે. પણ હવે પછી ભવિષ્યમાં જે દુઃખ ભોગવવાનું હોય, તે દુઃખનો નાશ કરવા પ્રયત્ન કરવો જોઇએ.

વિવેચન—ભવિષ્યના દુઃખનું ભાન યોગીઓને થાય, બીજાને ન થાય. ચૌટામાં ભીંડા અને ભાજી બેઉ વેંચાય છે. ભીંડા ખરીદામાં મોંઘો. ઘેર આવે ત્યારે તેલ મશાલો પણ મોંઘો. જમવે મીઠો ગોળ કરતાં પણ વધારે ગળ્યો. પણ પરિણામે પેટમાં ચુંક આવે-લોટા લેવા પડે. ભાજી ખરીદતાં સોંઘી. ઘેર આવે ત્યારે તેલ મસાલે પણ સોંઘી. જમતાં સહેજ ફીક્કી, પણ પેટમાંથી-મેલ માત્ર કાઢી નાંખીને, પેટને સાફ કરે એવી. વિષય સુખ એ ભીંડો, અને વૈરાગ્ય એ ભાજી.

**सूत्रं-द्रष्टृदृश्ययोः संयोगो हेयहेतुः ॥ १७ ॥**

પદચ્છેદ—**द्रष्टृदृश्ययोः**-[**द्रष्टा**-સાક્ષી-આત્મા; અને **दृश्यं**-પ્રાણી પદાર્થ તમામ-એટલે પ્રકૃતિ.] પુરૂષ પ્રકૃતિનો. **संयोगः**-અવિવેકથી થએલો સંબંધ. **हेयहेतुः**-(**हेय**-સંસાર, અને **हेतुः**-કારણ) સંસારનું કારણ છે.

**અર્થ—પુરૂષ પ્રકૃતિનો જે સંયોગ છે, તેજ સંસારનું કારણુ છે.**

વિવેચન—આ અને આ પછીનાં સૂત્રોમાં પ્રકૃતિ સંબંધી ઘણી વાતો આવશે, માટે આપણે પણ પ્રકૃતિ સંબંધી થોડી વાત કરીએ. પ્રકૃતિમાં સત્ત્વ, રજસ્ અને તમસ્ એવા ત્રણ ગુણો સમાન ભાવે સમાઇને રહ્યા છે, તેથી પ્રકૃતિ ત્રિગુણાત્મક કહેવાય છે, સમાનભાવને 'સામ્યાવસ્થા' કહે છે. સત્વાદિ ત્રણે ગુણો સમાનભાવ તજીને ન્યૂનાધિક ભાવને પામે, ત્યારે પ્રકૃતિમાં વિકૃતિ થઇ ગણાય. પ્રકૃતિને કારણ સમજવું, અને વિકૃતિને કાર્ય સમજવું. આ વિકૃતિનું નામ-**મહત્તત્ત્વ** અગર **બુદ્ધિતત્ત્વ.** આ બુદ્ધિતત્ત્વ સર્વ વ્યાપી છે. પ્રત્યેક મનુષ્યની બુદ્ધિ, સર્વવ્યાપી બુદ્ધિતત્ત્વનો એક અંશ છે. પ્રત્યેક મનુષ્યમાં રહેલી બુદ્ધિને 'વ્યક્તિગત મહત્' એવું નામ પણ અપાય છે. 'મહત્તત્ત્વ અગર બુદ્ધિતત્ત્વમાંથી, અહંકાર પ્રગટે છે: અને અહંકારમાંથી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ નામની પાંચ તન્માત્રા પ્રગટે છે. મહત્, અહંકાર અને પંચતન્માત્રા મળીને સાત તત્વો થયાં. તે સાત 'પ્રકૃતિવિકૃતિ' ના નામથી ઓળખાય છે. મહત્‌માંથી પ્રગટેલા ૭ તત્ત્વને '**અવિશેષ**' સંજ્ઞા અપાય છે. પ્રકૃતિ અગર પ્રધાનમાં માત્ર કારણ ધર્મ છે, કાર્ય ધર્મ નથી. પણ આ સાત તત્ત્વોમાં કાર્ય અને કારણ બેઉ ધર્મો છે. એટલે મહત્તત્ત્વ પ્રકૃતિનું કાર્ય, અને પંચતન્માત્રાનું કારણ. પંચતન્માત્રા, પણ અહંકારનું કાર્ય, અને પાંચ સ્થૂલ ભૂતો અને દશ ઇંદ્રિયો અને અગીઆરમું મન મળી. કુલ સોળ, તત્ત્વોનું કારણ. સોળ તત્ત્વોનું નામ 'વિકૃતિ' છે. સોળ તત્ત્વોને '**વિશેષ**' સંજ્ઞા અપાયેલી જણાય છે.

નોંધ—[ પ્રકૃતિની સંજ્ઞા 'અલિંગ' મહત્તત્ત્વની સંજ્ઞા 'લિંગમાત્ર' મહત્ તત્ત્વમાંથી પ્રગટેલાં છે. મૂખ્ય ૭ તત્ત્વોની સંજ્ઞા 'અવિશેષ' છે. અને ૭ અવિશેષમાંથી પ્રગટેલાં સોળ તત્ત્વોનું નામ 'વિશેષ' છે. આ નોંધ આગળ ૧૯ મા સૂત્રમાં કામ આવશે. ]

હવે ચાલુ સત્તરમા સૂત્ર સંબંધી વાત કરીએ.

બુદ્ધિતત્ત્વમાં પ્રતિબિંબિત થઇ, બુદ્ધિરૂપ જે આત્મા બને છે, તે આત્મા '**બુદ્ધિપ્રતિસંવેદી**' કહેવાય છે; અથવા પોતાના પ્રતિબિંબના બળથી બુદ્ધિના જડત્વનો નાશ કરીને, બુદ્ધિને ચેતન તુલ્ય બનાવવાથી, આત્મા **બુદ્ધિપ્રતિસંવેદી** ગણાય છે. બુદ્ધિપ્રતિસંવેદી આત્મા દ્રષ્ટા છે. બુદ્ધિતત્ત્વમાંથી પ્રગટેલા તમામ પ્રાણીપદાર્થો દ્દશ્ય છે. અથવા ઇંદ્રિયોદ્વારા જે પ્રાણીપદાર્થોને બુદ્ધિ ગ્રહણ કરી શકે છે, તે તમામ દ્દશ્ય છે. ટુંકમાં--પ્રકૃતિના તમામ કાર્યો દ્દશ્ય સમજવાં; કારણ કે-જે બુદ્ધિનો વિષય ન થાય, અને જે બુદ્ધિનું કાર્ય ન હોય, એવો કોઈ પ્રાણીપદાર્થ છે નહીં.

લોહચુંબક પાસે હોય, તો સોય વિગેરે લોઢાના પદાર્થને, પોતાની શક્તિના પ્રમાણમાં, ચેતનશક્તિ મળે છે,તેમ આત્મા પોતાની સાનિધ્યહોવાથી,દ્દશ્યજગત્ ચેતન શકિત પ્રાપ્ત કરીને —ભોગવવા જેવું બને છે. સાર દ્દશ્ય જડ છે, પણ તેને ગતિ આપનાર આત્મા છે.

પુરૂષપ્રકૃતીનો આ સંયોગ અનાદિ-સ્વાભાવિક છે, કે નૈમિતિક છે ? તે સંબંધમાં ઘણાને શંકા થાય છે. પુરૂષ અને પ્રકૃતિ બેઉ અનાદિ છે, સંયોગ પણ અનાદિકાળથી ચાલ્યો આવે છે, પણ તેમાં યુક્તિ માત્ર એટલીજ છે કે—જો કોઇ આ સંયોગમાંથી બચવા માગે છે, તો તે પુરૂષ તત્ત્વજ્ઞાનદ્વારા બચી શકે છે. દેખાવું

એ દુનિયાનો સ્વભાવ છે, પણ આપણે આપણી આંખ બંધ કરી દઈએ તો દુનિયા દુનિયાને હિસાબે અદૃશ્ય થઇ નથી. દુનિયા તો જેવી હતી તેવી ચાલુજ છે, માત્ર આપણે પોતાને તે અદૃશ્ય જણાય છે. પગરખાં પહેરી લેવાથી, આખી પૃથ્વી ચામડાથી ઢંકાતી નથી, માત્ર પગરખાં પહેરનારને કાંટા વાગતા નથી. તે પ્રમાણે સમગ્ર જગતનો પ્રવાહ અટકાવ્યો અટકે તેવો નથી, માત્ર વ્યક્તિગત જગતનો પ્રવાહ અટકી જાય છે, 'પ્રવાહ અટકી જાય છે,' એટલે જગત્ સંબંધી સુખ દુઃખ જ્ઞાનીને સંભવતાં નથી. '**तत्संयोगविवर्जनात् अयं आत्यंतिकः दुःखप्रतीकारः स्यात्**' વિગેરે વચનોથી પંચશિખાચાર્ય કહે છે કે--પુરૂષપ્રકૃતિના સંયોગનો નાશ કરવાથી, દુઃખનો નાશ થાય છે. પુરૂષ પ્રકૃતિના સંયોગનો નાશ, જ્ઞાન વિના બીજા કોઇ પણ પ્રકારે થાય તેમ નથી, તે વાત પણ યાદ રાખવી. પુરૂષ પ્રકૃતિનો સંયોગ દુઃખરૂપ કહ્યો. તો તેમાં પુરૂષ નિષ્ક્રિય છે. સુખ દુઃખ આપવાનો પુરૂષનો ધર્મ નથી. પ્રકૃતિ અગર પ્રધાન પોતે પણ નિ-ષ્ક્રિય છે. સત્ત્વ, રજસ્ અને તમસ્ ગુણો પોતાનો સમાન ભાવતજીને વિકાર પામીબુદ્ધિતત્ત્વ અગર મહત્ તત્ત્વ પ્રગટાવે છે ત્યારેજ પ્રકૃતિ ક્રિયા કરવા સમર્થ થાય છે. સમાધિ સિવાય-ના બીજા સમયમાં, જે ક્રિયામાં ચિત્ત લાગ્યું હોય, તે ક્રિયારૂપ જીવ અવિવેકથી બની જઇ, તદ્રુપ થાય છે.

હવે દૃશ્યનું સ્પષ્ટિકરણ કરે છે.

**सूत्र–प्रकाशक्रियास्थितिशीलं भूतेंद्रियात्मकं भोगाऽपवर्गार्थं दृश्यम् ॥१८॥**

પદચ્છેદઃ—**प्रकाशक्रियास्थितिशीलं दृश्यम्** દૃશ્યમાં સત્ત્વ, રજસ્ અને તમસ્ નામના ત્રણે ગુણ ઓતપ્રોત રહેલા છે. પ્રકાશ આપવો તે સત્ત્વગુણનો ધર્મ છે, ક્રિયા કરવી અગર ગતિ આપવી, એ રજોગુણનો ધર્મ છે, અને સ્થિતિ (પ્રમાદ અગર આળસ) એ તમોગુણનો ધર્મ છે. **भूतेंद्रियात्मकं**—વળી આ દૃશ્યમાં જે કાંઇ નાનું મોટું દેખાય છે,તથા જે કાંઇ ઇંદ્રિયગોચર છે, તે તમામ દૃશ્ય છે. **भोगापवर्गार्थं**—[ 'ભોગ' એટલે આ લોક તથા પરલોકનું સુખ. 'અપવર્ગ' એટલે મોક્ષ ] વળી આ દૃશ્ય આ લોક તથા પરલોકનાં સુખ માટે, અને મોક્ષ માટે છે.

**અર્થ—દૃશ્ય પ્રાણી પદાર્થોમાં-પ્રકાશ, ક્રિયા અને સ્થિતિ, ત્રણે ગુણો ઓતપ્રોત છે. નાનું મોટું જે દેખાય છે, તથા જે કાંઇ ઇંદ્રિયોથી સમજાય છે, તે તમામ દૃશ્ય છે. આ દૃશ્ય આ લોક અને પરલોકના સુખ માટે, તથા મોક્ષ માટે છે.**

વિવેચન–દૃશ્ય એટલે પ્રકૃતિ. પ્રકૃતિ એટલે સ્થૂળમાં પ્રાણીપદાર્થો અને સુક્ષ્મમાં ઇંદ્રિયો. (મનનો સમાસ ઇંદ્રિયોમાં કરવો). દૃશ્યનો ધર્મ ત્રણ પ્રકારનો છે—પ્રકાશ, ક્રિયા અને સ્થિતિ–અથવા સત્ત્વ, રજસ્, અને તમસ્. '**परस्परोपरक्तप्रविभागाः**' એ વચનોથી ભાષ્યકાર કહે છે કે–'આ ત્રણે ગુણો જુદા જુદા ધર્મવાળા છે. તોપણ આ ત્રણે ગુણો એક સાથે મળીને–અંગાંગી ભાવ-પ્રગટીને, કાર્ય કરે છે.' જ્યાં તત્ત્વજ્ઞાન નથી ત્યાં આ ત્રણ ગુણો સંયુક્ત થઇને ક્રિયા કરે છે અને જ્યાં તત્ત્વજ્ઞાન છે, ત્યાં આ ત્રણે ગુણો છૂટા પડી અદૃશ્ય થાય છે. જેમ લોહચુંબકની સાનિધ્યથી, સોય જેવા લોઢાના પદાર્થો નાચે છે, તેમ આત્માની સાનિધ્યથી આ ત્રણે ગુણો ગતિમાન રહે છે–ક્રિયા કરી શકે છે. દૃશ્યના ધર્મ કહ્યા પછી હવે દૃશ્યના સ્વરૂપની વાત કરીએ.

**भूतेंद्रियात्मकं**—સૂક્ષ્મ ભૂતથી શબ્દસ્પર્શાદિ પંચ તન્માત્રા, અને સ્થૂળ ભૂતથી પૃથ્વી, જળ, તેજ, વાયુ વિગેરે પંચમહાભૂતો લેવાં. સૂક્ષ્મ ઇંદ્રિયોથી મહતત્ત્વ અને સ્થૂળ ઇંદ્રિયોથી પંચ જ્ઞાનેંદ્રિયો, પંચ કર્મેંદ્રિયો અને અગીઆરમું મન સમજવું.

**भोगापवर्गार्थं**—આ સમગ્ર દશ્ય ભોગ–સુખદુઃખ–માટે છે, અને મોક્ષ માટે છે. ગુણોથી પોતાને–આત્માને–જુદો ન સમજીને, ગુણાકાર થઇને, સુખદુઃખોને ભોગવે તે 'ભોગ' કહેવાયછે. '**अयन्तु खलु त्रिषु गुणेषु कर्तृषु अकर्तरि च पुरुषे**' વિગેરે વચનોથી પંચશિખાચાર્ય કહે છે કે—સ્વપ્નાવસ્થાવાળો જીવ, જેમ સ્વપ્નામાં તદ્રૂપ બનીને, નાના પ્રકારના ભોગ ભોગવે છે, અને જાગે છે ત્યારે તેને સ્વપ્નાવસ્થાના ભોગો સાથે લેવાદેવા હોતું નથી, તેમ જીવ પોતે કર્તાભોક્તા નથી, છતાં પ્રકૃતિના ગુણોથી તદ્રુપ બનીને, પોતાને કર્તા ભોકતા માને છે. જેમ લડાઇમાં લશ્કર હારે જીતે છે, છતાં રાજાની હારજીત મનાય છે, તેમ ભોગ અને મોક્ષ બુદ્ધિના ધર્મ છે, છતાં આત્માના ધર્મ કલ્પાય છે.

સાર—દશ્યનો વિવેકથી ઉપયોગ થાય, તો મોક્ષની પ્રાપ્તિ થાય, અને તેજ દશ્યનો ઉપયોગ અવિવેકથી થાય, તો ભોગ–સુખદુઃખ–જન્મમરણ–પ્રાપ્ત થાય. હજી પ્રકૃતિ અગર દશ્યસંબંધી આગળ વાત કરે છે.

## सूत्रं–विशेषाऽविशेषलिङ्गमात्राऽलिङ्गानि गुणपर्वाणि ॥ १९ ॥

પદચ્છેદ—**विशेषः अविशेषः च लिङ्गमात्रं च अलिङ्ग च-एतानि, विशेषाऽविशेषलिङ्गमात्राऽलिङ्गानि**—વિશેષ, અવિશેષ, લિંગમાત્ર અને અલિંગ પ્રકારની ચાર–**गुणानाम् पर्वाणि गुणपर्वाणि**–ગુણોની અવસ્થાઓ છે.

**અર્થ**—વિશેષ, અવિશેષ, લિંગમાત્ર અને અલિંગ એ પ્રકારની ચાર ગુણોની જુદી જુદી અવસ્થાઓ છે. ( વિશેષ ખુલાસો વિવેચનમાં છે. )

વિવેચન—પર્વ એટલે અવસ્થા. **गुणपर्वाणि** એટલે ગુણની એટલે પ્રકૃતિની અવસ્થાઓ. પ્રકૃતિ સંબંધી આગળ ૧૭ મા સૂત્રના વિવેચનમાં ખાસ ખુલાસો કર્યો છે. તેથી અહીં જણાવવા જેવું જે બાકી રહ્યું છે તેજ જણાવ્યું છે. શબ્દ, સ્પર્શ વિગેરે પાંચ તન્માત્રાઓ **અવિશેષ**ના પેટામાં છે. આ પાંચતન્માત્રાઓમાંથી, પ્રથમની તન્માત્રાઓ, પછીની તન્માત્રામાં સમાઇને રહેલી છે. એટલે—શબ્દ તન્માત્રા એક લક્ષણવાળી છે. સ્પર્શ તન્માત્રા પોતામાં પૂર્વની શબ્દ તન્માત્રાનો સમાસ થતાં, સ્પર્શ તન્માત્રા બે લક્ષણવાળી છે. આ પ્રમાણે રુપ તન્માત્રા ત્રણ લક્ષણવાળી છે, અને રસ તન્માત્રા ચાર લક્ષણવાળી–અને ગંધ તન્માત્રા પાંચ લક્ષણવાળી છે. પાંચ તન્માત્રા અને છઠું, તે પાંચનું જનક–કારણ અહંકાર, **અવિશેષ** છે. શાંત, ઘોર તથા મૂઢરૂપ વિશેષ ધર્મો આ છમાં હોતા નથી, તેથી તેમને **અવિશેષ** કહ્યા છે. મહત્ તત્ત્વ સત્તારૂપ છે, કારણ કે–પુરૂષને ભોગ તથા મોક્ષઆપવાની તેનામાં સત્તા છે–પ્રકૃતિમાં નથી, પ્રકૃતિ અક્રિય છે. પ્રકૃતિમાંથી મહત્ તત્ત્વ જન્મ પામે, અને તેમાંજ, લયને સમયે, સૂક્ષ્મરૂપે સમાઇ રહે છે. અહંકાર તથા પંચતન્માત્રાઓ મહત્ તત્ત્વમાંથી પ્રગટે છે, અને લયને સમયે આ છ, મહત્ તત્ત્વમાં સૂક્ષ્મરૂપે સમાઇ રહે છે.

તાત્પર્ય—પ્રકૃતિ અક્રિય છે, માટે તેને **અલિંગ** કહેવાય છે, અને મહત્ તત્ત્વ સક્રિય છે–સત્તાધારી છે, માટે '**લિંગમાત્ર**' કહેવાય છે. 'માત્ર' શબ્દનો અર્થ 'ઘણીજ સુક્ષ્મતા' સુચવે છે, કારણકે મહત્ તત્ત્વ અગર બુદ્ધિતત્ત્વ ઘણુંજ સૂક્ષ્મ છે. આ બુદ્ધિ-તત્ત્વ ધીમે ધીમે સ્થૂલ બનીને અહંકારરૂપ બને છે–પછી પંચતન્માત્રારૂપ બને છે. [અહંકાર અને પંચતન્માત્રા **અવિશેષ** સંજ્ઞાવાળા છે.] પછી અહંકાર અને પંચતન્માત્રાઓ, વિશેષ સ્થૂલરૂપ પકડીને, પંચમહાભૂત (પૃથ્વી જળ, તેજ વાયુ અને આકાશ), પાંચ કર્મેંદ્રિયોરૂપ, પાંચ જ્ઞાનેંદ્રિયોરૂપ, તથા મનરૂપ બને છે. આ સોળ તત્ત્વો '**વિશેષ**' એવી સંજ્ઞાથી ઓળખાય છે.

અલિંગ, લિંગમાત્ર, અવિશેષ અને વિશેષ એવા પ્રકારની ગુણોની ચાર અવસ્થા છે, તે ચારેમાંથી પ્રથમ (અલિંગ) નિત્ય છે–અનાદિ છે. અને છેલ્લી ત્રણ અવસ્થાઓ પુરૂષાર્થ-કૃત હોવાથી–બનેલી હોવાથી–અનિત્ય છે.

પ્રકૃતિ અનાદિ છે તે સંબંધમાં કપિલ મુનિ પણ કહે છે કે–**मूले मूलाभावात् अमूलं मूलं** (અધ્યાય ૧. સૂત્ર ૬૭) પ્રકૃતિ સૌનું મૂળ કારણ છે.પણ પ્રકૃતિનું કારણ કોઇ નથી.

(૧) પ્રકૃતિ, (૨) પ્રકૃતિ વિકૃતિ, (૩) વિકૃતિ અને (૪) અપ્રકૃતિ વિકૃતિ–એવા ચાર ભાગમાં સઘળાં તત્ત્વો સાંખ્યમત પ્રમાણે વહેંચાયેલાં છે. ત્રણ ગુણોનું સામ્યાવસ્થારૂપી જે પ્રધાન તે **પ્રકૃતિ.** મહત્, અહંકાર અને પાંચ તન્માત્રા એ સાત તત્ત્વો **પ્રકૃતિવિકૃતિ.** [આ સાતેમાં કારણપણાનો તથા કાર્યપણાનો એવા બે ભાવો છે.] પંચમહાભૂતો, અને અગી-યાર ઇંદ્રિયો–એવાં સોળ તત્ત્વો–'**વિકૃતિ**' ની સંજ્ઞાથી ઓળખાય છે. ચેતનપુરૂષ **અ-પ્રકૃતિવિકૃતિ**ની સંજ્ઞાથી ઓળખાય છે.

'પ્રકૃતિમાંથી મહતત્ત્વ, અહંકાર વિગેરે ઉત્પન્ન થયા.' એમ કહ્યું પણ 'પ્રકૃતિથી ગુણો ઉત્પન્ન થયા,' એવી વાત હજી થઇ નથી. તેથી સમજી લેવું કે આ ત્રણે ગુણો ઉત્પન્ન થતા નથી તેમ લય પામતા નથી, પણ પ્રકૃતિ અને પ્રકૃતિના કાર્યોમાં ઓતપ્રોત થઇને રહે છે. એટલામાટેજ પ્રકૃતિ 'ત્રિગુણાત્મક' કહેવાય છે અને કોઇ પ્રાણી પદાર્થ, ગુણરહિત હોઇ શકતો નથી.

હવે આગળ વિચાર કરીએ. અવિશેષ સૂક્ષ્મ હોવાથી, તે ૭ સૂક્ષ્મ તત્ત્વોનો અનુભવ સહેલાઇથી થતો નથી–યોગીઓ પંચતન્માત્રાઓનો અનુભવ કરી શકે છે. અને વિશેષ સંજ્ઞાવાળા સોળ તત્ત્વો સ્થૂલ હોવાથી, તેમનો અનુભવ સૌ સહેલાઇથી કરી શકે છે. સૂક્ષ્મ તત્ત્વોનો અનુભવ કેવી રીતે કરી શકાય, તે વાત હવે કરીએ. પ્રત્યેક પ્રાણીપદાર્થમાંથી એવું કાંઇ સૂક્ષ્મ તત્ત્વ નિરંતર વહ્યાજ કરે છે. કપુર, કસ્તુરી, ડુંગળી, અત્તર, પુષ્પ, કેરી, અને એવા બીજા થોડા પદાર્થોમાંથી, સૂક્ષ્મ તત્ત્વ વિશેષ પ્રમાણમાં વહીને, ચારે તરફ ફેલાય છે. ભલે આપણે તે પદાર્થોને જોઇ શકીએ નહીં, પણ તેમનું સૂક્ષ્મ તત્ત્વ નાકદ્વારા આપણા હૃદયમાં પેસીને, પોતાની ક્રિયા તથા હયાતી સૂચવે છે. મનુષ્ય શરીરમાંથી પણ આ સૂક્ષ્મ દ્રવ્ય વહ્યા કરે છે. પવિત્ર પુરૂષોના શરીરમાંથી પવિત્ર દ્રવ્ય, અને અપવિત્ર પુરૂષોના શરીરમાંથી અપવિત્ર દ્રવ્ય વહ્યાંજ કરે છે. આ દ્રવ્ય આંખમાંથી અને હાથમાંથી

વિશેષ કહે છે: તેટલામાટેજ સત્પુરૂષોની કૃપાદૃષ્ટિ આપણે ચાહીએ છીએ, અને સત્પુરૂષોનો હાથ આપણે માથે મુકાવીએ છીએ. અપવિત્ર પુરૂષોની દૃષ્ટિ અને હાથ ( સ્પર્શ ) આવાજ કારણથી આપણે તજી દઈએ છીએ, એટલે ' નજર પડી ' એમ કહીએ છીએ. મંદિરો અને દેવાલયોમાં, પવિત્ર પુરૂષોની આવજા થવાથી, પવિત્ર સૂક્ષ્મ દ્રવ્યનો ત્યાં અનાયાસે જમાવ થાય છે. અને તેથી મંદિરો તથા દેવાલયો પવિત્ર ધામ ગણાય છે. ગાડીની આગળ ઘોડો જોડે, તો ઘોડો ગાડીને તાણી શકે: પણ ઘોડાની આગળ ગાડી જોડે, તો ગાડી ઘોડાને તાણી શકવાની નથી. એટલી વાત બરાબર સમજ્યા હો તો યાદ રાખજો કે–ગમે તેવા મોટા મંદિરો અગર મોટા દેવાલયો હોય, પણ ત્યાં જો અપવિત્ર પુરૂષો વસતા હોય, તો ત્યાં જવાથી, આપણને પવિત્ર દ્રવ્ય મળવા સંભવ નથી. કેસર, ચંદન, પુષ્પ વિગેરે પદાર્થોમાંથી જે સૂક્ષ્મ દ્રવ્ય વહે છે, તેના કરતાં સંતોના શરીરમાંથી નીકળતું સૂક્ષ્મ દ્રવ્ય વધારે પવિત્ર છે. અને આટલામાટેજ–તિર્થો, મંદિરો, મૂર્તિઓ વિગેરે પવિત્ર સ્થાનોના કરતાં સંતોની પવિત્રતા શાસ્ત્રોએ વિશેષ આંકી છે. સંતોના સમાગમમાં આવનારા દરેકને ઉત્તમ, લાભ મળે છે, તે વાત જગપ્રસિદ્ધ છે–વિશેષ શું કહું !

સત્વાદિ ગુણો સંબંધી શ્રીકૃષ્ણે ગીતાના ચૌદમા અધ્યાયમાં ઘણી વાતો કરી છે, તેમાંથી થોડી લઈએ.

**मम योनिर्महद्ब्रह्म, तस्मिन् गर्भं दधाम्यहम् ॥**
**संभवः सर्वभूतानां, ततो भवति भारत ॥ ३ ॥**

**सर्वयोनिषु कौंतेय, मूर्तयः संभवन्ति याः ॥**
**तासाम् ब्रह्म महद्योनि–रहं बीजप्रदः पिता ॥ ४ ॥**

**सत्वं रजस्तम इति, गुणाः प्रकृतिसंभवाः ॥**
**निबध्नंति महाबाहो, देहे देहिनमव्ययम् ॥ ५ ॥**

અર્થ—હે અર્જુન ! ત્રિગુણાત્મક માયા, મારૂં ગર્ભાધાન કરવાનું સ્થાન છે. તે સ્થાનમાં હું ગર્ભ આપું છઉં. **ततः–**તે મહદ્ બ્રહ્મરૂપી સ્થાનમાંથી પ્રાણી પદાર્થ સર્વની ઉત્પત્તિ થાય છે. ( તમામ દૃશ્ય માયામાંથી પ્રગટે છે, અને તે તમામને પ્રગટાવનાર હું છઉં, એવો ભાવ છે.) [૩] હે કુંતાના બાળ ! સર્વ યોનિઓમાં જે જે શરીરો ઉત્પન્ન થાય છે, તેઓની માતા ત્રિગુણાત્મક માયા છે. અને તે શરીરોને બીજ આપનારો–પિતા–હું છઉં. ' પ્રગટાવનાર હું તથા બીજ આપનારો પિતા હું '–એ બે વાક્યોથી સિદ્ધ કરી આપે છે કે–જેમ લોહચુંબકની સાનિધ્યથી સોય નાચે છે, તેમ મારી સાનિધ્યથી માયાના કાર્યો ક્રિયાવાન્ બને છે. [૪] હે મોટા હાથવાળા અર્જુન ! સત્ત્વ રજસ અને તમસ્ નામના ત્રણ ગુણો પ્રકૃતિના છે. તે ત્રણે ગુણો દેહમાં રહેલા અવ્યય–એવા જીવાત્માને બંધન કરે છે. [૫] હજી તે ત્રણે ગુણોના ધર્મો સંબંધી સાંભળો—

**तत्र सत्त्वं निर्मलत्वात्, प्रकाशकमनामयम् ॥**
**सुखसंगेन बध्नाति, ज्ञानसंगेन चानघ ॥ ८ ॥**

**रजो रागात्मकं विद्धि, तृष्णासंगसमुद्भवम् ॥**
**तन्निबध्नाति कौंतेय, कर्मसंगेन देहिनम् ॥ ७ ॥**

**तमस्त्वज्ञानजं विद्धि, मोहनं सर्वदेहिनाम् ॥**
**प्रमादालस्यनिद्राभिस्-तन्निबध्नाति भारत ॥ ८ ॥**

અર્થ—સત્ત્વગુણ નિર્મળ છે-પ્રકાશક છે-અને દુઃખથી રહિત છે. આવો સત્ત્વગુણ, જીવને સુખના સંગ તથા જ્ઞાનના સંગ સાથે જોડે છે. [ ૬ ] હે કુંતાના પુત્ર! રજોગુણ રાગરૂપ છે; અને તૃષ્ણા તથા આસક્તિ-મમતા, રજોગુણથી ઉત્પન્ન થાય છે, એવી તું ખાત્રી રાખ. આ રજોગુણ, જીવાત્માને નાના પ્રકારના કર્મમાં આનંદ બતાવીને, બંધન કરે છે. [ ૭ ] હે ભારત! તમો ગુણ અજ્ઞાનથી ઉત્પન્ન થાય છે, એવી તું ખાત્રી રાખ, તમો ગુણ તમામ દેહધારીઓને મોહમાં ફસાવે છે, તથા પ્રમાદ, આળસ અને નિદ્રાવડે બંધન કરે છે. [ ૮ ]

હજી આગળ ગુણોની પ્રવૃત્તિ કહે છે—

**सत्त्वं सुखे संजयति, रजः कर्मणि भारत ॥**
**ज्ञानमावृत्य तु तमः, प्रमादे संजयत्युत ॥९॥**

અર્થ—હે ભારત! સત્ત્વગુણ જીવાત્માને સુખમાં જોડે છે, રજોગુણ કર્મમાં જોડેછે, અને તમોગુણ જ્ઞાનને ઢાંકી દઈને, ( having enveloped ) ( જીવાત્માને ) પ્રમાદમાં જોડે છે. [ ૯ ]

સત્વાદિગુણો વિશેષ પ્રગટે ત્યારે તે ગુણોનાં જુદાં જુદાં લક્ષણ કેવાં હોય, તે વાત હવે કરે છે—

**सर्वद्वारेषु देहेऽस्मिन्, प्रकाश उपजायते ॥**
**ज्ञानं यदा तदा विद्याद्-विवृद्धं सत्त्वमित्युत ॥११॥**
**लोभः प्रवृत्तिरारंभः, कर्मणामशमः स्पृहा ॥**
**रजस्येतानि जायंते, विवृद्धे भरतर्षभ ॥१२॥**
**अप्रकाशोऽप्रवृत्तिश्च, प्रमादो मोह एव च ॥**
**तमस्येतानि जायंते, विवृद्धे कुरुनंदन ॥१३॥**

અર્થ—દેહનાં સર્વ દ્વારોમાં એટલે-દેહની સર્વ ઇંદ્રિયોમાં જ્યારે જ્ઞાનરૂપ પ્રકાશ પ્રગટી નીકળે, ત્યારે આ દેહમાં સત્ત્વગુણનો વધારો થયો છે એમ જાણવું. [ ૧૧ ] હે અર્જુન! લોભ, પ્રવૃત્તિ, નાના પ્રકારનો (કામ્ય) કર્મોનો આરંભ, અશાંતિ અને સ્પૃહા-જ્યારે આ દેહમાં ઉત્પન્ન થાય, ત્યારે સમજી લેવું કે-દેહમાં રજોગુણનો વધારો થયો છે. [૧૨] હે કુરૂનંદન! અંધકારઅજ્ઞાન, અપ્રવૃત્તિ, પ્રમાદ તથા મોહ જ્યારે આ દેહમાં વધી પડે, ત્યારે તમોગુણની વિશેષ વૃદ્ધિ થઇ છે, એમ જાણી લેવું. [૧૩]

ઉપર જણાવેલા લક્ષણોનું શું ફળ મળે, તે વાત હવે કહે છે—

**कर्मणः सुकृतस्याहु, सात्त्विकं निर्मलं फलं ॥**
**रजसस्तु फलं दुःख-मज्ञानं तमसः फलम् ॥१६॥**
**सत्त्वात् संजायते ज्ञानं, रजसो लोभ एव च ॥**
**प्रमादमोहौ तमसो, भवतोऽज्ञानमेव च ॥१७॥**

અર્થ—વિદ્વાનો કહે છે કે—"સાત્ત્વિક કર્મોનું ફળ સાત્ત્વિક અને નિર્મળ Harmoni-

ous & spotless. હોય છે. રાજસ્ કર્મ ( mobility )નું ફળ દુઃખ હોય છે, 'અને તામસ કર્મનું ફળ અજ્ઞાન હોય છે." [૧૬] સત્ત્વગુણથી જ્ઞાન પ્રાપ્ત થાય છે, રજોગુણથી લોભ (greed) ઉત્પન્ન થાય, અને તમોગુણથી પ્રમાદ (Heedlessness), મોહ (delusion) અને અજ્ઞાન જરૂર ઉત્પન થાય છે. [૧૭]

પરમાત્માને અને ગુણોને કેવા પ્રકારનો સંબંધ છે, તે વાત હવે કહે છે.

**नान्यं गुणेभ्यः कर्तारं, यदा द्रष्टानुपश्यति ॥**
**गुणेभ्यश्च परं वेत्ति, मद्भावं सोऽधिगच्छति ॥१९॥**

અર્થ—જ્યારે દ્રષ્ટા ગુણોથી બીજા કોઇ કર્તાને દેખતો નથી. એટલે-ગુણોજ ક્રિયાના કર્તાછે, એવી જ્યારે દ્રષ્ટાને ખાત્રી થાય છે, અને ગુણોના કરતાં આત્માને શ્રેષ્ઠ-ઉત્તમ-માને છે, ત્યારે તે જીવાત્મા મારા ભાવને પામે છે. તે જીવાત્માને મારો સાક્ષાત્કાર થાયછે.

પુરૂષ પ્રકૃતિની ઉત્પત્તિમાં એક બીજો પણ મતભેદ છે તે એકે-સાંખ્યમતવાળા તથા બીજા કેટલાએક ધર્માવલંબીઓ ચૈતન્યને અગ્ર સ્થાન આવે છે, અને અત્યારના વિજ્ઞાન શાસ્ત્રીઓ પ્રકૃતિને અગ્રસ્થાન આપે છે, એટલે-સૂક્ષ્મ પરમાણુઓ એક બીજા સાથે મળતાં સ્થૂલ પરમાણુ થયાં. પછી સ્થૂલ પરમાણુઓ એક બીજા સાથે મળતાં જીવરૂપે પરીણામ પામ્યાં. આવા જધડામાં પડવું નહીં. ગીતા ૧૩ અ. કહે છે કે—

**प्रकृतिं पुरुषं चैव, विद्धयनादी उभावपि ॥१९॥**

'પુરૂષ તથા પ્રકૃતિ એઉને અનાદિ જાણો.' એવું શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું.

હવે વીશમું સૂત્ર વાંચીએ.

## सूत्रं–द्रष्टा दृशिमात्रः शुद्धोऽपि प्रत्ययाऽनुपश्यः ॥२०॥

પદચ્છેદ—**द्रष्टा**-પુરૂષ, સાક્ષી. **दृशिमात्रः**-તે દષ્ટા દશિમાત્ર છે. **दृशिमात्रः** એટલે સાક્ષીપણાના સાચા ધર્મો આત્મામાં છે. [ આત્મા સિવાયના બીજા પદાર્થો દ્રષ્ટા થાય ખરા, પણ તેમાં 'દશ્ય' ભાવ પેસી શકે છે, એટલે-આત્મા સિવાયના બીજા પદાર્થોનો દ્રષ્ટા, બીજો કોઇ અન્ય હોઇ શકે છે. તાત્પર્ય આત્મા સિવાયના બીજા પદાર્થોમાં દ્રષ્ટા અને દશ્ય એઉ ભાવ હોઇ શકે છે, અને આત્મામાં એક દ્રષ્ટાનોજ ભાવ છે. ] **शुद्धः अपि** વળી તે આત્મા શુદ્ધ છે એટલે નિર્વિકાર છે તોપણ, આત્માને કોઇની સાથે લેવાદેવા નથી, આત્માને કોઇની અપેક્ષા નથી તોપણ **प्रत्ययः** બુદ્ધિતત્ત્વ. **प्रत्ययं अनुपश्यति इति प्रत्ययानुपश्यः**-બુદ્ધિદ્વારા આત્મા જુએ છે-બુદ્ધિતત્ત્વદ્વારા આત્મા પોતાનું કામકાજ કરેછે.

**અર્થ—સાક્ષીપણાનો સાચો ધર્મ એક આત્મામાંજ છે. ( આત્મા સિ-વાયના અન્ય પદાર્થો દ્રષ્ટા અને દ્દશ્ય એઉ બની શકે છે, અને આત્મા કદિ દ્દશ્ય થતો નથી. દ્રષ્ટા તરીકેજ કાયમ રહે છે.) વળી આત્મા નિર્લેપ છે. તેને કોઇની અપેક્ષા-પરવા નથી, છતાં તે બુદ્ધિ તત્ત્વદ્વારા પોતાનું કામકાજ કરે છે. એટલે બુદ્ધિતત્ત્વના ધર્મ પોતામાં આરોપિત કરે છે.**

૨૦ વિવેચન—ખરેખરૂં દ્રષ્ટાપણું-સાક્ષીપણું-પુરૂષમાં છે, કારણકે તેમાં દશ્યભાવ કદિ હોતો નથી. દ્રષ્ટાંત—(૧) અમને જોનાર તમે, તમને જોનાર અમે; અને અમને અને તમને એઉને જોનાર ત્રીજો મળી શકે છે. ત્રીજાને જોનાર ચોથો મળી શકે છે-એમ જે **द्रष्टा**

હોય તે **દૃશ્ય** બની શકે છે, એટલે સાક્ષી તરીકે કોઇ કાયમ રહી શકતો નથી. (૨) રંગને જોનાર આંખ, આંખને જોનાર મન, મનને જાનાર બુદ્ધિ, અને બુદ્ધિને જોનાર પુરૂષ. પુરૂષને જોનાર કોણ? તેનો પત્તો હજી સૂધી લાગ્યો નથી. આત્મા સિવાય બીજા કોઈમાં સાક્ષીપણાનો ભાવ કાયમ ટકતો નથી. આ વાતને બરાબર ચોક્કસ કરવાના હેતુથી **द्रष्टा** (પુરૂપ) ને '**दृशिमात्रः**' એવું વિશેષણ લગાડયું જણાય છે. '**दृशिमात्र**' એટલે દ્રષ્ટા તરીકેનો કાયમ ભાવ, આત્મામાં જ છે. બીજામાં નથી.

'**शुद्धः**' નો સામાન્ય અર્થ 'નિર્મળ,' 'પવિત્ર' વિગેરે થાય છે. પણ તે સામાન્ય અર્થ અહીં લેવા કરતાં, '**शुद्ध**' નો અર્થ 'નિર્લેપ' કરીએ, તો સૂત્રનો અર્થ બરાબર સમજાશે. 'નિર્લેપ' એટલે 'જેને, કોઇની સાથે લેવા દેવા નથી એવો,' 'જેને કોઇના સંગનો રંગ લાગતો નથી એવો.' **शुद्धः अपि**-પુરૂપ નિર્લેપ છે છતાં. **प्रत्यय**-એટલે 'બુદ્ધિતત્ત્વ' **प्रत्ययं अनुपश्यति इति प्रत्ययानुपश्यः इति पुरुषः**-બુદ્ધિની પાછળ રહીને જોનારો એટલે બુદ્ધિરૂપ બનીને, પોતાના કામકાજ કરનારો પુરૂષ. '**अपरिणामिनी ही भोक्तृशक्तिः अप्रतिसंक्रमा च परिणामिन्यर्थे प्रतिसंक्रांता इव तद्‌वृत्तिमनुपतनि तस्याश्च**' વિગેરે વચનોથી પંચશિખાચાર્યજી કહે છે કે-'ભોકતૃ-શક્તિ અથવા પુરૂષ અપરિણામી છે. આ પુરૂપ સદા નિર્લેપ છે; તોપણ પરિણામી બુદ્ધિમાં પ્રતિબિંબિત થએલો-તદાકાર-હોવાથી, તે પુરૂપ બુદ્ધિની વૃત્તિને અનુસરે છે. આ પ્રમાણે બુદ્ધિની વૃત્તિમાં મળી ગએલું ચેતનજ જ્ઞાનવૃત્તિ કહેવાય છે.'

'**स बुद्धेर्न सरूपो नात्यंतं विरूपः**' વિગેરે વચનોથી શ્રી ભાષ્યકાર પણ કહે છે કે-બુદ્ધિતત્ત્વમાં પ્રતિબિંબિત થએલો પુરૂપ, બુદ્ધિતત્ત્વથી વિલક્ષણ છે, છતાં બુદ્ધિથી બહુ જુદારૂપવાળો પણ તે નથી. બુદ્ધિને કાંઇક જાણવામાં હોય, અને કાંઇક જાણવામાં ન હોય, તેથી બુદ્ધિ એક રસ નથી. આત્મા એક રસ છે. અર્થાત બુદ્ધિ પરિણામી અને આત્મા અપરિણામી છે. વળી બુદ્ધિ પુરૂષને અર્થે હોવાથી ભોગ્ય છે, અને આત્મા પોતાને અર્થે હોવાથી ભોક્તા છે-સ્વાર્થરૂપે છે. બુદ્ધિ ત્રિગુણાત્મક અને જડ છે, આત્મા ગુણાતીત અને ચેતન છે. પુરૂપ બુદ્ધિથી અત્યંત જુદારૂપવાળો નથી તે વાત હવે સાંભળો. બુદ્ધિની વૃત્તિરૂપ જ્ઞાનને, આત્મા નિર્લેપ છે છતાં પ્રકાશ કરતો હોવાથી, બુદ્ધિની વૃત્તિના સ્વરૂપથી આત્મા દેખાય છે. બુદ્ધિદ્વારા આત્મા કેવી રીતે પ્રતીત થાય છે તે વાત હવે કરીએ. જળમાં પ્રતિબિંબિત થએલા ચંદ્રને જળમાં રહેવાવાળાં બીજાં માંછલાં એક ચકચકીત માછલારૂપે ગણે, પણ સમજુ મનુષ્યો તો તેને ચંદ્રનું પ્રતિબિંબજ કહે; અને 'જળના ડોલવાથી, તે જળમાં પ્રતિબિંબિત ચંદ્ર ડોલે છે,' એવી જે વાસ્તવિક વાત છે, તે પણ અનુભવથી સમજાય. આ પ્રમાણેજ આત્માને સુખદુઃખ નથી, છતાં બુદ્ધિતત્ત્વમાં તે પ્રતિબિંબિત થએલો હોવાથી, બુદ્ધિતત્ત્વના ધર્મ આત્મામાં જણાય છે. પુરૂપ પ્રકૃતિથી વિલક્ષણ છે, અને ક્ષુદ્રમાંક્ષુદ્ર પદાર્થથી માંડીને છેક બુદ્ધિસુધીના તમામ પદાર્થોનો સમાસ પ્રકૃતિમાં થાય છે. શરીર વિકારી છે-નાનું મોટું થાય છે, તેમ બુદ્ધિતત્ત્વપણ વિકારી છે. શરીરને નખ સાથે જે પ્રકારનો સંબંધ છે, તેજ પ્રકારનો સંબંધ જ્ઞાનને શરીર સાથે છે, નખ શરીરનો ભાગ છે, છતાં હજારો વખત નખ કાપી નાંખ્યા, તોપણ શરીર એવું ને એવુંજ રહે છે; તેમ સેંકડો શરીર ખરતાં જાય છે, પણ જ્ઞાન-બુદ્ધિતત્ત્વ-તો ઘણા કાળ સુધી કાયમજ રહે છે. જ્ઞાનમાં

આવા ધર્મ હોવા છતાં તે વિકારી છે, માટે અવિનાશી હોઇ શકે નહીં. જ્ઞાન અવિનાશી નથી, માટે આત્માથી વિલક્ષણુ છે. તાત્પર્ય-જે પ્રકૃતિની અંદરની વસ્તુ છે, તે સદાને માટે નાશવંત અને પરતંત્ર છે. બુદ્ધિના પ્રદેશ સુધી આપણે સૌ પરતંત્ર છીએ, તેથી આગળ વધીએ ત્યારે સ્વતંત્રતાનાં દર્શન થાય-ત્યારે મુક્તિની વાત કરાય.

હવે આપણા પોતા સામું જુઓ. આટલું જાણીએ છીએ છતાં, આપણે બંધન યુક્ત કેમ? તેનો ખુલાસો એટલોજ કે આપણી ઇચ્છાશક્તિ અને ક્રિયાશક્તિ મંદ છે. ઇચ્છાશક્તિ અને ક્રિયાશક્તિ જેટલા પ્રમાણુમાં આગળ વધે, તેટલા પ્રમાણુમાં આપણે મુક્તિ તરફ આગળ વધી શકીએ. આપણી ઈચ્છા શકિત અને ક્રિયાશક્તિ આપણી પાસેજ છે-ભાડે લેવા જવી પડે તેમ નથી. શ્રદ્ધાયુકત સાંભળેલાં સદ્‌ગુરૂનાં વચનથી, તે બેઉ શકિતઓ સતેજ થાય છે-જાગ્રત થાય છે. આ બે શકિતની મદદથી, માયાનું આવરણુ તોડી નાંખી, સ્વસ્વરૂપનાં દર્શન કરવાં, એજ આ દેહની સફળતા છે. શરીર, ઇંદ્રિયો, અને બુદ્ધિ વિગેરે સ્થૂળ તથા સૂક્ષ્મ જડ પદાર્થોનાં, અનેક પ્રકારનાં થર (પડ) માં થઇને, આત્મા પ્રકાશિત થાય છે.

કાઠીયાવાડ, રજપૂતાના, ગુજરાત અને મુંબઈ ચારે દિશાની વચ્ચે અમદાવાદ છે. અમદાવાદ સરકારી તાર ઓફીસમાં આ ચારે દિશાના તારોનો સંબંધ છે. ચારે દિશાઓ-માંથી અવાજ સાંભળવા માટે જુદા જુદા ટેબલ ઉપર ચાર જુદાં જુદાં યંત્રો ગોઠવી રાખ્યાં હોય છે. ચારે દિશામાંથી આવતા તારો સાંભળવા માટે તે તાર ઓફીસમાં તાર માસ્તર હાજર હોય છે. આ પ્રમાણે બુદ્ધિતત્ત્વ કહો કે મગજ કહો, આ શરીરમાં તે મગજરૂપી મોટી તાર ઓફીસ છે. તે તાર ઓફીસમાં દરેક ઇંદ્રિયોને પોતાનું જુદું જુદુ યંત્ર-કેંદ્ર-સ્થાન હોય છે. અમુક ઈંદ્રિય જે કાંઇ ક્રિયા કરે છે તે, ક્રિયા જ્ઞાન તંતુદ્વારા, મગજરૂપી ઓફીસમાં, ગોઠવેલા પોતાના યંત્ર (સ્થાન) માં સંભળાય છે. જેમ તાર ઓફીસમાં ચારે દિશામાંથી આવતા તાર સાંભળવા માટે, એક તાર માસ્તર રાખેલો હોય છે, તેમ આ મગજરૂપી અગર બુદ્ધિતત્ત્વરૂપી ઓફીસમાં, ઇંદ્રિયો તરફથી આવતા સમાચાર લેવા તથા તે ઇન્દ્રિયોને તે સંબંધમાં, આગળ સૂચનાઓ આપવા માટે, એક તાર માસ્તર ખડો અને ખડો ત્યાં રહે છે. તાર ઓફીસમાં ગોઠવેલા યંત્રો સજ્જ હોય, પણ જો તેમાં તાર માસ્તર ખડો ન હોય, તો કશો લાભ થતો નથી, તેમ મગજરૂપી તાર ઓફી-સમાં, આત્મારૂપી તાર માસ્તર ન હોય, તો તે તાર ઓફીસનો તથા ઇંદ્રિયોનો લાભ મળી શકતો નથી. લાભ મળતો નથી એટલુંજ નહીં, પણ આત્મારૂપી તાર માસ્તરની ગેરહાજરીથી મગજ તથા ઈંદ્રિયો ક્રિયાહીન થઇને પડયાં રહે છે. આટલી વાતમાંથી સાર એજ મળે છે કે-બુદ્ધિતત્ત્વની પાછળ રહીને, બુદ્ધિતત્ત્વદ્વારા તદ્રૂપ બનીને જે ક્રિયા કરે છે તે આત્મા છે.-'**प्रत्ययाऽनुपश्यः आत्मा**' છે. એ વાત હવે બરાબર સમજાઈ હશે.

**इन्द्रियाणि पराण्याहु-रिन्द्रियेभ्यः परं मनः ॥**
**मनसस्तु परा बुद्धिर्-यो बुद्धेः परतस्तु सः ॥ ४२ ॥**

(ગીતા અ. ૩)

અર્થ—[ગીતાના બીજા અધ્યાયના સાઠમા શ્લોકમાં ઇંદ્રિયોને પ્રબળ ગણી છે, પણ] ઇંદ્રિયોના કરતાં મન પ્રબળ છે, મન કરતાં બુદ્ધિ પ્રબળ છે અને બુદ્ધિના કરતાં, આત્મા અત્યંત પ્રબળ છે.

**सूत्रं—तदर्थ एव दृश्यस्याऽऽत्मा ॥२१॥**

પદચ્છેદ—**तस्मै इति तदर्थः—इति आत्मने**—આત્માને માટે. **दृश्यस्य आत्मा** દશ્યનું સ્વરૂપ અગર હૈયાતી.

**અર્થ**—દશ્યનું સ્વરૂપ અગર દશ્યની હૈયાતી આત્માને માટે છે. એટલે દશ્ય પ્રાણી પદાર્થ પુરૂષના ભોગાપવર્ગ માટે છે—ભોગ તથા મોક્ષ માટે છે.

૨૧ વિવેચન—ભોગ અને અપવર્ગ ( મોક્ષ ) માટેજ દશ્ય છે. અવિવેકથી પ્રકૃતિનો સંગ કરતાં, સુખ અગર દુઃખરૂપી ભોગની પ્રાપ્તિ થાય. જ્યારે પુરૂષને સ્વસ્વરૂપનું જ્ઞાન થાય છે, ત્યારેજ પ્રયોજનના અભાવથી દશ્યનો લય થઇ જાય છે.

**मूत्रं—कृतार्थं प्रति नष्टमप्यनष्टं तदन्यसाधारणत्वात् ॥ २२ ॥**

પદચ્છેદ:—**कृतार्थं प्रति नष्टम् अपि**-તત્ત્વજ્ઞાનથી જેનો અર્થ સર્યો છે, તે પુરૂષને હીસાબે આ દશ્ય નાશ પામેલું છે, તોપણ અથવા અને. **अन्येषाम् साधरणं अन्यसाधारणं, तस्य भावः, तस्मात् अन्यसाधारणत्वात्**-બીજાઓ પ્રતિ એટલે તત્ત્વજ્ઞાનથી જેઓનો અર્થ સર્યો નથી એવા બીજા (અકૃતાર્થ) પુરૂષ પ્રતિ, સાધારણ રીતે. **तत् अनष्टम्**-આ દશ્ય પ્રાણી પદાર્થો નાશ પામેલા નથી—અર્થાત્ વિદ્યમાનજ છે.

**અર્થ**—વિવેકી પુરૂષને હિસાબે આ દશ્ય નાશ પામેલું છે. એટલે વિવેકી પુરૂષને દશ્યમાં મમતા નથી. અને અવિવેકી પુરૂષને હિસાબે સાધારણ રીતે દશ્ય નાશ, પામેલું નથી પણ હૈયાત છે એટલે અવિવેકી પુરૂષને દશ્યમાં મમતા છે.

૨૨ વિવેચન—આગલા સૂત્રમાં જણાવ્યું છે કે, જ્યારે પુરૂષને સ્વસ્વરૂપનું જ્ઞાન થાય, ત્યારે દશ્યનો લય થાય છે. દશ્યનો લય થયા પછી, બીજા પુરૂષોને દશ્યનો અનુભવ કેમ થાય છે ? તે સંબંધી આ સૂત્રમાં ખુલાસો છે. આ સંબંધમાં આગળ વિવેચન કર્યું છે કે-દુનિયા દુનિયાને હિસાબે ચાલુ છે, પણ આંધળાને હિસાબે, તેની તે દુનિયા લય પામી છે. એ પ્રમાણે વિવેકી પુરૂષની દૃષ્ટિએ દશ્યનો લય છે, અને અવિવેકી પુરૂષની દૃષ્ટિએ દશ્ય વિદ્યમાન છે. '**अजो ह्येको जुषमाणोऽनुशेते जहात्येनां भुक्तभोगामजोऽन्यः** ॥ એક બકરો બકરીને ભોગવતો બકરીમાં, આસકત થઇને, બકરીના સુખે સુખી અને બકરીના દુઃખે દુઃખી થઇને—બકરીની સાથે રહે છેઃ અને બીજો બકરો, બકરીમાં ભોગ ભોગવી લઇને, બકરીને તજી દે છે.' એવો આ શ્રુતિનો અર્થ થાય છે. આ વાતને હજી વિશેષ સ્પષ્ટ કરવાના હેતુથી કહીએ કે—એક ઝાડ ઉપર બે પક્ષી બેઠાં. એક પક્ષીએ તે ઝાડ ઉપર માળો બાંધ્યો, તે ઝાડનાં ફળફૂલ ખાધાં—એટલે તે વૃક્ષમાં મમતા કરી; અને બીજો પક્ષી તે ઝાડ ઉપર બેઠો ખરો, પણ તેણે ત્યાં માળો બાંધ્યો નહીં, અને તે ઝાડનાં ફળફળાદિ પણ ખાધાં નહી. એટલે બીજા પક્ષીએ તે ઝાડમાં મમતા કરી નહીં. તે ઝાડ એક વખત પડ્યું. પ્રથમ પક્ષી કકળી ઉઠ્યો—દુઃખી થયો; અને બીજો પક્ષી ત્યાંથી ઉડીને બીજે ઝાડે બેઠો. એક કન્યા માટે બે જણે માગણી કરી. તે કન્યા **अ** ને મળી, અને **ब** ને ન મળી. તે કન્યા પરણીને આવી. **अ** રાજી થયો તે કન્યા મરી ગઇ. **अ** પોક મૂકીને રોવા બેઠો. **ब** ને તેમાં કાંઇ લેવાદેવા હતું નહી. તાત્પર્ય સમસ્ત જગત્ (દશ્ય) કોઇને સુખ-

દુઃખ કરતું નથી. વ્યક્તિગત જગત્ સુખ દુઃખ પેદા કરી શકે છે. આમાં પુરૂષ અને પ્રકૃતિ એઉ નિત્ય વિદ્યમાન છે. નિત્ય વિદ્યમાન હોવાથી તે બન્નેનો સંયોગ અનાદિ છે. '**धर्मिणामनादिसंयोगाद् धर्ममात्राणामप्यनादिः संयोगः**' એવું પંચશિખાચાર્ય પણ કહે છે-તેનો અર્થ એવો થાય છે કે-'ગુણોનો સંયોગ અનાદિ હોવાથી, ગુણોમાંથી પ્રગટેલા મહત્તત્વાદિનો સંયોગ પણ અનાદિ સમજવો.'

**सूत्रं—स्वस्वामिशक्त्योः स्वरूपोपलब्धिहेतुः संयोगः ॥ २३ ॥**

પદચ્છેદ:—[**स्व** એટલે દશ્ય—પ્રકૃતિ. અને '**स्वामि**' એટલે દ્રષ્ટા, પુરૂષ. '**स्वरूपोपलब्धिः**' માં સમાએલો '**स्व**' પુરૂષ અને પ્રકૃતિ એઉને લાગુ પડે છે.] **स्वस्वामिशक्त्योः संयोगः**-પ્રકૃતિ અને પુરૂષની શક્તિનો સંયોગ **स्वरूपस्य उपलब्धिः** (પ્રાપ્તિ) **तस्य हेतुः स्वरूपोपलब्धिहेतुः**-પુરૂષ અગર પ્રકૃતિના સ્વરૂપની પ્રાપ્તિનું કારણ છે.

અર્થ—પુરૂષ અને પ્રકૃતિના સ્વરૂપની પ્રાપ્તિનું કારણ-એટલે પુરૂષ અને પ્રકૃતિના સ્વરૂપને બરાબર જાણવા માટેજ-પ્રકૃતિ તથા પુરૂષનો સંયોગ છે. એટલે-જો તે સંયોગ ન હોય તો તે બેઉનું સ્વરૂપ જાણી શકાય નહીં.

૨૩ વિવેચન—આત્માને દેહનો સંબંધ થયા પછી, આત્માને દેહનાં સુખદુઃખના ભાગીદાર થવું પડે છે. આ સંબંધ મટે છે ત્યારે દેહના સુખદુઃખની સાથે તેને લેવાદેવા હોતું નથી. સુખદુઃખનો અનુભવ તે ભોગ અને વિવેક ખ્યાતિદ્વારા દશ્યથી ભિન્ન જે પોતાનું સ્વરૂપ-તેનું જ્ઞાન-તે મોક્ષ અગર અપવર્ગ. 'દર્શન' એટલે જ્ઞાન, અને 'અદર્શન' એટલે અજ્ઞાન. દર્શન પ્રકૃતિથી વિયોગનું કારણ છે, અને અદર્શન પ્રકૃતિ સાથે સંયોગનું કારણ છે, બીજી જાણવા જેવી એ વાત છે કે-જ્ઞાનથી અજ્ઞાનનો નાશ થાય, પણ જ્ઞાનથી મોક્ષ કેવી રીતે મળે? એવી શંકા થાય તો તેનો ખુલાસો એવો છે કે-અજ્ઞાનનો નાશ થાય એજ મોક્ષ. સ્વસ્વરૂપ સદા હૈયાત છે પણ તે અજ્ઞાનના પડદામાં છે. માત્ર પડદો કપાય તો સ્વસ્વરૂપનાં દર્શન થાય. વસ્તુતાએ મોક્ષ પેદા થતો નથી. મોક્ષ તો છેજ, પણ આવરણ તૂટે ત્યારે તેનાં દર્શન થાય.

હવે આ સંયોગનું કારણ બતાવે છે.

**सूत्रं—तस्य हेतुरविद्या ॥ २४ ॥**

પદચ્છેદ:—**तस्य हेतुः**-ગયા સૂત્રમાં જણાવેલા અવિવેકદ્વારા થએલા સંયોગનું કારણ **अविद्या**-અજ્ઞાન છે.

અર્થ—પુરૂષ પ્રકૃતિના અવિવેકદ્વારા થએલા સંયોગનું કારણ અવિદ્યા-અજ્ઞાન-છે.

૨૪ વિવેચન—'**किं च इदम् अदर्शनं नाम?** અવિદ્યા કોને કહેવી?' વિગેરે વચનોથી ભાષ્યકારે અવિદ્યાના સાત પ્રકાર બતાવ્યા છે. પણ છેવટમાં નિર્ણય થાય છે કે-તે તમામ પ્રકારો, પુરૂષ પ્રકૃતિના સંયોગમાં કારણ હોવાથી સાધારણ છે. સઘળા પ્રકારો પુરૂષ-પ્રકૃતિના સંયોગદ્વારા સમગ્ર પ્રપંચનો હેતુ છે. સદ્ગુરૂનાં વચનનું

યથાર્થ રીતે પાલન થતાં, વિવેકયુક્ત જ્ઞાનનો ઉદય થાય. પછી તીવ્ર વૈરાગ્ય પ્રાપ્ત થાય, ત્યારે વિવેકજ્ઞાનનો લય થાય. તીવ્ર વૈરાગ્ય પ્રાપ્ત થતાં મોક્ષ હસ્તગત થાય, અને બુદ્ધિતત્ત્વ અપુનરાવૃત્તિવાળું બને, એટલે ફરી જન્મ પામે નહીં.

અહીં કોઇ શંકા કરે કે-વિવેકખ્યાતિ હતી છતાં મોક્ષ ન થયો, ત્યારે વિવેકખ્યાતિ ગયા પછી, તીવ્ર વૈરાગ્ય મોક્ષ કેવી રીતે આપી શકે? પણ આ શંકા ખોટી છે. 'મોમાં કોળીયા મૂકયા તેથી ભૂખ કેમ ભાંગે? પાણી પીઇએ તેથી તૃષા કેમ છીપે?' તેના જેવી આ ક્ષુદ્ર શંકા છે. દેહમાં આત્મબુદ્ધિ, અને દેહની પાછળ રહેલાં સ્ત્રીપુત્રાદિકમાં મમત્વબુદ્ધિ તેજ અજ્ઞાન. આ અજ્ઞાનજ આપણને સુખદુઃખના પડદા દેખાડે છે. આ સંસ્કારને દબાવી દેવાની યોગ્યતા મેળવવી, એજ આપણું મૂખ્ય કર્તવ્ય છે. અમુક પ્રકારની માનસીક સ્થિતિમાં માણસનું શરીર સળગી ઉઠે છે, પણ તેનું તેને ભાન હોતું નથી. અમુક પ્રકારની માનસીક સ્થિતિમાં, માણસને સ્ત્રીપુત્રાદિક કડવાં (મમત્વરહિત) થઇ પડે છે. તે માનસીક સ્થિતિ યોગદ્વારા સિદ્ધ થઇ ન હોય, તો તે પણ અજ્ઞાનજ છે. આવી માનસીક સ્થિતિ, યોગદ્વારા સિદ્ધ કરવી, એ યોગીનું કર્તવ્ય છે.

હવે ૨૫ મું સૂત્ર વાંચીએ.

**सूत्रं–तदभावात् संयोगाऽभावो हानं, तद् दृशेः कैवल्यम् ॥ २५ ॥**

પદચ્છેદઃ—**तस्याः ( अविद्यायाः ) अभावात्**-અવિદ્યાના અભાવથી **संयोगस्य अभावः (भवति)**-સંયોગનો અભાવ (થાય છે). **तद् एव हानं**-તેજ હાન છે. **हानं** એટલે અવિદ્યાના બંધનથી અત્યંત નિવૃત્તિ. **तद् एव दृशेः कैवल्यम्**-તેજ દ્રષ્ટાનો-પુરૂષનો-મોક્ષ છે.

**અર્થ—અવિદ્યાનો અભાવ હોય, તો સંયોગનો પણ અભાવ થાય; અને સંયોગનો અભાવ થાય, એટલે-અવિદ્યાના બંધનથી અત્યંત નિવૃત્તિ થાય, તેજ દ્રષ્ટા પુરૂષનો મોક્ષ છે.**

વિવેચન—અજ્ઞાનને લીધેજ પુરૂષ, પ્રકૃતિની સાથે તાદાત્મ્ય-તદાકાર ભાવ-ને પામ્યો છે. એટલ અજ્ઞાનને લીધેજ પ્રકૃતિની સત્તા પુરૂષપર જામેલી છે. આ સત્તામાંથી મુક્ત થવું, એજ મનુષ્યનું મુખ્ય કર્તવ્ય. તમામ ધર્મ અગર સંપ્રદાયો પણ આ પ્રમાણેજ કહે છે. આત્મા પોતે અવ્યક્ત બ્રહ્મ છે, છતાં બાહ્ય અને આંતર પ્રકૃતિથી આત્મા પરવશ બન્યો છે. આ બેઉ પ્રકૃતિને વશ કરીને, બ્રહ્મભાવ પ્રગટાવવો, એજ દરેક મુમુક્ષુનું અંતિમ લક્ષ્ય છે. બ્રહ્મભાવ પ્રગટાવવા માટે કર્મ, ભક્તિ અને જ્ઞાન-ગમે તેનો આશ્રય લઇને, પ્રયત્ન કરવો, તેનું નામજ પુરૂષાર્થ. આવો પુરૂષાર્થ કરે તેજ પુરૂષ. જ્યાંસુધી પ્રકૃતિના બંધનમાંથી મુક્ત ન થઇએ, ત્યાંસુધી આપણે પ્રકૃતિના ગુલામ છઇએ. પ્રકૃતિ બે પ્રકારની છે-આંતરપ્રકૃતિ અને બાહ્યપ્રકૃતિ. યોગશાસ્ત્ર આંતર પ્રકૃતિને વશ કરવાનું શીખવે છે. આંતરપ્રકૃતિ જેને વશ છે, તે સહેલાઇથી બાહ્યપ્રકૃતિ ઉપર જય મેળવે છે. આ બે પ્રકૃતિઓ એક બીજાથી ભિન્ન નથી. એટલે-અમુક પ્રકૃતિ માનસીક છે, અને અમુક પ્રકૃતિ ભૌતીક છે, એમ પણ નથી. આ જે દેખાય છે તે બાહ્ય જગત, સૂક્ષ્મ જગતના સ્થૂળ વિકાસરૂપજ છે. તે પ્રમાણે

ભૌતિક પ્રકૃતિ અગર ભૌતિક શક્તિ, સૂક્ષ્મ શક્તિઓનો સ્થૂલ વિકાસ છે. એટલે વાસ્તવીક રીતે જોતાં, તે બે શક્તિઓની વચ્ચે કોઇ મોટો ભેદ નથી. તાત્પર્ય–અજ્ઞાનનો અભાવ ( નાશ ) કરવા પ્રયત્ન કરવો. પ્રયત્ન કરતાં અભાવ થાય તો મોક્ષની પ્રાપ્તિ થાય.

**सूत्रं–विवेकख्यातिरविप्लवा हानोपायः ॥ २६ ॥**

પદચ્છેદઃ—**अविप्लवा विवेकख्यातिः**–નિર્મળ જ્ઞાન. પ્રકૃતિથી પુરૂષનો, ભિન્નરૂપે અને વિઘ્નોથી રહીત, સાક્ષાત્કાર થાય તે. **हानस्य उपायः हानोपायः**–અવિદ્યાના બંધનથી અત્યંત નિવૃત્તિનો ઉપાય છે.

**અર્થ**—અવિદ્યાના બંધનથી અત્યંત નિવૃત્ત થવું હોય, તેમણે નિર્મળ જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. નિર્મળ જ્ઞાન એટલે–પ્રકૃતિથી પુરૂષનો ભિન્નરૂપે અને વિઘ્નોથી રહિત સાક્ષાત્કાર થાય તેવું જ્ઞાન.

વિવેચન—**विप्लव** એટલે વિઘ્ન, ઉપદ્રવ. અહીં **अविप्लवा** એટલે મિથ્યાજ્ઞાનરૂપી વિઘ્નથી રહીત થએલી ( વિવેકખ્યાતિ ). શાસ્ત્રના જ્ઞાનમાં પણ મિથ્યાજ્ઞાનરૂપી ઉપદ્રવ તો હોય છે. માટે સમાધિદ્વારા–સાક્ષાત્કારદ્વારા–પ્રાપ્ત થએલી ઋતંભરા પ્રજ્ઞાજ મિથ્યા જ્ઞાન-રહીત હોય છે.

**सूत्रं–तस्य सप्तधा प्रान्तभूमिः प्रज्ञा ॥ २७ ॥**

પદચ્છેદઃ—**तस्य**–જેને વિવેકખ્યાતિ ઉદય પામી છે એવા યોગીને **प्रकृष्टः अंतः यासाम् ताः, प्रान्ताः भूमयः यस्याः सा प्रान्तभूमिः**–સર્વના કરતાં ઉંચુ અને **सप्तधा**-સાત પ્રકારનું **प्रज्ञा**-જ્ઞાન.

**અર્થ**—જેની વિવેકખ્યાતિ ઉદય પામી છે એવા યોગીને, સર્વના કરતાં ઉંચું અને સાત પ્રકારનું જ્ઞાન હોય છે.

વિવેચન—પ્રજ્ઞાના સાત પ્રકાર સંબંધી હવે ભાષ્યકાર કહે છે કે—

**१ परिज्ञातं हेयं, नाऽस्य पुनः परिज्ञेयमस्ति** ॥ ( **हेयं** એટલે સંસાર–જગત. ) 'સંસાર સંબંધી મને પૂર્ણ અનુભવ થયો. હવે તે સંબંધમાં મારે કાંઇ જાણવા જેવુ રહ્યું નથી.'

**२ क्षीणाः हेयहेतवः, न पुनः एतेषां क्षेतव्यं अस्ति** ॥ અવિદ્યાદિ પાંચ કલેશો કે જે, સંસારનાં કારણ છે, તે મારા કલેશો ક્ષીણ થઇ ગયા છે. માટે તે કલેશોનો ક્ષય કરવો, હવે બાકી રહ્યો નથી.

**३ साक्षात्कृतो निरोधसमाधिना हानम्** ॥ ( હાન=મોક્ષ, કૈવલ્ય ) અસંપ્રજ્ઞાત સમાધિદ્વારા, મેં કૈવલ્યનો પણ સાક્ષાત્કાર કર્યો છે. ( એ સંબંધી હવે મારે કાંઇ વિશેષ વિચાર કરવા જેવું નથી. )

**४ भावितः विवेकख्यातिरूपः हानोपायः** ॥ વિવેકખ્યાતિ કે જે કૈવલ્યનો ઉપાય છે, તે વિવેકખ્યાતિ પણ મેં પ્રાપ્ત કરી છે. આ ચાર પ્રકારની પ્રજ્ઞા પ્રયત્નથી પ્રાપ્ત થઇ શકે એવી છે. આ ચાર પ્રકારની પ્રજ્ઞાનો લાભ થયા પછી, બાકીની ત્રણ પ્રજ્ઞા અનાયાસે પ્રાપ્ત થાય છે. તે ત્રણમાં—

૧ **चित्तविमुक्तिः** નામની છે. ' ચિત્તવિમુક્તિ ' એટલે ચિત્તની નિષ્ક્રીય સ્થિતિ, એટલે ભોગ અને અપવર્ગ (મોક્ષ) રૂપ મારા પુરૂષાર્થ સિદ્ધ થઇ ગએલા હોવાથી, મારી બુદ્ધિને હવે કાંઇ કરવાનું રહ્યું નથી.

૨ પર્વતના શિખર ઉપરથી નીચે પડેલો પથ્થર, જેમ ચૂરેચૂરા થઇ જાય, તેમ ચિત્તરૂપી શિખરથી પડેલા સત્ત્વાદિ ત્રણે ગુણો, નિરાધાર બની ગયા છે. નિરાધાર થતાં પ્રકૃતિમાં લય પામી ગયા છે. હવે તે ગુણોનું મારે પ્રયોજન નહીં હોવાથી, તે ગુણો મારા જીવનમાં પાછા આવશે નહીં.

૩ ગુણાતીત અવસ્થા. માત્ર જ્યોતિઃસ્વરૂપ નિર્વિકારી–નિર્મળ–પુરૂષ. આ પુરૂષ **જીવન્મુક્ત** કહેવાય છે. આ પુરૂષ **કુશળ** અને **મુક્ત** પણ કહેવાય છે. ચિત્તલયવાળો પુરૂષ **વિદેહમુક્ત** કહેવાય છે, અને આ સાતમી પ્રજ્ઞાવાળો પુરૂષ **જીવન્મુક્ત** કહેવાય છે. તેટલી તેમાં વિશેષતા છે.

ઉપર જણાવેલી પ્રજ્ઞાની આ સાત અવસ્થાએ, આપણા પોતામાંજ સંતાઇને રહેલી છે. કોઇની આપી લેવાય તેમ નથી. કસ્તુરી મૃગ, પોતાના ડુંટામાં રહેલી કસ્તુરીનો વાસ લઇને, ઘેલો બની જઈ, વનમાં જ્યાં ત્યાં કસ્તુરીને શોધે છે. અંતે થાકીને–નિરાશ થઇને–બેસી જાય છે. પછી પોતાના પેટ ઉપર આવતી ખજવાળની નિવૃત્તિ માટે, પોતાનું મુખ ત્યાં ઘસે છે. મુખ ઘસતાં ડુંટીમાં સમાઇને રહેલી કસ્તુરીને, પોતાનું નાક અડી જાય છે. કસ્તુરીને નાકનો સ્પર્શ થતાં, મૃગ કૃતાર્થ થાય છે. શાંત બેસી રહે છે. બેઠો બેઠો કસ્તુરીને સુંઘ્યા કરે છે. કસ્તુરીરૂપી કૃષ્ણ આપણા હૃદયમાંજ બીરાજે છે, છતાં તેની શોધમાં ગાંડા મૃગની માફક આપણે આમતેમ દોડીએ છીએ. મૃગ પશુ છે, આપણે મનુષ્ય છીએ. મૃગને દોરનારાં શાસ્ત્ર અને સદ્‌ગુરૂ નથી, આપણને દોરનારાં શાસ્ત્ર અને સદ્‌ગુરૂ તૈયાર છે. શાસ્ત્ર તથા સદ્‌ગુરૂ મળે, છતાં નફાનું પ્રમાણ આપણા પોતાના પુરૂષાર્થ ઉપર આધાર રાખે છે. અભ્યાસ અને દઢતા પુરૂષાર્થના મુખ્ય અંગો છે. એ બે જ્યાં નથી ત્યાં પુરૂષાર્થ સિદ્ધ થતો નથી.

ઉપર પ્રમાણે આટલી શીખામણ દીધા પછી, હવે યોગનાં અંગો–મુખ્ય સાધનો–બતાવે છે.

## सूत्रं–योगाङ्गाऽनुष्ठानादशुद्धिक्षये ज्ञानदीप्तिराविवेकख्यातेः ॥ २८ ॥

પદચ્છેદઃ–**योगाङ्गानाम् अनुष्ठानं** (પાલન) **तस्मात् योगाङ्गाऽनुष्ठानात्**–યમનિયમાદિ યોગના અંગોનું પાલન કરવાથી. **अशुद्धिक्षये**–અંતઃકરણની અશુદ્ધિનો નાશ થતાં **आविवेकख्यातेः**–વિવેક ખ્યાતિનો લાભ થાય ત્યાં સુધી. **ज्ञानदीप्तिः**–જ્ઞાનનો ઉદય થાય છે.

**અર્થ–યમનિયમાદિ યોગના અંગોનું પાલન જેટલા પ્રમાણમાં થાય છે, તેટલા પ્રમાણમાં અંતઃકરણની શુદ્ધિ થાય છે. અને જેટલા પ્રમાણમાં અંતઃકરણની શુદ્ધિ થાય છે, તેટલાજ પ્રમાણમાં જ્ઞાનનો ઉદય થાય છે. આ ઉદય, પુરૂષપ્રકૃતિના વિવેકપુરઃસર પ્રાપ્ત કરેલા જ્ઞાન સુધી, વૃદ્ધિ પામતો ચાલ્યો જાય છે.**

વિવેચન–જેમ સાબુ, કપડાંના મેલને કપડાંથી જુદો પાડે છે, તેમ યોગના અંગોનું પાલન (અનુષ્ઠાન), અંતઃકરણના મેલને અંતઃકરણથી જુદો પાડે છે. એટલે–જેમ

કપડાં સાફ કરવા માટે સાબુની આવશ્યક્તા છે, તેમ અંતઃકરણની નિર્મળતા પ્રાપ્ત કરવા માટે, યોગના અંગોનું પાલન આવશ્યક છે. યોગના અંગોનું પાલન જેટલા પ્રમાણમાં થાય, તેટલાજ પ્રમાણમાં, અંતઃકરણની શુદ્ધિ થાય. અને અંતઃકરણની શુદ્ધિના પ્રમાણમાં જ્ઞાનનો પ્રકાશ વધે છે. આ જ્ઞાન તે એમ. એ. નું નહીં. આ જ્ઞાન તે બી. એ અગર એલ. સી.નું નહીં. મોટા ધર્મગુરૂનો આડંબર રાખીને, ખાનગીમાં કનક અને કાન્તાના દાસ થવું, એ પણ આ જ્ઞાન નહીં. ચારે વેદ મુખપાઠે રાખવા એ પણ આ જ્ઞાન નહીં. આ જ્ઞાન તે મોટી મોટી બેંકો ખોલી, મોટાં મોટાં જમા પાસાં બતાવી, મોટાં દેવાળાં કાઢવાં, અને હજારોને એક તડાકે ઠગવા તે નહીં. આ સિવાય વ્યવહાર દીપાવનારાં અનેક પ્રકારનાં જ્ઞાન, યોગમાં બતાવેલા જ્ઞાન વિના આંધળાં છે. કારણ કે તે તમામ પરમાત્માથી વિમુખ રાખે છે, અને આ જ્ઞાન પરમાત્માની સાથે જોડી આપે છે.

'**कति चैतानि कारणानि शास्त्रे भवंति**' વિગેરે વચનોથી ભાષ્યકારે શંકા કરીને, પોતે જ તેનો ખુલાસો કર્યો છે કે-'**नव एव इति आह ॥**' ઉપલાં બે સંસ્કૃત વાકયોનો અર્થ એવો છે કે-પ્રશ્ન-શાસ્ત્રકારોએ શાસ્ત્રમાં, જ્ઞાનનાં કેટલાં કારણ માનેલાં છે? જવાબ-નવ. તે નવ કયાં? તે વાત હવે કહે છે-

'**उत्पत्तिस्थित्यभिव्यक्ति-विकारप्रत्ययाऽऽप्तयः ।**
**वियोगाऽन्यत्वधृतयः, कारणं नवधा स्मृतम् ॥**

**અર્થ**—૧ ઉત્પત્તિ, ૨ સ્થિતિ, ૩ અભિવ્યક્તિ (પ્રાગટય-દર્શન), ૪ વિકાર, ૫ પ્રત્યય (અનુમાન), ૬ આપ્તિ એટલે પ્રાપ્તિ, ૭ વિયોગ, ૮ અન્યત્વ, ૯ ધૃતિ.

'**विज्ञानस्य उत्पत्तिकारणं मनः भवति**' વિગેરે વચનોથી ભાષ્યકાર આગળ કહેછે કે[૧]**उत्पत्तिः**-મન વિજ્ઞાનની ઉત્પત્તિનું કારણ છે.સંકલ્પ વિકલ્પ કરનાર અગર વિચારનાર મનછે.[૨]**स्थितिः**-જેમ અન્ન તથા જળ શરીરની સ્થિતિનું કારણછે,તેમ પુરૂષાર્થતા મનની સ્થિતિનું કારણ છે. [૩] અભિવ્યક્તિ (પ્રાગટય અગર દર્શન)-પુસ્તકને જોવાની શક્તિ આંખમાં છે. પણ તે કયારે? સૂર્ય પુસ્તકને અભિવ્યક્ત કરે ત્યારે. તાત્પર્ય-સૂર્ય પુસ્તકને ઉત્પન્ન કરતો નથી, પણ સૂર્ય પુસ્તકને અભિવ્યક્ત કરે છે-દેખાડે છે. [૪] વિકાર રૂપી કારણ-સાધુ સારા હતા, પણ કનક કાન્તાને દેખી સાધુ વિકાર પામ્યા. લોકોએ સાધુને બગાડયા. લોકોએ સાધુના હૃદયમાં વિકાર ઉત્પન્ન કર્યો. મંદિરો સારાં છે, પણ જ્યાં શ્રી ઠાકોરજીને બ્હાને ખાવાપીવાનો શોખ વધ્યો, ત્યાં મંદિરમાં વસનારાઓના હૃદયની પવિત્રતા વિકાર પામી. [૫] પ્રત્યય કારણ-અનુમાનથી સિદ્ધ થાય તે. ધુમાડો હોય ત્યાં અગ્નિ હોય. કામ, ક્રોધ અને લોભ હોય,ત્યાં ધર્મ ન હોય. કામી, ક્રોધી અને લોભી પુરૂષો જ્યાં વસતા હોય, તે દેવમંદિર કહેવાય નહીં. [૬] પ્રાપ્તિ-યોગાંગોનું પાલન એ વિવેકખ્યાતિની પ્રાપ્તિનું કારણ. યોગાંગોના પાલનનો અભાવ તે વિવેકખ્યાતિની અપ્રાપ્તિ. [૭] વિયોગ કારણ-સાબુથી કપડાં ચોળીને ધોવાં, એ મેલના વિયોગનું કારણ છે. અર્થાત સાબુની વપરાશ કપડાંને કપડાંના મેલથી વિયોગ કરાવે છે. [૮] અન્યત્વ કારણ-સોનું એનું એ પણ સોની તેના જુદા જુદા ઘાટ ઘડીને, સોનાને અન્યત્વ આપી શકે છે. સ્ત્રી એની એ, પણ તેનો પિતા તેને પુત્રી તરીખે દેખે છે, તેનો પતિ તેને કામીની તરીખે દેખે છે. તે સ્ત્રીના પુત્ર તેણીને 'માતાજ' કહે છે. વળી તે સ્ત્રીની સાસુ તેણીને 'નાની વહુ' કહીને બોલાવે છે.

તે સ્ત્રીનો દીયર તે સ્ત્રીને 'ભાભી' કહીને બોલાવે છે. વિગેરે. [૯] ધૃતિ કારણ-ધારણ શક્તિ. પ્રાણ શરીરને ધારણ કરે, અને શરીર પ્રાણને ધારણ કરે. મનુષ્યો યજ્ઞયાગાદિકથી દેવોને પૂજે, અને દેવો વરસાદ આપી મનુષ્યોને પ્રસન્ન કરે. પતિ દ્રવ્ય સંપાદન કરી, ઘરમાં જે જોઇએ તે લાવે, અને સ્ત્રી ઘરમાં આણેલી તમામ ચીજ વ્યવસ્થાપુરઃસર રાખીને, પતિને સુખ આપે છે. તાત્પર્ય-આ સંસાર એકબીજાને આધારે ચાલી રહ્યો છે.

હવે યોગનાં આઠે અંગોનાં નામ આપે છે.

**सूत्रं-यमनियमाऽसनप्राणायामप्रत्याहार-धारणाध्यानसमाधयोऽष्टावङ्गानि ॥२९॥**

પદચ્છેદઃ—**यमश्च** (યમ), **नियमश्च** (નિયમ), **आसनं च** (આસન), **प्राणायामश्च** (પ્રાણાયામ), **प्रत्याहारश्च** (પ્રત્યાહાર), **धारणा च** (ધારણા), **ध्यानं च** (ધ્યાન), **समाधिश्च** (અને સમાધિ), **यमनियमासनप्राणायामप्रत्याहारध्यानसमाधयः** ॥ **अष्टौ**-આઠ. **अङ्गानि**-અંગો.

અર્થ—યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, અને સમાધિ એ પ્રકારના આઠ અંગો યોગનાં છે.

વિવેચન—ત્રીશમા સૂત્રથી દરેક અંગનો જુદો જુદો ખુલાસો થશે. પ્રથમ **યમ** સંબંધી સાંભળો.

**सूत्रं-अहिंसासत्यास्तेयब्रह्मचर्याऽपरिग्रहा यमाः ॥ ३० ॥**

પદચ્છેદઃ—**अहिंसा च** (અહિંસા), **सत्यं च** (સત્ય), **अस्तेयं च** (ચોરી ન કરવી તે), **ब्रह्मचर्यं च** (બ્રહ્મચર્ય), **अपरिग्रहः च** (અને અનાયાસે પ્રાપ્ત થએલા ભોગોનો ત્યાગ) **अहिंसासत्यास्तेयब्रह्मचर्याऽपरिग्रहाः यमाः** ॥

અર્થ—અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અને અપરિગ્રહ-આ પાંચ પ્રકારના યમો ગણાય છે.

વિવેચન—હિંસા, અસત્ય, ચોરી, મૈથુન અને પરિગ્રહ-આ પાંચ સાધનો, સંસારચક્રને ચલાવનારાં છે. આ પાંચ સાધનોજ જીવને ભયંકર ભવસાગરમાં વારંવાર ભટકાવનારાં છે. તે પાંચેથી વિરૂદ્ધ-અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ, જીવને ભયંકર ભવસાગરમાંથી બચાવનારાં સાધનો છે. આ પાંચ શુભ સાધનો **યમ** કહેવાય છે. યમનો અભ્યાસ યોગના બીજા કોઇ પણ અંગની મદદ વિના થઇ શકે છે, માટે **યમ** યોગરૂપી વૃક્ષના બીજરૂપી છે.

અહિંસા-મન, વાણી અને કાયાથી કોઇના જીવને દુઃખવીએ તે હિંસા: અને ન દુઃખવીએ તે અહિંસા. મન, વાણી, અને કાયાથી કોઇ આપણા પ્રત્યે અયોગ્ય રીતે વર્તે, તો તે જેમ આપણને ગમતું નથી તેમ આપણું અયોગ્ય વર્તન બીજાને ન ગમે, એમ સમજીને અહિંસાવ્રત દઢ કરવું. ક્રુર દષ્ટિથી કોઇ સામે જોવું તે પણ હિંસા છે. કોઇનો ઉત્સાહ ભંગ કરવો, તે પણ હિંસા છે. કોઇને લડાવી મારવા, તે પણ હિંસા છે. માંદાને રોગનો ભય બતાવી ગભરાવવો, તે પણ હિંસા છે. મુમુક્ષુએ નીચી દષ્ટિ રાખીને ચાલવું. જેથી કીડીમકોડીનો અનાયાસે નાશ થાય નહીં. પાણી, દુધ અને ઘી ગળીને વાપરવું. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સરાદિ દુષ્ટ વિકારો મનને ભમાવિને હિંસામાં દોરે

તેવા છે-માટે તેમનાથી બચવા પ્રયત્ન કરવો. દયા, ક્ષમા, તથા ધૈર્યનું પાલન કરીને, વેરનો બદલો વેરથી લેવા કરતાં પ્રેમથી લેવો. ભૂલથી વૈરની વૃત્તિ પ્રગટ થઇ ગઈ હોય, તો પુરૂષાર્થથી તે વૃત્તિને શમાવી દેવી. '**स खल्वयं ब्राह्मणो यथा यथा व्रतानि बहूनि समादित्सते तथा तथा प्रमादकृतेभ्यो हिंसानिदानेभ्यो निवर्तमानस्तामेवाऽवदातरूपामहिंसां करोति**' વિગેરે વચનોથી પંચશિખાચાર્ય કહે છે કે-'આ મુમુક્ષુ બ્રાહ્મણ જેમ જેમ યમનિયમાદિ વ્રતોનું પાલન કરતો જાય છે, તેમ તેમ અહિંસાવ્રતનું વિશેષ પાલન થાય છે.' તાત્પર્ય-જેમ હાથીના પગલામાં સર્વ પ્રાણીઓના પગલાં સમાઈ જાય છે, તેમ અહિંસારૂપી શુભ ધર્મમાં, બીજા સર્વ ધર્મો સમાઇ જાય છે. તેજ વાતને બીજી રીતે કહીએ તો-સત્ય, અસ્તેય વિગેરે બીજા યમોની સિદ્ધિ વિના, અહિંસા સિદ્ધ થઇ શકે તેમ નથી. હિંસા કરવી નહીં-હિંસા કરાવવો નહીં—અને હિંસા કરનારને અનુમોદન પણ આપવું નહીં.

સત્યમ્—જેવું મનમાં અગર સમજણમાં હોય, તેવું જ વાણીમાં આવે તે સત્ય. જેવું આંખે દેખ્યું હોય,જેવું કાને સાંભળ્યું હોય.તથા તર્કવિતર્ક કરીને જેવું જાણ્યું હોય,તેવું કહી દેવું તે સત્ય. '**एषा सर्वभूतोपकारार्थं प्रवृत्ता न भूतापघाताय**' વિગેરે વચનોથી ભાષ્યકાર કહે છે કે-બોલલી વાણી સત્ય હોય, છતાં જો તે કોઇ પ્રાણીનું બગાડતી હોય, તો તે અસત્ય ગણાય છે. એટલે તે વાણી સત્યનો ભાસ ગણાય છે. આ સંબંધમાં મનુ ભગવાન કહે છે કે—"**सत्यं ब्रूयात, प्रियं ब्रूयात्, न ब्रूयात् सत्यम प्रियम्**" અર્થ-સત્ય અને પ્રિય હોય તે બોલવું, પણ સત્ય હોય છતાં જે અપ્રિય હોય, તે બોલવું નહિં. '**प्राणत्राणेऽनृतं वाच्यम् आत्मनो वा परस्य च**' ધર્મશાસ્ત્ર કહે છે કે—'પોતાના અગર પરના પ્રાણનું રક્ષણ થતું હોય, તો અસત્ય બોલવું. પોતે અસત્ય બોલવું નહીં, કોઈ પાસે અસત્ય બોલાવવું નહીં, અને અસત્ય બોલે તેને અનુમોદન પણ આપવું નહીં. સાવધાનતા, નિઃસ્પૃહા, ધીરજ અને દઢતા, સત્ય બોલનારનાં ખાસ લક્ષણો છે. '**सत्यं एव जयते**' સત્યનોજ વિજય છે.

અસ્તેય—જે વસ્તુપર અન્યનું ધણીપણું હોય, તે વસ્તુ તેના ધણીને પૂછ્યા વિના લેવી, તે ચોરી અથવા સ્તેય ગણાય. તેનાથી ઉલટું વર્તન તે અસ્તેય કહેવાય છે. '**अस्पृहारूपमस्तेयम्**' એ વચનોથી ભાષ્યકાર કહે છે કે-અસ્પૃહા અસ્તેયનું રૂપ છે. એટલે-હાથે કરીને ચોરી ન કરવી તે તો ઠીક વાત છે, પણ મનથી કોઇનું ચોરી લેવાની વૃત્તિ કરવી નહીં, '**पादुके चापि गृह्णीयात् कन्थां शीतनिवारिणीम्**' એવા વચનોથી પાદુકા તથા ગોદડીની ચોરી કરવાની રજા શાસ્ત્ર આપે છે. **भुंजते ते त्वघं पापा, ये पचंत्यात्मकारणात्** ( ગીતા અ. ૩-૧૩ ) પ્રભુના આપેલા પદાર્થો પ્રભુને ધર્યા વિના ઉપયોગમાં લેવા, તે પણ ચોરી છે.

બ્રહ્મચર્ય—દક્ષમુનિ કહે છે કે—

**स्मरणं कीर्तनं केलिः, प्रेक्षणं गुह्यभाषणम् ॥**
**संकल्पोऽध्यवसायश्च, क्रियानिवृत्तिरेव च ॥**
**एतन्मैथुनमष्टांगं, प्रवदंति मनीषिणः ।**
**विपरीतं ब्रह्मचर्य-मेतदेवाष्टलक्षणम् ॥**

અર્થ—સ્ત્રીનું સ્મરણ, સ્ત્રીનું કીર્તન, સ્ત્રીની સાથે ઠઠ્ઠા મશ્કરી, સ્ત્રીની તરફ જોવું, સ્ત્રી સાથે એકાંતમાં ખાનગી વાતો કરવી, સ્ત્રી ભોગનો વિચાર કરવો, પછી સ્ત્રીભોગના વિચારને દઢ કરવો, પછી સ્ત્રીનો સંગ કરવો. એ આઠ પ્રકારનું મૈથુન છે. તે તમામથી ઉલટું એટલે તે બધાનો ત્યાગ, તે આઠ પ્રકારનું બ્રહ્મચર્ય કહેવાય છે.

વિષય ભોગના આ ભયંકર જમાનામાં, બ્રહ્મચર્ય સંબંધી મોટા મોટા લેખો લખનારા તથા મોટાં મોટાં ભાષણો કરનારા ઘણા છે; પણ પાળનાર ઘણા જુજ છે. અને બ્રહ્મચર્ય પાળવું તે પણ કાંઇ સહેલી વાત નથી. પ્રભુ દયા કરે ત્યાં સુધી જ પળે. ' બ્રહ્મચર્યનો ભંગ થાય, તેવી અનુંકૂળતાથી સદા ડરવું–સાવધાન રહેવું, ' એટલું બને તો પણ ઘણું છે. બાળ લગ્નો કરીને, ઢીંગલા ઢીંગલીને સંસારનાં સુખમાં લોટપોટ કરવા, આતુરતા ન થાય, તો પણ ઘણું છે. પુરૂષ પરસ્ત્રીમાં, અને સ્ત્રી પરપુરૂષમાં ન ફસાય, તો પણ ઘણું છે. વિધવાઓ પોતાના ધર્મ પાળે તો પણ ઘણું છે. સુધારાનો ડોળ કરનારા પુનર્લગ્નની ભલામણો ન કરે, તો પણ ઘણું છે.એટલે–તોપણ મનુષ્ય જન્મની ઉત્તમતા સમજાય એવું છે. ઋતુકાળમાંજ સ્ત્રીસંગ થાય, તોપણ ઘણું છે. આઠમ, ચૌદસ, એકાદશી, પુનમ અને અમાસ તજીને સ્ત્રી સંગ થાય, તો પણ ઘણું છે. જરા ઉંડા ઉતરીને જોઇએ, તો–આ બાબતમાં કુતરા કરતાં મનુષ્યો આગળ વધ્યા જણાય છે. સાંભળો તુલસીદાસજી કહે છે કે—

દોહરો—કુત્તા કાતીક માસમેં, તજે ભૂખ અરૂ પ્યાસ.
તુલસી વાકી કયા ગતિ, જેને બારે કાતીક માસ.

અપરિગ્રહ—આપોઆપ પ્રાપ્ત થએલાં સુખનાં સાધનોનો સ્વિકાર ન કરવો તે. અસ્તેયમાં ચોરીનો અભાવ પણ દાનનું ગ્રહણ; અને અપરિગ્રહમાં દાનનો પણ અસ્વિકાર. અસ્તેયમાં, શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે, પાદુકા અને કંથા લઇ લેવામાં બાદ નથી, અને અપરિગ્રહની બાબતમાં, તેનો પણ અસ્વિકાર. આથી આગળ વધીને જોઇએ, તો પરિગ્રહ પુણ્યનો ક્ષય કરે છે. ઘણે ખરે ભાગે પોતાના પાપનો નાશ કરવા માટે લોકો દાન કરે છે. લોકોના પાપનો ઢગલો દાન લેનારને ત્યાં જમા થાય છે. પોતાના નિત્ય નૈમિત્તિક કર્મથી આ પાપનો નાશ કરતાં આવડે તો દાન લેનાર બચે, નહીંતો દાન લેનાર પાયમાલ થઈ જાય છે. અત્યારે જમાનો એટલો બધો ભીખારી બની ગયો છે, કે ધર્મનું કામ કરનારા સોમાંથી નવાણુંને, ધર્માદામાંથીજ ખાવું ગમે છે. પોતાનું શું થશે તેની તેઓ જરા પણ પરવા રાખતા નથી. યાદ રાખજો કે, આપે તેનો હાથ ઉપર અને લે તેનો હાથ નીચો. નાનકડી સુખડ પણ ઘસાય છે, એટલે આપે છે માટે મોટા ઓરસીયા ઉપર આમતેમ ફરે છે; અને ઓરસીયાભાઈ ઘસાતા નથી. તેથી છે ઘણા મોટા, પણ સુખડબાઇની નીચે પડયા રહે છે.વિદ્વાનો પણ–છે ઘણા મોટા–પૂજ્ય,પણ દક્ષણાની લાલચથી–કામ, ક્રોધ અને લોભથી કોહી ગએલા ધનવાનોના ગુલામ થઇને રહે છે. મંદિરના પૂજારીઓ કોઈ ધનવાનને દર્શને આવતા દેખીને, શ્રી ઠાકોરજીને પડ્યા મેલી, ધનવાન સામે દોડે છે. ધનવાન કાંઇ આપવા ખુશી ન હોય,તોપણ તેની પાસેથી કાંઇક પડાવે છે. ઘરબાર તજીને બાવા થએલા, સાધુઓ પણ પરિગ્રહરૂપી કોલસાથી પોતાના હાથ કાળા કરે છે. હાથ કાળા કરીને, પછી જગતમાં કીર્તિ મેળવવા માટે ભંડારા કરે છે, ગાયો પાળે છે–કુતરા પાળે છે. આવા કારભારમાં ત્યાગીઓ ઉલટા વધારે બુડતા જાય છે. ખોટું હોય તો મહાત્મા સર્યુદાસજીને સંભારો.

**सूत्रं–जातिदेशकालसमयाऽनवच्छिन्नाः सार्वभौमा महाव्रतम् ॥ ३१ ॥**

પદચ્છેદ—**जातिश्च देशश्च कालश्च समयश्च जातिदेशकालसमयाः तैः अनवच्छिन्नाः** ( દોષિત નહીં થએલા ) ॥ **सर्वासु भूमिषु विदिताः इति सार्वभौमाः** સર્વ અવસ્થાઓમાં કરી શકાય એવા તેથી તે **महाव्रतम्**–મોટું વ્રત કહેવાય છે.

અર્થ—ઉપરના સૂત્રમાં જણાવેલા અહિંસાદિ પાંચ યમો જ્યારે જાતિ, દેશ, કાલ અને સમયથી કોઇપણ રીતે દોષીત–બાધીત–થતા નથી, ત્યારે આ યમો સર્વ અવસ્થાઓમાં સિદ્ધ થયેલા હોવાથી, તેમને મહાવ્રત કહેવામાં આવે છે.

વિવેચન—

**જાતિ**—જાતિથી અનવચ્છિન્ન–એટણે જાતિથી જેનો વિભાગ ન પડે એવું અખંડવ્રત. એટલે–કોઇ પ્રતિજ્ઞા કરે કે–'મારે પારેવાં સિવાય હિંસા કરવી'–અગર 'મારે હરણ જ મારવાં.' આ અહિંસાનું અખંડવ્રત કહેવાય નહીં, કારણકે તેમાં જાતિનો ભેદ છે; એટલે આ વ્રત જાતિ અવચ્છિન્નવ્રત ગણાય છે, પણ જાતિ અનવચ્છિન્નવ્રત ગણાય નહીં. મન વાણી અગર કાયાથી કોઇપણ પ્રકારે હિંસા કરવી નહીં, તેનું નામ અહિંસાનું 'અખંડવ્રત'–તેનું નામ 'જાતિ અનવચ્છિન્ન અહિંસા'વ્રત ગણાય. 'કોઇપણ પ્રકારે' એટલે યજ્ઞયાગાદિક વૈદિક ક્રિયાઓમાં પણ હિંસાનો ત્યાગ. શૌચાદિ ક્રિયામાં, ભોજનમાં, સ્નાનમાં, હવામાં હરતાં ફરતાં, ક્ષુદ્ર પ્રાણીઓની હિંસા થવા સંભવ છે, પણ તે અનિવાર્ય હિંસા છે. તે હિંસાના નિવારણ માટે નામ સ્મરણ, પ્રાણાયામ વિગેરે વિશેષ પ્રમાણમાં કરવાં જોઇએ.

**દેશ**—'હિંસા કરવી, પણ તિર્થમાં ન કરવી.' દેશનો ભેદ રાખ્યા વિના હિંસાનો ત્યાગ થાય તો તે દેશ અનવચ્છિન્નવ્રત ગણાય.

કાળ—એકાદશી, આઠમ, પુનમ વિગેરે પવિત્ર દિવસે હિંસા ન કરવી. એ અહિંસાનું અખંડવ્રત ગણાય નહીં.

સમય—' બ્રાહ્મણ અગર દેવની ખાતર હિંસા કરવી, અને બીજા માટે હિંસા કરવી નહીં. ' ' યુદ્ધમાં જ હિંસા કરવી અને બીજે ઠેકાણે હિંસા ન કરવી ' આવા પ્રકારનું હિંસાનું વ્રત અખંડ ગણાય નહીં.

ઉપર પ્રમાણે જાતિ, દેશ, કાળ અને સમયરૂપી વિભાગનો ત્યાગ કરીને, સર્વ પ્રકારે –સર્વ જાતિ, સર્વ કાળ, સર્વ દેશ તથા સર્વ પ્રયોજનરૂપ વિશેષ પરિત્યાગ પૂર્વક અહિંસાનું જ્યારે પાલન થાય, ત્યારે તે અહિંસા વ્રત જાતિ, દેશ, કાળ અને સમયથી અનવચ્છિન્ન ગણાય છે.

પોતાના અગર કોઇના પ્રાણનું રક્ષણ કરવા માટે પણ જુઠું ન બોલવું, તે સત્યનું સંપૂર્ણ પાલન કર્યું ગણાય.

કાળ પડે—ભૂખે મરીએ—તો પણ ચોરી ન કરવી, તે **અસ્તેયવ્રત**નું સંપૂર્ણ પાલન કર્યું ગણાય. ઋતુ કાળમાં પણ સ્ત્રીસંગ ન કરવો, તે **બ્રહ્મચર્ય** વ્રતનું સંપૂર્ણ પાલન ગણાય. [આવું સંપૂર્ણ બ્રહ્મચર્યવ્રત પોતાની સ્ત્રીની અનુમતિ વિના લેવું, તે અનુચિતછે.]

પોતાના વૃદ્ધ માતાપિતાને માટે અગર ગમે તેવી દુઃખી સ્થિતિમાં પણ દાન ન લેવું, તે વાત અપરિગ્રહવ્રતનું સંપૂર્ણ પાલન છે.

આવી રીતે અનવચ્છિન્ન અગર સંપૂર્ણ રીતે પાલન થએલાં વ્રત–**સાર્વભૌમવ્રત અગર મહાવ્રત**ના નામથી ઓળખાય છે.

જેમ નાના બાળકને ચાલતાં શીખવવું હોય, ત્યારે તેને ચાલણુ ગાડી આપવામાં આવે છે, આખો લાડુ મોમાં આવતો નથી, પણ કકડે કકડે જમતું સુગમ પડે છે, તેમ અહિંસાદિવ્રતની શરૂઆત કરનારા મુમુક્ષુએ–પ્રથમ–'તિર્થોમાં હિંસા ન કરવી,' 'એકાદશીને દિવસે હિંસા ન કરવી,' વિગેરે નિયમો બાંધીને, ધીમે ધીમે–દૃઢતાપૂર્વક, આગળ વધવું જોઇએ. અસત્ય બોલવાની જેને ટેવ હોય તેણે એકાદશી જેવા પવિત્ર દિવસે સત્ય બોલવાનો નિયમ લેવો. લંપટ પુરૂષે પોતાની સ્ત્રી સાથે સંગ કરવાનો નિયમ લેવો. દાન લેવાની કટેવવાળાએ અમુકવર્ણ પાસેથી ન લેવું,' અગર 'અમુક પર્વણીમાં દાન ન લેવું' એવો નિયમ બાંધવો જોઇએ. આટલું કરીને બેસી રહેવું નહીં–ધીમે ધીમે આગળ વધવું.

**સૂત્ર–શૌચસન્તોષતપઃસ્વાધ્યાયેશ્વરપ્રણિધાનાનિ નિયમાઃ ॥૩૨॥**

અર્થ—પવિત્રતા, સંતોષ, તપ, સ્વાધ્યાય, અને **ઇશ્વરપ્રણિધાન**–આ **પાંચ નિયમો છે.**

ટીકર વિવેચન—આ સૂત્રમાં–શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઇશ્વરપ્રણિધાન–એવા પાંચ પ્રકારના નિયમો બતાવ્યા છે. યાજ્ઞવલ્કયે નીચેના શ્લોકમાં–તપ, **સંતોષ**, **આસ્તિકપણું**, દાન, ઇશ્વરપૂજન, બ્રહ્મવિદ્યાનું શ્રવણુ, વૈદિક તથા લૌકિક મતોમાં કાંઇ ખોટું કર્મ થાય તો તેથી જે લજ્જા પ્રાપ્ત થાય તે લજ્જા, સત્કર્મમાં શ્રદ્ધારૂપી **મતિ–બુદ્ધિ**, જપ, અને હોમ–એવા દશ નિયમો બતાવ્યા છે.

**તપઃ સંતોષમાસ્તિક્યં, દાનમીશ્વરપૂજનમ્ ।**
**સિદ્ધાંતશ્રવણં ચૈવ, હ્રીર્મતિશ્ચ જપો હુતમ્ ॥**

( યાજ્ઞવ. સંહિતા )

આ સૂત્રમાં જણાવેલા તપ, સ્વાધ્યાય અને ઇશ્વર પ્રણિધાન સંબંધી જોઇતો ખુલાસો આપણે આ સાધનપાદના પ્રથમ સૂત્રમાં કર્યો છે. તે ત્રણ સંબંધી વિશેષ જાણવા જેવું જે હશે, તે અહીં કહેવાશે. શૌચ અને સંતોષ સંબંધી અહીં ખાસ વિવેચન કરીએ.

**શૌચ**—શૌચ એટલે પવિત્રતા. પવિત્રતા બે પ્રકારની છે. એક બાહ્ય પવિત્રતા અને બીજી આંતર પવિત્રતા. ગૌમુત્ર, ગાયનું છાણ, માટી, સાબુ, અરીઠાં, વિગેરેથી શરીર સાફ કરવું, તે બાહ્ય પવિત્રતા: અને રાગદ્વેષનો ત્યાગ કરીને મનની વૃત્તિઓને નિર્મળ કરવી, તે આંતર પવિત્રતા-તે આંતર શૌચ–છે. કામ ક્રોધ તથા લોભરૂપી મલીનતા વૃત્તિઓમાંથી ધોઇ નાંખવી, તે આંતરપવિત્રતા છે. સત્શાસ્ત્રો શ્રવણ કરવાં તે કાનની પવિત્રતા છે. સત્ય અને મધુર બોલવું, તે વાણીની પવિત્રતા છે, સત્પુરૂષોની સેવા કરવી, દેવપૂજન કરવાં, અગર સુપાત્રને દાન આપવું, માતાપિતાની સેવાકરવી, તે તમામ હાથની પવિત્રતા છે. સત્સંગમાં જવું તે ચરણની પવિત્રતા છે. શ્રીઠાકોરજીને ધરાવેલાં

---

પદચ્છેદ—**શૌચશ્ચ સંતોષશ્ચ તપશ્ચ સ્વાધ્યાયશ્ચ ઈશ્વરપ્રણિધાનશ્ચ શૌચસંતોષતપઃસ્વાધ્યાયેશ્વરપ્રણિધાનાનિ** પવિત્રતા, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઇશ્વર પ્રણિધાન આ પાંચ **નિયમાઃ**–નિયમો છે.

સાત્ત્વિક અન્ન તથા જળ લેવાં, તે ઉદરની પવિત્રતા છે. આ પ્રમાણે પ્રાપ્ત થએલી ઇંદ્રિયોની પવિત્રતા આંતર પવિત્રતાને મદદ કરે છે. આંતર પવિત્રતા બાહ્યપવિત્રતા કરતાં ઉત્તમ છે-બળવાન છે, એવું અનેક સંતોએ સિદ્ધ કરી આપ્યું છે. રોહીદાસ, ચોખામેળ, બોડાણો, તુકારામ જીસસ ક્રાઇસ્ટ, મહંમદ પેગંબર વિગેરે સંતો આંતર પવિત્રતાથીજ અમર બન્યા છે. વિશેષ જાણવા જેવું એ છે કે-બાહ્ય પવિત્રતા નકામી નથી; અને આંતર પવિત્રતા વિના, બાહ્ય પવિત્રતા શોભતી નથી-ફીક્કી લાગે છે. અત્યારે ઘણું લક્ષ્ય બાહ્યપવિત્રતા માટે અપાય છે, અને થોડું લક્ષ્ય આંતર પવિત્રતા માટે અપાય છે, **આચાર** એ બાહ્ય પવિત્રતા, અને **વિચાર** એ આંતર પવિત્રતા. જ્યાં આચાર વિચાર બેઉ પવિત્ર હોય છે, જ્યાં આચાર વિચારરૂપી ધર્મની બેઉ આંખો સાબીત છે, ત્યાં પ્રભુ સાનિધ્ય છે-ત્યાં ધર્મ વગોવાતો નથી. વિચારની શુદ્ધિ કરનાર શાસ્ત્ર અને સદ્‌ગુરૂ છે. નીતિ અને વૈરાગ્ય વિચારના પાયા છે, 'ખોટા સંગથી વિચાર બગડે છે.' એટલું સમજે તોપણ ઘણુંએ છે.

પોતાના નિવાસ સ્થાન, આસન, પોતાનાં વસ્ત્રો, પુસ્તકો વિગેરે સ્વચ્છ રાખવાની જરૂર છે. સ્વચ્છતા મનને આનંદ આપે છે. અસ્વચ્છતા મનને કંટાળો આપે છે, અને આરોગ્યને હાની કરે છે. નેતિ, ધૌતિ, દાતણ, પ્રાણાયામ શૌચનાં સાધનો છે.

**સંતોષ—** **यदृच्छालाभतो नित्यं, मनःपूतः सहेदिति।**
**आर्यास्तानृषयः प्राहुः, संतोषं सुखलक्षणं॥**

ઇશ્વરેચ્છાથી અનાયાસે જે કાંઇ પ્રાપ્ત થાય, તેથી સંતોષ માની-બળતરા તજીને-એટલે ચિત્તવૃત્તિ શાંત રાખીને, ચલાવી લેવું, તેને ઋષિ લોકો સંતોષ કહે છે-સંતોષ સુખનું લક્ષણ છે.

**कर्मण्येवाधिकारस्ते, मा फलेषु कदाचन॥**

સંતોષનો અર્થ-'આળસ કરીને બેસી રહેવું અને ધંધો ન કરવો' એવો નથી, પણ 'ધંધો રોજગાર નિયમસર કરતાં, જે કાંઇ પ્રાપ્ત થાય, તેમાં રાજી રહેવું,' તે અર્થ સંતોષનો છે. દુનિયાને દોડાવનાર અસંતોષ છે. નાના મોટાને ઉંચા કરીને પછાડનાર અસંતોષ છે. સગામાંથી સગપણનો નાશ કરનાર અસંતોષ છે. સ્નેહીઓના સ્નેહનો ભંગ કરનાર અસંતોષ છે. સાધુ, બ્રાહ્મણો, આચાર્યો અને મંદિરોની પ્રતિષ્ઠાને ખોખરી કરી નાંખનાર અસંતોષ છે.

**तदा बद्धो यदा जीवो, किंचिद् वाञ्छति शोचति।**
**तदा मोक्षो यदा चित्ते, न शोचति न वाञ्छति॥**

અર્થ—જ્યાંસુધી તૃષ્ણા રાખે ત્યાંસુધી જીવનો શોક શમતો નથી, શોક શમતો નથી ત્યાંસુધી જીવને મોક્ષ મળતો નથી. તૃષ્ણા મટે છે, ત્યારે શોક શમે છે; અને શોક શમે છે, ત્યારે જીવ મોક્ષ પ્રાપ્ત કરે છે.

દોહરો—જબ કોડીકી આશ ભઈ, તબ કોડીકો હોઇ;
જબ કોડીકી આશ મીટી, તબ કોટી ધ્વજ સોઇ.

એક કવિ કહે છે કે-'સંતોષીને સોનાના મેરૂની પરવા નથી, અને અસંતોષી સોનાના મેરૂથી પણ રાજી થનાર નથી, ત્યારે સોનાનો મેરૂ બ્રહ્માએ કોને માટે બનાવ્યો હશે!'

ચોટામાં જોઇએ તો-સાબુવાળા સાબુ વેચીને નિર્વાહ ચલાવે છે, સોય વેચનારા સોય વેચીને પોતાનો ગુજારો કરે છે, શાકવાળા શાક વેચીને નિર્વાહ કરે છે, ઝવેરીઓ મોતી

અને હીરા વેચીને નિર્વાહ કરે છે. તાત્પર્ય-વિશ્વંભર સૌને નિર્વાહ આપે છે—માત્ર ભોજ-ભજાનાં સાધનોમાં ફરક પડે છે.

સંતોષના સંબંધમાં એક વિદ્વાન્ કહે છે કે—

**सर्पा पिबंति पवनं, न च दुर्बलास्ते । शुष्कैस्तृणैर्वनगजा बलिनो भवंति ॥**
**कंदैः फलैर्मुनिवराः, क्षपयन्ति कालं । संतोष एव पुरुषस्य परं निधानं ॥**

**અર્થ**—સર્પો પવન પીને રહે છે, તોપણ દુબળા થતા નથી; વનના હાથીઓ જંગલમાં સુકાં ઘાસ ખાય છે, તોપણ બળવાન હોય છે; ઋષિઓ કંદમૂળ, ફળફુલ ખાઇને રહેતા. તોપણ તેમણે જે કામ કર્યા છે, તે કામ અત્યારે બનતાં નથી; તાત્પર્ય—સંતોષ એજ પુરૂષને પરમ સુખ આપનારો છે.

સુંદરદાસજી કહે છે કે—'સુંદર એક સંતોષ વિના, શઠ! તેરી તો ભૂખ કબુ ન ગઇ.'

ભોજરાજાનો પિતા ગુજરી જતાં, ભોજરાજાનો કાકા મુંજ, ભોજની બાલ્યાવસ્થામાં, ભોજના વતી રાજકારભાર કરતો હતો. તેટલાથી સંતોષ નહીં પામી, મુંજે ભોજને મરાવી નાંખી, પોતે રાજા થવા વિચાર કર્યો. મારાઓને આજ્ઞા કરતાં, ભોજને ઉંઘતો ઉપાડી, મારાઓ અઘોર વનમાં આવ્યા. ભોજ વનમાં જાગ્યો—ત્યાં લાવવાનું કારણ પુછતાં, મારાઓએ ભોજને સત્ય વાત કહી દીધી. 'મરવા પહેલાં તારે કાંઈ મુંજને કહેવરાવવું છે?' એમ મારાઓએ ભોજને પૂછતાં, ભોજે નીચેનો શ્લોક મારાઓને લખી આપ્યો.

રાગ—શાર્દુલવિક્રીડિત.

**मांधाता च महीपतिः कृतयुगा-लंकारभूतो गतः ।**
**सेतुर्येन महोदधौ विरचितः, क्वासौ दशास्यांतकः ॥**
**अन्ये चापि युधिष्ठिरप्रभृतयो, याता दिवं भूपते ।**
**नैकेनापि समं गतो हि विभवस्-तस्मान्न कार्योऽनयः ॥**

**અર્થ**—(ભોજ લખે છે કે-'હે કાકા મુંજ!) હે મુંજ મહારાજા! સત્યયુગનો અલંકારરૂપ માંધાતા રાજા (પોતાના સર્વ વૈભવ તજીને) ચાલ્યો ગયો. જેણે સમુદ્રમાં પાજ બાંધીને રાવણને માર્યો, તે રામ પણ અત્યારે કયાં છે? અત્યારે તે હયાત નથી.રાજપાટ છોડીને ચાલ્યા ગયા છે, તે પછી (હસ્તિનાપુરના તખ્તને દીપાવનારા) યુધિષ્ઠિરાદિ રાજાઓ પણ (રાજપાટ તજીને) ચાલ્યા ગયા. તેમાંના કોઇની સાથે વૈભવ ગયો નહીં—[તે તમામ ખાલી હાથે ગયા; તેમ તમારે પણ ખાલી હાથે જવાનું છે] માટે તમારે અન્યાય કરવો ઘટતો નથી.'

ભોજના ભાવિબળથી, મારાઓ તેને મારી શકયા નહીં; પણ તેઓએ ભોજને ગુપ્ત સ્થળે સંતાડયો. ભોજે લખી આપેલો શ્લોક વાંચતા મુંજને મુર્છા આવી, મુંજ પૃથ્વી ઉપર પડયો. મુંજનો સાચો પશ્ચાતાપ જોઇ, મારાઓએ ભોજને આણી આપ્યો.

તાત્પર્ય—સત્શાસ્ત્રના અગર સત્પુરૂષનાં વચનો, અસંતોષની હાયહાયમાંથી જીવનેપાછો વાળી, સંતોષના સુખમાં (જીવને) જોડે છે. માટે તૃષ્ણાના રોગમાંથી બચવા ઇચ્છનારે શાસ્ત્રોનાં તથા સત્પુરૂષનાં વચનોનું સદા સેવન કરવું.

હવે તપ સંબંધી થોડી વાત કરીએ.

**તપ—મૌનનો સમાસ તપમાં છે.** મૌન બે પ્રકારનાં છે. ઇસારાથી પણ પોતાનાં

મનનો અભિપ્રાય ન જણાવવો, તે કાષ્ટમૌન છે; અને ઇસારાથી પોતાના મનનો અભિપ્રાય જણાવવો, તે આકારમૌન છે.

વ્રતોનો સમાસ પણ તપમાં થાય છે.

મનુ સંહિતાના ૧૧ મા અધ્યાયમાં ૧૧૨ વિગેરે શ્લોકોમાં, અને યાજ્ઞવલ્કયસ્મૃતિના પ્રાયશ્ચિતના પ્રકરણમાં, ૩૧૫ વિગેરે શ્લોકોની મિતાક્ષરામાં, વ્રતનો વિશેષ ખુલાશો છે. અહીં તે સંબંધી આપણે થોડી વાત કરીએ.

કૃચ્છ્ર વ્રત શું? તે સાંભળો. પ્રથમ ત્રણ દિવસ પ્રાતઃકાળમાં છવીસ કોળીયા ભોજન લેવું, પછી ત્રણ દિવસ સાયંકાળે બત્રીશ કોળીયા ભોજન લેવું. પછી ત્રણ દિવસ, યાચના કર્યા વિના કાંઇ મળે તેમાંથી, ચોવીસ કોળીયા ભોજન લેવું. પછી ત્રણ દિવસ ઉપવાસ કરવા. બાર દિવસનો પ્રયોગ છે.

ચાંદ્રાયણ—ચાંદ્રાયણ વ્રત શું છે? તે સાંભળો. શુકલ પક્ષના પડવાથી લઇને હમેશાં એક એક કોળીયો વધારતાં જઇ, પુનમ સુધીમાં પંદર કોળીયા આહાર કરવો. કૃષ્ણપક્ષના પડવાથી એક એક કોળીયો હમેશાં ઉતરતા જવું, અને અમાવાસ્યાને દિવસે ઉપવાસ કરવો.

સાંતપન વ્રત—પ્રથમ દિવસે સર્વ પ્રકારના અહારનો ત્યાગ કરીને, તાંબાના રંગ જેવા રંગવાળી ગાયનું આડમાષા મૂત્ર, ધોળી ગાયનું છાણ સોળ માષા, કાંચનવર્ણી ગાયનું દૂધ બાર માષા, કાળી ગાયનું ઘી દશ માષા. એ બધાથી અરધા કુશ અને જળ તેમાં મેળવીને, તે મેળવણ પી જવું, અને બીજે દિવસે ઉપવાસ કરવો.

સ્વાધ્યાય—બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થાય, તેવા ગ્રન્થોનું વાંચન, શ્રવણ, મનન અને નિદિધ્યાસન; તથા પ્રણવનોજપ અગર નામસ્મરણ—તે તમામ સ્વાધ્યાય ગણાય છે.

ઇશ્વર પ્રણિધાન—કર્મ કરવાં પણ કર્મનાં ફળ ઇશ્વરને અર્પણ કરવાં તે.'**शय्याऽऽसनस्थोऽथ, पथि व्रजन्, वा स्वस्थः परिक्षीणवितर्कजालः, संसारबीजक्षयमीक्षमाणः, स्यान्नित्यमुक्तोऽमृतभोगभागी**' વિગેરે વચનોથી વેદ વ્યાસજી કહે છે કે 'જે યોગીઓ, સુતાં, બેસતાં, માર્ગમાં ચાલતાં અથવા એકાંતમાં બેઠા હોય, ત્યારે હિંસાદિ વિતર્કોની જાળમાંથી મુક્ત થઇને, જે કાંઇ કરે છે, તેનું ફળ ઈશ્વરને અર્પણ કરે છે,ત્યારે તે યોગી દિવસે દિવસે સંસારના બીજરૂપ રાગાદિ દોષોના ક્ષયનો અનુભવ કરે છે, અને જીવન મુક્તિના સુખને ભોગવતો નિત્ય મુક્ત થાય છે.' સમાધિપાદના ૨૯મા સૂત્રમાં કહે છે કે **ततः प्रत्यक्चेतनाऽधिगमोऽप्यन्तरायाऽभावश्च**, એટલે ઇશ્વર પ્રણિધાન કરવાથી પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે, અને વિઘ્નોનો નાશ થાયછે.

યમ નિયમાદિના વિઘ્નોને કેવી રીતે શમાવવા, તે વાત હવે કહે છે.

**सूत्रं-एतेषां यमनियमानां-सू-वितर्कबाधने प्रतिपक्षभावनम् ॥ ३३ ॥**

અર્થ—જ્યારે જ્યારે આ યમનિયમાદિથી વિરોધી-હિંસાદિ ભાવોમાં પ્રીતિ થાય, ત્યારે ત્યારે હિંસાદિ દોષોમાં દોષ દૃષ્ટિ કરીને, એટલે હિંસાદિ દોષ યુક્ત છે એવો વિચાર કરીને, અહિંસાદિ શુભ ગુણોનું સેવન કરવું.

---

પદચ્છેદ—**एतेषां यमनियमानां**-આ યમ તથા નિયમોના **वितर्कबाधने**-હિંસાદિ વિરોધી ભાવો પ્રગટે ત્યારે. **प्रतिपक्षभावनम्**-હિંસાદિમાં દોષદૃષ્ટિ કરીને અહિંસાદિ શુભ ગુણોનું સેવન કરવું.

વિવેચન—જેમ ખટાશને તોડવા માટે મીઠાની અગર ગોળની જરૂર પડે છે, તેમ હિંસાદિ દોષોને તોડવા માટે, અહિંસાદિ વ્રતોનું જ્ઞાનયુક્ત પાલન કરવું આવશ્યક છે. પાપના પ્રવાહમાંથી બચાવવાના હેતુથીજ મંદિરો, પુણ્યતિર્થો, પુણ્ય દિવસો, તહેવારો, નાના પ્રકારના વ્રતો વિગેરેની ગોઠવણ ઋષિઓએ કરેલી જણાય છે. જેમ ઓકેલું ખાનાર કુત્તરો છે, તેમ લીધેલા વ્રતનો ભંગ કરી, હિંસાદિ દોષો તરફ દોડનાર પામર મનુષ્ય ગણાય છે.

**सूत्रं-वितर्का हिंसादयः कृतकारिताऽनुमोदिता,**
**लोभक्रोधमोहपूर्वका, मृदुमध्याऽधिमात्रा,**
**दुःखाऽज्ञानाऽनन्तफला, इति प्रतिपक्षभावनम् ॥ ३४ ॥**

અર્થ—' હિંસાદિ વિતર્કો કરાય છે, કરાવાય છે. અને તેમાં અનુમોદન પણ અપાય છે. વળી લોભ, ક્રોધ અને મોહ તેમાં મૂખ્ય કારણો છે. તે વિતર્કો મૃદુ, મધ્ય અને તીવ્ર એવા ભેદવાળા હોય છે. તથા આ વિતર્કો દુઃખ અને અજ્ઞાન રૂપી અનંત ફળને આપવાવાળા છે. એવા પ્રકારનો ઉલટો વિચાર કર્યા કરવો જોઇએ.

વિવેચન—વિતર્ક એટલે ખોટા અગર ઉલટો વિચાર. હિંસા, અસત્ય ભાષણ, વ્યભિચાર વિગેરે વિતર્કો છે. '**हिंसादय**' એ શબ્દથી વિતર્કોનું સ્વરૂપ બતાવ્યું છે. '**कृत-कारिताऽनुमोदिताः**' એ શબ્દથી ક્રિયા સૂચવે છે. '**लोभक्रोधमोह-पूर्वकाः**' એ શબ્દથી ક્રિયાનું કારણ સૂચવે છે. '**मृदुमध्याऽधिमात्राः**' એ શબ્દોથી લોભાદિ દોષોનો વર્ગ (ભેદ-પ્રકાર) સૂચવે છે. '**दुःखाऽज्ञानाऽनंतफलाः**' એ શબ્દથી દોષના ફળનું સૂચન છે. આ પ્રમાણે હિસાબ કાઢીએ, તો હિંસાદિ અનેક પ્રકારે થઇ શકે. હિંસા વિગેરે દોષોના એકાશી પ્રકાર (ભેદો) વિદ્વાનોએ ગણ્યા છે. એટલે એકાશી પ્રકારે હિંસા વિગેરે દોષોમાંથી બચવાનું છે. વૈદિક કર્મમાં પણ હિંસા ન કરવી, તે અહિંસાનું અખંડ વ્રત છે. વૈદિક કર્મમાં કરેલી હિંસાનું ફળ પણ ભોગવવું પડે છે, એવું આગળ કહેવામાં આવ્યું છે, તે યાદ રાખવું. શ્રીમદ્ ભાગવત સ્કંધ ૪ અ. ૨૫ માં નારદ તથા પ્રાચિન બર્હિરાજાનો ઇતિહાસ આ વાતની સાક્ષી પૂરે છે-સાંભળો.

**' भो भो प्रजापते राजन्, पशून्पश्य त्वयाऽध्वरे ।**
**संज्ञापितान् जीवसंघान्-निर्घृणेन सहस्रशः ॥ ७ ॥**

---

પદચ્છેદ—**हिंसादयः वितर्काः**-હિંસાદિ ખોટા વિચારો **कृताः कारिताः अनुमोदिताः**-પોતે કરેલા, કોઇ પાસે કરાવેલા અને અનુમોદન અપાયેલા. **लोभश्च क्रोधश्च मोहश्च पूर्वे ( कारणानि ) येषाम् ते-इति हिंसादयः वितर्काः**-લોભ, ક્રોધ અને મોહ જેમાં મુખ્ય કારણ છે એવા (હિંસાદિ વિતર્કો) **मृदवः मध्याः अधिमात्राः**-મૃદુ, મધ્ય અને તીવ્ર ભેદવાળા (હિંસાદિ વિતર્કો.) **दुःखं च अज्ञानं च दुःखाज्ञाने, ते एव अनंतं फलं येषाम् ते**-દુઃખ રૂપી અને અજ્ઞાનરૂપી અનંત ફળનાજ દેવાવાળા (હિંસાદિ વિતર્કો.) **इति प्रतिपक्षभावनम्**-એવા પ્રકારનો ઉલટો વિચાર.

**एते त्वां संप्रतीक्षंते, स्मरंतो वैशसं तव ।**
**संपरेतमयः कूटैश्छिन्दन्त्युत्थितमन्यवः ॥ ८ ॥**

**અર્થ**—[ પ્રાચિન બર્હિરાજાએ યજ્ઞમાં હણેલા પશુઓને, પોતાની યોગમાયાથી નજરે બતાવીને,નારદજીએ તે રાજાનેકહ્યું કે] હે રાજા ! હે પ્રજાપતિ ! નિર્દયપણાથી યજ્ઞમાં જે હજારો પશુઓને તેં માર્યા છે, તેમને તું નજરે જો. (૭) તે પશુઓને તેં જે જે પીડા કરી છે; તે પીડાને સંભારીને, તે સત્રળા પશુઓ, તારી વાટ જોઇને બેઠા છે, તું જ્યારે મરી જઈશ ત્યારે તે પશુઓ તને લોઢાના હથીઆરોવડે કાપશે.

સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ–એ ચાર–સંબંધી પણ આ પ્રમાણેજ સમજી લેવું. દોષોનું નિવારણ કરવામાટે પ્રતિપક્ષ ભાવનાવાળા એટલે–વિરોધી–વિચારોનું સ્મરણ કરીને તેનું પાલન કરવું.

અહિંસાદિ વ્રતોનું પાલન કરવાથી જે સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે, તે વાત હવે ૩૫ મા સૂત્રથી કરે છે.

## सूत्रं–अहिंसाप्रतिष्ठायां तत्सन्निधौ वैरत्यागः ॥ ३५ ॥

**અર્થ**—જ્યારે અહિંસાનું પરિપાલન થાય, ત્યારે તે પાલન કરનાર યોગીની પાસે વૈરનો ત્યાગ થાય છે. એટલે પોતાના વૈરનો અગર કોઈ બીજા પ્રાણીઓને અંદર અંદર વૈર હોય, તો તેમના વૈરનો પણ અહિંસા વ્રતવાળા યોગીઓ પાસે ત્યાગ થાય છે.

**વિવેચન**—' અહિંસાવ્રતવાળા ઋષિઓના આશ્રમમાં બકરૂં અને સિંહ પોતાના વૈરનો ત્યાગ કરીને એક આરે જળ પીતા હતા. ઉંદર અને બીલાડી સાથે રમતાં હતાં. નોળીયો ને સાપ ગેલ કરતાં હતાં. ' એવું અનેક શાસ્ત્રો તથા કવિયો બોલ્યા છે. આ પ્રમાણે થાય ત્યારેજ યોગીનું અહિંસાવ્રત સિદ્ધ થયું ગણાય. હિંસા ત્રણ કારણથી થાય. (૧) માંસ ખાવાના શોખથી. (૨) વૈદિક કર્મમાં સ્વર્ગાદિ સુખ પ્રાપ્ત કરવા માટે. ૩ દ્વેષથી અગર ક્રોધથી.

[૧] માંસ ખાવાથી ઘણું નુકશાન થાય છે, એવી વાત માંસ ખાનારી પ્રજા પણ હવે ઘણે અંશે સમજી છે. જે મનુષ્ય વનસ્પતિનો અહાર કરી જીવનાર હોય છે, તેમને તે પ્રજા માન આપે છે.

[૨] વૈદિક ધર્મને બ્હાને થતી હિંસાની નિંદાનો ઉપદેશ પ્રાચીન બર્હિ રાજાને નારદે કર્યો છે. 'ઋષિઓ ધર્મને બ્હાને હિંસા કરતા હતા.' એવું જ્યાં દેખાય, ત્યાં યાદ રાખવું કે–ઋષિઓને મારવાની અને જીવાડવાની બેઉ શક્તિ હતી. ઋષિઓ મુવેલાંને સજીવન કરી શકતા હતા. તેવી સત્તા હોય, તેમને ધર્મને બ્હાને હિંસા કરવામાં બાદ નથી.

[૩] આઠ દસ ભજન ગાવાં તે સહેલુંછે; દ્રષ્ટાંત સિદ્ધાંત સાથે કથાવાર્તા કરવી તે પણ સહેલું છે; ચાર ધામની યાત્રા કરવી તે પણ સહેલું છે. મંદિરે મંદિરે દર્શને દોડવું તે પણ સહેલું છે. શ્રી ઠાકોરજીની શેવાપુજા કરવી તે પણ સહેલું છે; અરે ઘરબાર તજીને બાવા થવું તે પણ સહેલું છે, પણ દ્વેષ તજીને સત્પુરૂષ થવું એ અઘરૂં છે. દ્વેષ ક્રોધની માતા છે.

---

પદચ્છેદ—**अहिंसायाः प्रतिष्ठायां**–અહિંસાની પ્રતિષ્ઠા ( પ્રતિજ્ઞા–પાલન ) થાય ત્યારે **तस्य सन्निधौ**–તે યોગીની પાસે **वैरत्यागः**–વૈરનો ત્યાગ થાય છે.

ક્રોધ હિંસાની માતા છે. તાત્પર્ય--અહિંસાનું વ્રત લેવું હોય, તેમણે પ્રથમ દ્વેષરહિત થવા પ્રયત્ન કરવો. દ્વેષરહિત થતાં, ક્રોધરહિત થવાશે. ક્રોધરહિત થતાં હિંસારહિત પણ થવાશે.

**कर्मणा मनसा वाचा, सर्वभूतेषु सर्वदा ।**
**अक्लेशजननं प्रोक्त-मर्हिसात्वेन योगिभिः ॥**

[ યાજ્ઞવલ્કય સંહિતા. ]

ભાવાર્થ—' શરીરથી, મનથી અને વાણીથી કોઈપણ પ્રાણીને દુઃખ ન દેવું, ' તેવા વર્તનને યોગીઓ ' અહિંસાવ્રત ' કહે છે.

**आत्मौपम्येन सर्वत्र, समं पश्यति योऽर्जुन ।**
**सुखं वा यदि वा दुःखं, स योगः परमो मतः ॥३२॥**

[ ગી. અ. ૬ ]

**श्रूयतां धर्मस्र्वस्वं, श्रुत्वा चैवावधार्यताम् ।**
**आत्मनः प्रतिकूलानि, परेषां न समाचरेत् ॥**

ભાવાર્થ—સૌને સુખ ગમે છે, માટે સૌને સુખ આપો, દુઃખ કોઈને ગમતું નથી, માટે કોઈને દુઃખ આપો નહીં.

મહાત્મા ગૌતમ બુદ્ધ, મહાત્મા મહાવીર સ્વામી તથા મહાત્મા ઇસુ ખ્રિસ્ત અહિંસાવ્રતથી અમર બન્યા છે. એમ કહેવાય છે કે ગૌતમબુદ્ધના એક વિરોધી દેવદત્તે, રાજાની મદદથી ગૌતમબુદ્ધને, હાથીના પગ નીચે ચગદી નંખાવવા માટે, જે ગલીમાં થઈને ગૌતમબુદ્ધ ચાલ્યા આવતા હતા, તે ગલીમાં સામે ગાંડા હાથીને છોડયો. ગલીમાં નાસભાગ થઈ, ગૌતમબુદ્ધને કોઈ માળ ઉપર ચડી જવા, આસપાસથી બૂમ થવા લાગી. તે બૂમોને નહીં ગણકારતાં, ગૌતમબુદ્ધ હાથીની સામે ચાલ્યા આવ્યા. પોતામાં રહેલા સમગ્ર પ્રેમનું એકીકરણ કરીને, ગૌતમબુદ્ધે પોતાનાં નેત્રોદ્વારા, હાથી ઉપર પ્રેમદૃષ્ટિ કરી. ગાંડો હાથી પાળેલા કુતરા જેવો બની, ગૌતમબુદ્ધ પાસે ગેલ કરવા લાગ્યો. ગૌતમબુદ્ધે તેના ઉપર હાથ ફેરવી હાથીને પંપાળ્યો. અહિંસાવ્રતના બળથી યોગીઓ ફાડી ખાનારા પશુઓ વચ્ચે જંગલમાં રહી શકે છે.

શ્રી સ્વામીનારાયણે પણ પોતાના અહિંસાત્મક વ્રતથી કાઠીયાવાડના અનેક ક્રુર કાઠીઓને, અને જોબન વરતાલા જેવા ભયંકર લુંટારાને કોમળ ભક્ત બનાવી દીધા છે.

## सूत्रं—सत्यप्रतिष्ठायां क्रियाफलाऽऽश्रयत्वम् ॥३६॥

વિવેચન—જે યોગીની વાણી-એટલે શાપ વા આશીર્વાદ-સફળ થાય, તે સત્યનિષ્ઠ પુરૂષ ગણાય છે.કાશીમાં તુલસીદાસજી, એક રસ્તા ઉપર નીચે નજર રાખીને, પ્રભુ ચરણમાં ચિત્ત રાખીને, ચાલ્યા જતા હતા. તેજ રસ્તેથી એક સતી સ્ત્રી પોતાના પતિના શબ સાથે બળી મરવા જતી હતી. રસ્તામાં તુળસીદાસજીને દેખીને સ્ત્રીએ સંતના ચરણમાં પ્રણામ કર્યા. સંતે કહ્યું-' તારૂં અખંડ સૌભાગ્ય રહો. ' સ્ત્રીએ પોતાની સ્થિતિ જણાવતાં, તુળસીદાસજીએ પ્રભુનું નામ લઈને ફરી કહ્યું કે-' તારો પતિ જીવતો થશે. ' ખરેખરે પતિ બચ્યો. પરીક્ષિતને શાપ આપનાર બ્રાહ્મણના બટુકજ હતા. તે પણ સત્યનિષ્

---

પદચ્છેદ તથા અર્થ—[સંસ્કૃત વાંચવું ન ફાવે તેમણે એટલું ગુજરાતી જ વાંચવું.] ( **सत्यस्य प्रतिष्ठायां** ) સત્યનું પાલન જ્યાં થાય, ત્યાં [ **क्रियायाः फलं क्रियाफलं तस्य आश्रयत्वं** ] ક્રિયાનાં ફળની પ્રાપ્તિ અનાયાસે થાય છે.

હોવા જોઇએ. કળીયુગમાં સત્યની વાત વિસારી ગઇ છે. જ્યાં જોઇએ ત્યાં અસત્ય. જ્યારથી અસત્ય વધ્યું, ત્યારથીજ લખાણુમાં ચોકશી વધી, અને કાયદાનાં પુસ્તકો પણ મોટાં થયાં. જગતની સાથે જીવનારને સત્યનું પાલન કરવું ઘણુંજ અઘરૂં કામ છે. આ દોષમાંથી બચવા માટે આ યુગમાં 'સત્યનારાયણની કથા લોકોમાં દાખલ થઇ જણાય છે. સત્યનારાયણની કથા કરાવનાર શીરો, કેળાં, જામફળ વિગેરેનો ઉત્તમ પ્રસાદ તૈયાર કરે છે, પણ સત્ય બોલવાની પ્રતિજ્ઞા કદી કરતો નથી, અસત્યને ઘટાડવું હોય તેણે બને તેટલું મૌન પાળવું, અને જ્યાં ત્યાં માથું મારવું નહીં.

## सूत्रम्-अस्तेयप्रतिष्ठायां सर्वरत्नोपस्थानम् ॥३७॥

૩૭ વિવેચન—પ્રાણી પદાર્થોમાં કાયદેસર પ્રીતિ થાય, તોપણ જીવને બંધન થાય છે, ત્યારે ગેરકાયદેસર પ્રીતિ કરતાં, વિશેષ બંધન થાય, તેમાં પુછવુંજ શું ! આપણું કોઇ ચોરી જાય, ત્યારે આપણને જે દુઃખ થાય, તેજ દુઃખ સામાને થાય. વળી ચોરી પકડાઇ જતાં, લાભ અને લાજ બેઉ જાય. સગા ભાઇ હોય, તોપણ ચોર ભાઇનો વિશ્વાસ કરે નહીં. આ વિષયમાં ઉંડા ઉતરીએ તો જણાય છે કે–જેમ જેમ તમે પ્રકૃતિની પાછળ દોડશો, તેમ તેમ પ્રકૃતિ તમારી આગળ દોડશે—તમારા હાથમાં આવશે નહીં; અને જેમ જેમ પ્રકૃતિને તમે પડી મેલશો, તેમ તેમ પ્રકૃતિ તમારી પાછળ દોડશે–તમારી દાસી થઇ જશે.

## सूत्रम्-ब्रह्मचर्यप्रतिष्ठायां वीर्यलाभः ॥ ३८ ॥

વિવેચન— 'લાભ' એટલે સામર્થ્ય, બળ, અણિમાદિ સિદ્ધિઓ. તન, મન અને ધન ત્રણેની વૃદ્ધિ, બ્રહ્મચર્ય પાળનારને અનાયાસે થાય છે. દરેક ધર્મની તથા દરેક દેશની આબાદીનું આ પ્રથમ પગથીયું છે. જ્યાં બ્રહ્મચર્યનું પાલન યોગ્ય રીતે થતું નથી, ત્યાં ધર્મ નથી—ત્યાં પ્રજા પણ નથી.

## सूत्रम्-अपरिग्रहस्थैर्ये जन्मकथंतासंबोधः ॥३९॥

અર્થ—અપરિગ્રહ વ્રતનું પાલન કરવાથી, ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળના જન્મોનું જ્ઞાન થાય છે.

---

પદચ્છેદ તથા અર્થ—[ **अस्तेयस्य प्रतिष्ठायां** ] અસ્તેય વ્રતનું પાલન કરવાથી [ **सर्वरत्नानाम् उपस्थानम** (પ્રાપ્તિ) ] સર્વ રત્નોની પ્રાપ્તિ થાય છે.

પદચ્છેદ અને અર્થ—[ **ब्रह्मचर्यस्य प्रतिष्ठायां** ] બ્રહ્મચર્ય વ્રતનું પાલન કરવાથી By the establishment of Continence [ **वीर्यलाभः** ] સામર્થ્યનો વિશેષ લાભ થાય.

પદચ્છેદ—**अपरिग्रहस्य स्थैर्ये**-અપરિગ્રહ વ્રતનું પાલન કરવાથી **जन्मनः कथंता** ( કેવા જન્મ થયા તથા થશે તે ) **तस्याः संबोधः** (જ્ઞાન)–કેવા જન્મ થઇ ગયા તથા કેવા જન્મ હવે થશે તે સંબંધી જ્ઞાનની પ્રાપ્તિ થાયછે.

વિવેચન—**અપરિગ્રહ** સંબંધી આગળ ૪૭ મે પાને વિવેચન થયું છે. તેમાં વિશેષ જાણવા જેવું એ છે કે—દૃશ્ય પદાર્થો એકઠા કરીને, તેમાં મમતા બાંધવી, તે પણ પરિગ્રહ છે, અને કોઇપણ દૃશ્ય પદાર્થમાં મમતા ન બાંધવી, તે અપરિગ્રહ છે. આ પરિગ્રહ વ્રત પાળનારનેજ ભૂત, વર્તમાન અને ભવિષ્યનું સાચું ભાન હોય છે. જોશીનો ધંધો કરનારે અપરિગ્રહવ્રતનું પાલન કરતાં પ્રથમ શીખવું જોઇએ. જોશ જોવડાવનારે અપરિગ્રહ વ્રતવાળા જોશીની વાત સાચી માનવી. ત્યાગીના ત્યાગને, તપસ્વીના તપને, વિદ્વાનની વિદ્વતાને, ગુરૂના ગુરૂત્વને, ભક્તોની ભક્તાઇને, ખોખરી કરી નાંખનાર પરિગ્રહ-દાન છે.હવે તો જ્યોતિષ વિદ્યા હિંદ બહાર પણ ફેલાણી છે. પણ તે ઋષિઓના જેવી વચન સિદ્ધિવાળી નથી.

નોંધ—'અહિંસા-સત્ય-અસ્તેય-બ્રહ્મચર્ય અને અપરિગ્રહ' એવા પાંચ વ્રતોનાં ફળની વાત થઇ રહી. હવે નીચેના સૂત્રથી શૌચાદિ નિયમોનાં ફળની વાત કરે છે.

## सूत्रम्-शौचात् स्वाङ्गजुगुप्सा परैरसंसर्गः ॥ ४० ॥

પદચ્છેદ—**शौचात्**-પવિત્રતાનું પાલન કરવાથી, **स्वस्य अङ्गस्य जुगुप्सा**-(disgust) પોતાંના શરીરમાં તિરસ્કાર ઉપજે છે. **परैः असंसर्गः**-(non-intercourse)—અન્ય મલિન પુરૂષોના સંગનો અભાવ-ત્યાગ થાય છે.

અર્થ—પવિત્રતાનુંપાલન કરવાથી, પોતાને પોતાના શરીરમાં રહેલી મલિનતાની ખાત્રી થાય છે. દેહમાં મલિનતાની ખાત્રી થતાં, દેહમાં પ્રીતિ થતી નથી. અન્ય મલિન પુરૂષોના સંગનો પણ ત્યાગ થાય છે,

વિવેચન—**शौचं तु द्विविधं प्रोक्तं, बाह्यमाभ्यंतरं तथा ।**
**मृज्जलाभ्यां हि बाह्यं तु, मनःशुद्धिस्तथांतरम् ॥१॥**
**मनःशुद्धिश्च विज्ञेया, धर्मेणाध्यात्मविद्यया ।**
**आत्मविद्या च धर्मश्च, पित्राचार्येण चानघ ॥२॥**

( યાજ્ઞવલ્કય-સંહિતા ).

આ ચાળીસમું સૂત્ર બાહ્ય શૌચ સંબંધી છે. અને એકતાળીસમું સૂત્ર આંતર શૌચ સંબંધી છે.

**શૌચ** સંબંધી આગળ ૪૯ મે પાને વિવેચન છે. તે સંબંધમાં વિશેષ જાણવા જેવું એ છે કે-શરીર હોયતો શ્રીહરિનું ભજન થાય, સંત સેવા થાય, દેવદર્શન થાય, પણ શરીર ક્ષણભંગુર છે. 'ક્ષણભંગુર છે,' તે ઉપરાંત શરીર ગંદુ છે, મલીન છે. વારંવાર ધોવાથી શરીર સ્વચ્છ રહી શકે છે. શરીરને સુગંધીદાર બનાવવા માટે ચંદનાદિ લેપોની જરૂર પડે છે. બરફી વિગેરે મીઠાઇ પેટીમાં દસ દિવસ સુધી રહી શકે, પણ શરીરમાં નાંખો, તો બીજે દિવસે વિષ્ટા થઇ જાય. આ પ્રમાણે ખાત્રી કરીને, શરીરમાં અનાસક્ત થવું. પોતાના શરીરમાં અનાસક્ત થયા પછી, અન્ય સ્ત્રીપુરૂષોનાં શરીરોને પણ મલીન સમજીને, તેમાં અનાસકત થવું. અન્યનાં શરીરોમાં અનાસક્ત થતાં, એકાંત સેવવા ગમે છે. આ પ્રમાણે દેહાધ્યાસની નિવૃત્તિ અને એકાંતનું સેવન એજ શૌચનું સાચું ફળ છે.

પરના શરીરમાંથી મોહ મટાડવો-તેનો મુખ્ય એ ભાવ છે કે-સ્ત્રીને પુરૂષનું શરીર વ્હાલું લાગે છે, અને પુરૂષને સ્ત્રીનું શરીર વ્હાલું લાગે છે. તેથી સ્ત્રી પુરૂષના શરીરમાં અનાસક્ત થાય, અને પુરૂષ સ્ત્રીના શરીરમાં અનાસક્ત થાય, એ આ સૂત્રનો ભાવ છે. તેનું દૃષ્ટાંત સાંભળો—સ્ત્રીનાં હાડકાં ચામડાંમાં મોહ પામેલા તુળસીદાસજી, અર્ધી રાત્રે યમુના નદીનાં પુર ઉતરીને, સાસરાને ઘેર આવ્યા. ઘરનાં બારણાં બંધ હોવાથી, ચોરની માફક બારીએથી ઘરમાં પેસીને, સ્ત્રીને શોધી કાઢી જગાડયાં. જાગતાંની સાથે સ્ત્રી ગભરાઇ ગઇ. થોડીવારે ધીરજ રાખીને માતાજી બોલ્યાં.-

ચોપાઇ—"ધિક્ ધિક્ તોહિ મમ પ્રાણ પિયારે, હાડ ચામ સબ નિરસ હમારે;
ઐસો મન જો લાગત રામૈં, તો સુધરત તિહરે સબ કામૈ.
નારી વૈન શર સમ ઉર લાગે, પૂરવ સકલ પુણ્ય ફલ જાગે;
તુલસીદાસ મન માની ગલાની, હે સતિ ! હે સતિ ! તિય તુવ બાની."

સાથે સાથે એક પદ પણ સાંભળો—

"સીતા હો-રામ રામા-રટો તુલસી—
હો રામા ! ભજો તુલસી-હો રામા ! કહો તુલસી. સીતા હો૦ ટેક.

[ સાસરે જઇને સ્ત્રીને જગાડયાં પછી સ્ત્રી બોલ્યાં છે તે સાંભળો. ]

'જીતનો હેત હમસેંરે પીયાજી ! હરિસેં હોત જો ઇતનોરિ;
ચલ્યો જાત વૈકુંઠ ધામમેં, ઠાકોર દ્વારે તુલસી જાય તો ખરોરિ રામા-રટો૦

[સ્ત્રીનાં વજ્ર જેવાં વચનો સાંભળી, તુલસીદાસજી અજ્ઞાનરૂપી નિંદ્રામાંથી જાગીને બોલ્યા કે-]

તુમ તીરિયા મોરી ધર્મકી બ્હેના, તોહિ મોહિ ધર્મ બતાયોરિ;
તુલસીદાસ આશા રઘુવરકી, તિરીવાકી સંગે તુલસી કહુના ગયોરિ રામા-રટો૦

સાર—સ્ત્રી બોલ્યાં કે હે નાથ !-'મારાં નિરસ હાડકાં ચામડામાં મોહ રાખીને, અર્ધી રાત્રે અંધારામાં આપ અહીં પધાર્યા. પણ આવું હેત જો તમે શ્રીરામનાં ચરણમાં કરો, તો આપ સુખેથી વૈકુંઠમાં ચાલ્યા જાઓ.' આ સાંભળીને તુલસીદાસજી બોલ્યાં કે—'હે સ્ત્રી ! તમે મને ધર્મ બતાવ્યો, માટે હવે તમે મારી ધર્મની બ્હેન છો-તાત્પર્ય હવે પછી તમારા દેહમાં હું આસક્ત નહીં થાઉં. હવે હું એક રઘુવરનીજ આશા રાખીશ. એકાંત સેવીશ અને રઘુવરને મેળવીશ.'

બીજું દૃષ્ટાંત—ચિંતામણીમાંથી પોતાનો રાગ તોડીને, બિલ્વમંગળ વનરાવન તરફ ચાલ્યા જાય છે. એક કુવાપર એક સ્ત્રીને પાણી ભરતી દેખીને, તેની પાછળ પડયા. સ્ત્રીને ઘેર આવ્યા. બિલ્વમંગળને એક સંતપુરૂષ સમજીને, 'જે કહે તે સેવા કરવા,' સ્ત્રીના પતિએ પોતાની સ્ત્રીને આજ્ઞા કરી. આ પ્રમાણે આજ્ઞા કરી, પતિ પોતાની દુકાને ગયો. ઘરમાં સ્ત્રી અને બિલ્વમંગળ એકલાં રહ્યાં. બિલ્વમંગળે ભોગવિલાસની માગણી કરી. સંતની આજ્ઞા પ્રમાણે સ્ત્રીએ તૈયારી કરી. નાનાં પ્રકારનાં વસ્ત્રો પણ પહેરી લીધાં. પલંગની સામે થોડી ગંદકી પણ નાંખી. સ્ત્રી સારાં વસ્ત્રો પહેરીને, તે ગંદકી ઉપર બેસવા જતી હતી, તે વખતે તેણીને બિલ્વમંગળે અટકાવી. તેના જવાબમાં સ્ત્રીએ બિલ્વમંગળને

કહ્યું કે—"મારાં હાડકાં ને ચામડાંમાં મોહ પામીને, તમે તમારી સાધુતાને–પવિત્રતાને–પાયમાલ કરો છો, ત્યારે હું મારી સાડી બગાડું, તેમાં શું વધારે નુકશાન કરૂં છઉં. સાડી તો ધોવાથી, પાછી હતી તેવી થશે, પણ તમારૂં શું થશે!" આ સાંભળી બિલ્વમંગળ જાગ્યો. સોયો મંગાવી આંખ્યો ફોડી અંધ થયો. સ્ત્રીના શરીરમાંથી મોહ તજી દીધો.

**नारीस्तनभरजघननिवेषं, दृष्ट्वा मायामोहावेशं।**
**एतन्मांसवसादिविकारं, मनसि विचारय वारंवारं ॥ भज०**

શિખરણી. (શ્રીશંકરાચાર્ય.)

**स्तनौ मांसग्रन्थी, कनककलशावित्युपमितौ।**
**मुखं श्लेष्मागारं, तदपि च शशांकेन तुलितम् ॥**
**स्रवन्मूत्रक्लिन्नं, करिवरकरस्पर्धि जघन—**
**महो निंद्यं रूपं कविजनविशेषैर्गुरु कृतम् ॥ २० ॥** (વૈરાગ્યશતક)

વિગેરે અનેક વચનોથી, સંતોએ સ્ત્રીઓના દેહમાંથી મોહને તોડયો છે. આવા જ વિચાર કરીને, સ્ત્રીઓએ પુરૂષના દેહમાંથી મોહ તોડવો જોઇએ. મીરાં રૂપાળાં હતાં. મીરાંના રૂપથી મોહ પામેલા રાણાએ મીરાંને પટરાણી બનાવવા ઘણો પ્રયત્ન કર્યો હતો, પણ પ્યારા શ્રીકૃષ્ણચંદ્રના મુખમાં જેને પ્રીતિ થઇ, તેને બીજું મુખ કેમ ગમ! જસમા ઓડણની પાછળ સિદ્ધરાજ જયસિંહ ગાંડો થયો હતો. જસમા જીતી, સિદ્ધરાજ હાર્યો. ગુજરાતની ઓડણો પણ પતિવ્રતા હતી. પતિની મોહજાળમાંથી મુક્ત થએલી વિધવા બ્હેનો, નાતરૂં કરે, અને નાતરાની છૂટ ન હોય, તો છૂપી રીતે પરપુરૂષને ભોગવે, તો તે સ્ત્રીઓ ખરેખર મનુષ્યરૂપે પશુ છે.

## सूत्रं–सत्त्वशुद्धिसौमनस्यैकाग्र्येन्द्रियजयाऽऽत्मदर्शनयोग्यत्वानि च ॥४१॥

પદચ્છેદઃ—**च**-અને, વળી. [**सत्त्वस्य शुद्धिः सत्त्वशुद्धिः**-અંતઃકરણની પવિત્રતા. **सुमनसः भावः सौमनस्यं**-Cheerfulness of the mind-મનની પ્રસન્નતા. **एकाग्रस्य भावः ऐकाग्र्यं**-Concentration-એકાગ્રતા **इंद्रियाणाम् जयः इंद्रियजयः**-Conquest of the senses or organs-ઇંદ્રિયો પોતાને કબજે વર્તે તે. **आत्मदर्शनस्य योग्यत्वं आत्मदर्शनयोग्यत्वं**-Fitness for the realisation of the Self—આત્મસાક્ષાત્કાર કરવાની યોગ્યતા.] **सत्त्वशुद्धिश्च सौमनस्यञ्च ऐकाग्र्यञ्च इंद्रियजयश्च आत्मदर्शनयोग्यत्वञ्च सत्त्वशुद्धिसौमनस्यैकाग्र्येन्द्रियजयाऽऽत्मदर्शनयोग्यत्वानि ॥**

**અર્થ**—વળી આંતરશુદ્ધિને લીધે, અંતઃકરણની શુદ્ધિ, મનની પ્રસન્નતા, એકાગ્રતા, ઇંદ્રિયો ઉપર જય અને છેવટે આત્મદર્શનની યોગ્યતા પ્રાપ્ત થાય છે.

વિવેચન—આ સૂત્રમાં આંતરશુદ્ધિની વાત કરી છે. 'મનની પ્રસન્નતાનો તથા મનની એકાગ્રતાનો લાભ આપીને, આંતરશુદ્ધિ આત્મસાક્ષાત્કાર કરાવી શકે છે,' એવું દરેક ધર્મ અગર દરેક સંપ્રદાય કબુલ કરે છે. કુટુંબમાં, વેપારમાં, રાજ્યમાં–સૌને આંતરશુદ્ધિવાળો માણસ ગમે છે.

'પ્રભુ તને પ્રસન્ન તે કેમ થાય? તારા દિલનું કપટ નવ જાય.'

વિગેરે વચનોથી સંતો કહે છે કે-'આંતર પવિત્રતા વિનાની બાહ્ય પવિત્રતાથી ભલે લોકો છેતરાય, પણ પ્રભુ છેતરાશે નહીં.'

બગલો ધોળો ખરો-એક ધ્યાનથી જળાશય ઉપર બેસે ખરો, પણ તેનાં અંતરમાં માછલી પકડવાની ઉમેદ છે, માટે તે નિંદાય છે. તેમ સંતો-મહાત્માઓ-સન્યાસિયો-ગુરૂઓ-નાહીધોઇને સુંદર સિંહાસન ઉપર બેસીને, માળા ફેરવે-પણ જો તેમના અંતરમાં ધન અને સ્ત્રીની ધાખના-તૃષ્ણા હોય, તો તેઓ પણ બગલા ગુરૂ કહેવાય છે. બગલા કરતાં સંત મહાત્માઓની જોખમદારી વિશેષ છે.

સંત ગાય છે કે-પદ.

'જપ કરવાને બેઠા ગુરૂજી ગાદીએ, ન્હાની મોટી જપતા શ્વાસોશ્વાસ જો;
કામનીઓની માળા કરમાં ફેરવે, કુંવારી આવે કોઇ મારી પાસ જો. જપ૦
બુટ્ટીને મેલોરે બીજે બારણે, નિજ મંદિરમાં નાનકડીનું કામ જો;
નાનકડીના નયનો નિર્મળ નેહભર્યા, તેથી ગુરૂજી પામે છે આરામ જો. જપ૦
બાહ્યભજન-'ભજ ગોવિંદં, ભજ ગોવિંદં-ગોવિંદમ્ ભજ મૂઢમતે;
આંતરભજન-'ભજ કલદારં, ભજ કલદારં-કલદારં ભજ મૂઢમતે.'

યાદ રાખજો કે-લોભ અને વ્યભિચાર ધર્મના કટ્ટા શત્રુ છે;

આવા ભયંકર જમાનામાં પ્રભુ બચાવે તો બચીએ. એટલું યાદ રાખજો કે-અંતઃકરણની શુદ્ધિ, દરેક ધર્મમાં સ્તુતિપાત્ર છે, અને અંતઃકરણની અશુદ્ધિ દરેક ધર્મમાં નિંદાને પાત્ર છે-વ્યવહારમાં પણ આંતરઅશુદ્ધિ પ્રતિષ્ઠાનો ભંગ કરાવનારી છે, માટે મુમુક્ષુએ 'શુદ્ધિ વિના સિદ્ધિ નથી' એવું સમજીને, આંતરશુદ્ધિ માટે બનતો પ્રયત્ન કરવો. જ્યાં આંતરશુદ્ધિવાળા સંતો વસતા હોય, તે મંદિરોમાંજ જવું.

## सूत्रं—संतोषादनुत्तमः सुखलाभः ॥ ४२ ॥

પદચ્છેદ—**संतोषात्**-From contentment—સંતોષનું પાલન કરવાથી. **न विद्यते उत्तमः यस्मात् इति अनुत्तमः**-શ્રેષ્ટ. **सुखलाभः**-સુખની પ્રાપ્તિ (થાય છે.)

અર્થ—સંતોષનું પાલન કરવાથી અતિ ઉત્તમ સુખની પ્રાપ્તિ થાય છે.

વિવેચન—'**अनुत्तमः सुखलाभः**-સંતોષનુ પાલન કરવાથી સર્વથી ઉત્તમ સુખ પ્રાપ્ત થાય છે, એવું દાખલા દષ્ટાંતો સાથે ૩૨ મા સૂત્ર નીચે વિવેચન કર્યું છે-તે ન વાંચ્યું હોય તો વાંચજોજી.

**'यच्च कामसुखं लोके, यच्च दिव्यं महत्सुखं।**
**तृष्णाक्षयसुखस्यैते, नाऽर्हतः षोडशीं कलाम्॥'**

એ વચનોથી શ્રીવેદવ્યાસ કહે છે કે-'આ લોકમાં પ્રાપ્ત થઇ શકે એવું-સ્ત્રીપુત્રાદિનું-પંચવિષયોનું-સુખ, તથા અપ્સરાઓના ભોગ, અમૃતાદિ પાન, વૈમાનમાં બેસીને મરજી પ્રમાણે ફરવું, વિગેરે સ્વર્ગનાં જે જે સુખો છે-તે તમામ સુખો-તૃષ્ણાના ક્ષયથી પ્રાપ્ત થએલા-સંતોષરૂપી સુખની સોળમી કળાને પણ યોગ્ય નથી.' કદિ વેદવ્યાસનાં આ વચનોમાં શંકા

થાય, તો તે શંકાના નિવારણ માટે યાદ રાખવું કે-સોનાની અંબાડીમાં બેસનારો અને હીરામોતીના દાગીનાથી શોભતો રાજા, સંતોષરૂપી ધનથી શોભતા લંગોટીવાળા સંતને દેખીને, હાથી ઉપરથી નીચે ઉતરીને, સંતના ચરણમાં પડે છે. ઇક્ષ્વાકુ વંશના પૃથ્વીપતિ રાજાઓ, વસિષ્ઠના ચરણમાં પ્રણામ કરતા હતા. સાચા મોતીના તોરાથી શોભતા, હીરાના મુગટવાળો પરીક્ષિત રાજા, લંગોટીવાળા શુકદેવજીને શરણે આવ્યો હતો. જનક સરખા રાજાઓ યાજ્ઞવલ્કયને શરણે રહેતા હતા. જેની હિંમતની કીંમત હજીસુધી અંકાઇ નથી, એવો શૂરવીર શીવાજી, લંગોટીવાળા શ્રીરામદાસ સ્વામિના ચરણમાં દંડવત્ પ્રણામ કરતો હતો.

**या दुस्त्यजा दुर्मतिभिर्-या न जीर्यति जीर्यति ।**
**तां तृष्णां संत्यजन् प्राज्ञः, सुखेनैवाऽभिपूर्यते ॥**

અર્થ—પોતાના પુત્ર પુરૂને, યૌવન પાછું આપતી વખતે, યયાતિ રાજા બોલ્યો છે કે-'હે પુત્ર! મંદબુદ્ધિવાળાં સ્ત્રીપુરૂષોથી જે તજાવા સહેલી નથી-અને જે (તૃષ્ણા) શરીર ક્ષીણ થાય, તો પણ ક્ષીણ થતી નથી; તે તૃષ્ણાને જે ડાહ્યો પુરૂષ તજે છે, તે પુરૂષ અનુપમ સુખને પ્રાપ્ત કરે છે.

માગી ખાનાર-સાધુ-સંત-સંન્યાસીને તૃષ્ણાનો ત્યાગ કરવો પાલવે, પણ મહેનત કરીને, પોતાનું ગુજરાન ચલાવનાર સંસારીને, તૃષ્ણાનો ત્યાગ કરવો પાલવે નહીં. ત્યારે તેણે શું કરવું? તેના જવાબમાં શ્રીકૃષ્ણ કહે છે-તે યાદ રાખવું-'**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ॥** કર્મ કરવાં, પણ કર્મનાં ફળમાં તૃષ્ણા રાખવી નહીં.' ફળમાં તૃષ્ણાનો ત્યાગ જ્ઞાન વિના હોઈ શકે નહિં.

## सूत्र—कार्येंद्रियसिद्धिरशुद्धिक्षयात् तपसः ॥ ४३ ॥

પદચ્છેદ:—**तपसः**-from mortification-તપનું પાલન કરવાથી. **अशुद्धिक्षयात्**-By destroying the impurity-અપવિત્રતાનો નાશ થાય છે અને તેમ થતાં **कायस्य च इंद्रियाणाम् च सिद्धिः कार्येंद्रियसिद्धिः**-શરીર તથા ઇંદ્રિયોની સિદ્ધિ (powers) પ્રાપ્ત થાય છે.

અર્થ—તપનું પાલન કરવાથી, અપવિત્રતાનો નાશ થાય છે; અપવિત્રતાનો નાશ થતાં, શરીરની તથા ઇંદ્રિયોની સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે.

વિવેચન—અણિમાદિ સિદ્ધિઓ-શરીરને નાનું મોટું કરી નાંખવાનું બળ, શરીરને અદશ્ય કરી નાંખવાનું બળ, બીજું શરીર ધારણ કરી લેવાનું સામર્થ્ય, એક શરીરમાંથી એવાં અનેક શરીર કરી દેવાની શક્તિ-વિગેરે શરીરની સિદ્ધિઓ છે. દૂરથી, સાંભળવું, દૂરથી દેખવું, જળ ઉપર ચાલવું, અદ્ધર ઉડવું વિગેરે-ઇંદ્રિયોની સિદ્ધિઓ છે. ટેલીગ્રામ, વાયરલેસ ટેલીગ્રામ, અગર ટેલીફોન, દૂરની વાતો સંભળાવે છે ખરા-પણ તે લાભ, અમુક પ્રકારનાં મશીન હોય, તોજ મળે-નહીં તો નહીં. ઋષિઓને એવા મશીનમાં તેમનું તપ જ હતું. જુણી નજરથી જુઓ તો-દરેક ધર્મમાં તપ છે. અને તપને લીધે જ ચમત્કારો જોવામાં આવે છે. તપ સંબંધી વિશેષ ખુલાસા આ સાધનપાદનાં પ્રથમ સૂત્રમાં અને ૩૨ મા સૂત્રમાં છે.

### सूत्रं-स्वाध्यायादिष्टदेवतासंप्रयोगः ॥ ४४ ॥

પદચ્છેદઃ—**स्वाध्यायात्**-By study or by repetition of mantras-મંત્રોનો જપ કરવાથી **इष्टदेवतायाः संप्रयोगः इष्टदेवतासंप्रयोगः**—Realisation of the desired deity-ઇષ્ટ દેવતાનો સાક્ષાત્કાર.

**અર્થ**—અમુક મંત્રનો જપ કરવાથી અમુક ઇષ્ટદેવતાનો સાક્ષાત્કાર થાયછે.

**વિવેચન**—સ્વાધ્યાય સંબંધી આ પાદના પ્રથમ સૂત્રમાં ખુલાસો છે. તે સંબંધમાં વિશેષ જાણવા જેવું એ છે કે સ્વાધ્યાય એટલે જ્ઞાન. દેવદર્શન અગર તિર્થયાત્રા અને જ્ઞાન, એ બે ધર્મનાં મુખ્ય અંગો છે. દેવમંદિરોમાં તથા તિર્થોમાં જ્ઞાનરૂપી અંગની જરૂર છે. મંદિરે આવતાં શ્રીઠાકોરજીનો પ્રસાદ, પડીઆ ભરીને મળ્યો. પ્રસાદ ખાતાં મનની પ્રસન્નતા વધી. પ્રસન્નતા વધતાં હંમેશાં દર્શને આવવા માંડયું. પછી તો ધીમે ધીમે મંદિરમાં થતી કથામાં પણ બેસવા માંડયું. કથામાં બેસતાં સાંભળ્યું કે-' શ્રી ઠાકોરજીનો પ્રસાદ આપણને ગમે તેટલો મળે, પણ આપણે તો તુલસીપત્ર પર રહે, તેટલોજ પ્રસાદ ખવાય. બાકીનો પ્રસાદ ભગવદીયજનને વહેંચી દેવાય. વિશેષ ખાઇએ તો જીવ્હાસ્વાદ વધે. અને પુણ્ય કરતાં પાપ વધે.' શાસ્ત્રનાં આવાં વચનો સાંભળતાં જાગ્યા, અને તે પ્રમાણે કરવા માંડયું. એટલે જીવ્હાના વિષયમાંથી પાછા વળ્યા. **સાર**—કાન વિંધાવનાર બાળકને પ્રથમ તો રમકડું અગર પતાસું આપવું જ પડે; રમકડાની અગર પતાસાની લાલચે, તે બાળક આપણી પાસે આવે, ત્યારે તેનો કાન સહેલાઈથી વીંધી શકાય; તેમ દેવદર્શનનો ઠાઠ જોવા, અગર પ્રસાદની લાલચે, જીવોને પ્રથમ ધર્મને રસ્તે આવતા કરવા જોઇએ; પછી ધીમે ધીમે દેવમંદિરમાં થતા સત્સંગમાં તેમને બેસાડીને-તેમને જ્ઞાનનો લાભ આપીને-તેમના રાગદ્વેષાદિ દોષ હણી લેવા જોઇએ. રાગદ્વેષાદિ દોષ હણાતાં પંચ-વિષયનું તાન તૂટે-પ્રભુમાં પ્રેમ વધે-સચરાચરમાં પ્રભુને દેખે. દેવદર્શન, તિર્થયાત્રા તથા પ્રસાદ એ ધર્મનું પ્રથમ પગથીયું છે. બીજે પગથીએ ચઢવાની ઇચ્છા હોય, તેમણે જરૂર સત્સંગનો લાભ લેવો. ધર્મની સાચી લાગણીવાળા સત્પુરૂષોએ, જીવોને બીજે પગથીએ ચઢાવવા માટે બને તેટલી અનુકૂળતા કરી આપવી જોઇએ.

સ્વાધ્યાયનો **અર્થ**—'પ્રણવનો જપ' અગર 'નામ સ્મરણ' કરીએ, તો તે બાબતમાં જાણવા જેવું એ છે કે—જેમ સાપ ઉતારનાર સાપનો મંત્ર બોલીને, સાપને ગમે ત્યાંથી પોતાની પાસે, બોલાવી શકે છે, તેમ પ્રણવનો મંત્ર અગર નામ સ્મરણ કરનાર, પ્રભુને ગમે ત્યાંથી, પોતાની પાસે બોલાવી શકે છે-આત્મસાક્ષાત્કાર કરી શકે છે.

### सूत्रम्-समाधिसिद्धिरीश्वरप्रणिधानाद् ॥ ४५ ॥

પદચ્છેદ—**ईश्वरप्रणिधानात्**-By sacrificing all to God-પોતાપાસે જે કાંઇ છે તે ઇશ્વરને અર્પણ કરવાથી **समाधिसिद्धिः**—સમાધિનો લાભ થાય છે.

**અર્થ**—પોતાપાસે જે કાંઇ છે તે ઇશ્વરને અર્પણ કરવાથી, એટલે પોતાપાસે જે કાંઇ છે તે ઈશ્વરનુંજ છે, એમ યથાર્થ રીતે સમજવાથી,સમાધિનો લાભ થાય છે.

વિવેચન—'ઇશ્વરપ્રણિધાનથી સમાધિની સિદ્ધિ પ્રાપ્ત થાય છે,' એવું આ સૂત્રમાં કહ્યું. ત્યારે અહીં શંકા થાય કે—"ઇશ્વરપ્રણિધાનથીજ સમાધિની સિદ્ધિ પ્રાપ્ત થતી હોય, તો અહિંસાદિ પાંચ યમો અને 'શૌચ, સંતોષ, તપ અને સ્વાધ્યાય'—નામના ચાર નિયમો શું નકામા સમજવા?" તેના સમાધાનમાં સમજવું કે—દષ્ટાંત—આપણે હંમેશાં પાંચ રોટલી જમતાં હોઇએ. પાંચમી રોટલી જમી રહીએ, ત્યારે ઓડકાર આવે—એટલે ધરાઇ રહ્યા, એવું આપણને ભાન થાય. જો પાંચમી રોટલીજ આપણને ધરવી દેતી હોય, તો પછી-તેના પહેલાની ચાર રોટલી આપણે શા માટે બચાવવી નહીં? પણ તેમ નથી. ચાર રોટલીથી આપણા પેટનો ખાડો પ્રથમ પુરાય, અને તે પૂરણી ઉપર પાંચમી રોટલીનો વધારો થાય, ત્યારે જ આપણે ધરાઇ રહીએ છીએ. ત્યારે જ આપણને ઓડકાર આવે છે. એટલે પ્રથમની ચાર રોટલી ન ખાઇએ, અને પાંચમી રોટલીજ ખાઇએ, તો પાંચમી—એક રોટલીથી આપણુ ધરાઈ રહેવાના નથી. આ નિયમાનુસાર—પાંચ યમોનું પાલન અને શૌચ, સંતોષ, તપ અને સ્વાધ્યાયનું યથાર્થ રીતે પાલન કર્યા પછી જ, 'ઇશ્વરપ્રણિધાન' નામનો નિયમ, સમાધિનો લાભ આપી શકે છે.

અત્યારે કરોડો રૂપૈયાનું દાન કરનારા છે. પણ કીર્તિ ખાતર-શરમ ખાતર-પ્રસાદ લેવા ખાતર-પણ ઇશ્વર ખાતર નહીં. શ્રી ઠાકોરજીને એક વાઘો કરાવ્યો હોય, તો દસને બતાવે—દસ જણ જ્યારે તેનાં વખાણ કરે-ત્યારે જંપે. ગર્વરહિત થઇને કરે, કર્મના ફળની આશારહિત થઇને કરે, ગુપ્ત રીતે કરે—ત્યારે તે ઇશ્વરપ્રણિધાન કહેવાય છે. હજી તેમાં ઉંડા ઉતરીને જોઇએ તો જણાય છે કે—નાથેલો વેચાણ બળદ, ધણી જ્યાં દોરે ત્યાં જાય: ઇશ્વરપ્રણિધાન કરનાર મનુષ્યની જ્યારે એવી સ્થિતિ થાય, ત્યારે સાક્ષાત્કાર થતાં શી વાર રહે? કાંઇ જ નહીં. જડભરતને માતાના મંદિરમાં મારવા લાવ્યા, તો ત્યાં આવ્યા. મારવા પહેલાં નવરાવી ધોવરાવીને, સારા સારા પકવાન ખાવા આપ્યા, તો તે સુખેથી ખાવા લાગ્યા. પછી મારનારો સામે તલવાર લઇને ઉભો રહ્યો, તો ત્યાં તેની સામા નિર્ભય થઇને ઉભા રહ્યા. અમરિષને મારવા માટે દુર્વાસાએ કૃતિકાને મોકલી; તો અમરિષ નિર્ભયપણે કૃતિકાની સામા ઉભા રહ્યા. પ્રલ્હાદને ધગધગતા સ્તંભે બાથ ભીડવાનું કહ્યું, તો તેમ કર્યું. બળીરાજાએ બે ડગલાં પૃથ્વી આપ્યા પછી, ત્રીજું પગલું પોતાને માથે મુકવાનું કહ્યું, તે પણ ઇશ્વરપ્રણિધાન. જીસસ ક્રાઇસ્ટ ક્રુંજ ઉપર ચડ્યો, તે પણ ઇશ્વર-પ્રણિધાન. ઇશ્વરપ્રણિધાનના આવા અનેક દષ્ટાંત છે. ઇશ્વરપ્રણિધાનની બાબતમાં દુનિયામાં તમામ ધર્મોના કરતાં પતિવ્રતા સ્ત્રીના ધર્મો ઉત્તમ, અને પતિવ્રતા સ્ત્રીના ધર્મો કરતાં પણ-ભક્તોના ધર્મો—જ્ઞાનીના ધર્મો-ઉત્તમ. કારણ કે પાંચશેર સોમલ ખાઇ જવો સહેલો, પણ દેહ અને દેહની પાછળ રહેલાં-'હું અને મારૂં'—તેમાંથી ઇશ્વરની ખાતર—જ્ઞાનદ્વારા-રાજીખુશીથી-મમત્વબુદ્ધિ તજી દેવી, એ અઘરૂં કામ છે.

II સમાધિની સિદ્ધિથી યોગીપુરૂષ દેશાંતરમાં રહેલા કાળાંતરમાં રહેલા, પ્રાણીપદાર્થોને જાણી શકે છે. વાલ્મીકિએ સમાધિદ્વારા શ્રીરામના સંપૂર્ણ, ચરિત્રથી વાકેફ થયા પછી, રામાયણ રચી. દીલીપને પુત્ર ન હોવાનું કારણ, વસિષ્ઠે સમાધિદ્વારા જાણી લીધું.

નોંધ—૩૦ થી ૪૫ સૂત્રોમાં યમનિયમોનું નિરૂપણ કર્યું. સંયમ અને સદાચારરૂપી રાજયોગનું વર્ણન પુરૂં કર્યું. રાજયોગરૂપી પાયો મજબૂત કરીને હવે ૪૬ મા સૂત્રથી હઠયોગનું વિવેચન થશે.

**सूत्रं-स्थिरसुखमासनम् ॥ ४६ ॥**

પદચ્છેદઃ—**स्थिरं सुखं यस्मिन् तत् स्थिरसुखं**-which is firm & pleasant-જેમાં સુખ ટકી શકે છે એવું-એટલે-લાંબો કાળ બેસતાં જેમાં દુઃખ થતું નથી તેવું. **आस्यते अनेन इति आसनं**-Posture-આસન.

અર્થ—લાંબો કાળ અમુક ઢબથી બેસતાં દુઃખ થતું નથી, એટલે—જે રીતે સુખપૂર્વક લાંબા કાળસુધી સ્થિર બેસી શકાય છે, તે આસન કહેવાય છે.

વિવેચન—**प्रत्याहारासनध्यान—प्राणायामास्तथैव च ।**
**धारणाऽथ समाधिश्च, हठयोगेति गद्यते ॥**

અર્થ—આસન પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ પ્રકારે હઠયોગના છ પ્રકાર છે. [ તેમાં યમ અને નિયમનો વધારો કરીએ, તો આઠ અંગ થાય. જુઓ પાછળ સૂત્ર ૨૯ મું ]

આ સૂત્ર આસન સંબંધી છે. આસન હઠયોગનું પ્રથમ પગથીયું છે. આસનસંબંધી કાંઇ કહેવા પહેલા, આસન કરવા માટે યોગ્ય સ્થાન સંબંધી થોડી વાત કરીએ.

યાજ્ઞવલ્કય ગાર્ગીને કહે છે કે-

**तपोवनं सुसंप्राप्य, फलमूलोदकान्वितम् ॥८॥**
**तत्र रम्ये शुचौ देशे, ब्रह्मघोषसमन्विते ।**
**स्वधर्मनिरतैः शांतैर्-ब्रह्मविद्‌भिः समावृतम् ॥६॥**

કૃષ્ણયજુર્વેદની શ્વેતાશ્વર ઉપનિષદ્‌માં કહે છે કે—

**समे शुचौ शर्करावह्निवालुका-विवर्जिते शब्दजलाशयादिभिः ।**
**मनोनुकूले न तु चक्षुपीडने, गुहानिवाताश्रयणे प्रयोजयेत् ॥'**

'સર્વ તરફથી સરખું, પવિત્ર, કાંકરા, અગ્નિ, રેતી, કોલાહલ અને જળાશયના ઉપદ્રવથી રહિત, મનને અનુકુળ, મચ્છરથી રહિત, અત્યંત પવનથી પણ રહિત, એવા ગુફા વિગેરે સ્થાનમાં સાધકે યોગાભ્યાસ કરવો.'

**शुचौ देशे प्रतिष्ठाप्य, स्थिरमासनमात्मनः ।** ( ગી. અ. ૬ )

વિગેરે શબ્દોથી શ્રીકૃષ્ણ પણ પવિત્ર દેશમાં યોગાભ્યાસ માટે આસન નાંખવાની ભલામણ કરે છે.

આસનનું સ્થળ સ્વચ્છ અને સાત્વિક રમણીયતાવાળું પ્રાપ્ત કર્યાં પછી, જમીનથી બહુ ઉંચું નહીં તેમ બહુ નીચું નહીં, એવી રીતે આસન ગોઠવવું. તે સ્થળે ઉનનું જાડું વસ્ત્ર, મૃગચર્મ, વ્યાઘ્રચર્મ, અગર ખુંચે નહીં એવું દર્ભનું આસન પાથરવું.

આસનાભ્યાસ ચાલતો હોય, ત્યારે બહુ આહાર કરવો નહીં. બનતાં સુધી એક વખત બપોર પછી જમવું. સાંજે જરૂર જણાય તો થોડું દુધ લેવું. લૌકિક-વૈદિક કોઇપણ-તન તથા મનને પરિશ્રમ લાગે એવું-કાર્ય કરવું નહીં. પરિશ્રમ લાગે એવું કાર્ય કરવાથી ઉત્સાહનો ભંગ થાય,અને મુકરર કરેલા સમય સુધી બેસી શકાય નહિં.[આસન કરવા વખતે બેસવાનો સમય મુકરર કરવો જોઇએ. સવારના કરતાં રાતમાં થોડો સમય લેવો. બપોરે ખાસ અનુકુળતા હોય, તો જ આસન કરવું.] કોઇપણ કારણથી તન તથા મન વ્યગ્ર હોય, તો તન તથા મન પ્રસન્ન થાય, ત્યાંસુધી આસનમાં બેસવું નહીં. આસનનો જય થતાં સુધી મન, વાણી, કાન, નેત્ર અને શરીરનું બ્રહ્મચર્ય પાળવું.

આસન ઉપર બેઠા પછી હાથ, પગ, માથું, વિગેરે અવયવો હલાવવાની કુટેવ હોય, તો તે તજી દેવી. સિદ્ધા બેસવું. દૃષ્ટિ નાકની અણી ઉપર રાખવી. ચિત્તની વૃત્તિ ઇષ્ટના ચરણમાં જોડવી. ત્રણ કલાક સુધી તન તથા મનને પીડા થયા વિના બેસી શકાય, ત્યારે આસનનો જય સમજવો.

હવે આસનના પ્રકાર સંબંધી વાત કરીએ. આસન ૮૪ છે.* તેમાંથી સિદ્ધાસન, પદ્માસન, સ્વસ્તિકાસન, અને શિષ્ટાસન નામના ચાર આસનો મુખ્ય છે.

**सूत्रं—प्रयत्नशैथिल्याऽनन्तसमापत्तिभ्याम् ॥ ४७ ॥**

પદચ્છેદ—[ **प्रयत्नस्य शैथिल्यं-प्रयत्नशैथिल्यं**-લૌકીક કામકાજમાં શરીરને બહુ કસવું, તેનું નામ પ્રયત્ન. તે કામકાજમાં શરીરને બહુ ન થકવવું તે પ્રયત્નની શિથીલતા—એટલે સામાન્ય નિવૃત્તિ—આરામ. **अनन्ते** ( પ્રભુમાં ) **समापत्तिः अनन्तसमापत्तिः** પરમાત્માનું ધ્યાન. ] **प्रयत्नशैथिल्यं च अनन्तसमापत्तिः च प्रयत्नशैथिल्याऽनन्तसमापत्ती ताभ्याम्** શરીરને આપેલા સામાન્ય આરામને લીધે અને પરમાત્માનું ધ્યાન ધરવાથી [ આસનની સિદ્ધિ પ્રાપ્ત થાય છે. ]

**અર્થ—શરીરને તથા મનને બહુ નહીં રગવડવાથી, તથા પરમાત્માનું ધ્યાન ધરવાથી, આસનસિદ્ધિ પ્રાપ્ત થાય છે.**

---

* ૮૪ આસન—સિદ્ધાસન, વામસિદ્ધાસન, પદ્માસન, અર્ધપદ્માસન, ઊર્ધ્વપદ્માસન, વામાર્ધપદ્માસન, સ્વસ્તિકાસન, શિષ્ટાસન, વિરાસન, ભદ્રાસન, (ગોરક્ષાસન) (૧૦) દંડાસન, દૃઢાસન, ધીરાસન, પવનમુક્તાસન, વામશ્વાસ-ગમનાસન, પશ્ચિમતાનાસન, મયૂરાસન, કોકિલાસન, મત્સ્યાસન, મત્સ્યેંદ્રાસન, (૨૦) કક્કુટાસન, મકરાસન, કૂર્માસન, ઉત્તાનકૂર્માસન, અર્ધકૂર્માસન, ગરૂડાસન, સિંહાસન, કુંજરાસન, વ્યાઘ્રાસન, હંસાસન, (૩૦) ગોમુખાસન, ઉત્કટાસન, મંડૂકાસન, ક્રૌંચાસન, ઉત્તાનમંડૂકાસન, વૃષાસન, શલભાસન, ઉષ્ટ્રનિપિદાસન, ઉષ્ટ્રાસન, ભુજંગાસન, (૪૦) અર્ધપાદાસન, શવાસન, વામપાદાસન, વામાર્ધપાદાસન, ધનુરાસન, ઊર્ધ્વધનુરાસન, દ્વિપાદશિર્ષાસન, સ્થિરાસન, તાડાસન, વૃક્ષાસન, (૫૦) ચક્રાસન, વામચક્રાસન, સ્થિતિ વિવેકાસન, વામતર્કાસન, નિઃશ્વાસાસન, પૂર્ણત્રિકોણાસન, પ્રાર્થનાસન, પૂર્ણપાદત્રિકોણાસન, દ્વિભૂજાસન, વામભૂજાસન, (૬૦) વામહસ્તભયંકરાસન, અંગુષ્ઠાસન, યષ્ટિકાસન, વામ જાન્વાસન, વામ શાખાસન, ત્રિસ્થંભાસન, વામપાદઅપાનગમનાસન, સંકટાસન, લોલાસન, ઉત્તમાંગાસન (૭૦) યોન્યાસન, પર્વતાસન, પ્રાણાસન, અપાનાસન, સમાનાસન, ગ્રન્થિ ભેદાસન, સર્વાંગાસન, આનંદમંદિરાસન, ખંજનાસન, પર્યંકાસન, (૮૦) સમસંસ્થાનાસન, સોપાશ્રયાસન, પ્રાર્થનાસન, વાતાયનાસન, (૮૪)

નામ ફેર હોય તેથી ગભરાવું નહીં. આસનની સંખ્યા હજી પણ છે કારણકે જેમ ફાવેતેમ બેસવાની છૂટ છે.

૪૭ વિવેચન—'પ્રયત્ન' એટલે લૌકીક અગર વૈદિક કાર્યોમાં પરિશ્રમ થાય એવી પ્રવૃત્તિ. તે પ્રવૃત્તિમાં શૈથિલ્ય-શિથિલતા તેજ **प्रयत्नशैथिल्यं**. એટલે-આસન સિદ્ધ કરવા

ઇચ્છનારે આહાર હલકો અને વિહાર થોડો. સમાગમ સંતનો, અને ચિંતવન બ્રહ્મનું-દેવ પૂજનાદિ કર્મ કરવાં જોઇએ. **अनंत**નો અર્થ 'આકાશ' અગર 'શેષનારાયણ' છે, પણ મને તો **अनंत** એટલે 'સૌ સૌના ઇષ્ટ-પરમાત્મા' એજ ઠીક લાગે છે;

**सूत्रं—ततो द्वन्द्वाऽनभिघातः ॥ ४८ ॥**

પદચ્છેદઃ—**ततः**-આસન સિદ્ધિનો લાભ થયા પછી. **द्वंद्वैः अभिघातः**-ટાઢ-તડકો, સુખ દુઃખ, હર્ષ-શોક વિગેરે દંદ્વો પીડા કરી શકતા નથી.

અર્થ—આસન સિદ્ધ થયા પછી, આસનસિદ્ધ પુરૂષને, ટાઢ તડકો વિગેરે દ્વંદ્વો પીડા કરી શકતા નથી—The daulities do not obstruct.

૪૮ વિવેચન—આસન સિદ્ધિથી દ્વંદ્વાતીત-થવાય છે. આ લાભ લૌકીક વ્યવહારમાં પણ ઘણો ઉપયોગી છે. ધંધા રોજગારમાં પણ આસનસિદ્ધ માણસ ધાર્યું કાર્ય કરી શકે છે; આસનસિદ્ધ વિદ્યાર્થી સારી રીતે વિદ્યાભ્યાસ કરી શકે છે.

**सूत्रं—तस्मिन् सति श्वासप्रश्वासयोर्गतिविच्छेदः प्राणायामः ॥ ४९ ॥**

પદચ્છેદ—**तस्मिन् सति**—પૂર્ણપણે આસન સિદ્ધિનો લાભ થયા પછી. Inhalation શ્વાસ, અને Exhalation પ્રવાસ. **श्वासप्रश्वासयोः गतिः तस्याः विच्छेदः** (નાશ) **इति प्राणायामः** શ્વાસ પ્રશ્વાસની જે ગતિ છે તે ગતિનો જે નાશ-નિયમન અગર અભાવ, તે પ્રાણાયામ.

અર્થ—આસન સિદ્ધ થયા પછી શ્વાસ પ્રશ્વાસની ગતિનો અભાવ, નિયમન અગર નિરોધ તેનું નામ પ્રાણાયામ છે.

૪૯ વિવેચન—બહારના વાયુને અંદર લેવો તેનું નામ શ્વાસ, અને પેટમાં રહેલા વાયુને બહાર કાઢવો તે પ્રશ્વાસ.

શ્વસન વિદ્યા સંબંધી ઘણું જાણવા જેવું છે. પ્રથમ પ્રાણ સંબંધી વાત કરીએ. પ્રાણ પાંચ છે—અને પાંચ ઉપપ્રાણ છે. પ્રાણવાયુ તો એક છે, પણ ક્રિયાને ભેદે પ્રાણ-વાયુના જુદા જુદા નામ છે.—પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન એ પાંચ પ્રાણ છે.

પ્રાણવાયુ—હૃદયાકાશમાં રહે છે, તે ૨૪ કલાકમાં ૨૧૬૦૦ શ્વાસોશ્વાસ લે છે. ભૂખ તરસ એ પ્રાણના ધર્મો છે.

અપાન—અપાનવાયુ ગુદાદ્વારે વસે છે. મળમુત્રને હડસેલીને બહાર કાઢે છે. અપાન વાયુ મંદ પડે છે, ત્યારે મળમૂત્રનો અટકાવ થાય છે.

વ્યાન—વ્યાનવાયુ આખા શરીરમાં રહે છે. સાંધાઓ વાળવાનું કામ કરે છે. તે મીજાગરા રૂપે છે. આ વાયુમાં વિકૃતિ થતાં, હાથ પગ ઝલાઇ જાય છે-વાગે રહી જાય છે.

ઉદાન—ઉદાનવાયુ કંઠમાં રહીને અન્ન તથા જળને જુદા પાડે છે. જ્યારે ઉદાનવાયુ સાવધાન નથી હોતો, ત્યારે અંતર્વાશ જાય છે—આપણને ગભરાવી દે છે. તે ભૂલ

ઇચ્છનારે આહાર હલકો અને વિહાર થોડો. સમાગમ સંતનો, અને ચિંતવન પ્રભુનું-દેવ પૂજનાદિ કર્મ કરવાં જોઇએ. **अनंत**નો અર્થ 'આકાશ' અગર 'શેષનારાયણ' છે, પણ મને તો **अनंत** એટલે 'સૌ સૌના ઇષ્ટ-પરમાત્મા' એજ ઠીક લાગે છે;

**सूत्रं—ततो द्वन्द्वाऽनभिघातः ॥ ४८ ॥**

પદચ્છેદ:—**ततः**-આસન સિદ્ધિનો લાભ થયા પછી. **द्वंद्वैः अभिघातः**-ટાઢ-તડકો, સુખ દુઃખ, હર્ષ-શોક વિગેરે દ્વંદ્વો પીડા કરી શકતા નથી.

અર્થ—આસન સિદ્ધ થયા પછી, આસનસિદ્ધ પુરૂષને, ટાઢ તડકો વિગેરે દ્વંદ્વો પીડા કરી શકતા નથી—The daulities do not obstruct.

૪૮ વિવેચન—આસન સિદ્ધિથી દ્વંદ્વાતીત-થવાય છે. આ લાભ લૌકીક વ્યવહારમાં પણ ઘણો ઉપયોગી છે. ધંધા રોજગારમાં પણ આસનસિદ્ધ માણસ ધાર્યું કાર્ય કરી શકે છે; આસનસિદ્ધ વિદ્યાર્થી સારી રીતે વિદ્યાભ્યાસ કરી શકે છે.

**सूत्रं—तस्मिन् सति श्वासप्रश्वासयोर्गतिविच्छेदः प्राणायामः ॥ ४९ ॥**

પદચ્છેદ—**तस्मिन् सति**—પૂર્ણપણે આસન સિદ્ધિનો લાભ થયા પછી. Inhalation શ્વાસ, અને Exhalation પ્રવાસ. **श्वासप्रश्वासयोः गतिः तस्याः विच्छेदः** (નાશ) **इति प्राणायामः** શ્વાસ પ્રશ્વાસની જે ગતિ છે તે ગતિનો જે નાશ-નિયમન અગર અભાવ, તે પ્રાણાયામ.

અર્થ—આસન સિદ્ધ થયા પછી શ્વાસ પ્રશ્વાસની ગતિનો અભાવ, નિયમન અગર નિરોધ તેનું નામ પ્રાણાયામ છે.

૪૯ વિવેચન—બહારના વાયુને અંદર લેવો તેનું નામ શ્વાસ, અને પેટમાં રહેલા વાયુને બહાર કાઢવો તે પ્રશ્વાસ.

શ્વસન વિદ્યા સંબંધી ઘણું જાણવા જેવું છે. પ્રથમ પ્રાણ સંબંધી વાત કરીએ. પ્રાણ પાંચ છે—અને પાંચ ઉપપ્રાણ છે. પ્રાણવાયુ તો એક છે, પણ ક્રિયાને ભેદે પ્રાણવાયુના જુદા જુદા નામ છે.—પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન એ પાંચ પ્રાણ છે.

પ્રાણવાયુ—હૃદયાકાશમાં રહે છે, તે ૨૪ કલાકમાં ૨૧૬૦૦ શ્વાસોશ્વાસ લે છે. ભૂખ તરસ એ પ્રાણના ધર્મો છે.

અપાન—અપાનવાયુ ગુદાદ્વારે વસે છે. મળમુત્રને હડસેલીને બહાર કાઢે છે. અપાન વાયુ મંદ પડે છે, ત્યારે મળમૂત્રનો અટકાવ થાય છે.

વ્યાન—વ્યાનવાયુ આખા શરીરમાં રહે છે. સાંધાઓ વાળવાનું કામ કરે છે. તે મીજાગરા રૂપે છે. આ વાયુમાં વિકૃતિ થતાં, હાથ પગ ઝલાઇ જાય છે-વાચે રહી જાય છે.

ઉદાન—ઉદાનવાયુ કંઠમાં રહીને અન્ન તથા જળને જુદા પાડે છે. જ્યારે ઉદાનવાયુ સાવધાન નથી હોતો, ત્યારે અંતર્વાશ જાય છે—આપણને ગભરાવી દે છે. તે ભૂલ

સુધારવા માટે છીંકો આવે છે—બોંબાર્ડમેન્ટ થાય છે, ઉદાનવાયુ બગડે છે. ત્યારે હેડકી—બકારી વિગેરે રોગ થાય છે. ઉદાનવાયુ સંબંધી બીજી જાણવા જેવી વાત એ છે કે—કંઠસ્થાનમાં ઇડા નામની એક નાડી છે. તે નાડીમાં ઉદાનવાયુ સ્વપ્નાવસ્થાનો અનુભવ કરાવે છે.

સમાન—સમાનવાયુ નાભિમાં રહે છે. ખેતર વચ્ચે આવેલો કુવો, જેમ ધોરીયાદારા આસપાસના કયારાઓમાં જળ પહોંચાડીને ખેતરને લીલુંછમ રાખે છે; તેમ આ સમાનવાયુ, નાડીયોદ્વારા ખાધેલા અન્નના રસને, શરીરમાં આમ તેમ ફેરવી શરીરને લીલુંછમ રાખે છે; પીધેલું જળ, અને ખાધેલું અનાજ, જઠરાગ્નિમાં પ્રાણવાયુથી પાકી જઇને, તેના બે ભાગ થાય છે—એક રસ—અને બીજો મળમૂત્ર—વેસ્ટ. રસને સમાનવાયુ નાડીયોમાં ફેરવે છે, અને મળમૂત્રને અપાનવાયુ, શરીરના મળમૂત્રોના દ્વારો મારફતે બહાર કાઢી નાંખે છે.

ઉપપ્રાણ—૧ નાગ—તેથી ઓડકાર આવે છે.
૨ કૂર્મ—તેથી આંખોનું ઉઘાડવું તથા મીંચવું થાય છે.
૩ કૃકલ—તેથી છીંક આવે છે.
૪ દેવદત્ત—તેથી બગાસુ આવે છે.
૫ ધનંજય—તેથી શરીર પુષ્ટ થાય છે.

'શરીરના તમામ અંગોમાં પ્રાણ એ મુખ્ય અંગ છે', એવું આપણે અનુભવ ઉપરથી જાણીએ છીએ. સામવેદીય છાંદોગ્ય ઉપનિષદના પાંચમા પાઠના પ્રથમ ખંડમાં **ॐ यो ह वै ज्येष्ठञ्च श्रेष्ठञ्च वेद ज्येष्ठश्च ह वै श्रेष्ठश्च भवति प्राणो वाव ज्येष्ठश्च श्रेष्ठश्च ॥१॥**

વિગેરે વચનોથી કહે છે કે—એક વખત આ શરીરમાં રહેનારી ઇંદ્રિયો અને પ્રાણને—'સૌથી મોટું કોણ?' તે સંબંધમાં ઝઘડા થયો. તેઓએ પોતાની ફર્યાદ બ્રહ્માને ત્યાં નોંધાવી. બ્રહ્માએ ફેંસલો આપ્યો કે—' જેના વિના શરીર શબ—અસ્પર્શ થઈ જાય, તે ઇંદ્રિય સૌથી શ્રેષ્ઠ ગણાય. ' આ ફેંસલાનો અમલ કરવા માટે, શરીરમાંથી પ્રથમ 'વાણી' ઇંદ્રિય નીકળી ગઈ. તેમ થતાં—મનુષ્ય મુંગો કહેવાયો, પણ મરી ગયો નહીં. એટલે વાણી એ પોતાનું અભિમાન તજી દીધું. પછી 'આંખ' નામની ઇંદ્રિયે શરીરનો ત્યાગ કર્યો. તેમ થતાં મનુષ્ય કાણો કહેવાયો, પણ તે મરી ગયો નહીં. તે પ્રમાણે દરેક ઇંદ્રિય જતાં મનુષ્યમાં ખોડ દેખાણી પણ મનુષ્ય મરી ગયો નહી. અને જ્યારે શરીરમાંથી પ્રાણ નીકળી ગયા, ત્યારે શરીર શબ થઇને પડયું. જડ બની ગયું. આથી સર્વને ખાત્રી થઇ કે શરીરમાં પ્રાણ એ મુખ્ય અંગ છે.

સદાશિવ પાર્વતીને કહે છે કે—

**प्राण एव परं मित्र, प्राण एव परः सखा।**
**प्राणतुल्य परो बंधुर्—नास्ति नास्ति वरानने ॥**

પ્રાણ એ જીવનો મોટો મિત્ર છે—મોટો સખો છે. હે પાર્વતી! પ્રાણ સમાન જીવને કોઇ ઉત્તમ બંધુ નથી.

**यावद्वायुः स्थितो देहे, तावज्जीवनमुच्यते ।**
**मरणं तस्य निष्क्रांतिस्—ततो वायु निरोधयेत् ॥**

જ્યાં સુધી પ્રાણવાયુ છે, ત્યાં સુધીજ જીવન છે. પ્રાણવાયુ નીકળી જાય, તો તુરત મરણ થાય છે. માટે વાયુને નિરોધ કરવાની વિદ્યા જાણવી જોઇએ,

**चले वाते चलं चित्तं, निश्चले निश्चलं भवेत् ।**
**योगी स्थाणुत्वमाप्नोति, ततो वायु निरोधयेत् ॥**

વાયુનો નિરોધ થાય, તોજ ચિત્તનો નિરોધ થાય. માટે યોગીએ પ્રાણવાયુનો નિરોધ કરવો.

તાત્પર્ય—પ્રાણવાયુને જેવો જીવન સાથે સંબંધ છે, તેવો ચિત્તની સાથે પણ છે.

નાડીયો—શરીરમાં ૯૯૯ નાડીયો છે. તેમાં ઇડા, પીંગળા અને સુષુમ્ણા ત્રણ નાડીઓ મુખ્ય છે. આ નાડીયોમાં થઇને વાયુ ફરે છે નાડીઓ મલીન હોય તો વાયુ નાડીઓમાં થઇને બરાબર ફરી શકતો નથી. નાડીઓ તથા ચક્રો સંબંધી વિશેષ ખુલાસા, હઠયોગના પ્રકરણમાં થશે.

આંતરમન, સૂર્ય તથા શ્વસનવિદ્યા સંબંધી વિવેચન હઠયોગના પ્રકરણમાં થશે.

નેતિ, બ્રહ્મદાતણ, ધૌતિ, બસ્તિ, નોલિ, ત્રાટક, કપાળભાતિ અને ગજકરણી—એવી આઠ પ્રકારની ક્રિયા પ્રાણાયામને મદદ કરે છે. [ તે સંબંધી હઠયોગના પ્રકરણમાં ખુલાસા થશે. ]

રેચક, પૂરક, કુંભક—એ પ્રાણાયામના ત્રણ મુખ્ય પ્રકાર છે. સહિતકુંભક અને કેવળકુંભક—એ કુંભકના બે મુખ્ય ભાગ છે; સૂર્યભેદન, ઉજ્જાયી, સીત્કારી, શીતળી, ભસ્ત્રિકા ભ્રામરી, મૂર્છા અને પ્લાવિની એવા આઠ પ્રકાર કુંભકના છે: [ વિશેષ ખુલાસા હઠયોગના પ્રકરણમાં થશે. ]

**सूत्रं—बाह्याऽऽभ्यंतरस्तंभवृत्तिर्देशकालसंख्याभिः परिदृष्टो दीर्घसूक्ष्मः ॥५०॥**

પદચ્છેદ—**बाह्या-अभ्यंतरा-स्तंभरूपावृत्तिः यस्य सः इति प्राणायामः**—બાહ્યવૃત્તિ, અભ્યંતરવૃત્તિ અને સ્તંભવૃત્તિ એવા ત્રણ પ્રકારના પ્રાણાયામ છે. **देशश्च कालश्च संख्या च देशकालसंख्याः ताभिः देशकालसंख्याभिः**—દેશ, કાળ અને સંખ્યાથી. **परिदृष्टः** દેખાતો, અનુભવાતો. **दीर्घसूक्ष्मः**—દીર્ઘ તથા સૂક્ષ્મ થઇ શકે છે એવો (પ્રાણાયામ.)

અર્થ—બાહ્ય, અભ્યંતર અને સ્તંભરૂપ ત્રણ પ્રકારનો પ્રાણાયામ છે. વળી દેશ, કાળ અને સંખ્યાથી તે ત્રણે પ્રકારનો પ્રાણાયામ દીર્ઘ તથા સૂક્ષ્મ થઇ શકે છે.

૫૦ વિવેચન—બાહ્યવૃત્તિ-રેચક. અભ્યંતર વૃત્તિ=પૂરક, અને સ્તંભવૃત્તિ=કુંભક. શરીરની અંદરનો ભાગ અને શરીરની બહારનો ભાગ તે દેશ. કાળ એટલે સમય. સમયનું માપ ક્ષણોથી અગર શ્વાસ પ્રશ્વાસની સંખ્યાથી થાય છે. દેશ, કાળ અને સંખ્યાથી પ્રાણાયામ દીર્ઘ-સૂક્ષ્મ-થઇ શકે છે. હાથ ને સાથળ ઉપરથી લઇ ચારે તરફ માથા ઉપર ફેરવીને ચપટી વગાડવી, તેટલા સમયને 'માત્રા' કહેવાય છે. જ્યારે પ્રાણાયામનો સમય, માત્રાથી મપાય છે, ત્યારે 'કાળદષ્ટ' પ્રાણાયામ કહેવાય છે અને શ્વાસ પ્રશ્વાસની સંખ્યાથી મપાય છે ત્યારે-તે પ્રાણાયામ 'સંખ્યાપરિદષ્ટ' કહેવાય છે. જ્યારે નાકથી બાર આંગળ છેટે સુધી,

પ્રાણવાયુની, રૂ જેવા હલકા પદાર્થ ઉપર અસર થાય; અગર વાયુ અંદર લેતાં, તે વાયુ નાભિચક્ર સુધી અથવા પાદતલ સુધી પહોંચે, અને આ બેઉ ક્રિયાઓ ૩૬ માત્રા સુધી સ્થિર થાય, ત્યારે તે પ્રાણાયામ 'દીર્ઘસૂક્ષ્મ' કહેવાય છે.

**सूत्रं—बाह्याऽऽभ्यन्तरविषयाऽऽक्षेपी चतुर्थः ॥ ५१ ॥**

પદચ્છેદ—**बाह्याऽऽभ्यंतरः विषयः, तस्य आक्षेपः**-બાહ્ય વિષયવાળો પ્રાણાયામ, તે રેચક પ્રાણાયામ, અને અભ્યંતર વિષયવાળો પ્રાણાયામ, તે પૂરક પ્રાણાયામ. તે બેઉ પ્રાણાયામના અભાવવાળો એટલે તે બેઉથી જે રહિત-તે પ્રાણાયામનું નામ ચોથા પ્રકારનો (કેવળકુંભક) પ્રાણાયામ કહેવાય છે.

અર્થ—રેચક તથા પૂરક પ્રાણાયામની અપેક્ષા રહિત, એટલે રેચક અને પૂરક પ્રાણાયામ કર્યા વિના જે પ્રાણાયામ થાય છે, તે પ્રાણાયામ કેવળ કુંભક પ્રાણાયામ કહેવાય છે.

૫૧ વિવેચન—સ્મૃતિ કહે છે કે-**आरेच्याऽऽपूर्य वा कुर्यात् स हि सहितकुंभकः** -પૂરક કર્યા પછી અગર રેચક કર્યા પછી, જે પ્રાણનો વિરોધ થાય છે તે સહિતકુંભક.

**रेचकं पूरकं त्यक्त्वा सुखं यद् वायुधारणं, प्राणायामोऽयमित्युक्तः स हि केवलकुंभकः ॥**—રેચક તથા પૂરક બેઉ ક્રિયાઓને તજી દઇને, એકદમ કુંભક કરવો તે 'કેવલકુંભક.' તે ચોથા પ્રકારનો પ્રાણાયામ કહેવાય છે. પૂરક રેચક પ્રાણાયામ પાકા થયા વિના આ ચતુર્થ-કેવલકુંભક-ની આશા રાખવી નહીં.

**सूत्रं—ततः क्षीयते प्रकाशाऽऽवरणम् ॥ ५२ ॥**

પદચ્છેદ—**ततः** પ્રાણાયામનું અનુષ્ઠાન કરવાથી. **प्रकाशस्य** (જ્ઞાનનું) **आवरणम्** (અજ્ઞાન) **क्षीयते**-અજ્ઞાનનો નાશ થાય છે.

અર્થ—પ્રાણાયામનું અનુષ્ઠાન કરવાથી, જ્ઞાનને ઢાંકી દેનારૂં અજ્ઞાન નાશ પામે છે.

૫૨ વિવેચન—**महामोहमयेनेंद्रजालेन प्रकाशशीलं सत्वमावृत्य तदेवाऽकार्ये नियुंक्ते** વિગેરે વચનોથી પંચશિખાચાર્યજી કહે છે કે-'મહામોહ રૂપી ઇંદ્રજાળ સરખી જાળ—મમતા—રાગદ્વેષ-થી પ્રકાશશીલ જ્ઞાન ઢંકાઈને રહેલું છે. તે મોહજ જીવને ન કરવાના કાર્યમાં પ્રીતિ કરાવે છે.' તેજ આચાર્ય આગળ કહે છે કે—**तपो न परं प्राणायामात्, ततो विशुद्धिर्मलानां दीप्तिश्च ज्ञानस्य** ॥ 'પ્રાણાયામ ઘણા કષ્ટથી સાધ્ય છે માટે પ્રાણાયામ જેવું એકે તપ નથી. પ્રાણાયામથી મળોની નિવૃત્તિ થાય છે અને જ્ઞાન પ્રગટે છે.'

**प्राणायामैर्दहेत् दोषान्, धारणाभिश्च किल्बिषं ।**
**प्रत्याहारेण संसर्गान्, ध्यानेनानीश्वरान् गुणान् ॥** (મનુસ્મૃતિ)

પ્રાણાયામથી રાગાદિદોષોની નિવૃત્તિ થાય છે. ધારણાથી પાપની નિવૃત્તિ, પ્રત્યાહારથી ઇંદ્રિયોને વિષયોના સંગથી નિવૃત્તિ, અને ધ્યાનથી ત્રણે ગુણોની નિવૃત્તિ થાય છે.

**सूत्रं—धारणासु च योग्यता मनसः ॥ ५३ ॥**

પદચ્છેદ—**च**-પ્રાણાયામ કરવાથી ઉપર પ્રમાણે અજ્ઞાનનો નાશ થાય છે અને **धारणासु**-ધારણાઓમાં. **मनसः योग्यता**-મનની યોગ્યતા ( પ્રાપ્ત થાય છે. )

**અર્થ**—પ્રાણાયામ કરવાથી ઉપર પ્રમાણે અજ્ઞાનનો નાશ થાય છે, અને ધારણાઓમાં મનની યોગ્યતા પ્રાપ્ત થાય છે.

૫૩ વિવેચન—સમાધિપાદના ૩૪મા સૂત્રને આ સૂત્ર સાથે સંબંધ છે-પણ હઠયોગની પ્રક્રિયા જાણ્યા પહેલાં આગળ વધાય તેમ નથી.

**सूत्रं—स्वविषयाऽसम्प्रयोगे चित्तस्य स्वरुपाऽनुकार इवेन्द्रियाणांः प्रत्याहारः॥५४॥**

પદચ્છેદ—**स्वविषयेभ्यः असंप्रयोगः तस्मिन्**—પોતપોતાના વિષયોમાં ઇંદ્રિયોને અભાવ થાય ત્યારે. **चित्तस्य स्वरूपाऽनुकारः इव**—ચિત્તના જેવીજ—ચિત્તને મળતી આવે એવીજ. **इंद्रियाणाम् या स्थितिः सा—प्रत्याहारः** ઇંદ્રિયોની જે સ્થિતિ તેજ 'પ્રત્યાહાર.' છે.

**અર્થ**—પોતપોતાના વિષયોમાં ઇંદ્રિયોને જ્યારે અભાવ થાય, ત્યારે ઇંદ્રિયોની સ્થિતિ ચિત્તની સ્થિતિના જેવીજ થાય. ઇંદ્રિયોની આ સ્થિતિનું નામ 'પ્રત્યાહાર' કહેવાય છે. એટલે પ્રાણાયામથી શુદ્ધ થયેલા ચિત્તનુ, ઇંદ્રિયો અનુકરણ કરે, તે પ્રત્યાહાર.

૫૪ વિવેચન—[ઇંદ્રિયોનું નાયક મન છે. જ્યાં સુધી મન ઇંદ્રિયો સાથે ન જોડાય, ત્યાં સુધી ઇંદ્રિયો પોત પોતાનું કાર્ય યથાર્થ રીતે કરી શકે નહીં. ઉપલા સૂત્રમાં 'મન યોગ્ય બન્યું,' એમ કહ્યું, એટલે મન વિષયો રહિત બન્યું. 'મન વિષયો રહિત બન્યું, તેની સાથે ઇંદ્રિયો પણ વિષયો રહિત બની ગઇ,' એવો આ સૂત્રનો ભાવ છે.]

જેમ ભુંડણના બચ્ચાં ભુંડણની પાછળ પાછળ ફર્યા કરે છે. ભુંડણનેજ અનુસરે છે; તેમ ચિત્તને નિરોધ કરવાથી ઇંદ્રિયોનો નિરોધ અનાયાસે થાય છે. ઇંદ્રિયો ચિત્તને વશ વર્તે તે સ્થિતિનું નામ પ્રત્યાહાર.

**सूत्रं—ततः परमा वश्यतेन्द्रियाणाम् ॥ ५५ ॥**

પદચ્છેદઃ—**ततः**—પ્રત્યાહારનું અનુષ્ઠાન થતાં. **इंद्रियाणाम् परमा वश्यता**-ઇંદ્રિયો ઉત્તમ પ્રકારે આધીન વર્તે છે.

**અર્થ**—પ્રત્યાહારનું પાલન થતાં, ઇંદ્રિયો ઉત્તમ પ્રકારે આધીન વર્તે છે.

૫૫ વિવેચન—**वश्यता** એટલે ઇંદ્રિયજય. વિષયોમાં જ્ઞાનપૂર્વક જે અનાસક્તિ તેનું બીજું નામ **ઇંદ્રિયજય.** પ્રાણાયામ તથા પ્રત્યાહાર બેઉનું જે ફળ તેજ **ઇંદ્રિયજય.**

[ વિનંતી—ભૂલચૂક સુધારીને વાંચશોજી. કાંઇ લખવા જેવું હોય તો રાગદ્વેષની ક્ષુદ્રતાને તજીને સુખેથી લખશોજી. ]

**ઇતિશ્રી પતંજલિ મહારાજ પ્રણિત યોગશાસ્ત્રનો સાધનપાદ—ક્રિયાયોગ— ગુજરાતી ટીકા સહીત સંપૂર્ણ.**

'હઠયોગ—યોગશાસ્ત્રના મુખ્ય આચાર્ય **પતંજલિ** ગણાય છે. પણ તેમણે હઠયોગના સંબંધમાં-આ સાધનપાદના ૪૬થી ૪૮ સૂત્રોમાં **આસન** સંબંધી, ૪૯થી ૫૨ સુધીના સૂત્રોમાં **પ્રાણાયામ** સંબંધી, ૫૩મા સૂત્રમાં **ધારણા** સંબંધી, અને ૫૪થી ૫૫ સુધીના સૂત્રોમાં **પ્રત્યાહાર** સંબંધી ઘણીજ ટુંકી નોંધ આપી છે. જેમણે હઠયોગ સંબંધી પૂર્વે વાંચ્યું હોય, તેમને તો આ સુગમ છે, પણ યોગશાસ્ત્રની-શરૂઆત કરનાર મુમુક્ષુને પતંજલિ મહારાજના આવા ટુંકા સૂચનથી સંતોષ થાય તેમ નથી.

હઠયોગ સંબંધી પતંજલિએ ટુંકુ સૂચન કર્યું છે, તેથી કેટલાએકની એવી માન્યતા છે કે 'આત્મ સાક્ષાત્કાર કરવામાં હઠયોગની જરૂરજ નથી.' તેના જવાબમાં-ગીતા, યાજ્ઞવલ્કય સંહિતા, શ્વેતાશ્વતર ઉપનિષદ્ અધ્યાય ૨. મંત્રો-૮-૯-૧૦ તથા તે ઉપર શ્રી આદ્ય શંકરાચાર્યનું ભાષ્ય કહે છે કે-'પ્રાણાયામની ક્રિયાથીજ મન મલરહિત થાય છે, અને મલરહિત થએલું મન બ્રહ્મમાં લવલીન રહે છે.'

સાંખ્યદર્શન અ૦ ૩ **वृत्तिनिरोधात् तत् सिद्धिः ॥ ३१ ॥**

**धारणासनस्वकर्मणा तत् सिद्धिः ॥ ३२ ॥**

**वैराग्यादभ्यासाच्च ॥ ३६ ॥**

સાંખ્યદર્શન અ૦ ૪ **इषुकारवन् नैकचित्तस्य समाधिहानिः ॥ १४ ॥**

'વિગેરે અનેક સૂત્રો પ્રાણાયામાદિ ક્રિયાની, તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિમાં, આવશ્યકતા સૂચવે છે.

આ સાધનપાદના ફરમા જેમણે મંગાવ્યા પણ વાંચ્યા નહીં-તેમના પ્રત્યે અમે દિલગીર છઇએ-હજી વાંચી લે તો રાજી થઇએ.

નોંધ—હઠયોગ સંબંધી વિશેષ ખુલાસા કરવાની જરૂર છે; પણ તે વિષય ટુંકામાં પતી જાય એવો નથી, માટે સાધનપાદ પૂરો કર્યા પછી, તેસંબંધી વાત કરીશું. 'હઠયોગ **સંબંધી વાકેફ થયા પછી ૪૬ થી ૫૫ સૂત્રો બરાબર સમજાશે.'** તેટલી વાત હાલ યાદ રાખજો.

આસન, નાડીઓ, ચક્રો, પ્રાણાયાય, પ્રત્યાહાર, ધારણા વિગેરે સંબંધી ટુંકી—સમજણ પડે એવી નોંધ મોક્ષપત્રિકાના ૮૨ના સાતમા પુસ્તક સાથે નીકળશે. કેટલાએક ચમત્કારોનું પણ ભાન થશે, માટે ભાવપૂર્વક વાંચશોજી.

**સુખદુઃખ અને યોગવિદ્યા**—જે વસ્તુ સુખ આપે તે વસ્તુ દુઃખ પણ આપે. અનાજ વિવેકથી લેવાય તો પોષણ આપે છે, અને અવિવેકથી લેવાય, તો શરીરમાં ઝેર ઉત્પન્ન કરીને શરીરનો નાશ કરે. અગ્નિ વિવેકથી વપરાય તો મોટાં મોટાં કારખાના ચલાવે, અને અવિવેકથી વપરાય, તો કારખાનાંને બાળી દે. સોમલ પણ વિવેકથી વપરાય, તો આરોગ્ય આપે, અને અવિવેકથી વપરાય તો જીવ લે. મોટરને વિવેકથી વાપરે, તો મુંબઇથી દિલ્હી પહોંચાય, અને અવિવેકથી વાપરે, તો તેજ મોટર રસ્તામાં ફેંકી દે. તે પ્રમાણે આ યોગ વિદ્યાનો વિવેકથી ઉપયોગ થાય, તો આરોગ્ય અને ઇશ્વર બેઉ મળે, અને અવિવેકથી વપરાય તો આરોગ્યનો નાશ કરી, દેહનો પણ નાશ કરે; અને દેહનો નાશ થતાં, પરમાત્માની પ્રાપ્તિની વાત પડી રહે.

ઉપર જણાવેલા અન્ન, અગ્નિ, સોમલ અને મોટરમાં સુખ દુઃખ બેઉ છે, છતાં બેઉ સામે લક્ષ્ય રાખીને આપણે તેમનો ઉપયોગ કરીએ છઇએ તે પ્રમાણેજ યોગવિદ્યામાં સુખદુઃખ બેઉ છે, તે બેઉના સામે લક્ષ્ય રાખીને—એટલે સુખ તથા દુઃખ પ્રાપ્ત કરવાનાં કારણોને યથાર્થ સમજી, તેમાંથી સુખની પ્રાપ્તિ કરવી જોઇએ. તાત્પર્ય—યોગવિદ્યાના વિઘ્નો તથા દુઃખો સાંભળીને, ગભરાઇ જવું ન જોઇએ,

એટલે—યોગવિદ્યાને વાઘ અગર સિંહ સમજીને, તેનાથી નાસતા ફરવું ન જોઇએ. એટલે અભ્યાસ તજી દેવો ન જોઇએ. દરેક કાર્યમાં વિઘ્નો તો આવેજ, પણ વિઘ્નોનું સ્વરૂપ સમજી લઇને, તેનાથી દૂર રહેતાં શીખવું જોઇએ. કદાચ વિઘ્નોમાં આવી પડીએ, તો ધીરજ રાખીને તેમાંથી મુક્ત થવું જોઇએ. આંબાનાં વૃક્ષ કોઇ કોઈ ઠેકાણે હોય, પણ કાંટાનાં વૃક્ષ તો દેશે દેશ હોય. પણ જેમ નાના આંબાને કાંટાની વાડોજ સાચવે છે, તેમ શરૂઆતના અભ્યાસને વિઘ્નોજ દૃઢ કરે છે. સાઇકલનું પૈડું પૃથ્વીથી છેટે રહીને, ગમે તેટલી ઝડપથી ચક્કર ચક્કર ફરે, પણ તેથી તે પૈડું આગળ વધી શકતું નથી. તેજ પૈડું પૃથ્વીને અડકીને જ્યારે ચાલેછે, ત્યારે પૃથ્વી તેની ગતીને અટકાવે છે. આ અટકાયતની સામે પડેલ મારીને, જો પ્રયત્ન કરવામાં આવે, તો જરૂર સાઇકલનું પૈડું આગળ વધે છે. દસ પંદર મીનીટમાં એક માઇલ જેટલે દૂર જઇ શકે છે. માટે પ્રયત્ન કરતાં વિઘ્નો નડે, તેથી ડરશો નહીં. વિજળી, વરાળ, ઘડીયાળ, ફોનોગ્રાફ, તાર, હવાઇ વૈમાનો, સીનેમા વિગેરે અનેક ચમત્કારો આપણી નજર પાસે દેખાય છે. પાંચ પચીસ રૂપૈયા આપીને, તેનો ઉપયોગ કરનારા આપણે છઇએ, માત્ર તેમાં ઉંડા ઉતરીને જોનારા આપણે નથી. તેથી તેની યથાર્થ કીંમત આપણે સમજતા નથી. જુનું જોઇને નવું બનાવનારા કારીગરો પણ યથાર્થ કીંમત આંકી શકતા નથી. જુનું જોયા વિના—પોતાની બુદ્ધિથીજ—જેઓએ તે યંત્રો બનાવ્યા છે, તેઓજ તેની કીંમત યથાર્થ રીતે જાણે છે. નવી શોધ કરતાં અગર નવુ યંત્ર બનાવતાં વિઘ્નોનો પાર હોતો નથી. જર્મન શોધક કાંઉન્ટ ઝેપલીને, હવાઇ વૈમાનો, ૧૯૧૫માં જર્મન વૉરમાં પ્રજાની સમક્ષ મુકયાં. અનેક નિષ્ફળતા પછીજ તે ફાવ્યો. દરેક નિષ્ફતાએ લોકો મશ્કરી કરતા હતા. રેલ્વે, તાર વિગેરેના શોધકોની પણ એજ સ્થિતિ હતી. ફોનોગ્રાફ શોધક મી. એડીસન, હજારો વિઘ્નોમાં હાર્યા પછી, આપણી નજરે જે દેખાય છે, તે યંત્ર બનાવી શકયો છે.

વરાળ—વીજળીને આધીન કરવામા જેટલો પ્રયત્ન કરવો પડયો છે, તેનાં કરતાં ઘણો ઓછો પ્રયત્ન કરવાથી, પ્રાણવાયુ આધીન થાય છે. વરાળ વિજળીને આધીન કરીને જે લાભ લેવાય છે, તે લૌકીક લાભ છે. ક્ષુદ્ર લાભ છે, અને પ્રાણવાયુને વશ કરવાથી જે લાભ લેવાય છે, તે દૈવી લાભ છે.

વરાળ—વિજળીદ્વારા અનેક પ્રકારના એશારામ ભોગવવાવાળી, યુરોપ અમેરિકાની પ્રજા પણ, દેહની પાછળ રહેલાં તત્ત્વોને શોધવા પ્રયત્ન કરી રહી છે. ત્યાંના તત્ત્વવિદ્ પુરૂષો એશારામી—મોજમજાવાળું જીવન ગાળવું બંધ કરીને, સાદું જીવન—ઋષિજીવન—ગાળી, યોગવિદ્યા શીખવા લાગ્યા છે, ત્યારે આપણા દેશના હિંદુઓએ—તેમાંએ શુદ્ધ સનાતની ભાઇઓ અને બ્હેનોએ, કેમ આગળ વધવું ન જોઇએ! યોગના સંસ્કાર વિના, ગમે તેટલાં વેદાંતનાં પુસ્તકો વાંચશો, અગર સાંભળશો, પણ તે હસ્તિસ્નાન જેવું થશે. વિચાર કરી જોજો. ઠીક જણાય તો વિઘ્નોથી ડરશો નહિં, પ્રભુ આપને સૌને ઉત્સાહ અને ખંત આપો —ચમત્કારી જીવન ગાળવાની જીજ્ઞાસા પ્રગટાવો. એટલું કહીને વિરમું છઉં.

સવંત ૧૯૮૨
માગશર શુદી ૧૪ રવિવાર
શ્રીરાવ જયંતી.

લી. રામશંકર મોનજી ભટ્ટ.
મોક્ષમંદિર—અમદાવાદ.

બાંધેલા પુસ્તકની કીંમત ૦-૮-૦ પોસ્ટેજ ૦-૧-૬ જુદું.

Registered No. B. 1434.

મોક્ષપત્રિકાનો વધારો.
યોગનો ફ. નં. ૧

પાતંજલયોગદર્શન.

# પ્રાણ

અને

# શ્વાસ લેવા મૂકવાની વિદ્યા.

તંત્રી અને પ્રકાશક—રામશંકર મોનજી ભટ્ટ, મોક્ષમંદિર—અમદાવાદ.

**માનવશરીર**—શાસ્ત્રોના મત પ્રમાણે, શરીર એ મનુષ્યનું ખરૂં સ્વરૂપ નથી. અવિનાશી આત્મા કે જેના અસ્તિત્વનું, દરેક જણને થોડું ઘણું જ્ઞાન હોય છે; તે શરીર નથી, પણ શરીરની અંદર રહેવાવાળો, અને શરીરનો ઉપયોગ કરનારો છે. શરીર તો આત્માને ધારણ કરવાનાં વસ્ત્રો છે. આ પ્રમાણે આત્મા કરતાં શરીરની કીંમત ઓછી છે, છતાં આત્મા શરીરદ્વારાજ પ્રાપ્ત થઈ શકે છે; માટે યોગીએ શરીરના આરોગ્ય અને વિકાસ માટે, અસાધારણ પ્રયત્ન સેવવો જોઈએ.

**ચમત્કારી યંત્ર**—એરોપ્લેન, રેડીયો, ફોનોગ્રામ વિગેરે અનેક ચમત્કારી યંત્રો બને છે; પણ તે તમામ મનુષ્યકૃત છે. માનવદેહ રૂપી ચમત્કારી યંત્ર મનુષ્યકૃત નથી. તે સંબંધમાં એક અંગ્રેજી વિદ્વાન્ કહે છે કે—' It is a self moving, self regulating, self adjusting, vital machine–governed by will power and intelligenee.' ' મનુષ્યનું શરીર સંકલ્પબળ અને બુદ્ધિના અમલ નીચે, પોતાની મેળે ચાલે છે–પોતાની મેળે નિયમીત થાય છે–પોતાની મેળેજ ગોઠવાય છે, અને તે સજીવ યંત્ર છે.'

આ યંત્રની સંપૂર્ણ સંભાળ રાખવી, અને આ યંત્રદ્વારા ઈશ્વિરનો સાક્ષાત્કાડ કરવો; એ યોગવિદ્યાનું રહસ્ય છે. આ માનવયંત્ર સંબંધી થોડો વિચાર કરીએ—

**મગજ અને તંતુઓ**—પ્રભુએ શરીર તો બનાવ્યું, પણ શરીરમાં એક ભાગમાંથી બીજા ભાગમાં સંદેશા લઇ જનારની જરૂર જોવામાં આવી. પગે કીડો કરડયો. આ સમાચાર મગજમાં પહોંચ્યા. મગજે હાથને આજ્ઞા કરી. હાથ ડંખ ઉપર હાજર થઇને ડંખને પંપાળવા લાગ્યો. મગજે આંખને આજ્ઞા કરી. ડંખ કેવા પ્રકારનો છે, તે આંખ જોવા લાગી. મગજે બુદ્ધિને આજ્ઞા કરી. ડંખ કેવા પ્રકારનો છે, તે બુદ્ધિ વિચાર કરવા લાગી–વિગેરે. સંદેશા લઇજવા લાવવા માટે, કુદરતે સ્નાયુના રૂપમાં, આખા શરીરમાં આશ્ચર્યકારક તારનાં દોરડાં પાથરી દીધાં છે. મગજના મૂખ્ય કાર્યાલયમાંથી શરીરના જુદા જુદા અવયવોને, તથા એકે એક ઇંદ્રિય અને જીવન કોશને, એ તારની મારફતે, જાત જાતની આજ્ઞાઓ મોકલાયા કરાય છે. ' તે આજ્ઞાઓનો તાબડતોપ અમલ કરવો, ' એવો હુકમ પણ સર્વને પહોંચાડવામાં આવ્યો હોય છે. શરીરના દરેક ભાગમાંથી ભયના, ચેતવણીના, ફર્યાદોના અને મદદના સંદેશા, મગજ તરફ ચાલ્યાજ આવે છે. મગજરૂપી તારઓફીસમાં બેઠેલા તારમાસ્તર તે તમામ સંદેશાનો વિના વિલંબે અમલ કરે છે.

હાડપિંજર—શરીરનો ઘાટ જળવાઈ રહે, બહારના ધક્કાઓથી શરીરનું રક્ષણ થાય, શરીર સુદૃઢ, બળવાન, અને ટટાર ઉભું રહી શકે, તે માટે તેને એક પ્રકારનું મજબુત ચોકઠું આપ્યું. આ ચોકઠાનું નામ હાડપિંજર અથવા અસ્થિપિંજર. હાડપિંજરમાં જ્યાં જ્યાં જરૂર જણાઇ, ત્યાં ત્યાં મનથી સમજી ન શકાય એવા મીજાગરા ગોઠવી દીધા. યંત્ર-શાસ્ત્રની દૃષ્ટિથી આ હાડપિંજરની રચના, અદ્દભુત અને ધ્યાનપૂર્વક અવલોકન કરવા લાયક છે. [તેના વાસ્તવ જ્ઞાન માટે ઘણાખરાં મ્યુઝીયમોમાં મનુષ્યોનાં હાડપિંજર રાખવામાં આવે છે. ] આ હાડપિંજરના પોલાભાગમાં માંસ, મજ્જા, ચરબી વિગેરે-લોંદા જેવા પદાર્થો, ભરી દેવામાં આવ્યા છે. તે લોંદાઓને નસોથી બાંધી લીધા છે. આ રચના જોનારને સૂગ આવે-ચીતરી ચડે-દેહમાં પ્યાર ન થાય, તે માટે આ રચનાને સુંદર ત્વચાથી ઢાંકી દીધી. આ ત્વચારૂપી ઢાંકણુ (અંગરખું) પણ, જ્યાં ત્યાં લબડતું નહીં-જેવું જોઇએ તેવું તંગ. હુશીયાર દરજીઓ પણ, આ અંગરખાને જોઇને ચકિત થઈ જાય છે.

વિચારોની આપ લે માટે, શરીરમાં વાણી અને કાન બનાવ્યાં.

થાંભલા—હાથપિંજરને અદ્ધર રાખવા માટે, બે પગરૂપી બે થાંભલા બનાવ્યા. આ થાંભલા ચક્રરૂપ નહી છતાં ગતિ કરે છે; અને સીધા દેખાય છે, છતાં જેમ વાળવા હોય, તેમ વળી શકે છે. મોટા મોટા એનજીનીયરો પણ આ થાંભલા જોઇને છક્ક થઇ જાય છે.

શરીરનું રીપેરીંગ કામકાજ—શરીરના જે ભાગમાં મરામત કરવા જેવું જણાય છે, ત્યાં સમાર કામના સાધનો પહોંચાડવામાં આવે છે. ભાંગ્યું તૂટયું હોય તે નવું રચાય છે; અને નબળું જણાય છે, તેને પોષણ આપવામાં આવે છે. શરીરનું કોઈ હાડકું ભાંગી જાય છે, ત્યારે હાડવૈદ્ય તો હાડકાના બે કકડાને સાંધેસાંધ મેળવીને, એકબીજાને અડાડી રાખે છે. વિશેષ કાંઈ કરતો નથી, પણ શરીરની અંદર રહેલી જીવનશક્તિ, તે સાંધાને મેળવી દેવાનું કામ કરે છે. કચરો વાસીદું વિગેરે નકામી ચીજો, કચરાપેટી તરફ ચાલ્યાં જાય છે. કચ-રાપેટીદ્વારા તેઓ આ શરીર નગરમાંથી બહાર નીકળી જાય છે. કેટલોએક કચરો તો શરીરની અંદર ને અંદરજ બળીને ખાખ થઇ જાય છે. શરીરનું બંધારણ બાંધવા, તથા બગડેલા ભાગને રીપેર કરવા માટે, અન્ન-જળ અને દવા વિગેરેની મદદ લેવામાં આવે છે.

વ્યાધિ--આરોગ્ય મનુષ્યની કુદરતી અવસ્થા છે, અને વ્યાધિ એ આરોગ્યનો અભાવ સૂચવનારૂં ચિન્હ છે. આપણી બેદરકારી તથા અજ્ઞાનને લીધે શરીરમાં ઘુસી ગએલાં ઝેરી તત્ત્વોને, બહાર ધકેલી કાઢવા માટેજ, મંદવાડ ઉત્પન્ન થાય છે. કુદરતનો નિયમ ભંગ થાય, ત્યારેજ શરીરમાં ગેરવ્યવસ્થા થાય. આ ગેરવ્યવસ્થાનું બીજું નામ વ્યાધિ. આ ગેર-વ્યવસ્થાને દૂર કરવા માટે, શરીરની અંદર કુદરત પ્રયત્ન કરે છે, અને બહારથી ડોકટરો પ્રયત્ન કરે છે. જો કુદરત પોતાનો પ્રયત્ન પડયો મેલે, એટલે જો કુદરત ફાવે નહીં; તો યાદ રાખવું કે-ડોકટરોનો પ્રયત્ન કોઇ રીતે સફળ થતો નથી.

શરીરની રચના નિહાળતાં, અને તેનો અભ્યાસ કરતાં, આપણને ખાત્રી થાય છે કે—આપણો અહાર વિહાર કુદરતી નથી; આપણા પેય પદાર્થો કુદરતી નથી, આપણી ઉંઘવાની રીત પણ કુદરતથી વિરૂદ્ધ છે, આપણોપોશાક પણ કુદરતી નથી—આપણી શ્વાસપ્ર-શ્વાસની રીત પણ કુદરતી નથી. એટલે-આપણે ન કરવાનું ઘણુંજ કરીએ છીએ, અને કરવાનું ઘણું બાજુ ઉપર મૂકી દઇએ છીએ.

શરીરને મોટો આધાર પ્રાણુનો છે, માટે પ્રથમ પ્રાણુતત્ત્વનો વિચાર કરીએ.

**પ્રાણુ—પ્રાણુ**ના સંબંધમાં ઉપનિષદો શું કહે છે ?—

બૃહદારણ્ય ઉપનિષદ્‌માં અને છાંદોગ્ય ઉપનિષદ્‌માં કહે છે કે—'વાણી, આંખ, કાન, અને મન-એ બધામાં પ્રાણુ શ્રેષ્ઠ છે.' એટલે વાણી, આંખ, કાન અને મન ન હોય, તો પ્રાણી જીવી શકે; પણ પ્રાણુ ન હોય, તો પ્રાણી જીવી શકે નહીં. (પ્રાણુજ મૂખ્ય આધાર છે, માટેજ મનુષ્યો, પશુ, પક્ષી, કીડા વિગેરે પ્રાણીઓ કહેવાય છે.) પ્રાણી જ્યારે સુવે છે ત્યારે વાણી, આંખ, કાન અને મન એ બધાં પ્રાણુમાં લય પામે છે; એટલે ઉંઘતા પ્રાણીમાં પ્રાણુજ બાકી રહેલો જણાય છે.

મુંડક ઉપનિષદ્ [ ૨-૨-૨ ] કહે છે કે—'**स प्राणः तदुवाङ्मनः**'-'તે પ્રાણુ વાચા અને મન છે.'

તૈત્તિરીય ઉપનિષદ્ (૨-૩) કહે છે કે—

**प्राणं देव अनुप्राणंति, मनुष्याः पशवश्च ये ।**
**प्राणो हि भूतानामायुः, तस्मात्सर्वायुषमुच्यते ॥**

અર્થ—પ્રાણુથીજ દેવો, મનુષ્યો, અને પશુઓ શ્વાસોશ્વાસ કરે છે, પ્રાણુજ પ્રાણી માત્રના આયુષ્યરૂપ છે. માટે તે સર્વાયુષ્ય કહેવાય છે.

તૈત્તિરીય શ્રુતિની ત્રીજી ભૃગુવલ્લીમાં કહે છે કે—'**प्राणो ब्रह्मेति व्यजानात्, प्राणाद्ध्येव खल्विमानि भूतानि जायंते, प्राणेन जातानि जीवंति, प्राणं प्रयन्त्यभिसंविशंति इति ॥** પ્રાણુજ બ્રહ્મ છે એમ જાણવું, આ બધાં ભૂતો પ્રાણુથીજ ઉત્પન્ન થાય છે, અને ઉત્પન્ન થયા પછી પ્રાણુવડે જ જીવે છે, અને મરણ પામ્યા પછી પ્રાણુમાંજ પ્રવેશ કરે છે.'

છાંદોગ્ય ઉપનિષદ્ કહે છે કે '**प्राण एव ब्रह्मणश्चतुर्थः पादः, स वायुना ज्योतिषा भाति च तपति च** ॥ ૩-૧૮-૪.—પ્રાણુ બ્રહ્મનો ચોથો પાદ છે, તે વાયુ રૂપે ભાસે છે-જણાય છે, અને જ્યોતિરૂપે તપે છે.' (યાદ રાખજો કે-અહીં પ્રાણુને વાયુથી ભિન્ન તત્ત્વ ગણ્યું.) વળી છાંદોગ્યમાં કહે છે કે—'**प्राणो वा इदं सर्वं भूतं, यदिदं किंच**' ॥ (૩-૧૫-૪)—'પ્રાણુજ આ બધાં ભૂતો છે. એટલે જે આ બધું છે તે પ્રાણુજ છે.' નીચેની શ્રુતિથી કઠોપનિષદ્ આ બાબતને ટેકો આપે છે—'**यदिदं किंच जगत् सर्वं प्राण एजति निःसृतम्** ॥ (૨-૬-૨).—જે આ બધું જગત્ છે તે બધું પ્રાણુથીજ ઉત્પન્ન થયું છે, અને તે પ્રાણુથીજ કંપાયમાન થાય છે-ગતિમાં મૂકાય છે.

ત્યારે શું પ્રાણ એજ પરમાત્મા છે ?-બ્રહ્મ છે ?-તે સંબંધમાં સાંભળો—

**दिव्योह्यमूर्तः पुरुषः, स बाह्याभ्यंतरो ह्यजः ।**
**अप्राणो ह्यमनाः शुभ्रो, ह्यक्षरात् परतः परः ॥**
**एतस्माज्जायते प्राणो, मनः सर्वेंद्रियाणि च ।**
**खं वायुर्ज्योतिरापश्च, पृथिवी विश्वस्य धारिणी॥** મુંડક ઉપ. ૨-૧.

અર્થ—જે દિવ્ય પુરૂષ નિરાકાર હોવાથી બાહ્ય અને અંતરમાં પણ છે, તેને જન્મ નથી, પ્રાણુ નથી, મન (પણ) નથી. તે શુદ્ધસ્વરૂપ છે. તે પરાત્પર અને અવિનાશી છે. તેમાંથી પ્રાણ, મન, તમામ ઇંદ્રિયો, આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વી ઉત્પન્ન થાય છે.

'હવામાં હવાથી પર બીજી કોઇ શક્તિ છે' એમ બાઈબલનો **જેનીસિસ** નામનો ખંડ કહે છે. તેનો લેખક યાહુદી છે.

ઉપનિષદોમાંથી સાર એ નીકળે છે કે—'બ્રહ્મમાંથી ઉત્પન્ન **થએલું પ્રાણ** નામનું કોઈ તત્ત્વ છે. તે તત્ત્વમાંથી પ્રાણીપદાર્થરૂપે જણાતું આ સમગ્ર જગત્ ઉત્પન્ન થયું છે. પ્રાણવડે તેઓ આયુષ્ય ભોગવે છે, અને લય થયા પછી પ્રાણમાંજ સમાય છે. (અહીં આકાશતત્ત્વને પ્રાણતત્ત્વ સાથે મેળવી દીધું છે.) દેહની મનાદિ તમામ ઇંદ્રિયો કરતાં તે શ્રેષ્ઠ છે. મનાદિ ઈંદ્રિયો પ્રાણી સુઇ જાય છે ત્યારે પ્રાણમાંજ સમાય છે; અને પ્રાણી ઉઠે છે, ત્યારે પ્રાણમાંથી મનાદિ ઇંદ્રિયો પ્રગટે છે. મરણ વખતે પણ મનાદિ ઈંદ્રિયો પ્રાણમાં લય પામતી જાય છે.

ત્યારે આ પ્રાણતત્ત્વ એ જીવાત્મા છે?—ના-જીવાત્મા ચૈતન્યનો અંશ છે. આ જડતત્ત્વ છે--પ્રકૃતિનો અંશ છે. પ્રાણતત્ત્વને જીવાત્માનો ઘોડો કહીએ, તો કહેવાય.

સૃષ્ટિની ઉત્પત્તિમાં અને લયમાં પ્રાણને કાંઇ સંબંધ છે?—હા-સાંભળો. સૃષ્ટિની ઉત્પત્તિના સંબંધમાં, પ્રાચીન અને અર્વાચીન તત્ત્વવેત્તાઓનો એવો મત છે કે-'આ સૃષ્ટિ પ્રકૃતિમાંથી ઉત્પન્ન થાય છે. પ્રકૃતિના બે મૂખ્ય દ્રવ્યો છે. ૧ **આકાશ** અને બીજું **પ્રાણ**, વાસ્તવિક જોતાં આકાશજ દ્રવ્યરૂપ [matter] છે, અને પ્રાણ ગતિરૂપ [motion] છે. આકાશ કારણદ્રવ્ય અને પ્રાણ સૃષ્ટિનું ચાલક દ્રવ્ય; અથવા આકાશ ઉપાદાન કારણ અને પ્રાણ સૃષ્ટિનું નિમિત્ત કારણ. આકાશ માટીરૂપ અને પ્રાણ કુંભારરૂપ. આકાશનો પ્રાણની સાથે સંયોગ થાય છે, ત્યારેજ સૃષ્ટિની ઉત્પત્તિ થાય છે; અને આકાશનો પ્રાણ તત્ત્વથી વિયોગ થાય છે, ત્યારે સૃષ્ટિનો લય થાય છે. પ્રાણ સૃષ્ટિને ઉત્પન્ન કરે, સૃષ્ટિનું પાલન કરે, અને સૃષ્ટિનો લય પણ કરે.

**આકાશદ્રવ્ય સંબંધી થોડી વાત કરીએ**—આકાશમાંથી વાયુ, વાયુમાંથી તેજ, તેજમાંથી જળ, અને જળમાંથી પૃથ્વી ઉત્પન્ન થઈ, એ વાત તો આપ જાણતા હશો. એટલે-આકાશ-વાયુ-તેજ-જળ-પૃથ્વી અનુક્રમે ઉત્પન્ન થયાં છે. પ્રાણીપદાર્થમય તમામ જગત્, આ પંચ મહાભૂતોની કૃતિ છે. તેથી તે તમામ આકાશ તત્ત્વમાંથી ઉત્પન્ન થયાં છે. અર્વાચીન પદાર્થવિજ્ઞાનના મત પ્રમાણે, દરેક જડ પદાર્થો ઇથરના બનેલા છે. તેમની ઉપર પ્રાણની ક્રીયા એટલે પ્રાણના સંસ્કાર થયા પછી, જુદા જુદા પદાર્થો ઉપયોગમાં આવે એવા બન્યા છે. મન પણ ઈથરના સૂક્ષ્મ પરમાણુઓનું બનેલું છે, અને પ્રાણથી સંસ્કારી થયું છે. આ પ્રમાણે પ્રાણને અને મનને નિકટનો સંબંધ છે. પૃથ્વીની આસપાસ ૪૫ માઇલ સુધી જે જાડું વાતાવરણ છે, જેને આપણે હવા કહીએ છીએ, તે પણ આકાશતત્ત્વની કૃતિ છે. વાયુરૂપી પદાર્થ અને પ્રવાહી પદાર્થો પણ, આકાશમાંથી ઉત્પન્ન થયાં છે. ચંદ્ર-સૂર્યાદિ તારામંડળ અને શની, મંગળ, બૃહસ્પતિ વિગેરે ગ્રહો પણ, આકાશ તત્ત્વમાંથી બન્યાં છે. આકાશતત્ત્વ જ્યારે તેના મૂળ સ્વરૂપમાં હોય છે, ત્યારે સ્થૂલ ઇંદ્રિયોથી જાણી શકાતું નથી. તેના પરમાણુઓ ઘણાજ સૂક્ષ્મ હોય છે. આ પરમાણુઓનું બીજું નામ **ઈથર** [Ether] છે. તે સર્વ વ્યાપી છે; કારણ કે આકાશ સર્વત્ર વ્યાપીને રહેલું છે. સૃષ્ટિની ઉત્પત્તિ સમયે, જેમ સમગ્ર જગત્ આકાશમાંથી ઉત્પન્ન થાય છે; તેમ પ્રલય કાળે સમગ્ર જગત્ આકાશતત્ત્વમાં લય પામે છે. [આકાશતત્ત્વ પછી પ્રકૃતિમાં લય પામે છે.]

**પ્રાણુતત્ત્વ**—આ તત્ત્વ જગતનું ચાલક તત્ત્વ છે-જગતને ગતિ આપનાર [Power, force] તત્ત્વ છે. આ પ્રાણુતત્ત્વ પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયું છે, એમ ઉપર કહ્યું. ડાળના મશાલા જુદા જુદા વાસણમાં ભર્યા હોય, તે તમામને યોગ્ય રીતે દાળમાં નાંખીને, દાળને સ્વાદિષ્ટ બનાવનાર જેમ રસોઈઓ છે; તેમ આકાશતત્ત્વના અણુઓને ગોઠવીને, ઘાટ તથા રૂપ આપવાનું કામ પ્રાણુતત્ત્વ કરે છે. ઘાટ તથા રૂપ આપ્યા પછી, તેમને પોષણુ આપવાનું કામ, તથા તેમને ગતિમાં રાખવાનું કામ પણુ પ્રાણુ કરે છે. ખેંચવાનું અને છોડી દેવાનું કામ પણુ પ્રાણુ કરે છે. જ્યાં પરમાણુઓ જરા ચલાયમાન થાય, એટલે જ્યાં ગતિ હોય છે, ત્યાં પ્રાણુ હોય છે. તેથી આગળ વધીને જોઈએ તો–જોવું, સાંભળવું વિગેરે ક્રિયાઓ.પણુ પ્રાણુથી જ થાય છે: લોહી વહેવું, હૃદય ધડકવું, વિચાર કરવો, મનના સંકલ્પો કરવા, વિગેરે ગતિઓનું ઉત્પત્તિ સ્થાન પ્રાણુ છે.

આ વિષયમાં ઉંડા ઉતરીને જોનારા વિજ્ઞાનવાદીઓ કહે છે કે–પૃથ્વી, ચંદ્ર, વિગેરેને ગતિ આપનાર પણુ પ્રાણુ છે. ચંદ્ર પૃથ્વીની આસપાસ એક સેકંડમાં ૩૨૫૦ ફીટના વેગથી દોડે છે. પૃથ્વી પોતાની કક્ષામાં એક સેકંડમાં ૧૮ માઈલની ઝડપથી દોડે છે. કેટલાએક ધૂમકેતુઓ એક સેકંડમાં ૨૩૫ માઈલિના વેગથી સૂર્યની આસપાસ ફરે છે. વીજળીનો કરંટ એક સેકંડમાં ૧૧૦૪૦ માઈલના વેગથી ચાલે છે. $\frac{1}{16}$ ઇંચ જાડા તાંબાના તારની મદદથી, વીજળી એક સેકંડમાં ૨૭૭૧૦૦ માઈલની જડપથી દોડે છે. સૂર્યના પ્રકાશનો વેગ એક સેકંડમાં ૧૮૦૦૦ માઇલ છે.

ભૌક્તિક શક્તિઓ [ફીઝીકલ ફૅાર્સીસ] નું મૂળ પ્રાણુ છે, એટલુંજ નહીં પણુ—આ સિવાય રસાયણિક પદાર્થોમાં રહેલી રસાયનિક શક્તિઓ [કેમીકલ ફૅાર્સીસ], અને હસ્તાદિ ઇંદ્રિયોમાં રહેલી ઇંદ્રિય શક્તિઓ [ઑારગૅનીક ફૅાર્સીસ] અને એવી બીજી અનેક શક્તિઓનું મૂળ પ્રાણુતત્ત્વ છે.

આકાશતત્ત્વ અને પ્રાણુતત્ત્વ બેઉ સરખી રીતે કામ કરતાં હોય, ત્યાં સુધીજ સૃષ્ટિની સ્થિતિ હોઇ શકે; અને જેમ જેમ પ્રાણુની પ્રવૃત્તિ ઓછી થાય, તેમ તેમ સૃષ્ટિનો લય થતો જાય. **જેવું બ્રહ્માંડે તેવુંજ પિંડે.** એટલે આ શરીર પણુ આકાશતત્ત્વ અને પ્રાણુતત્ત્વનું જ બનેલું છે. તે બે તત્ત્વો સરખી રીતે કામ કરે, ત્યાં સુધીજ આરોગ્ય—આયુષ્ય વિગેરે અનેક સુખો પ્રાપ્ત થાય; અને જ્યારે પ્રાણુતત્ત્વ ઘટી જાય–પોતાની પ્રવૃત્તિ કમી કરે; ત્યારે શરીરમાં નાના પ્રકારના રોગ ઉત્પન્ન થાય, અને પરિણામે લય [મોત] થાય.

હવા અને પ્રાણુતત્ત્વ—આ પ્રાણુતત્ત્વ સર્વત્ર વ્યાપીને રહ્યું છે, છતાં તે હવામાં વિશેષ પ્રમાણુમાં છે. જેમ જેમ હવા ખુલ્લી હોય, તેમ તેમ આ પ્રાણુતત્ત્વ તેમાં વિશેષ પ્રમાણુમાં હોય છે. હાલની સુધરેલી દુનિયા સ્વિકારે છે કે-'ઓક્સીજન, હાઇડ્રોજન અને નાઈટ્રોજન એમ ત્રણુ પદાર્થો હવામાં છે.*

યોગીઓ તેથી આગળ વધીને કહે છે કે-'હવામાં એક ચોથો પદાર્થ પણુ છે, અને તેનું નામ પ્રાણુતત્ત્વ છે.' હવાદ્વારા આ તત્ત્વ પ્રાણીઓમાં પેસે છે. મનુષ્ય, પશુ, પક્ષી અને એવાં બીજાં પ્રાણીઓમાં, તથા વૃક્ષાદિ વનસ્પતિમાં આ તત્ત્વ વ્યક્ત છે; અને પત્થરાદિ જડ

---

* [ ઓક્સીજન મનુષ્ય, પશુ, પક્ષી અને એવાં બીજાં હાલતાં ચાલતાં પ્રાણીઓને જીવન આપે છે, અને નાઇટ્રોજન વૃક્ષો, વેલીઓ આદિ વનસ્પતિને જીવન આપે છે.]

પદાર્થોમાં તે છે ખરૂં, પણ અવ્યક્ત છે. આ પ્રાણતત્ત્વ હવામાં રહેલું છે પણ તે હવા નથી. જ્યાં હવા ન હોય, ત્યાં પણ આ તત્ત્વ હોય છે. હવામાં પ્રાણતત્ત્વ ન હોય, તો ગમે એટલી હવા લીધા છતાં, જીવી શકાય નહીં. આ પ્રાણતત્ત્વ થર્મોમિટર, બૅરોમિટર, ગૅલ્વેનોમિટર વિગેરે માપથી મપાઈ શકતું નથી, તેથી પશ્ચિમના કેટલાએક વિજ્ઞાનશાસ્ત્રીઓ આ પ્રાણતત્ત્વને હજી સ્વિકારતા નથી.

ઓકસીજન અને પ્રાણતત્ત્વમાં ફેર શું?—આ બેઉ પદાર્થો પ્રાણીના શરીરમાં એક સાથે પેસે છે, તોપણ રૂધિર ઓકસીજનને શોષી લઈને શુદ્ધ થાય છે, અને જ્ઞાનતંતુઓ પ્રાણતત્ત્વને શોષી લઈને શુદ્ધ અને મજબૂત થાય છે. ઓકસીજનયુક્ત રૂધિર જેમ શરીરના સર્વ અવયવોને પોષે છે; તેમ શરીરમાં શોષાએલું પ્રાણતત્ત્વ શરીરના તમામ જ્ઞાનતંતુઓને પોષે છે, અને બળવાન બનાવે છે. રૂધિરમાં મળેલો ઓકસીજન જેમ ઘડી ઘડીમાં ખપી જાય છે, તેમ જ્ઞાનતંતુઓમાં મળેલું પ્રાણતત્ત્વ વારંવાર ખપી જાય છે. એટલે પ્રાણીના જીવનને ઓકસીજનની અને પ્રાણતત્ત્વની વારંવાર જરૂર પડે છે. તેથીજ પ્રાણીઓ ભોજન વિના બે પાંચ દિવસ રહી શકેઃ પણ હવા વિના ઘડી રહી શકતા નથી. ઓકસીજન રૂધિરને શુદ્ધ કરીને, શરીરને આરોગ્ય આપે; તોપણ શરીરનો નિયંતા પ્રાણ સમજવો. પ્રાણની યથાર્થ વ્યવસ્થા હોય, તોજ શરીર અને તેની અંદર રહેલા સર્વ સુવ્યવસ્થ રહી શકે; અને પ્રાણની અવ્યવસ્થા હોય, તો શરીર અને તેની અંદર રહેલા સર્વ અવ્યવસ્થ થઇ જાય. એક મોટા એનજીનને ચલાવવું હોય, ત્યારે પ્રથમ તેના ગવર્નરનું ચક્કર ફેરવવું પડે છે. પછી બીજાં ચક્કર અનાયાસે ચાલે છે. તે પ્રમાણેજ મનુષ્ય જીવનનું પ્રાણ મુખ્ય ચક્કર છે. બાળક જન્મે છે કે તુરત, દીર્ઘ શ્વાસ લઇને પ્રાણ તત્ત્વ મેળવે છે; અને માણસ મરી જાય છે, ત્યારે ડચકાં ખાઈને પ્રાણતત્ત્વને બહાર કાઢી નાંખે છે. ફાંસી દેવામાં આવે છે, ત્યારે પણ કેદીના ગળાને ગુંગળાવીને, પ્રાણતત્ત્વને શરીરમાં આવતું બંધ કરે છે. પ્રાણનો આવિર્ભાવ થતાં જન્મ, અને પ્રાણનો અભાવ થતાં મૃત્યુ.

પ્રાણતત્ત્વની વધારે જરૂર કોને?—શારીરીક પરિશ્રમ કરનારને? કે માનસીક પરિશ્રમ કરનારને?-જ્ઞાનતંતુઓ કોઈ અજબ ચીજ છે. તેમને મજબૂત કરવામાં પ્રાણતત્ત્વનો જેટલો વ્યય થાય છે, તેના કરતાં તેમને જ્ઞાનવાન્ બનાવવામાં પ્રાણતત્ત્વનો વિશેષ ક્ષય થાય છે. એટલે માનસીક પરિશ્રમમાં પ્રાણતત્ત્વનો અધીક ક્ષય થાય છે. તેથીજ માનસીક પરિશ્રમ કરનારને પ્રાણતત્ત્વની વિશેષ જરૂર રહે છે. મનનો પ્રત્યેક વિચાર પ્રાણતત્ત્વનો ક્ષય કરે છે. તેમાંએ ચિંતા, ક્રોધ, શોક, ઇર્ષ્યાદિ–વિકારો પ્રાણતત્ત્વનો અધિક ક્ષય કરે છે. આટલા માટેજ યોગને રસ્તે ચાલ્યા આવનારને, યોગશાસ્ત્ર પડકાર કરીને કહે છે કે–'તમે સાત્વિક રહેજો, અને દિનપ્રતિદિન સાત્વિકતાની અને શાંતિની વૃદ્ધિ કરજો. વકીલો, વિદ્યાર્થીઓ, સ્કુલમાસ્તરો, ગવૈયાઓ, રાજકર્તાઓ, દિવાનો અને એવા બીજા માનસીક ભાર ઉપાડનારા મનુષ્યોએ, પ્રાણતત્ત્વ અવશ્ય પિછાણવું જોઈએ.

વિશ્વમાં પ્રાણતત્ત્વ વિશેષ ક્યાં છે?—હવામાં અને સૂર્યના પ્રકાશમાં આ તત્ત્વ વિશેષ પ્રમાણમાં છે. શુદ્ધ જળમાં છે, પણ સૂર્યના પ્રકાશના કરતાં અને શુદ્ધ હવાના કરતાં ઓછું છે. આપણા અહારમાં પણ તે છે; પણ સૂર્યના પ્રકાશમાં, વાયુમાં અને શુદ્ધ જળમાં તે છે, તેના કરતાં ઘણુંજ ઓછું છે. અહારમાંથી પ્રાણતત્ત્વને જુદું પાડવાની તકલીફ છે.

શરીરમાં પ્રાણનો મુખ્ય ભંડાર કયાં છે ?—માથાના બ્રહ્મરંધ્રમાં, મગજમાં અને કરોડના ભાગમાં તેનો મુખ્ય ભંડાર છે. ચેતન જ્ઞાનતંતુઓમાં પાણીજેવા સૂક્ષ્મ પદાર્થની સાથે તે શરીરમાં આમતેમ ફરે છે. ચેતના ઉત્પન્ન કરનાર તંતુઓ સાથે, પ્રાણને નિકટ સંબંધ છે. આ તંતુઓ મગજ અને બરડાની કરોડમાંથી અનુક્રમે ૧૨ અને ૩૧ નીકળે છે. જે તંતુઓ બહારના પદાર્થોનું જ્ઞાન મગજને આપે છે, તે **જ્ઞાનતંતુઓ** કહેવાય છે; અને તે જ્ઞાન મગજમાં પહોંચ્યા પછી, તે પ્રમાણે ક્રિયા કરનાર તંતુઓ, ક્રિયાતંતુઓ કહેવાય છે. આ બે પ્રકારના તંતુઓનું સામાન્ય નામ જ્ઞાનતંતુ છે. આ જ્ઞાનતંતુઓ, આખા શરીરમાં રહીને લાગણી, ઇચ્છા, ક્રોધ, વિતર્ક, સંસ્કાર, ભાવના વિગેરે વ્યાપારો ચલાવે છે. ક્રિયાતંતુઓ બરડાની કરોડમાં રહેલી દોરડીની સાથે જોડાએલાં હોય છે. જ્ઞાનતંતુઓના ગુંચળાંને ચક્રો કહેવામાં આવે છે. બેટરીમાં વીજળી એકઠી કરી રાખીને, જેમ જુએ તેમ તેના ઉપયોગો થાય છે; તેમ યોગીઓ પ્રાણતત્ત્વને ચક્રોમાં એકઠું કરે છે; અને જુએ તેમ વાપરે છે.

પ્રાણ અને શરીર—શરીરનો મૂખ્ય આધાર પ્રાણ છે. લિંગદેહનો મુખ્ય ભાગ પ્રાણ છે. પ્રાણથીજ સ્થૂલ દેહનાં હલનચલનાદિ બની શકે છે. શરીરના અવયવોને યથાર્થ કર્મોમાં પ્રેરવાં, લોહી શુદ્ધ રાખવું, તથા તે તમામ ક્રિયાઓદ્વારા, મનને શુદ્ધ અને સ્વસ્થ રાખવું, તે પ્રાણનું કામ છે. પ્રાણ પોતાની સ્વાભાવિક ગતિ તજીને, આડાઅવળો ચાલવા માંડે, ત્યારેજ રોગોની ઉત્પત્તિ થાય. ઘણી વખત ઉધરસ એ પ્રાણની વિકૃતિના પ્રથમ દર્શનરૂપ બને છે. પ્રાણની વિક્રિયાથી વીર્યનો ભંગ થાય છે; અને તાકાદનો નાશ થાય છે. તેથીજ વૈદ્યો માંદાને ભૂખ્યા રહેવાની, અને શુદ્ધ હવામાં વસવાની ભલામણ કરેછે. આથી આગળ વધીને આ વિષયમાં નજર નાંખીએ, તો જણાય છે કે–પ્રાણતત્ત્વથી સ્થૂલ દેહને જેટલો લાભ થાય છે, તેના કરતાં લિંગદેહને વધારે લાભ થાય છે. એટલે–પ્રાણતત્વથી માનસક્ષેત્ર ઉંચા પ્રકારનું થાય છે, અને અપ્રગટ શક્તિઓ પ્રગટ થાય છે. વાઈ, ફેફરૂં, હીસ્ટીરીયા વિગેરે મગજના વ્યાધિઓ પ્રાણાયામદ્વારા પ્રાણ સંસ્કાર પામતાં હઠી જાય છે.

**પ્રાણ, ચૈતન્ય અને પરમાણુ**—ગાંડાની ઈસ્પિતાલમાં પુરેલા એક મનુષ્યનું, અને એક વિદ્વાનનું ચૈતન્ય સરખું હોય છે. ચૈતન્યમાં ભેદ નથી; પણ વિદ્વાનના મગજના અણુઓમાં અને ગાંડાના મગજના અણુઓમાં ભેદ હોયછે. તાત્પર્ય—મગજના અણુઓના ભેદથી, એક ગાંડો અને બીજો વિદ્વાન્ ગણાય છે. વિશ્વામિત્ર રાજઋષિ મટીને બ્રહ્મઋષિ થયા, એટલે વિશ્વામિત્રના રાજઋષિપણાના પરમાણુઓ બદલાઈને, બ્રહ્મઋષિપણાના પરમાણુરૂપ બન્યાં. મિત્ર મટીને શત્રુ થયો, તે પણ તેમજ. શત્રુ મટીને મિત્ર થયો તે પણ તેમજ. એટલે તેઓએ તેમના મગજનાં, પરમાણુઓ બદલાવ્યાં. આથી એમ સિદ્ધ થઇ શકે છે કે—પરમાણુઓની શુદ્ધિના પ્રમાણમાં ચૈતન્ય પોતાના સામર્થ્યને પ્રગટાવી શકે છે. મનુષ્યના મગજના પરમાણુઓને અને જ્ઞાનતંતુઓને શુદ્ધિ આપવામાં, પ્રાણતત્ત્વ જે કાર્ય કરે છે, એવું કાર્ય કોઈ કરી શકતું નથી.

પ્રાણ અને મન—આગળ આકાશ દ્રવ્યના વિવેચનમાં જણાવ્યું છે કે 'ઈથરના સૂક્ષ્મ પરમાણુઓમાંથી મન બન્યું છે, અને પછી તેમાં પ્રાણના સંસ્કાર થતાં, તે ગતિમાન બન્યું. એટલે મનને ગતિ આપનાર પ્રાણ છે. એટલે–પ્રાણનો નિગ્રહ થાય, કે તરત

મનનો નિગ્રહ થઇ જાય. શરીરને ગતિ આપનાર પણ પ્રાણ છે. પ્રાણનો નિગ્રહ થતાં શરીરનો નિગ્રહ પણ થઈ જાય છે. જેણે પ્રાણ ઉપર સત્તા મેળવી છે, તેણે પોતાના મન ઉપર તથા શરીર ઉપર સત્તા મેળવી છે, એમ સમજી લેવું.

**પ્રાણ અને અધ્યાત્મશક્તિ**—પશ્ચિમના વિદ્વાનો કહે છે કે—'શ્વાસ પ્રશ્વાસની ક્રિયા ઉપર આરોગ્યનો ઘણો આધાર છે.' અહીંના ઋષિઓ કહે છે કે—શ્વાસ પ્રશ્વાસની ક્રિયાથી--એટલે પ્રાણાયામની ક્રિયાથી, માત્ર આરોગ્યજ નહીં, પણ તેથી મનોનિગ્રહ થાય છે, મનની પ્રસન્નતા વધે છે, અને મનની શક્તિઓ વિકાસ પામે છે. બુદ્ધિની નિર્મળતા થાય છે, ગુપ્તવિદ્યાઓ અને ગુપ્તશક્તિઓ પ્રગટે છે, સદાચાર વધે છે અને પરિણામે અધ્યાત્મ ઉન્નતિ સધાય છે. જેમ દુર્બિનથી અને બીજાં સૂક્ષ્મદર્શક યંત્રોથી દષ્ટિની શક્તિ વધે છે; તેમ પ્રાણાયામની સિદ્ધિથી, મન સમાધિની ભૂમિકા સુધી પહોંચે છે; અને જ્યાં મન, વાણી આદિ ઇંદ્રિયો ન પહોંચી શકે; ત્યાં સુધીના તમામ દશ્યો યોગી જોઇ શકે છે.

**પ્રાણ અને સૂર્ય ચંદ્ર**—સૂર્ય માત્ર તેજનો ગોળો જણાય છે ખરો, પણ તેમાંથી પ્રાણનો પ્રવાહ નિરંતર ચાલ્યા કરે છે. સૂર્યના પ્રકાશમાં રહેનારાં-મનુષ્ય, પશુ, પક્ષી અને વનસ્પતિ પ્રાણથી જીવે છે. ચંદ્રમાંથી પ્રાણપ્રવાહ વિશ્વને પોષે છે. સૂર્યનો પ્રાણપ્રવાહ ગરમ હોય છે, અને ચંદ્રમાંથી વહેલો પ્રાણ શીતળ હોય છે. પ્રાણીઓની પ્રકૃતિને ઉષ્ણ અને શીતળ બેઉ પ્રકારના પ્રાણની જરૂર હોય છે. મનુષ્યની જમણી નાસીકા સૂર્યનાસિકા કહેવાય છે, અને ડાબી નાસિકા ચંદ્રની કહેવાય છે. મનુષ્યમાં સૂર્યનો પ્રાણ વધારે છે? કે ચંદ્રનો પ્રાણ? તે જોવું હોય, તો નાસિકામાંથી વહેતો પ્રાણપ્રવાહ તપાસી જોવો.

**પ્રાણની વિશેષ સત્તા**—આગળ કહ્યું છે કે તમામ શક્તિઓને પોષનાર પ્રાણ છે. પિંડ અને બ્રહ્માંડ પ્રાણથી ભરભૂર છે. પ્રાણ એ વિશ્વમાં પ્રસરેલો એક મહાસાગર છે. એમ કહીએ તો કાંઇ ખોટું નથી. તે હિસાબે આપણા શરીરમાં રહેનારો પ્રાણ, આ મહાસાગરની અનંત લહરીઓમાંની એક લહરી છે. આ લહરી અગર મોજું આપણે કબજે થાય, તો આપણું શરીર અને મન અનાયાસે આપણે સ્વાધીન થાય. અભ્યાસમાં આગળ વધતાં, વિશ્વનો વ્યાપક પ્રાણ પણ, આપણે કબજે આવે; કારણ કે વિશ્વની તમામ વ્યાપક શક્તિઓ પ્રાણનાંજ ભિન્ન ભિન્ન રૂપો છે. જેમને પ્રાણતત્ત્વનું જ્ઞાન થાય, તેમને બ્રહ્માંડની તમામ શક્તિઓનું જ્ઞાન થાય, અને તે તમામ શક્તિઓ વશ વર્તે.

**હવા મફત**—પણ મફતની કીંમત કોને હોય?—દવાના પૈસા અને વૈદ્યોની ઓશીયાળ ન ગણીએ, તોપણ હમેશાં દવાઓ માટે વૈદ્યોને ત્યાં કલાકોના કલાક સુધી બેસી રહેવું, હમેશાં દવાઓ પીવી, થએલા રોગની ચિંતા કરવી, થએલા રોગની માવજતમાં સંબંધીઓને પીડવા, પ્રામ ધંધાને અને ધર્મને તજવા, તથા પરવશ થઇને પથારીમાં પડયા રહેવું, આ તમામ દુઃખ મનુષ્ય જખમારીને ભોગવે છે. આવાં દુઃખ ભોગવવા કરતાં, હમેશાં મનુષ્ય અરધો અરધો કલાક, શુદ્ધ હવામાં જઈને, દીર્ઘ શ્વાસ પ્રશ્વાસ વડે, જીવનતત્ત્વને-પ્રાણતત્વને પોતામાં ગ્રહણ કરે; તો અનેક વ્યાધિઓને આ શરીરમંદિરમાંથી ચાલ્યા જવું પડે; અને નવા વ્યાધિઓને શરીરની અંદર પેસવાનો પરવાનો મળે નહીં. સૃષ્ટિસૌંદર્યથી મનોહર લાગતાં, હૃદયમાં તત્કાળ પ્રસન્નતા ઉપજાવનારાં, અને નવું જીવન આપનારાં વૃક્ષો અને વેલોવાળાં જંગલો અગર નદીતટો ઇશ્વરનાં દવાખાનાં છે. ત્યાં દવા (હવા) મફત મળે છે.

આવા સુગમ રસ્તાને પડયો મેલીને, વાંકે રસ્તે ચાલવું, અને પછી કર્મનો વાંક કાઢવો, એ અજ્ઞાન સિવાય બીજું કાંઇ નથી. તમારે ધંધારોજગારનો ઘણો ત્રાસ હોય, તોપણુ આફત માટે જેમ દ્રવ્ય એકઠું કરો છો, તેમ આરોગ્ય માટે [ધંધાને ઘડીવાર દૂર મૂકીને] પ્રાણુ તત્ત્વ એકઠું કરવું જોઈએ.

પ્રાણુ અને આકર્ષણશક્તિ—પ્રાણુમાં આકર્ષવાનો ખાસ ગુણુ છે-વસ્તુ, વિચાર, હવા સર્વને તે આકર્ષી શકે છે. મેસ્મેરિઝમ અને પ્રાણુવિનીમયના ખેલ પ્રાણુથી થાય છે. યોગીઓ પોતાની દૃષ્ટિદ્વારા અનેકને આંજી નાંખે છે. સાપ પોતાની દૃષ્ટિદ્વારા પ્રાણુને પ્રેરીને આસ-પાસના નાના જીવજંતુઓને આકર્ષી શકે છે.

પ્રાણુ અને શ્રદ્ધા—મુંબઇ ન જોઈ હોય, તોપણુ મુંબઈથી આવતા જતા લોકોના કહેવા ઉપર વિશ્વાસ રાખીને, મુંબઈની હૈયાતી માનવીજ પડે. મુંબઇ જનારો અમદાવાદને સ્ટેશને જઇને, સ્ટેશન માસ્તરને કહે કે-' મુંબઇ બતાવો, તો હું ટીકીટ લઇને ગાડીમાં બેસું.' તે સાંભળીને સ્ટેશનમાસ્તર ચકિત થાય, એટલુંજ નહીં, પણુ પેલો મુસાફર, સ્ટેશનમાં અને સ્ટેશનમાં રખડયા કરે. સ્ટેશનમાસ્તરના કહેવા ઉપર વિશ્વાસ રાખીને, મુંબઈની ગાડીમાં તે બેસે, તોજ મુંબઇ પહોંચે. તે પ્રમાણે આ પ્રાણુનો વિષય પણુ શ્રદ્ધાનો છે. શાસ્ત્રો અને યોગીઓ કહે, તેમાં શ્રદ્ધા રાખીને યોગાભ્યાસમાં આગળ વધીએ, તોજ આપણુને પ્રાણુત-ત્ત્વનો અનુભવ થાય-તોજ આપણુને પ્રાણુતત્ત્વનો લાભ થાય.

**પ્રાણુ અને સંધ્યા, તથા સંધ્યા અને સૂર્ય**—સૂર્ય અને પ્રાણુને કેવો સંબંધ છે, તે સંબંધી આપણે ઉપર કહ્યું છે. પ્રાણુતત્ત્વનો આટલો બધો મહિમા સાંભળીને, આપને પ્રાચીન ઋષિઓની સમજણુનો ઉમદા ખ્યાલ આવશે. ઋષિઓએ સંધ્યાની ક્રિયાદ્વારા ત્રણે વર્ણોને, પ્રાણુ અગર પ્રાણાયામની ક્રિયા સાથે, બાળપણુથી-ઉપવીત સંસ્કાર થાય ત્યારથીજ-અનાયાસે જોડી દીધા છે. મુસલમાનો નિમાઝ પઢે છે, પારસીઓ, પાદરીયો, જૈન અને એવા બીજા કેટલાએક સમાજો, સંધ્યાવંદન જેવી ક્રિયાઓ કરે છે ખરા, પણુ તેમાં પ્રાણુતત્ત્વના આકર્ષણુનું અગર પ્રાણાયામ જેવી ક્રિયાનું નામનિશાન નથી. બ્રાહ્મણુ, ક્ષત્રિય અને વૈશ્ય-એવા ત્રણુ વર્ણોમાં ઉત્પન્ન થયા છતાં, જેઓ સંધ્યાવંદનનો અનાદર કરે છે; અગર સંધ્યાવંદ-નની ક્રિયાને જેવી તેવી સમજે છે, તેઓ ઉંચે ચડીને નીચે પડતાં જણાય છે; તેઓ સમજુ થઇને પોતાનું કર્તવ્ય ચૂકે છે. આજથીજ તે કાર્ય હાથ લ્યો, તોપણુ ફાયદો થશે.

**પ્રાણાયામનો અધિકાર કોને ?**—પ્રાણાયામનો અધિકાર શુદ્રાદિ સૂધી છે. સ્રીયોને પણુ તે અધિકાર છે. [ઉપવીત ધારણુ કરનાર માટે ધાર્મિક પ્રથમપોથી [સંધ્યાવંદનની ક્રિયા] અને ઉપવીત સિવાયના બીજા, તથા સ્રીયોને માટે, ધાર્મિક બીજી પોથી [સંધ્યાવંદન જેવી ક્રિયા] અહીં મંડળ માટે તૈયાર કરવામાં આવી છે. તે પ્રાણાયામના પ્રથમ પગથીઆં છે. જોઇએ તો મંગાવો. દરેકની કીંમત છ પાઈ.]

સાંભળો—અમેરિકાનો એક યોગી મનુષ્યોને કહે છે—

Oh-ye mortals ! study the science of Breathing; and learn the secret of controlling Pran or the Vital energy. Strive diligently to regulate the breath· Because ths control of Prana will bring you all hapiness–earthly and spiritual. It will also give you

perfect health, mastery of the body, and the supreme Bliss which is eternal and everlasting.

ભાવાર્થ--'હે મરણાધીન મનુષ્યો! તમે શ્વસન વિદ્યાનો [પ્રાણાયામ] અભ્યાસ કરો, અને પ્રાણને કબજે કરવાની વિદ્યાને શીખો. શ્વાસને નિયમીત કરવાનું ખંતથી શીખો. કારણકે પ્રાણાયામથી તમને આ લોકના અને પરલોકના સુખનો લાભ થશે. તેથી તમારૂં આરોગ્ય સંપૂર્ણ રીતે સચવાશે; અને તમારૂં શરીર તમારે કબજે રહેશે. છેવટમાં પરમાનંદની પ્રાપ્તિ પણ થશે.'

**અફસોસની વાત**—આ દેશના અંગ્રેજી ભણેલા [સોએ અઠાણુ ટકા] હિંદુઓ સંધ્યાવંદનની ક્રિયાને પાણીના છાંટા ઉડાવવા જેટલીજ સમજ્યા, પ્રાણાયામને નાક થોભવાના ફારસરૂપ સમજ્યા, અને યોગવિદ્યાને ઢોંગરૂપ સમજ્યા; એટલે તે તમામથી ભડકીને દૂર નાઠા; ત્યારે–યુરોપ અમેરિકાના અંગ્રેજો સંધ્યા, પ્રાણાયામ અને યોગના ઉંડાણમાં ઉતર્યા. તે સંબંધી હિંદમાં હજી કોઈ કાંઇ જાણતા હોય, તો તે જાણી લેવા હિંદ આવ્યા. પોતે જે કાંઇ જાણ્યું, તે પ્રમાણે અભ્યાસ કરવા લાગ્યા, અને પોતાને જે અનુભવ થયો, તે અનેક પુસ્તકોદ્વારા જગતને વિદીત કરવા લાગ્યા. આ દેશના અંગ્રેજી ભણેલા (સોએ પંચાણુ ટકા)–વકીલાતમાં હુશીયાર થયા, તો તેઓએ ત્યાંજ પોતાનું અમૂલ્ય જીવન ખરચી નાંખ્યું. ડૉકટર થયાં તેમણે દવાખાનામાંજ, કારભારી થયા તેમણે રાજકારભારમાંજ, અને વેપારી થયા તેમણે વેપારમાંજ–પોતાનું અમૂલ્ય જીવન ખરચી નાંખ્યું; માસ્તરો બન્યા તેમણે નિશાળોમાં જ મગજ–આયુષ્ય–જીવન–ખાલી કરી નાંખ્યું; પણ–**'આ માનવ શરીર શું છે? તેમાં આ હું બોલું છઉં, તે કોણ છઉં? આ માનવ મુસાફરી શા હેતુથી છે?'** વિગેરે બાબતનો વિચાર કદિ કર્યો નહીં. ધંધાના અંધારીયા ઓરડામાંથી બહાર નીકળીને, આધ્યાત્મિક સૃષ્ટિનું કદિ અવલોકન કર્યું નહીં. આચાર્યોની અને પંડિતોની પણ, સોએ પંચાણુ ટકા આજ દશા છે. તેઓએ કદિ જાણ્યું ઘણું; પણ જગતને શું આપ્યું? આરોગ્ય, અને ઈશ્વિર–બેઉના લાભ કરી આપે–એવી આ યોગવિદ્યા, તેઓએ ખેડી નાંખવી જોઇએ. તેનાં ફળરૂપ અનેક પુસ્તકો જગતમાં જ્યાં ત્યાં વંચાવાં જોઇએ. છે એવું ક્યાંઈ? શું આ અફસોસની વાત નથી? લૌકીક ઐશ્વર્ય યોગ પાસે તુચ્છ છે; છતાં જે ધનવાનો યોગનાં આવાં સાદાં પુસ્તકોનો ફેલાવો કરવામાં મદદરૂપ થાય, તેમને અવસ્ય ધન્યવાદ ઘટે છે. હજી સમજે તોપણ ઘણું છે.

**હવે આપણે શ્વસન વિદ્યા સંબંધી વાત કરીએ—**

શ્વાસ લેવા તથા શ્વાસ મૂકવાની ક્રિયાનું જ્ઞાન, એક ઉત્તમ વિદ્યા છે. આ વિદ્યા કળાવડે સર્વોત્તમ લાભને આપનારી કરી શકાય છે. સવારથી સાંજ સુધીમાં આપણે અનેક ક્રિયાઓ કરીએ છઇએ, પણ તે ક્રિયામાં જ્યારે કળાને ભેળવવામાં આવે છે; ત્યારે તે ક્રિયા બળવાન, શોભાવાળી, ઉત્તમ ફળને પ્રગટાવનારી અને આકર્ષક થાય છે. ખાવું, પીવું, બેસવું, બોલવું, ચાલવું, સુવું વિગેરે ક્રિયાઓ કળા વિના શોભતી નથી, એટલુંજ નહીં, પણ ઉલટું નુકશાન કરે છે. જ્યારે દરેક ક્રિયા કળાથી યુક્ત થાય છે, ત્યારે તે અનેક લાભને પ્રગટાવે છે.

ખાવાનું જ્ઞાન સૌને છે, પણ ખાવાના જ્ઞાનની સાથે કળા–કેવી રીતે ખાવું તે–ઘણાજ થોડાં મનુષ્યો જાણે છે. તેને પરિણામે ઘણાં માણસો, રઘવાયા કુતરાની માફક ભટકતે

ચિત્ત, મોટા મોટા કોળીયા ભરે છે, અને તે ચાવ્યા ન ચાવ્યા કરીને, ગળે ઉતારે છે. પરિણામે જઠરાગ્નિ બગડે છે, અને અનેક રોગ ઉત્પન્ન થાય છે. જે પુરૂષ સ્વસ્થતા પૂર્વક ભાણે બેસીને, પ્રસન્ન ચિત્તે ભોજન લે છે; દરેક કોળીયાને બરાબર ચાવ્યા વિના ગળે ઉતારતો નથી; તે પુરૂષ પોતાની પાચનશક્તિને સાચવી રાખીને, આરોગ્યતાનાં સુખ ભોગવે છે.

આટલી વાતથી આપને ખાત્રી થઈ હશે કે–દરેક ક્રિયાને ઉત્તમ કરવાનો વિધિ હોય છે. આ વિધિનું નામ કળા છે. શ્વાસ લેવા મૂકવાની ક્રિયાનો વિધિ જેઓ જાણતા નથી, તેઓ મરજી પ્રમાણે શ્વાસ લે છે, અને મૂકે છે. તેને પરિણામે તેઓ નાના પ્રકારના રોગના ભોગ થઈ પડે છે. શ્વાસ લેવા મુકવાની ક્રિયાનું બીજું નામ **શ્વસનવિદ્યા.** વિદ્યા ઘણા પ્રકારની હોય છે, પણ તેમાં શ્વસનવિદ્યા અલૌકિક છે. શ્વસનવિદ્યા જેમને સાધતા આવડે, તેમની પાસે શારીરિક, માનસિક તથા આધ્યાત્મિક ઉન્નતિનાં દ્વાર ખુલ્લાં થઈ જાય છે. આર્ય ઋષિમુનિઓએ આ શ્વસનવિદ્યાને જેટલી ખેડી છે, અને જેવી ખેડી છે; તેટલી અને તેવી કોઇ દેશના સંતોએ ખેડી નથી. ભરતખંડમાં ખેડાએલી આ શ્વસનવિદ્યા, એટલી સર્વોત્તમ પંક્તિમાં બીરાજે છે કે–હવે તેમાં લેશ પણ સુધારો વધારો કરવાની જરૂર રહી નથી.

શ્વાસ લેવા મૂકવાની વિદ્યાને, યોગશાસ્ત્રમાં 'પ્રાણાયામ' નામના અંગ સાથે સંબંધ છે. પૂર્વે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યો ઉપનયન ધારણ કરતા હતા; તે પ્રજાને આ વિદ્યાનો અભ્યાસ કરવાની સૂચના ઉપનયન સંસ્કાર સાથેજ આપવામાં આવતી હતી. આ સૂચના જેઓ ઉપાડી લેતા–તેમાં રસ લેતા–તેમાં પ્રગતિ કરતા; તે દ્વિજો કાળે કરીને યોગી થતા. તેઓ જ્ઞાન, ઐશ્વર્ય, સામર્થ્ય, પ્રભાવ વિગેરેથી શોભતા હતા. મોટા ચક્રવર્તી રાજાઓ તેમના ચરણમાં પડતા હતા. સંધ્યાવંદનની ક્રિયામાં પ્રાણાયામનો સમાસ કર્યો છે; પણ તે પ્રાણાયામનું નાનામાં નાનું સ્વરૂપ છે–તે પ્રાણાયામની છાયા છે. આ ઠેકાણે એમ કહેવું જોઈએ કે–જે વિદ્યાના ઊંડાણમાં ઉતરવા દરેક દેશના તત્ત્વવિદ્ પુરૂષો મથી રહ્યા છે; તે વિદ્યાને–તે વિદ્યાના મૂળરૂપ સંધ્યાવંદનને, આ દેશના પોતાને સુધરેલા માનનારા ભ્રમીત લોકો હસે છે. પ્રાણાયામ કરવો એટલે નાક પકડવું, અને સંધ્યા કરવી એટલે–શરીર ઉપર છાંટા નાંખવા, એટલુંજ સંધ્યાવંદન જેવી પ્રાથમીક અને વંદનીય ક્રિયામાં તેઓ જોઇ શકે છે. એક જંગલી મુસલમાન પણ સમય થતાં નિમાજ પઢીને, પોતાની ચિત્તવૃત્તિને શાંત કરે છે. જૈનો અવૈદિક ગણાય છે, છતાં સમાગાદિ ક્રિયાઓ કરીને, પોતાના મનની શાંતિને ઠેકાણે લાવે છે. ત્યારે એક ભણેલો ગણેલો હિંદુ–તેમાં એ વળી બ્રાહ્મણ–ચિત્તવૃત્તિને ઠેકાણે લાવનારી સંધ્યાવંદન જેવી મૂખ્ય ક્રિયાને નિંદે, એ અફસોસની વાત છે.

પ્રાચીન આર્ય વિદ્વાનોને અને અર્વાચીન પાશ્ચાત્ય વિદ્વાનોને બીજા વિષયોમાં ગમે એટલા મતભેદ હશે, પણ–'પ્રાણ એજ જીવન છે', તે બાબતમાં સૌ એકમત છે. એટલે શ્વાસપ્રશ્વાસની ક્રિયા ઉપરજ જીવનનો આધાર છે ? શ્વાસપ્રશ્વાસની ક્રિયા વિરમી જતાં જીવનનો અંત આવે છે, એમ સૌ માને છે. માત્ર મનુષ્યોજ નહીં, પણ પશુ, પક્ષીઓ અને વનસ્પતિ પણ શ્વાસપ્રશ્વાસની ક્રિયાથી જીવી શકે છે. પ્રાણી જન્મે છે ત્યારથી શ્વાસપ્રશ્વાસની ક્રિયા શરૂ થાય છે; તે મરે છે ત્યારે તેની આ ક્રિયા વિરમે છે. આતો સામાન્ય જ્ઞાન છે. આટલું જ્ઞાનતો સુધરેલા નાસ્તીક લોકોને, અને વગડાના જંગલી લોકોને પણ છે. યોગશાસ્ત્ર આથી વિશેષ શીખવે છે. યોગશાસ્ત્ર કહે છે કે–' યોગીઓ અમુક સમય માટે શ્વાસપ્રશ્વાસનો અભાવ

કરીને જીવી શકે છે. અમુક સમય માટે તેમને જમીનમાં દાટી દ્યો, તો પણ તેઓ જીવી શકે છે.' યોગીઓ કઈ વિદ્યાથી જીવી શકે છે? તે પ્રશ્નના જવાબમાં જાણવું ઘટે છે કે-પ્રાણી માત્ર લુહારની ધમણની માફક શ્વાસપ્રશ્વાસ કરે છે, પણ જેઓ શ્વાસપ્રશ્વાસની ક્રિયાને અમુક રીતે કેળવે છે; તેઓ પ્રથમ આરોગ્યતાનો લાભ લેછે, અને પછી યોગનો લાભ લેછે.

અત્યારની વિદ્યાને અને અત્યારના ધંધારોજગારને ઝીણી નજરથી તપાસીએ, તો ખાત્રી થાય છે કે-આ જીવલેણ પ્રવૃત્તિના પૂરમાં આપણો સાચો લાભ તણાઈ ગયો છે. આપણે ભણવામાં અને ધંધામાં તલ્લીન રહીને, આપણને ખબર ન પડે તેવી રીતે, આપણું આરોગ્ય અને આયુષ્ય ખોઈ નાંખીએ છીએ. આરોગ્યને માટે અનેક ભાષણો, અને અનેક પુસ્તકો થયાં. મોટા મોટા ગામોમાં હેલ્થ ઓફીસરો નિમાયા. ગામનો કચરો ઉપાડવા મોટર ગાડીયો થઇ, ગામે ગામ દવાખાનાં થયાં, ફરવાહરવા માટે બગીચા થયા; પણ આરોગ્યનો આંકડો તપાસીએ, તો ખાત્રી થાય, કે લોકો દીનપ્રતિદીન રોગોથી ઘેરાતાં જાય છે. ગામડાના જંગલી લોકો સ્વાભાવિક શ્વાસપ્રશ્વાસ કરવાથી આરોગ્ય ભોગવે છે; અને સુધરેલા લોકો બગીચામાં ફરવા જાય છે, તોપણ માંદા રહે છે. યોગ્ય રીતે શ્વાસપ્રશ્વાસ કરવાથી શરીર આરોગ્ય થાય છે એટલુંજ નહીં, પણ માનસીક શક્તિઓ, નીતિબળ, વિવેકશક્તિ, આત્મસંયમ, શાંતિ, અને સુખ વિગેરે વધે છે.

શરીરમાં કયા કયા અવયવો શ્વસનવિદ્યા માટે ખાસ ઉપયોગી છે?-શ્વાસનલિકા (નાક) અને ફેફસાં.

**નાકઃ**—યાદ રાખવું ઘટે છે કે-મુખ જમવા માટે તથા બોલવા માટે છે. શ્વાસ લેવા મૂકવા માટે મુખ નથી. મુખદ્વારા લીધેલી હવા બહારના રજકણોથી મેલી અને ઠંડી હોય છે. ઠંડી હવા ફેફસાંને સોજો ચડાવે છે, અને ન્યુમોનિયા જેવા રોગને ઉત્પન્ન કરે છે. સાધારણ પાણીમાં અને પાણીની વરાળ કરીને વરાળના બનાવેલા પાણીમાં જેટલો ફેર છે, તેટલો સાધારણ હવામાં અને નાક દ્વારા લીધેલી હવામાં ફેર છે. આ હવા ફેફસા જેવાં કોમળ અવયવને પહોંચાડવાની હોવાથી, તે હવાને નાક દ્વારા શુદ્ધ કરવાની, અને ત્યાંજ ગરમ કરવાની ગોઠવણ કરી જણાય છે.

શ્વાસનલિકામાં નાક, કંઠ, અને તેની નીચેના ભાગનો સમાસ થાય છે. શરીરમાં હવાને દાખલ કરવા માટે નસકોરાં રૂપી બે નળીયો છે. તે તાળવામાં થઈને જીભના મૂળ પાસે ગળાની નળીને મળે છે. નાકના વાળથી તથા નાકના વાંકાચૂંકા લાંબા રસ્તાથી હવા ગળાઈ-ચળાઈ-ને ગળામાં પેસે છે. વળી નાકમાં લાલ ગરમ પડદા છે. તે પડદાનો સ્પર્શ થતાં હવા ગરમ થાય છે. ગરમ થએલી હવા ફેફસાંને વિશેષ અનુકુળ પડે છે. શ્વાસ લેતી વખતે નાકના વાળમાં ભરાઈ રહેલો કચરો, પ્રશ્વાસ દ્વારા નાકમાંથી નીકળી પડે છે, અગર ગુંગા રૂપ બનેલા કચરાને હાથ કાઢી નાંખે છે.

મુખદ્વારા શ્વાસપ્રશ્વાસ કરવાથી, નાકનાં નસકોરાં અવાવરૂ પડી રહેશે. જેમ અવાવરૂ ઘર અગર રસ્તા દિનપ્રતિદિન કચરાથી ભરાતા જાય છે; તેમ નાકના અવાવરૂ નસકોરાં દિનપ્રતિદિન કચરાથી ભરાતાં જાય છે, અને પરિણામે અનેક રોગ ઉત્પન્ન થાય છે.

**નાકને સાફ કરવાની રીતો—**

૧ નેતિ–આ ક્રિયા ઘણીજ સરલ છે. બાળક સ્ત્રી અગર વૃદ્ધ–ગમે તે–કરી શકે એવી છે. આ ક્રિયા કરવાથી નાક અને તાળવાના તમામ ભાગ સાફ થઈ નકામો કચરો શરીરમાંથી બહાર નીકળી જાય છે. આથી મગજ ઠંડું અને હલકું થઇ જાય છે. આ ક્રિયાથી મગજનાં અને નેત્રનાં દરદો હમેશને માટે નાશ પામે છે. આ ક્રિયા ત્વરાથી શીખી શકાય એવી છે, તોપણ અનુભવી પાસે રહીને પ્રથમ જોઇ લેવી જોઇએ. ઝીણા સુતરના દોરાને મીણ પાઇને, આમળા ઉપર આમળા આપીને, એક જાડા તાર જેવી–એક સાધારણ બંગડી જેવી–જાડી દોરી બનાવવી. તેની લંબાઈ એક ફૂટ હોવી જોઇએ. તેને નાકના એક છિદ્રમાંથી દાખલ કરીને, મુખમાં તાળવા પાસે જે છિદ્ર છે, ત્યાંથી બહાર કાઢવી. પછી બીજા પ્રયોગમાં બીજા છિદ્રમાં થઇને તે દોરીને તાળવા વાટે મુખમાં લાવવી.

૨ ઠંડું સ્વચ્છ જળ—ઠંડું સ્વચ્છ જળ નાક વડે ચડાવીને, તાળવાના છિદ્રદ્વારા મુખમાં લાવીને થુંકી નાંખવું. આ ક્રિયા કરનારને સળેખમ અને એવા બીજાં માથાનાં દરદો અનાયાસે મટી જાય છે. સળેખમથી નાક બંધાઈ ગયું હોય, ત્યારે ગાયનું તાજું ઘી બે ચારવાર સુંઘવું. એમ કરવાથી નાક ખુલ્લું થશે, અને સુંવાળું થશે.

૩ અગાશીમાં, ખુલ્લા મેદાનમાં અગર ખુલ્લી બારી પાસે ટટાર ઉભા રહેવું. પછી આંગળી વડે એક નસકોરૂં બંધ કરીને, બીજા નસકોરા વડે એક દીર્ઘ શ્વાસ લેવો. પછી જે નસકોરૂં બંધ કર્યું હતું, તે દ્વારા પ્રશ્વાસ કરવો. પછી જે નસકોરાદ્વારા શ્વાસને જવા દીધો, તે નસકોરાદ્વારા એક દીર્ઘ શ્વાસ લેવો, અને બીજું નસકોરૂ બંધ કરવું. એમ ત્રણ ચાર વખત કરવું.

નોંધ—પ્રથમ તો આ બધું નવરાના ધંધા જેવું લાગે; પણ જ્યારે મગજ શાંત અને હલકું જણાય, ત્યારે પરિશ્રમ સફળ થયો એમ ખાત્રી થાય.

નાક સંબંધી આટલી વાત કરીને, હવે ફેફસાંનો વિષય શરૂ કરીએ—

**ફેફસાં**—તે છાતીની નીચે બન્ને બાજુએ પાંસળાં તળે છે. તેઓ ઉપર મૂળ પાસે જોડાએલાં હોય છે; અને નીચેના ભાગમાં એક એકથી કેવળ છૂટાં હોય છે. આ ફેફસાં વાદળી જેવાં નરમ અને છિદ્રાછિદ્રોવાળાં હોય છે. એક વિદ્વાન ડૉકટર કહે છે કે 'જો આ છિદ્રોને કોઈ સપાટ જમીન ઉપર પાથર્યાં હોય, તો ૧૪૦૦૦ ફીટ જગ્યા રોકે.' [અજબ વાત છે.]

Diahpragm—**શરીરમાં ડાયાફ્રામ** નામનો સ્નાયુનો મોટો અને મજબૂત પડદો છે. તે છાતીની નીચે બન્ને બાજુનાં પાંસળાં પાસે–છાતી અને પેટની વચ્ચે છે. આ પડદો જ્યારે ફુલે છે, ત્યારે છાતી અને ફેફસાંનોભાગ પણ ફુલે છે. આ પ્રમાણે ફુલવાથી છાતી અને ફેફસામાં ખાલી થએલી જગ્યામાં વાયુ વેગથી પેસે છે. જ્યારે આ પડદો સંકોચાય છે, ત્યારે છાતીનો અને ફેફસાંનો ભાગ પણ સંકોચાય છે, અને ફેફસામાં મલિન થએલો વાયુ બહાર નીકળી જાય છે.

ફેફસામાં હવાની વ્યવસ્થા—જ્યારે તાજી હવા ફેફસામાં આવે છે, ત્યારે તે મલીન રૂધિરને શુદ્ધ કરે છે. ફેફસામાં મલીન રૂધિર કેવી રીતે આવે છે. તે વાત પ્રથમ સાંભળો–પગના અંગુઠાથી તે માથાના વાળ સુધીના શરીરના પ્રત્યેક ભાગ લોહીથીજ પોષાય છે.

હૃદય પોતે ક્રિયા કરીને અસંખ્ય નાની નાની નસોદ્વારા, શરીરના પ્રત્યેક ભાગને રૂધિર પહોંચાડે છે. આ પ્રમાણે રૂધિર જ્યારે હૃદયમાંથી બહાર નીકળે છે, ત્યારે તે સ્વચ્છ, તેજસ્વી, રાતું અને જીવનને તથા બળને આપનારૂં હોય છે; પણ જ્યારે અવયવોને પોષીને તે રૂધિર પાછું વળે છે ત્યારે તે નિસ્તેજ, સત્ત્વહીન, અને આસમાની રંગનું હોય છે. શરીરમાં જીર્ણ થઈ ગએલાં પરમાણુરૂપી કચરો પણ તેમાં હોય છે. હૃદયમાંથી નીકળે છે ત્યારે પર્વતમાંથી વહેતા જળના નિર્મળ ઝરા જેવું હોય છે, પરંતુ શરીરમાં ફરીને તે જ્યારે પાછું આવે છે, ત્યારે ગટરના ગંધાતા મલિન જળ જેવું હોય છે. આ મલિન રૂધિર જ્યારે હૃદયમાં પાછું આવે છે, ત્યારે હૃદય તે રૂધિરને ફેફસામાં મોકલે છે. ફેફસામાં વાળના જેવી લાખો સૂક્ષ્મ નસોદ્વારા ફેફસાના પ્રત્યેક અણુમાં તે વહેંચાઇ જાય છે.

જ્યારે આપણે શ્વાસ લઇએ છીએ, ત્યારે વાયુની સાથે ઓકસીજન આપણા ફેફસામાં પેસે છે. ઓકસીજન મલીન રૂધિરને મળતાંજ, રૂધિરમાં રહેલો મળ, કાર્બોનિક એસિડ ગેસના રૂપમાં છૂટો પડે છે. આ ગેસ પ્રશ્વાસદ્વારા શરીરમાંથી નીકળી જાય છે; અને શુદ્ધ થએલું રૂધિર હૃદયમાં પાછું જાય છે. શુદ્ધ થએલું રૂધિર ત્યાંથી પૂર્વની માફક શરીરમાં ફરવા જાય છે. ફરીને પાછું આવતાં પૂર્વની માફક તે મલિન થાય છે. મલિન રૂધિરને હૃદય ફેફસામાં મોકલે છે, અને ત્યાં હવામાંથી મળેલા ઑકસીજનદ્વારા મલીનરૂધિર શુદ્ધ થાય છે. આ પ્રમાણે માણસ જીવે ત્યાં સુધી ક્રિયા થયા કરે છે. આથી ખાત્રી થશે કે-મનુષ્યને રૂધિર શુદ્ધ કરવા માટે ઑકસીજન વાયુની કેટલી જરૂર છે. શુદ્ધ હવામાંજ ઑકસીજન વિશેષ પ્રમાણમાં હોય છે. જો શુદ્ધ હવા અમુક પ્રમાણમાં ન મળે, તો મલિનરૂધિર બરાબર શુદ્ધ થઈ શકે નહીં. મલિનરૂધિરનો સ્ટોક (જથ્થો) શરીરમાં વધી પડતાં, વ્યાધિ ઉત્પન્ન થાય. જેમનું રૂધિર સ્વચ્છ થઈ શકતું નથી, તેમનાં મુખ અને શરીર ફીક્કાં પડતાં જાય છે. જેમનું રૂધિર શુદ્ધ હોય છે, તેમનાં મુખ અને શરીર શુદ્ધ, તેજસ્વી અને લાલ હોય છે.

ઑકસીજન—આ ઑકસીજનને રૂધિર શોષી લે છે એટલુંજ નહીં, પણ રૂધિરમાં મળેલો આ ઑકસીજન શરીરના પ્રત્યેક અવયવને જીવન અને બળ આપે છે. પાચનક્રિયાનો મોટો આધાર પણ ઑકસીજન છે. જ્યારે ફેફસાં દુબળાં થઈ જાય છે અને પાચનક્રિયા બરાબર થઈ શકતી નથી, ત્યારે જઠરાગ્નિ મંદ પડી જાય છે. પાચનક્રિયા ઉપર લોહીની ઉત્પત્તિનો આધાર છે. લોહીનો સ્ટોક હોય, તોજ તે હૃદયમાં આવે; અને હૃદયમાં આવે, તોજ આખા શરીરમાં ફરે. તાત્પર્ય-આરોગ્ય અને તાકાદ પાચનક્રિયા ઉપર આધાર રાખે છે. ખાનપાનના પદાર્થો પણ શુદ્ધ [એટલે ઑકસીનવાળા] હોય, તોજ તેમાંથી ઉત્તમ પોષણ મળી શકે છે.

કસરત—શરીરને જેટલી શુદ્ધ આહાર અને જળની જરૂર છે, તેટલી કસરતની પણ જરૂર છે; કારણકે કસરતથી દીર્ઘ શ્વાસ-પ્રશ્વાસ થાય છે. દીર્ઘશ્વાસ પ્રશ્વાસથી હવા મોટા પ્રમાણમાં શરીરમાં જાય છે, અને હવાદ્વારા ઑકસીજનનું પ્રમાણ પણ વધે છે. યોગ્ય રીતે કરેલી શ્વસનક્રિયા પણ કસરતરૂપ છે.

[ પ્રાણતત્ત્વ—ઑકસીજનની સાથે પ્રાણતત્ત્વ શરીરમાં પ્રવેશ કરે છે, તે સંબંધી આગળ ઘણી વાત કરી છે. પ્રાણ તંતુઓને પોષે છે; અને ઑકસીજન રૂધિરને પોષે છે, તે પણ આગળ કહ્યું છે. ]

હવે આપણે જ્ઞાનતંતુ સંબંધી થોડો વિચાર કરીએ—

**જ્ઞાનતંતુવ્યૂહ**—આ રચનાને અંગ્રેજીમાં nervons system (નરવસ સીસ્ટમ) કહે છે. (જ્ઞાનતંતુ સંબંધી આગળ ૭૩ મે પાને થોડી વાત કરી છે.) જેમ જ્ઞાનેંદ્રિયો અને કર્મેંદ્રિયો એમ બે પ્રકારની ઈંદ્રિયો છે; તેમ તંતુઓ પણ બે પ્રકારના છે. એટલે જ્ઞાનતંતુઓ ( Cerebro—spinal—system ) અને ક્રિયાતંતુઓ (sympathetic system). મગજ અને બરડાના પોલાણમાં જ્ઞાનતંતુઓનો જથ્થો વિશેષ છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધને જાણવાના વ્યાપાર, મગજ અને બરડાની કરોડમાં આવેલા જ્ઞાનતંતુઓ વડે થાય છે. બાહ્ય જગતની સાથે અભિમાની જીવાત્મા, આ પ્રકારના જ્ઞાનતંતુઓ વડેજ કામકાજ કરી શકે છે. મગજમાંથી અને બરડાની કરોડમાંથી વહેતા જ્ઞાનતંતુઓ તારનાં દોરડાં જેવાં છે, અને મગજ તાર ઓફીસ જેવી છે.

યાદ રાખવું ઘટે છે કે—જેમ વિજળીના પાવર વિના તારનાં દોરડાં નકામાં છે, તેમ પ્રાણતત્ત્વ વિના જ્ઞાનતંતુઓનો પથારો નકામો છે–ક્રિયા રહિત છે. એટલે જ્ઞાનતંતુઓને ચમક આપનાર પ્રાણતત્ત્વ છે. પ્રાણતત્ત્વના સામર્થ્યનું સ્વરૂપ અને વેગ વિદ્યુતના પ્રવાહને મળતો આવે છે. પ્રાણતત્ત્વ ન હોય, તો હૃદય ક્રિયા કરી શકતું નથી. રૂધિર શરીરમાં હરતુંફરતું બંધ પડી જાય છે. ફેફસાં શ્વાસપ્રશ્વાસની ક્રિયા કરી શકતાં નથી. શરીરના જુદા જુદા અવયવોનો વ્યાપાર બંધ પડી જાય છે. મગજ વિચાર કરતું અટકી જાય છે. આથી ખાત્રી થશે કે પ્રાણતત્ત્વને શરીરમાં ગ્રહણ કરવાની ઘણીજ અગત્ય છે; અને પ્રાણ ગ્રહણ કરવા માટે શ્વસનવિદ્યા પણ તેટલીજ ઉપયોગી છે.

**મગજ:**—મગજના ત્રણ ભાગ છે.

૧ મૂખ્ય મગજ [ Cerebrum—સેરીબ્રમ ].

૨ ગૌણ મગજ અથવા નાનું મગજ [ Cerebellum—સેરીબેલમ ].

૩ અધઃસ્થિત [ Medulla Oblongata-મેડયુલા ઓબ્લૉંગેટા ].

મૂખ્ય મગજ—ધોળા અને ભુરા રંગના માવા જેવા પદાર્થથી મગજ બનેલું હોય છે. કપાળથી માંડીને ખોપરીના ઉપલા, આગલા, મધ્ય અને સહજ પાછલા ભાગનો મૂખ્ય મગજમાં સમાવેશ થાય છે. બુદ્ધિના અગર માનસ વ્યાપારો આ મગજમાં થાય છે.

ગૌણ મગજ—ખોપરીનો નીચેનો અને પાછલો ભાગ ગૌણ મગજમાં સમાયો છે. અવયવોના હલનચલનાદિ વ્યાપારનું અધિપતીપણું ગૌણ મગજમાં છે. જ્ઞાનતંતુના આ બળને અંગ્રેજો Nerve force કહે છે.

અધઃસ્થિત—એ કરોડનું શિખર છે. એટલે કરોડ ત્યાંથી શરૂ થાય છે. આર્ય ઋષિઓ અધઃસ્થિતને 'મેરૂદંડ'ના નામથી ઓળખાવે છે. આ મગજમાંથી અને મૂખ્ય મગજમાંથી, અસંખ્ય જ્ઞાનતંતુઓ મસ્તકના વિવિધ ભાગમાં વિસ્તરી રહ્યા છે. તેમાંના કેટલાએક ઇંદ્રિયોના ગોલકો સુધી પહોંચ્યા છે. કેટલાએક છાતી સુધી, કેટલાએક શ્વસનક્રિયાના અવયવો સુધી પહોંચેલા છે. બરડાની કરોડ જ્ઞાનતંતુઓનો લાંબો સમુહ છે. શરીરના સર્વ અવયવો સાથે સંબંધ રાખનારા અસંખ્ય જ્ઞાનતંતુઓ તેમાંથી નીકળીને, આખા શરીરમાં

પ્રસરી રહ્યા છે. કરોડરજ્જુ તારના મોટા મૂખ્ય દોરડા જેવી છે, અને તેમાંથી નીકળતા જ્ઞાનતંતુઓ તે મુખ્ય દોરડાની શાખાઓ જેવા છે.

**ચક્રોઃ**—આ જ્ઞાનતંતુઓનાં, શરીરના અમુક અમુક ભાગમાં, ગુંચળાં થઈ ગએલાં છે. આ ગુંચળાંને યોગીઓ ચક્રો કહે છે. આ ગુંચળાંનો નસો વડે એક બીજા સાથે સંબંધ હોય છે. આ ચક્રોમાંથી અનેક સૂક્ષ્મ રેષાઓ નીકળીને શરીરના જુદા જુદા અવયવો સુધી, તથા રક્તવાહિનીઓ સુધી પહોંચ્યા હોય છે. આવા ચક્રો સાત છે.

૧ **આધારચક્ર**—તેનું બીજું નામ ચતુર્દલચક્ર. અંગ્રેજીમાં તેને Pslvic Plexus કહે છે. આ ચક્ર શરીરના ગુદાસ્થાન અને જનેનેંદ્રિયની મધ્યમાં છે. આ ચક્રના અધિપતિ ગણુપતિ છે. આ ચક્રમાં ભગવતી જ્યોતિષ્મતી કુંડલિની છે.

૨ સ્વાધિષ્ઠાન**ચક્ર**—તેનું બીજું નામ ષટ્દલચક્ર. અંગ્રેજીમાં તેને Hypogastric Plexus કહે છે. આ ચક્ર શરીરમાં નાભિસ્થાનથી નીચે લિંગના પશ્ચિમ ભાગ ઉપર આવેલું છે. તેનો અધિપતિ બ્રહ્મા છે.

૩ **મણિપૂરકચક્ર**—આ ચક્રનું બીજું નામ દશદલચક્ર. અંગ્રેજીમાં તેને Epigastric Plexus કહે છે. કેટલાએક તેને Solar Plexus પણુ કહે છે. વળી બીજાઓ તેને centre of gravity પણુ કહે છે. શરીરમાં તે નાભિની નીચે છે. તેનો અધિપતિ દેવ વિષ્ણુ છે.

માનસીક વ્યાપારોનું મૂખ્ય સ્થાન મગજ છે, તોપણુ યોગિઓ કહે છે કે—મન મણિપુરક ચક્રમાં રહે છે. મગજની માફક આ ચક્ર પણુ ધોળા ભુરા રંગના માવા જેવા પદાર્થનું બનેલું છે. પ્રાણુમાંથી જે જીવનતત્ત્વ શરીરમાં શોષાય છે, તેનો સંચય આ ચક્રમાં થાય છે. તેથી આ ચક્રને જીવનતત્ત્વનો કોશ પણુ કહેવામાં આવે છે.

નાભિચક્રનો ભાગ પણુ મગજના જેવોજ કોમળ છે. પેટમાં પાટુ વાગતાં ઘણીવાર માણસ મરણુ પામે છે, અગર ભારે ઈજા પામે છે. સૂર્ય જેમ આખા જગતને પ્રકાશ અને ચૈતન્ય આપે છે, તેમ નાભિચક્ર આખા શરીરના સર્વ અવયવોને પ્રાણુતત્ત્વરૂપે શોઝાએલું જીવનતત્ત્વ પૂરૂં પાડે છે. મગજશક્તિ પણુ જીવનતત્ત્વ માટે નાભિચક્રનો આધાર રાખે છે.

૪ **અનાહતચક્ર**—આ ચક્રનું બીજું નામ દ્વાદશદલચક્ર. અંગ્રેજીમાં તેને Cardiac Plexus કહે છે. તેનું સ્થાન હૃદય છે. તેનો અધિપતિ દેવ શ્રીશંકર છે.

૫ **વિશુદ્ધિચક્ર**—તેનું બીજું નામ ષોડશદલચક્ર. અંગ્રેજીમાં તેને Carotid Plexus કહે છે. તેનું સ્થાન કંઠમાં છે. શરીરમાં પેસતાં અન્ન, જળ અને હવાને તે શુદ્ધ કરે છે. તેનો અધિપતિ દેવ રૂદ્ર છે.

૬ **આજ્ઞાચક્રઃ**—તેનં બીજું નામ દ્વિદલ ચક્ર. અંગ્રેજીમાં તેને Medulla oblongata કહે છે. તેનું બીજું નામ બિંદુસ્થાન પણુ છે. તેનું સ્થાન ભ્રકુટીમાં છે.

૭ **બ્રહ્મચક્રઃ**—તેનું બીજું નામ સહસ્રદલ ચક્ર. અંગ્રેજીમાં તેને Brain કહે છે. તેનું સ્થાન મસ્તક છે. તેમાં સચ્ચિદાનંદ સ્વરૂપ પરમાત્મા રહે છે.

[ કેટલાએક બ્રહ્મચક્રને ચક્રમાં ગણુતા નથી. વળી બીજાઓ સોમને ચક્રમાં ગણે છે. ]

**શ્વાસ લેવા મુકવાની ક્રિયા કેવી રીતે કરવી ?**—આ ક્રિયાનું યથાર્થ પાલન થાય, તો સોએ નેવું ટકા જેટલા રોગો ઓછા થઇ જાય; કારણ કે આ ક્રિયા ઉપરજ મનુષ્યના જીવનનો ઘણો આધાર છે. યથાર્થ શ્વાસપ્રશ્વાસની ક્રિયામાં કંઠથી તે નીચે પેડુ સુધીના તમામ અવયવો ઉપયોગમાં આવે છે. ખભા, કંઠનાં હાડકાં, છાતી, પાંસળીયો, ફેફસાં, જઠર, ઉદર, અને પેડુ, તમામ અવયવો, આ ક્રિયામાં ઉપયોગી છે. જ્યારે આ અવયવોમાંથી ગમે તે અવયવો આ ક્રિયામાં વપરાતા નથી, ત્યારે આ ક્રિયા બરાબર થતી નથી, એમ સમજી લેવું.

કેટલાએક સાધકો શ્વાસ લેતી વખતે, પ્રથમ પાંસળીઓને ઉંચી કરે છે, પછી કંઠના હાડકાંને તથા ખભાને ઉંચા કરીને, વાયુને ફેફસામાં પૂરે છે. આ પ્રમાણે વાયુ પુરતી વખતે જ તેઓ ઉદરને સંકોચે છે. તેથી પેટની અને છાતીની વચ્ચેનો જાળીવાળો પડદો [Diaphragm] ઉંચો થાય છે. આથી છાતીનો અને ફેફસાની ઉપરનો ભાગજ માત્ર ગતિવાળો થાય છે, અને તેને પરિણામે હવા થોડા પ્રમાણમાં ફેફસામાં જાય છે. ધારો કે દરેક શ્વાસે ૫૦ ઘન ઈંચ હવા, ગ્રહણ કરવાની તેના ફેફસામાં શક્તિ હોય; પણ ઉપર પ્રમાણે અયથાર્થ કાર્ય કરતાં, ચાળીસ ઘન ઈંચ હવા તેના ફેફસામાં જઈ શકે છે. દરેક શ્વાસે દસ ઘન ઈંચ હવા તેના ફેફસામાં ઓછી જાય છે, એવું પ્રમાણ નીકળ્યું. એક દિવસમાં મનુષ્ય ૨૧૬૦૦ શ્વાસ લેછે. ૨૧૬૦૦×૧૦=૨૧૬૦૦૦ એટલા ઘનઈંચ હવા, દરેક દિવસે ફેફસામાં ઓછી જાય છે. હવા એજ મનુષ્યનું જીવન છે. હવાથીજ લોહી સાફ થાય છે, અને હવાથીજ સ્નાયુ મજબૂત અને ક્રિયાવાન્ રહી શકે છે. મનની, આત્માની, અને શરીરની અનેક શક્તિઓને વિકાસ આપનાર હવા છે. તેથી હવાની ગ્રહણક્રિયામાં, સમજુ સ્ત્રી પુરૂષે ભુલ કરવી નહીં. હવા લેવાની ગફલતથીજ, મંદાગ્નિ અને બંધકોશનાં દરદો મનુષ્યોને પીડે છે. શ્વાસના વ્યાધિ, ઘાંટાના વ્યાધિ, કંઠના વ્યાધિ થવામાં આ ક્રિયા ઓછાવત્તા પ્રમાણમાં કારણરૂપ હોય છે. જરા આગળ વધીને તપાસ કરશો, તો ખાત્રી થશે કે-ગટરવાળાને ગટર સાચવવાની જેટલી પરવા છે, તેટલી તમારે શરીર સાચવવાની પરવા નથી. બીજી ખાસ વાત એ છે કે-યોગાભ્યાસી સ્ત્રી પુરૂષને ધૈર્ય, શ્રમ અને સમયની ઘણીજ અગત્ય છે. બે ચાર દિવસના અભ્યાસથી યોગરૂપી આંબો પાકે નહીં.

કેટલાએક માણસો કંઠના હાડકાંને તથા ખભાને ઉંચા કર્યા વિના, માત્ર ઉદરને સંકોચીને, અને પાંસળીઓનેજ માત્ર હલાવીને, શ્વાસ ગ્રહણ કરે છે. આમ કરવાથી પાંસળીઓ સહજ ઉંચી થાય છે, તથા છાતી સ્વલ્પ અંશમાં વિકાસ પામે છે. તાત્પર્ય—આ ક્રિયા પણ યથાર્થ નથી.

બારી પાસે જાઓ, અગર ખુલ્લા મેદાનમાં જાઓ. સીધા ટટાર ઉભા રહો. હાથને બન્ને બાજુએ લટકતા રાખો. ફેફસામાંથી નાસિકાદ્વારા સઘળી હવા કાઢી નાંખો. પછી પાંસળીયો, ખભા અને કંઠનું હાડકું ઉંચું કરો. પછી પેટને અંદરથી સંકોચીને વાયુને ગ્રહણ કરો. આથી ખાત્રી થસે કે તમારાં ફેફસામાં વાયુ ઘણાજ ન્યૂન પ્રમાણમાં ભરાયો છે. પછી ખભાને નીચા નાંખી દઈ ને, પાંસળીયો વિગેરે ઉચક્યા વિના, ધીરે ધીરે ફેફસાં

ભરો. આથી ફેફસાં હવાથી ભરાઈ જશે. પશ્ચિમના યોગીઓ કહે છે કે-સિધા ઉભા રહેવું, અગર સિધા બેસવું, અગર ચત્તા સુવું, પ્રથમ પેટનો ભાગ ભરાય તે રીતે, વાયુને નાકવાટે પુરવો. આમ વાયુ પુરતાં છાતીને જરા પણ હાલવા દેવી નહીં. આ પ્રમાણે વાયુ પુરતાં ઉદરનો ભાગ પ્રથમ ફૂલે છે. જેમ જેમ વાયુ ભરાતો આવે છે, તેમ તેમ ઉપરના ભાગ ફુલતા જાય છે. આ રીતિ સંપૂર્ણ સંતોષકારક નથી, તોપણ ઉપર જણાવેલી રીતિઓ કરતાં કાંઈક સારી છે. ઋષિઓએ નિર્માણ કરેલી વિધિ સૌથી ઉત્તમ છે, કારણ કે તેમાં ઉદરથી કંઠ સુધીના તમામ અવયવોનો ઉપયોગ થાય છે. આ રીતેજ ફેફસાં હવાથી ભરપૂર થાય છે. એટલે દરેક શ્વાસે શરીરમાં પ્રાણતત્ત્વ અધિક પ્રમાણમાં પ્રવેશ કરે છે, અને અધિક પ્રમાણમાં તેનો સંચય થાય છે. તે વિધિ સંબંધી સાંભળો—

ટટાર ઉભા રહેવું, ટટાર બેસવું અગર ચત્તા સુવું. પછી ફેફસાં સંપૂર્ણ રીતે ખાલી થાય, એવી રીતે હવાને બહાર કાઢી નાંખવી. ઉદરના ભાગને ધીરે ધીરે સંકોચતાં જવાથી, ઉદર અને છાતી વચ્ચેનો પડદો ઉંચો થાય છે. આ પ્રમાણે તે પડદો ઉંચો થઇને ફેફસાનાં છેક નીચેના ભાગને દાબે છે. નાભિથી ઉપલો અને નાભિથી નીચલો-એમ બેઉ ભાગને બળપૂર્વક બરડાને અડી જાય એવી રીતે ખેંચવા પડે છે. આ પ્રમાણે ખેંચવાની ક્રિયાને ઉડ્ડીયાનબંધ કહેવાય છે. આ ક્રિયામાં ફેફસાં છેક તળેના ભાગથી ખાલી થતાં આવે છે. આ પ્રમાણે ઉદરમાં રોકેલો પવન, મધ્ય નાડી વાટે [સુષુમ્ણામાં થઈને] બ્રહ્મરંધ્ર ભણી ઉડી જાય છે; અને આકાશમાં (બ્રહ્મરંધ્રમાં) ગમન કરે છે, તેથી આ મુદ્રાને યોગીઓ ઉડ્ડીયાન મુદ્રા કહે છે. ચપળ પક્ષીરૂપી પ્રાણવાયુ આ મુદ્રાથી અનાયાસે સુષુમ્ણા નાડીમાં ગતી કરે છે, અને પ્રાણાપાનની ગતિને રોકે છે, તેથી યોગીઓ આ મુદ્રાને ઉડ્ડીયાનબંધ કહે છે.

વચ્ચે થોડી વાત સાંભળી લ્યો—

શરીરમાં કઇ કઇ મુખ્ય પ્રાણવહા નાડીઓ છે?—ઇડા, પિંગળા, સુષુમ્ણા, ગાંધારી, હસ્તિજિહ્વા, પૂષા, યશસ્વિની, અલંબુષા, કુહુ અને શંખિની. [કુલ દશ થઈ] તેમાં ઇડા, પિંગલા અને સુષુમ્ણા ત્રણ મુખ્ય છે. ઇડા ડાબી બાજુ ચાલે છે. પિંગળા જમણી બાજુમાં ચાલે છે. સુષુમ્ણા મધ્યમાં થઇને તાલુનું ભેદન કરી, બ્રહ્મરંધ્ર સુધી વધેલી છે. ઇડાનું બીજું નામ ગંગા, અને તેનો દેવ ચંદ્ર. પિંગળાનું બીજું નામ યમુના અને તેના દેવ સૂર્ય. સુષુમ્ણાનું બીજું નામ સરસ્વતી, અને તેનો દેવ અગ્નિ.

શ્વાસપ્રશ્વાસની ક્રિયાને અગર પ્રાણાયામને સહાયકારી યોગક્રિયાઓ કઈ? યમ, નિયમ અને આસન સિદ્ધ કર્યાં પછી, પ્રાણાયામના પ્રદેશમાં પગ મુકાય. પ્રાણાયામના પ્રદેશમાં પગ મૂકતાં [૧] મળનિવારક ઉપક્રિયાઓ અને [૨] મુદ્રાઓ સિદ્ધ કરવી જોઈએ.

**મળનિવારક ઉપક્રિયાઓ**—૧ નેતિ, ૨ બ્રહ્મદાતણ, ૩ ધૌતિ, ૪ બસ્તિ, ૫ નૌલિ, ૬ ત્રાટક, ૭ કપાળભાતિ ૮ ગજકરણી.

**મુદ્રાઓ—૧** મહામુદ્રા, ૨ મહાબંધ, ૩ મહાવેધ, ૪ ખેચરી, ૫ ઉડ્ડીયાન, ૬ મૂળબંધ, ૭ જાલંધરબંધ, ૮ વિપરીતકરણી, ૯ વજ્રોલી, ૧૦ શક્તિચાલન, ૧૧ સંક્ષોભણી, ૧૨ દ્રાવણી, ૧૩ આકર્ષણી, ૧૪ વશી, ૧૫ ઉન્માદ, ૧૬ મહાંકુશ, ૧૭ યોનિ, ૧૮ તડાગી, ૧૯ માંડૂકી, ૨૦ ભુજંગિની, ૨૧ નભ અને ૨૨ માતંગિની.

હવે આપણે આપણા મૂળ વિષય તરફ આવો. પ્રાણવાયુ ફેફસામાં પૂરતાં વચ્ચે વચ્ચે ખચકા ખાતા હો-વચ્ચે વચ્ચે અટકી જતાં હો, તો તે ટેવ છોડવા જેવી છે. ડાબા નસકોરાથી (ઇડાથી) પૂરક કરો, તો જમણા નસકોરાથી (પિંગળાથી) વાયુને બહાર કાઢી નાંખવો, અને જમણા નસકોરાથી પૂરક કરો, તો ડાબા નસકોરાથી રેચક કરવો. જે નસકોરાથી હવા લ્યો, તે નસકોરાથી હવા કાઢશો નહીં.

**ઇડા અને પિંગલામાં ફેર શું ?**—ઇડાનો દેવ ચંદ્ર છે. ચંદ્રનો ગુણ શીતળતા છે. ઇડા દ્વારા લીધેલો વાયુ શરીરમાં શીતળતા પ્રવર્તાવે છે. પિંગલાનો દેવ સૂર્ય છે. સૂર્યનો ગુણ ઉષ્ણતા છે. પિંગલા દ્વારા લીધેલો વાયુ શરીરમાં ઉષ્ણતા પ્રવર્તાવે છે. આ વિષયને પ્રાશ્ચાત્ય શાસ્ત્રીય ભાષામાં કહીએ, તો જમણા છિદ્ર દ્વારા ગ્રહણ કરવામાં આવતા વાયુથી, કરોડ રજ્જુની જમણી બાજુએ **સબળ** વિદ્યુતનો પ્રવાહ [ Positive electrical current ] ચાલે છે. અને ડાબા છિદ્ર દ્વારા ગ્રહણ કરવામાં આવતા વાયુથી, કરોડરજ્જુની ડાબી બાજુએ, **નિર્બળ** વિદ્યુતનો પ્રવાહ [ Negative electrical current ] વહે છે.

કેલીફોર્નીયાની મેડિકલ કૉલેજના ડૉ. એટૂકિન્સ અને એવા બીજા અનેક મેડિકલ ઓફીસરો આ વાતમાં સંમત છે. રસ શાસ્ત્રની પરિભાષામાં આ વાત ફરીથી કહીએ તો—જમણા છિદ્ર દ્વારા ગ્રહણ કરવામાં આવતા વાયુમાંથી, શરીરમાં પુરૂષતત્ત્વનો અધિક સંગ્રહ થાય છે; અને ડાબા છિદ્ર દ્વારા ગ્રહણ કરવામાં આવતા વાયુમાંથી, શરીરમાં સ્ત્રીતત્ત્વનો અધિક સંચય થાય છે. ચંદ્રતત્ત્વના કરતાં સૂર્યતત્ત્વ [ પુરૂષતત્ત્વ અગર ઉષ્ણતા ] જેમના શરીરમાં વધારે પ્રવેશ કરે છે, તે મનુષ્યને ગરમીના વિવિધ વ્યાધિઓ થાય છે; અને સૂર્યતત્ત્વના કરતાં ચંદ્રતત્ત્વ [શીતલતા] જેમના શરીરમાં વધારે પ્રવેશ કરે છે, તે મનુષ્યને શરદીના વિવિધ વ્યાધિઓ થઇ આવે છે. આ બન્ને તત્ત્વો જ્યારે શરીરમાં સમાન પણે વ્યાપી રહ્યા હોય છે, ત્યારેજ મનુષ્ય ઉત્તમ આરોગ્યતા ભોગવી શકે છે. આટલા માટે જ ડાબા નસકોરાથી હવા લેવી, અને જમણા નસકોરાથી હવા બહાર કાઢવી, અને જમણા નસકોરાથી હવા લેવી, અને ડાબા નસકોરાથી તે હવા બહાર કાઢવી. આ પ્રમાણે વારંવાર કરવાથી, બેઉ નસકોરાંની શક્તિ સમાન ભાવે વધે. પરિણામે સૂર્યતત્ત્વ અને ચંદ્રતત્ત્વ શરીરમાં સમાન ભાવે રહે. પ્રાણાયામની આ વિધિનું નામ લોમવિલોમ પ્રાણાયામ કહેવાય છે. જ્યારે આ નાડીઓ અનિયમીત થાય, ત્યારે રોગ થાય. શાંતિથી જરા વિચાર કરો, તો ખાત્રી થશે કે-પૂર્વેના આર્ય ઋષિઓએ લોમવિલોમ પ્રાણાયામ મનસ્વી પણે શોધી કાઢયો નથી, પણ પ્રકૃતિ શાસ્ત્રના ગૂઢ નિયમોનો વિચારપૂર્વક અભ્યાસ કરીને, અનુભવપૂર્વક શોધી કાઢયો છે. આ બાબતમાં કોઇને શંકા થાય, તો અનુભવ કરવાનાં સાધનો તેમને સ્વાધીન છે. [એટલે એ દિવસ ડાબા નસકોરાથીજ હવા લે, તો શરદી થાય.]

**હવામાં રહેલાં તત્ત્વો**—આર્ય શાસ્ત્રકારો કહે છે કે-'સૂર્યતત્ત્વ અને ચંદ્રતત્ત્વ હવામાં રહેલાં છે, એટલું જ નહીં, પણ પૃથ્વી આદિ પાંચતત્ત્વોનાં અણુઓ હવામાં વ્યાપી રહ્યાં છે.' જળતત્ત્વ એકજ પ્રકારનું દ્રવ્ય છે, તોપણ વરાળમાં તેના અણુઓના આંદોલનો વેગવાળાં હોય છે. પાણીમાં તેથી ઓછા વેગવાળાં હોય છે અને બરફમાં તેથી પણ ઓછા વેગવાળાં હોય છે. એટલે-એકજ જળતત્ત્વ વરાળ, પાણી અને બરફ રૂપે ઓળખાય છે. તે પ્રમાણે પ્રાણતત્ત્વ એકજ પ્રકારનું છે, તોપણ તેના અણુઓનાં આંદોલનોના વધતા

ઓછા વેગ પ્રમાણે, તેના પાંચ પ્રકાર પાડવામાં આવે છે. જેમાં આંદોલનોનો અત્યંત વેગ હોય છે, તે અણુઓને આકાશતત્ત્વ કહેવામાં આવે છે. જે આંદોલનોમાં તેથી ઓછો વેગ હોય છે, તે અણુઓને વાયુતત્ત્વ કહેવામાં આવે છે. તેથી ઓછા વેગવાળાને તેજસ્‌તત્ત્વ કહેવામાં આવે છે, અને તેથી ઓછા વેગવાળાને જળતત્ત્વ, તથા સૌથી ઓછા વેગવાળાને પૃથ્વીતત્ત્વ કહેવામાં આવે છે. આ દરેક પ્રકારમાં સૂર્યતત્ત્વ અને ચંદ્રતત્ત્વ સમાન ભાવે રહે છે, ત્યારેજ આરોગ્યતા અનુભવાય છે. આરોગ્યતા પ્રાણતત્ત્વને આધારે છે, અને પ્રાણ-તત્ત્વ પ્રાણાયામના વિધિને આધારે છે. પ્રાણાયામ મુખ્યત્વે કરીને શ્વાસ લેવા–મુકવાની ક્રિયાને આધિન છે.

પ્રાણાયામ અને પ્રકાશ–ઓજસ્ઃ—વિદ્યુત્‌શાસ્ત્રના નિયમ પ્રમાણે, વિદ્યુત્ ઉત્પન્ન કરવા માટે, એક બૅટરી બનાવવામાં આવે છે. તેમાં તારનો સંબંધ હોય છે. તે તારને બે છેડા હોય છે. આ છેડાને **પોલ** કહેવામાં આવે છે. એકને **પ્રબળ પોલ** અને બીજાને **નિર્બળ પોલ** કહેવામાં આવે છે. પ્રબળ પોલનું બીજું નામ **પૉઝીટીવ પોલ,** અને નિર્બળ પોલનું બીજું નામ **નેગેટીવ પોલ.** પૉઝીટીવ પોલ પદાર્થોને આકર્ષે છે, અને નેગેટીવ પોલ પદાર્થોને ફેંકી દે છે. કદિ આ બે છેડાને ભેળા કરવામાં આવે, તો તેમાંથી વિજળીના તણખા ખરે. પરિણામે તેમાંથી ઉષ્ણતા અને પ્રકાશ બેઉ ઉત્પન્ન થાય. આ બે છેડાની વચ્ચે એક કોલસો ગોઠવી દીધો હોય, તો તેના પરમાણુઓમાં ઉષ્ણતા ભરાઇ જાય. કોલસો તપી જાય; અને તેમાંથી પુષ્કળ તેજ ઉભરાઇ જાય.

આ પ્રમાણેજ આપણા શરીરમાં મગજ અને બરડાની કરોડમાં જે માવા જેવો પદાર્થ છે, તે બૅટરી છે–વિજળી ઉત્પન્ન કરનારૂં યંત્ર છે. તેમાંથી નીકળતા જ્ઞાનતંતુઓરૂપી અને ક્રિયાતંતુઓ રૂપી અનેક તારો, વિજળીના નિયમ પ્રમાણે આખા શરીરમાં પથરાઈ ગયા છે. તેના બળથી બહારનો વાયુ અંદર આવે છે, અને અંદરનો વાયુ બહાર જાય છે. આ બે છેડાઓનો સંબંધ, શરીરના ભિન્ન ભિન્ન ભાગોમાં હોવાથી, શરીરના દરેક ઇંદ્રિય રજકણોમાં ઉષ્ણતા ઉત્પન્ન થાય છે. તેથી શરીર ગરમ રહે છે. શરીરમાં કોઇ પણ પ્રકારની વિષમતા –અશુદ્ધિ–ન હોય, તો આ ઉષ્ણતા શરીરમાં ઠેક ઠેકાણે પ્રકાશી રહે છે. અશુદ્ધિ વિનાના યોગીઓ દેદીપ્યમાન લાગે છે–તેજના અંબારથી ઘેરાએલા લાગે છે. બેટરીમાંથી મળેલી પાવર જેમ ઘણા પ્રમાણમાં વેરાઈ જાય છે; તેમ મગજ અને બરડામાંથી મળેલી શક્તિ, બહારના વ્યાપારો દ્વારા, શ્વાસોશ્વાસ દ્વારા, અને એ સિવાય બીજી અનેક ક્રિયાઓ દ્વારા, ઘણા પ્રમાણમાં વેરાઇ જાય છે. આ શક્તિઓને વેરાઈ જતી અટકાવવા માટેજ, પ્રાણાયા-મનો વિધિ ઋષિઓએ સ્વિકાર્યો જણાય છે. પ્રાણનું રૂંધન કરવું, મનની વૃત્તિઓ દ્વારા વ્યર્થ રીતે બહાર ચાલી જતી, શક્તિઓને સંયમ દ્વારા સ્થિર કરવી, નવી ઉપાધીઓ ન કરવી, આહાર તદ્દન ઓછો અને સાદો લેવો, વગેરે ક્રિયાઓથી રજસ્ તમસ્ શરીરમાંથી એકદમ ચાલ્યા જાય છે. તેમનાં મળ પણ બળી જાય છે. જ્ઞાનતંતુઓમાં અને ક્રિયાતંતુઓમાં વિદ્યુતનું બળ એકઠું થઈને, જ્યાં જ્યાં તંતુઓ આવીને મળે છે, ત્યાં ત્યાં દીવા પ્રગટે છે. ચક્રોમાં પણ અનહદ પ્રકાશ એકઠો થાય છે. બ્રહ્મરંધ્રમાં તો જાણે અનેક સૂર્ય ઉગ્યા હોય, એવો પ્રકાશ પડે છે. આ બધો પ્રકાશ અને તેનું અદ્ભૂત તેજ, એ કેવળ પ્રાણાયામનું જ ફળ છે. પ્રાણાયામને મુખ્યત્વે કરીને શ્વાસપ્રશ્વાસની ક્રિયા ઉપર આધાર રાખવો પડે છે.

પ્રાણવિદ્યા અને વિકારો અથવા વિષમતા [ કુસંપ ] એ સર્વ પ્રકારના શારીરિક વ્યાધિયોનું, તેમજ માનસીક અવ્યવસ્થાનું કારણ છે; અને સમાનતા [સંપ] એ સુદૃઢ આરોગ્યનો તેમજ મનની અપૂર્વ શાંતિનો હેતુ છે. કુટંબમાં, રાજ્યમાં, મનુષ્યોમાં, અને પશુઓમાં ગમે ત્યાં-જ્યાં વિષમતા પ્રવેશ કરે છે, ત્યાં દુઃખ, અવ્યવસ્થા, કલેશ અને વિનાશ ઉત્પન્ન થયા વિના રહેતાં નથી. જ્યાં જ્યાં સમાનતાથી એટલે એક સંપથી-કાર્ય કરવામાં આવે છે, ત્યાં ત્યાં સુખ, વ્યવસ્થા, આનંદ અને જીવનની સુદૃઢ સ્થિતિ હોય છે, તેથી યોગસાધક પોતાના સબંધવાળા સર્વમાં-શરીરમાં, મનમાં, કુંટુંબમાં, સંબંધીઓમાં, અને રાજ્યમાં કુસંપ ટાળીને સંપ જમાવવા પ્રયત્ન કરવો જોઇએ.

આ બાહ્ય વ્યવહારની અસર આપણા મન ઉપર થાય છે, એટલુંજ નહીં, પણ આપણે ગમે તેવા વિચાર કરીએ-સંકલ્પ વિકલ્પ કરીએ-તે તમામની અસર આપણા મન ઉપર થાય છે. એટલે પ્રાણમાં અને પ્રાણની અંદર રહેલા પંચતત્ત્વોમાં તે વિકાર ઉત્પન્ન કરે છે. તેથી યોગસાધકો અન્યાયનો, ક્રોધનો, લોભનો, વૈરનો, દ્વેષનો, નિર્દયતા વિગેરેનો સ્વલ્પ સરખો પણ પ્રવેશ હૃદયમાં થવા દેતા નથી. આ વાત સામાન્ય સમાજ જાણતો નથી, તેથીજ તેઓ અનેક દુઃખથી પીડાય છે.

આ પ્રમાણે યોગી જ્યારે શરીરના અને મનના સર્વ અણુઓમાં અને તેમના વ્યાપારોમાં અવિરોધવાળી સ્થિતિ ઉત્પન્ન કરે છે, અને બાહ્ય જગતમાં તથા બાહ્ય જગતના વ્યવહારમાં અવિરોધવાળી સ્થિતિ ઉત્પન્ન કરે છે, ત્યારેજ તે અપૂર્વ સુખનો અને અપૂર્વ શાંતિનો ભોક્તા થાય છે. આટલા માટેજ યમ અને નિયમને, પ્રાણાયામના અગ્ર ભાગમાં મૂક્યા છે. પ્રાણાયામ અને સમાધિ સિદ્ધ કરવા ઘણા માણસો ફાંફાં મારે છે, પણ યમ નિયમ રૂપી બે પગ જેમના તૂટેલા હોય છે, તેઓ પ્રાણાયામની સીડી ઉપર ચડી શકતા નથી.

'અમારા મનની વૃત્તિઓ સ્થિર રહેતી નથી, અમને બરાબર ઉંઘ આવતી નથી, અમને ક્યાંઈ ચેન પડતું નથી,' એવી બૂમ મારનારા આજકાલ ઘણા જોવામાં આવે છે; પણ તેઓ આવા પ્રકારના સુખની અધિકારી નથી, તેથી આ સબળ સાધન તજીને, જ્યાં જળ નથી છતાં જ્યાં જળ જેવું દેખાય છે-એવા ઝાંઝવાના જળ તરફ તેઓ દોડે છે. તેઓએ વિધિપૂર્વક છ અગર બાર માસ લોમવિલોમ પ્રાણાયામનો અભ્યાસ કરવો જોઇએ. ખાવા-પીવાની ચરી પાળી શકે નહીં, તે રોગીને માત્રાની દવાઓ અપાતી નથી. માત્રાની દવાઓ ન લે, તે રોગીનો રોગ સમૂળો નાશ પામતો નથી. તેમ યોગ રૂપી માત્રાનું સેવન કરવું હોય, તો પ્રથમ તન અને મનને તપાસી જુઓ. પ્રથમ મલીનતા પડી હોય, તેને ફેંકી દ્યો.

યાદ રાખો કે—બ્રહ્મસુત્ર પચીશવાર વાંચો અગર સાંભળો; પંચદશીની પચાશવાર પારાયણ કરો; ગીતા ગોખીને મુખપાઠ કરો; મોટા સંતની સેવામાં રાત દિવસ ઉઠબેશ કરો; પણ તમારા મનનો કચરો તમારા સિવાય કોઇ બરાબર જોઇ શકશે નહીં; અને તમારા સિવાય કોઈ તેને ફેંકી પણ શકશે નહીં. તેથી તમે વારંવાર સ્વાત્મનિરીક્ષણ [Self examination] કરતા રહો, અને મરદામી રાખીને મલીનતાનો ત્યાગ, કરતા રહો. **'તમે ક્યાં છો?'** [Self inquiry] એ નામનું ત્રણ પાઇનું નાનું પુસ્તક અહીંથી

પ્રગટ થયું છે. ન વાંચ્યું હોય તો વાંચજો. જેમ નાની છીણી લોઢાના મોટા થાંભલાને કાપી નાંખે, તેમ આ નાનું પુસ્તક ઘાટા અજ્ઞાનને કાપી નાંખશે. બરાબર વાંચજો.

સદા શુદ્ધિનું સેવન કરો. પરિણામે તમે જે બૂમ મારો છો, તે બૂમ ઉડી જશે.

સમય—પ્રાણવાયુ પુરવામાં ઓછામાં ઓછી ત્રણ અને ઘણામાં ઘણી પાંચ છ સેકંડનો કાળ લેવો. ફેફસાં પુરેપુરાં ભરાઈ રહ્યા પછી ત્રણચાર ક્ષણ વાયુને રોકી રાખજો. પછી છાતીને સ્થિર રાખીને વાયુને જેમ બને તેમ ધીરે ધીરે એકસરખી ગતિથી બહાર કાઢજો. વાયુ પુરવામાં ત્રણ સેકંડ લાગે, તો વાયુ બહાર કાઢવામાં છ સેકંડ લેજો. એટલે પુરવામાં જેટલી સેકંડ લ્યો, તેના કરતાં બહાર કાઢવામાં બમણી સેકંડ લેજો. વાયુ જેમ જેમ બહાર નીકળતો જાય, તેમ તેમ પેટને થોડું થોડું અંદર સંકોચતા જજો, તથા ઉપરના ભાગ ભણી ધીરે ધીરે ઉંચું કરતા જજો. પુરેપુરી હવા નીકળી રહે, ત્યારે છાતીને અને ઉદરને ઢીલાં મૂકી દેજો. આ પ્રમાણે અભ્યાસ કરતાં પૂરક, રેચક અને કુંભક એમ ત્રણ પ્રકારના પ્રાણાયામ સિદ્ધ થશે. પૂરક હવાને અંદર લ્યો તે ક્રિયા. કુંભક-હવાને અંદર રોકો તે ક્રિયા, અને રેચક-હવાને અંદરથી બહાર કાઢી નાંખો તે ક્રિયા. જમણા ફેફસાના ઉપલા ભાગથી ઘણીવાર ક્ષયનો વ્યાધિ શરૂ થાય છે, માટે તે સ્થળમાં હવાનો વિશેષ પ્રવેશ થાય તેમ કરવું. તેટલા માટે પૂરકના અંતમાં ખભાને પ્રસંગોપાત ઉંચા કરતાં રહેવું. તેથી કંઠનું હાડકું પણ ઉંચું થતું રહેશે. તેમ થતાં જમણા ફેફસાના ઉપલા ભાગમાં હવા અનાયાસે પ્રવેશ કરશે.

શ્લેષ્મ અને શ્વાસપ્રશ્વાસ—શ્લેષ્મ થવાનો ભય લાગે, ત્યારે પાંચ દસ મિનિટ સુધી સહજવેગથી યથાર્થ શ્વાસ પ્રશ્વાસ કરવો. જરૂર જણાય તો તે દિવસે નિરાહાર રહેવું.

ઠંડી અને શ્વાસપ્રશ્વાસ—જેમને શિયાળામાં ઘણીજ ઠંડી લાગતી હોય, તેમણે સાંજ સવાર પાંચ દસ મિનિટ શ્વાસપ્રશ્વાસ કરતાં રહેવું. તેથી તેમના શરીરમાં ગરમાનો વધારો થશે.

કસરત અને શ્વાસપ્રશ્વાસ-કસરતથી બહારના તંતુઓ, નસો, અને માંસની પેશીઓ કેળવાય છે; અને શ્વાસપ્રશ્વાસથી આંતર સ્નાયુઓ કેળવાય છે.

શક્તિ અને શ્વાસ પ્રશ્વાસ-માંદગીથી અગર અવસ્થાથી શરીર અશક્ત જણાય, ત્યારે સવારસાંજ ખંતથી પાંચ દસ મિનિટ યથાર્થ રીતે શ્વાસ પ્રશ્વાસ કરવો. તેથી શરીરમાં અશક્તિ મટશે અને શક્તિ આવશે. શ્વાસ લેતી વખતે છાતી અને ઉદર વચ્ચેનો પડદો [Diaphragm] સંકોચ પામીને યકૃત ઉપર, જઠર ઉપર અને બીજા અવયવો ઉપર સહજ દબાણ કરે છે. પ્રશ્વાસ વખતે તે દબાણ ઉચકાય છે. આ પ્રમાણે નિયમાત રીતે વારંવાર થવાથી, યકૃત જઠર અને બીજા અવયવો ઉત્તેજીત થાય છે; અને પોતાના વ્યાપાર બહુ સારી રીતે કરી શકે છે. તેથી પણ અશક્તિનો નાશ અને શક્તિની પ્રાપ્તિ થાય છે.

**ભાવના**-પ્રાણાયામની ક્રિયામાં આરોગ્યની અગર સત્ત્વગુણની અગર અધ્યાત્મ બળની ભાવના કરવી. આધ્યાત્મિક બળ વધારવા માટે, પ્રણવનો જપ અગર ઇષ્ટમંત્રનો જપ, પ્રાણાયામની ક્રિયા સાથે કરવો. તેથી આગળ વધે, તેમણે પોતાને જે ગમે તે મૂર્તિની ભાવના કરવી. જેઓ સંયમ સાધવા પ્રયત્ન કરી રહ્યા છે, તેમને સમજાયું છે કે-આરંભમાં

મૂર્તિનું આલંબન લેવાથી, સંયમ સુલભ રીતે અને અલ્પકાળમાં સાધી શકાય છે. મૂર્તિના આલંબન વિના એકલા નિરાકારમાં બાથો ભીડવાથી, અનેક યેગાભ્યાસીઓ કંટાળી ગયા છે. ખ્રિસ્તીઓ, મુસલમાનો અને આપણા દેશની નવીન અંગ્રેજી ભણેલી પ્રજા-નામના હિંદુઓ-આપણુને મૂર્તિપૂજક અને જંગલી ગણે છે. મુસલમાનો સુતાને-ઘોરોને પૂજે છે; ખ્રિસ્તીઓ ક્રોસને પૂજે છે, સમાજીસ્ટો સ્વામી શ્રી દયાનંદની મૂર્તિને પૂજે છે; શ્રદ્ધાનંદ જેવી મહાન્ વ્યક્તિના ફોટા, ઘેરઘેર પહોંચાડીને, શ્રદ્ધાનંદમાં ભક્તિભાવને પ્રગટાવે છે. કોઇને નથી માનતા એવા રજળના હિંદુઓ, પોતાના માતાપિતાની અગર પોતાના સમાજ-નાયકોની, અગર પોતાની પ્યારીની છબીઓને પૂજે છે.

તાત્પર્ય—તેઓ પોતે પણ મૂર્તિરૂપ છે, અને તેઓ ગમે તે રીતે મૂર્તિના ઉપાસક છે. સૂક્ષ્મ બુદ્ધિવાળા વિદ્વાનો, હવે સમજી શકયા છે કે, સંયમ માટે મૂર્તિની ખાસ જરૂર છે.

'ઇશુ **ખ્રિસ્ત**ના નિરાકાર આત્માનું ધ્યાન કરવા કરતાં, તેની કોઈ રમ્ય આકૃતિ કલ્પીને, તેનું ધ્યાન કરવાથી એકાગ્રતા સત્વર સધાય છે,' એમ ખ્રિસ્તી વિદ્વાનો પણ સમજ્યા છે. **હોફ્**મેનના ચિત્રેલા ઇશુના ચિત્રનું ધ્યાન ધરવા, Walter de Voe-વૉલ્ટર ડી વો-નામનો વિદ્વાન્ ખ્રિસ્તીઓને આગ્રહ કરે છે, અને કહે છે કે—

An ideal picture of the Divtne Man is of great aid to concentration of thought. When this picture is contemplated in the right spirit of devotion to the Christ, it becomes very effective and uplifting means to concentration. Through this means *Jesus*, the image of divine love wisdom and perfection, becomes the way through which, the human mind realises that which otherwise would remain beyond comprehension...........My experience has been that pupils make more rapid progress, in their realisation of the spirit of Truth, when they use this simple means to concentration. The beauty of the image appeals to imagination, and in the education of this creative or image making faculty lies in the way to wonderful attainment. [ અર્થ—' ઇશુખ્રિસ્તનું પરમ મનોહર રમ્ય ચિત્ર, વૃત્તિની એકાગ્રતા સાધવામાં, પ્રબળ સહાયરૂપ થાય છે. ઇશુ પ્રત્યે યથાર્થ ભક્તિપૂર્વક જ્યારે આ ચિત્રનું ધ્યાન ધરવામાં આવે છે, ત્યારે એકાગ્રતાનું તે બહુ અમોઘ તથા ઉન્નતિજનક સાધન થાય છે. આ સાધનવડે ઈશ્વરી પ્રેમ, જ્ઞાન અને પૂર્ણતાની મૂર્તિરૂપ જે ઇશુ છે, તે એક એવા દ્વારરૂપ થઇ પડે છે કે-તે દ્વારવડે, અન્ય સર્વ પ્રકારના ઉપાયો વડે અગમ્ય એવા પરમાત્માનો, મનુષ્યનું મન અનુભવ કરી શકે છે...એકાગ્રતાના આ સરલ સાધનનો જ્યારે મનુષ્યો ઉપયોગ કરે છે, ત્યારે સત્યસ્વરૂપ પરમાત્માનું અનુભવપૂર્વક જ્ઞાન તેઓને બહુ સત્વર થાય છે, એવો મને પોતાને અનુભવ થયો છે. મૂર્તિનું સૌંદર્ય કલ્પનાશક્તિનું આકર્ષણ કરે છે; અને આ શક્તિની ખીલવણીમાં આશ્ચર્યકારક સિદ્ધિનો માર્ગ રહેલો છે. ]

તાત્પર્ય—શ્વાસપ્રશ્વાસની વિદ્યા ઘણીજ અમોલી છે. આરોગ્ય અને આત્મા એઉની પ્રાપ્તિ કરાવી આપે એવી છે. ભાવના આ યોગ વિદ્યાનો સાચો શણગાર છે.

અભ્યાસક્રમ—સવાર, બપોર અને સાંજે પ્રથમ પાંચ પાંચ પ્રાણાયામ કરવા. અભ્યાસ વધતાં દસ દસ અથવા વિસ વિસ કરવા. બપોર અવકાશ ન હોય, તેમણે સવારે અને સાંજે કરવા. સાંજે અવકાશ નહોય તેમણે સવારે કરવા.

સૂચના—આ નોંધ સમાધિપાદની પ્રસ્તાવનારૂપ છે. આ વાંચ્યા પછી સમાધિપાદ વાંચજો.

અમદાવાદ,
મોક્ષમંદિર, સંવત ૧૯૮૫. } લી. રામશંકર મોનજી ભટ્ટ.

---

આ લેખની છૂટક નકલના ૦–૨–૦.

પાતંજલયોગના સંપૂર્ણ ગ્રન્થની કીંમત ૨–૮–૦.

છૂટાં પ્રકરણોની કીંમત નીચે પ્રમાણે છે.

સાધનપાદ અને વિભૂતિપાદ દરેકના ૦–૮–૦ સમાધિપાદ ૦–૧૨–૦ કૈવલ્યપાદ ૦–૪–૦ પોસ્ટેજ માટે દરેકનો એક આનો.

મોક્ષ-પત્રિકાનો વધારો નં: ૧

# શ્રીપાતંજલયોગદર્શન.

સંશોધક અને ટીકાકાર—ભટ્ટ રામશંકર મોનજી

મોક્ષમંદિર—અમદાવાદ



## નિવેદન.

વ્હાલાં ભાઇઓ અને બ્હેનો !

યોગના થીએટર ઉપર—યોગની રંગભૂમિ ઉપર-સદ્‌ગુરૂ કૃપાથી આપણે ફરી મળ્યા. સાધનપાદનું પ્રથમ પ્રકરણ આપે બરાબર વાંચ્યું હશે; નહિં વાંચ્યું હોય, તો આગળ વધવાની મજા નહીં પડે. યોગવિદ્યા જ્ઞાનનો અને જીવનનો પાયો છે. પાયા વિનાની ઇમારત ચણનાર જેમ પસ્તાય છે, તેમ યોગવિદ્યા જાણ્યા પહેલાં, શ્રીમદ્ ભાગવત સાંભળવું, અગર ગીતા સાંભળવી, અગર વેદાંતની વાતો કરવી, તે પસ્તાવા જેવું છે. તાત્પર્ય પ્રયત્ન કરો, તે બરાબર કરો. યોગવિદ્યા જાણ્યા વિના જીવવું તે પણ ભયંકર હાની છે. કારણ કે—

આપ ગમે તે હશો—રાજા હશો, કે રંક હશો; ધનવાન્ હશો કે નિર્ધન હશો; સ્ત્રી હશો, કે પુરૂષ હશો, બાળક હશો, કે વૃદ્ધ હશો; પગે ચાલતા હશો, કે મોટરમાં દોડતા હશો; પણ એક વખત, તમારે તમારાં વ્હાલાંને વેગળાં કરવાં પડશે, અને જેને ઘડી પણ સંભાર્યા નથી, તેને શરણે જવું પડશે. ઓળખાણ નહિં કરી હશે, તો અથડામણ થશે. વિદ્વાનોએ પુસ્તકો રૂપી વૈમાન છુટાં મુક્યાં છે; તેમાં બેસો, એટલી જ વાર. બેઠા કે તુરત. ઉત્તમ વાતાવરણની હવા પ્રાપ્ત કરશો,

યોગ્ય પ્રયત્ન કરવા હોય- To the point કામ કરવું હોય—તો સાધન-પાદના પ્રથમ પ્રકરણથી અભ્યાસ શરૂ કરો.

[નોંધ—સાધનાપાદના પ્રથમ પ્રકરણના ૭૧ મે પાને, 'નોંધ' ના મથાળા નીચે જણાવ્યું છે કે—'હવે આપણે હઠયોગ સંબંધી વાત કરીએ.' પણ ફરી વિચાર કરતાં જણાય છે કે—હઠયોગ માટે બીજું અલગ પુસ્તક લખવું. અને આ વિષયને તેના મૂળસૂત્ર પ્રમાણે ચાલવા દેવો. ]

સંવત ૧૯૮૨ વામનદ્વાદશી.<br>અમદાવાદ—મોક્ષ મંદિર. } લી० રામશંકર મોનજી ભટ્ટ.

—•—

# યોગ અને જ્ઞાન.

**वासना द्विविधा प्रोक्ता, शुद्धातिमलिना तथा ।**
**शुद्धा जन्मक्षये हेतुर्‌-मलिना जन्मकारणम्‌ ॥**
**शुभाशुभाभ्यां मार्गाभ्यां, वहन्ती वासनासरित्‌ ।**
**पौरुषेण प्रयत्नेन, योजनीया शुभे पथि ॥**

**અર્થ**—વાસના બે પ્રકારની છે. શુદ્ધ અને મલિન. શુદ્ધ વાસનાથી જન્મ મરણનાં બંધન કપાય છે, અને અશુદ્ધ વાસનાથી જન્મમરણના બંધન ઉત્પન્ન થાય છે. શુભ અને અશુભ માર્ગ વડે વહેતી, વાસનારૂપી નદીને, પુરુષાર્થ રૂપી પ્રયત્નથી, શુભ માર્ગમાં જોડવી જોઇએ.

દુનિયામાં મનુષ્ય જન્મીને, અનેક પુરૂષાર્થ કરે છે. તે તમામ પુરૂષાર્થોમાં વાસનાને સન્માર્ગે ચડાવવી, તે ઉત્તમ પુરૂષાર્થ છે. યોગનો અને જ્ઞાનનો બેઉનો હેતુ એકજ છે. માત્ર ફેર એટલો જ છે કે-પ્રથમ યોગ અને પછી જ્ઞાન. **कश्चिद्धीरः प्रत्यगात्मानमैक्षदावृत्तचक्षुरमृतत्वमिच्छन्‌ ॥** મોક્ષની ઈચ્છાવાળા દરેક પુરૂષ, આંખઆદિ દરેક ઈંદ્રિયોનો નિગ્રહ કર્યા પછી, આત્મસાક્ષાત્કાર કરી શકે છે. **सुक्ष्मतां चान्ववेक्षेत योगेन परमात्मनः ।** (મનુ) યોગવડે પરમાત્માની સૂક્ષ્મતાનો સાક્ષાત્કાર થાયછે. **आत्मज्ञानेन मुक्तिः स्यात्तच्च योगादृते न हि ॥** [ સ્કંદપુરાણ ] આત્મજ્ઞાન વડે મુક્તિ થાય છે, પણ તે આત્મજ્ઞાન યોગ વિના પ્રાપ્ત થતું નથી.

**श्रद्धाभक्तिध्यानयोगादवेहि ।** [શ્રુતિ] શ્રદ્ધા, ભક્તિ, ધ્યાન અને યોગદ્વારા આત્માને જાણ.

**योगात्‌ संजायते ज्ञानं, योगो मय्येकचित्तता ।** [ આદિપુરાણ ] યોગથી જ્ઞાન ઉત્પન્ન થાય છે, અને મારા વિશે ચિત્તની એકાગ્રતા તેજ યોગ.

**बहुव्याकुलचित्तानां, विचारात्तत्त्वधीर्न हि ।**
**योगो मुख्यस्ततस्तेषां, धीदर्पस्तेन नश्यति ॥**

[ પંચદશી ધ્યાનદીપ ] જેમનાં ચિત્ત ઘણાં વ્યાકુળ હોય છે, તેમને માત્ર વિચારથી-જ્ઞાનથી-તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થતું નથી. તેમને માટે તો યોગ મુખ્ય છે. યોગના પાલનથી તેમની બુદ્ધિના વિક્ષેપ દૂર થાય છે.

**समाहितो भूत्वाऽऽत्मन्येवात्मानं पश्यति** [ બૃહદા. ઉપ. ] સમાહિત થયા પછી શાંત થઈને અંતઃકરણમાં યોગી આત્માને જોઈ શકે છે

समाधिविशेषाभ्यासात् । [ગૌતમ] સમાધિનો વિશેષ અભ્યાસ કરવાથી જ્ઞાન પ્રાપ્ત થાય છે.

सर्वेषां तु पदार्थाना-मभ्यासः कारणं परम् ।
अनभ्यासेन मर्त्यस्य, प्राप्तो योगोऽपि नश्यति ॥
अभ्यासेन स्थिरं चित्त-मभ्यासेनानिलच्युतिः ।
अभ्यासेन परानन्दो, ह्यभ्यासेनात्मदर्शनम् ॥

અર્થ—સર્વ પદાર્થોની ઉત્પત્તિનું મહાન્ કારણ અભ્યાસ છે. અભ્યાસ વિના, માણસનો પ્રાપ્ત કરેલો યોગ પણ, નાશ પામે છે. અભ્યાસથી ચિત્ત સ્થિર થાય,અને અભ્યાસથી પ્રાણનો નિરોધ થાય. અભ્યાસથી પરમાનંદ સ્ફુરે, અને અભ્યાસથીજ આત્મદર્શન થાય.

વિગેરે ઘણા આધારો આત્મતત્ત્વના શોધકોને યોગ તરફ દોરે છે.

**યોગનો ગીતા સાથે સંબંધ**-પાતાંજલ યોગશાસ્ત્રમાં તથા કઠ ઉપનિષદ્માં પ્રાણાયામાદિ ક્રિયાઓ-કરીને, ચિત્તવૃત્તિનો નિરોધ કરવો, તેનું નામ યોગ, એવું સૂચન છે. શ્રીમદ્ ભગવદ્ ગીતાના છઠ્ઠા અધ્યાયમાં, યોગનું વિવેચન પાતંજલ યોગમાં બતાવેલા યોગને મળતું છે-તોપણ, ગીતામાં યોગનો જે અર્થ છે, તે આ નથી. ગીતામાં જણાવેલા **યોગ, યોગી** અને **કર્મયોગ**—એ ત્રણેના અર્થ વિલક્ષણ છે. આ વાતને હજી સ્ફુટ કરીએ, તો કહેવું ઘટે છે કે-પ્રાણાયામિ ક્રિયાઓથી ચિત્તવૃત્તિનો નિરોધ કરીને, યોગમાં જોડાવું, તે નિવૃત્તિ માર્ગ છે, અને ગીતામાં જણાવેલો યોગ **प्रवृत्ति लक्षणो योगः**-પ્રવૃત્તિ માર્ગ છે. ગીતાના દરેક અધ્યાયના અંતમાં—'**ब्रह्मविद्यायाम् योगशास्त्रे**' એ શબ્દ સૂચવે છે કે—'આખી ગીતા યોગશાસ્ત્ર છે. ગીતામાં જણાવેલો કર્મયોગ, પાતંજલ યોગથી વિલક્ષણ છે. તે વાત કબુલ કર્યા પછી પણ, ગીતા શીખનારે પાતંજલ યોગનો અભ્યાસ અવશ્ય કરવો જોઈએ.

**સાધનપાદને** સમાધિપાદ સાથે શો સંબંધછે?-સાધનપાદમાં ૧થી૨૭ સુધીના સૂત્રોમાં અંતઃકરણનાં આવરણ,તથા તેની શુદ્ધિનાં સામાન્ય-પણ-સૂક્ષ્મ સાધનો બતાવીને, ૨૮ મા સૂત્રમાં કહ્યું કે-'યોગના અંગોનું પાલન થાય, તોજ અંતઃકરણની શુદ્ધિ થાય, તોજ જ્ઞાનનો ઉદય થાય.'
૨૯ મા સૂત્રમાં—

'यमनियमाऽऽसनप्राणायामप्रत्याहार-धारणाध्यानसमाधयोऽष्टावङ्गानि ॥
યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, અને સમાધિ નામના આઠ અંગો યોગના છે.' એમ કહ્યું. ૩૦મા સૂત્રમાં કહે છે કે-

**अहिंसासत्यास्तेयब्रह्मचर्याऽपरिग्रहा यमाः** ॥ અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અને અપરિગ્રહ—આ પાંચ પ્રકારના યમો છે. ૩૧ મા સૂત્રમાં કહે છે કે–આ પાંચ પ્રકારના યમોને જાતિ, દેશ, કાળ અને સમય બાધ ન કરે, ત્યારે તે મહાવ્રત ગણાય છે. ૩૨ મા સૂત્રમાં—**शौचसंतोषतपःस्वाध्यायेश्वरप्रणिधानानि नियमाः** ॥ પવિત્રતા, સંતોષ, તપ સ્વાધ્યાય અને ઈશ્વરપ્રણિધાન આ પાંચ નિયમો છે. ૩૩ મા અને ૩૪ મા સૂત્રોમાં યમનિયમોના પાલનમાં આવતા વિઘ્નોના નિવારણની વાત કરી. ૩૬ સૂત્રથી ૪૫ મા સૂત્રો સુધીમાં,પાંચ યમો અને પાંચ નિયમોના પાલનથી જે ફાયદા થાય છે, તે બતાવ્યા છે. ૪૬ થી ૪૮ સૂત્રોમાં આસન, અને આસનના લાભ બતાવ્યા. ૪૯મા સૂત્રમાં, 'આસનસિદ્ધિના વિશેષ લાભરૂપે, પ્રાણાયામની સિદ્ધિ પ્રાપ્ત થાય,' એમ કહ્યું. ૫૦થી ૫૨ સુધીના સૂત્રોમાં, પ્રાણાયામ સંબંધી ખુલાસા છે. ૫૩ મા સૂત્રમાં–'પ્રાણાયામથી ધારણાનો ઉત્તમ લાભ થાય છે,' એમ કહ્યું. ૫૪ અને ૫૫ સૂત્રોમાં પ્રત્યાહાર સંબંધી વાત કરી. પ્રથમ પ્રકરણમાં ૫૫ સૂત્રો છે. તેમાં યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, અને ધારણા સુધી વાત કરી. એટલે યોગના છ અંગોનું નિરૂપણ કર્યું. ધ્યાન અને સમાધિ નામના બે અંગો બાકી રહ્યા. 'તે બન્નેનું નિરૂપણ સમાધિ પાદમાં થશે.

સાધનપદનું પ્રથમ પ્રકરણ અવશ્ય વાંચવું જોઈએ **પછીજ** સમાધિપાદનું આ **બીજું પ્રકરણ વાંચવું**.હવે ધ્યાન અને સમાધિ સંબંધી થોડી વાત કરૂં, તો સમાધિપાદનાં સૂત્રો વાંચનાની સુગમતા થાય.

---

## ધ્યાન અને સમાધિ.

જેમ તૃપ્તિમાટે, ક્ષુધાશાંતિ માટે, ક્ષુધા શાંત થાય, ત્યાંસુધી સૌ અનેક પ્રયત્ન કરે છે; અને ક્ષુધા શાંત થાય, ત્યારેજ પ્રયત્નથી નિવૃત્ત થાય છે. તેમ ધ્યાન અને સમાધિરૂપી તૃપ્તિ પ્રાપ્ત ન થાય, ત્યાંસુધી યોગાભ્યાસમાં ખંત અને ઉત્સાહથી આગળ વધવું જોઈએ.

આ દેહ ક્ષણભંગુર છે, છતાં–અજબ છે–ચમત્કારી છે—વિલક્ષણ છે. તેનું આત્મિક નિરીક્ષણ કરવા માટે, તેનું સૂક્ષ્મ નિરીક્ષણ કરવા માટે, શ્રી શંકરે વિવેકચૂડામણિ નામના ગ્રંથમાં દેહનિરૂપણ નામનું,પ્રથમ પ્રકરણ લખ્યું છે. તથા દેહના આંતર સ્થૂલનું સારી રીતે નિરીક્ષણ કરવા માટે, આખો આયુર્વેદ છે–આખું વૈદક ખાતું છે.

માત્ર ખાવું-પીવું, દુઃખ આવે ત્યારે રડવું, અને સુખ આવે ત્યારે હસવું, એટલુંજ સમજનારી સામાન્ય પ્રજા, ઉપરના બેઉ નિરીક્ષણથી અજ્ઞાત હોય છે. એટલે-સામાન્ય પ્રજાને દેહના આત્મિક નિરીક્ષણનું જ્ઞાન, તથા દેહમાં રહેલાં હોજરી, મગજ, જ્ઞાનતંતુઓ વિગેરે યંત્રોનું જ્ઞાન, હોતું નથી. વિશેષ બુદ્ધિવાળા અથવા સૂક્ષ્મ બુદ્ધિવાળા મનુષ્યો, આત્મનિરીક્ષણ કરી શકે છે, એટલે દેહને આત્માથી જુદો સમજી શકે છે. દેહના અંદર રહેલાં-હોજરી, નસો, સ્નાયુ, વિગેરેને, તથા તેમનાંથીથતી ક્રિયાઓને, વિશેષબુદ્ધિવાળા મનુષ્યો, ડોક્ટરી લાઇનથી જાણી શકે છે. સૂક્ષ્મબુદ્ધિથી પ્રાપ્ત થતાં, આ બેઉ જ્ઞાન બુદ્ધિજન્ય છે. બુદ્ધિજન્ય-એટલે તેઓ અહંકાર યુક્ત છે-અહંકાર રહિત નથી. એટલે-'આ મેં કર્યું, આ હું જાણું છઉં,' એમ કહેનારો અહંકાર, આ જ્ઞાનસાથે જોડાએલો જણાય છે. જ્યાં અહંકાર ન હોય, એટલે-જે ભૂમિકામાં-'હું'-"મારૂં-તારૂં" વિગેરે મટી જાય, તે ભૂમિકામાં પહોંચવા માટે, મનુષ્ય દેહની યોગ્યતા છે.

સુષુપ્તિ અવસ્થામાં અહંકારનો લય થાય છે, પણ તે અજ્ઞાનદશા છે. જ્ઞાનદશા નથી. આપણે તો જ્ઞાનાતીતદશામાં, જ્યાં અહંકારનો લય થાય છે, તે સ્થિતિએ પહોંચવું છે એટલે-બુદ્ધિ, અને અહંકારની પેલી તરફ, અગોચર સ્થાનમાં-પહોંચવા માટે આપણો પ્રયત્ન છે. જ્યારે મન જ્ઞાનાતીત ભૂમિકામાં પ્રવેશ કરે છે ત્યારે તે સમાધિસ્થિતિ કહેવાય છે.

સુષુપ્તિ અવસ્થામાંથી જાગેલો મનુષ્ય, જેવો હતો તેવો જ જણાય છે, અને સમાધિમાંથી જાગેલો મનુષ્ય, પોતાના સ્વભાવમાં ઉતમ પરિવર્તન દેખે છે; તેના જીવન ઉપર નવીન પ્રકાશ પડયો જણાય છે.

'આત્મા છે કે નહીં? છે તો કેવો છે? અખિલ વિશ્વનો તેજ નિયંતા છે કે બીજો કોઇ?' વિગેરે પ્રશ્નો મુમુક્ષુઓને ઘણીવાર થાય છે. પણ તેનો નિર્ણય બુદ્ધિના કાર્યક્ષેત્રમાં થઇ શકતો નથી, કારણ કે બુદ્ધિનું કાર્યક્ષેત્ર સાંકડું છે. આ પ્રશ્નોનો નિર્ણય, ભલે બુદ્ધિ કરી શકતી નથી, તોપણ તે પ્રશ્નો પડયા મેલાય તેવા નથી. તે પ્રશ્નોના નિર્ણય વિના, મનુષ્યજીવન શુષ્ક અને પશુતુલ્ય છે. આ પ્રશ્નોનો નિર્ણય કરવા માટે, મનને ઘણી ઉંચી ભૂમિકામાં પ્રવેશ કરવો પડેછે. આત્માનું અમરત્વ, ઇશ્વર પ્રેમ, બંધુભાવ, નિઃસ્વાર્થતા, વિગેરે ઉત્તમ તત્ત્વો, આપણને ઉંચી ભૂમિકામાંથીજ મળે છે. નિઃસ્વાર્થી પુરૂષને મનોબળ તથા અધ્યાત્મિક બળ, આ ભૂમિકામાંથી જ પ્રાપ્ત થાય છે. 'ઉંચી ભૂમિકા' એટલે અંતઃકરણની અમુક અવસ્થા, કે જે અવસ્થામાં અંતઃકરણ, બુદ્ધિ અને અહંકારના પ્રદેશથી આગળ વધીને, ઇંદ્રિયાતીત પ્રદેશમાં ચાલ્યું ગયું હોય છે. ત્યાં તર્ક અને વિચારની ગતિ પહોંચતી નથી.

આવી ઇંદ્રિયાતીત અવસ્થામાં, ચોગશાસ્ત્રે બતાવેલા નિયમસર જવાય, તો ઠીક, નહીં તો ઘણાં માણસો, એમ કરવા જતાં, ગાંડાં થઇ જાય છે.

ત્યારે શું બુદ્ધિ નકામી છે?—ના. શરૂઆતમાં બુદ્ધિનો આધાર રાખીને જ, ચોગમાં આગળ વધાય છે;અને જ્યાં સુધી બુદ્ધિ આપણને લઇ જાય, ત્યાં સુધી આપણે બુદ્ધિ સાથે આગળ જવું. એમ આગળ વધતાં વધતાં, બુદ્ધિ અટકી જશે, અને દુર રહી રહી, આગળ વધવાનો માર્ગ બતાવશે. આ વાતને વિશેષ સ્પષ્ટ કરવા જતાં કહીએ કે—એકનો એક માણસ, બાળક, જુવાન અને વૃદ્ધ બને છે; બાળક હોય, ત્યારે બાળકના ખેલ કરે છે; જુવાન હોય, ત્યારે જુવાનીના ખેલ કરે છે, અને વૃદ્ધ થાય, ત્યારે વૃદ્ધને ઘટે એવા ખેલ—એવાં કામકાજ કરે છે. તે પ્રમાણે એકનું એક અંતઃકરણ-અજ્ઞાન, જ્ઞાન અને વિજ્ઞાન-એમ ત્રણ ભૂમિકામાં ફરે છે; અને જે ભૂમિકામાં હોય છે, તે ભૂમિકાનાં કામકાજ કરે છે. આ ત્રણે ભૂમિકા એક બીજાની વિરોધી નથી, પણ સંબંધવાળી છે. પ્રથમ ભૂમિકા બીજી ભૂમિકાની મદદથી, બીજી ભૂમિકારૂપ બને છે. અને આ પ્રમાણે બનેલી બીજી ભૂમિકા, ત્રીજી ભૂમિકાની મદદથી, ત્રીજી ભૂમિકારૂપ બને છે. [ મદદથી એટલે-તે ભૂમિકાના નિયમોનું પાલન કરવાથી.]

ધ્યાન—મનને અમુક વખત સુધી, એકજ દિશામાં-એકજ પ્રાણી પદાર્થ તરફ વહેવા દેવું તે ધ્યાન.

સમાધિ—દેખેલા-અનુભવેલા-પ્રાણીપદાર્થને તજીને,-મન, પરમ તત્ત્વમાં લિન થાય, ત્યારે તે સમાધિ અવસ્થા કહેવાય છે.

વિશેષ ખુલાસા દરેક સૂત્ર નાચે થશે.

---

## છ શાસ્ત્ર.

છ શાસ્ત્રનું બીજું નામ ષટ્દર્શન. તેનાં નામ (૧) ન્યાયશાસ્ત્ર. (૨) વૈશેષિકશાસ્ત્ર. (૩) સાંખ્યશાસ્ત્ર. (૪) પૂર્વમિમાંસા (૫) ઉત્તર મિમાંસા અગર વેદાંતદર્શન (૬) ચોગશાસ્ત્ર.

[૧] ન્યાયશાસ્ત્રમાં ગૌતમે સોળ પદાર્થોનો સ્વિકાર કરી, સોળ પદાર્થોનું યથાર્થ જ્ઞાન આપ્યું. [૨] વૈશેષિક શાસ્ત્રમાં કણાદે, સાત પદાર્થોનો સ્વિકાર કરી, સાત પદાર્થોનું યથાર્થ જ્ઞાન આપ્યું. [૩] સાંખ્યશાસ્ત્રમાં કપિલે, પુરૂષ પ્રકૃતિનો વિવેક બતાવીને, સિદ્ધ કરી આપ્યું કે-પુરૂષ અપરિણામિ નિત્ય છે, અને પ્રકૃતિ પરિણામિ નિત્ય છે. વિગેરે. [૪] પુર્વમિમાંસાશાસ્ત્રમાં જૈમિનીએ વેદમાં બતાવેલાં કર્મો, કેવી રીતે કરવાં, તથા કર્મનાં સ્વર્ગાદિ ફળ છે, એવું નિરૂપણ કર્યું. [૬] ચોગશાસ્ત્રમાં પતંજલિ મુનીએ, અમુક સાધનો બતાવીને, 'પ્રભુ કયાંઇ દુર નથી-પણ પોતાની પાસેજ છે—પોતાના હ્રદયમાં જ છે,' એવું સિદ્ધ કરી આપી, તેનો અનુભવ લેવાની ક્રિયા બતાવી.

જેમ અનેક પ્રકારના પકવાનો, દેખવાથી તૃપ્તિ ન થાય, પણ જમવાથી તૃપ્તિ થાય, તેમ પાંચે શાસ્ત્રમાં દેખાડેલી વસ્તુઓનો અનુભવ કેવી રીતે કરવો, તે ચોગશાસ્ત્ર શીખવે છે.

# શ્રીપાતંજલયોગદર્શન.

## સમાધિપાદ—પ્રકરણ ૨ જું.

સાધનપાદનું પ્રકરણ પ્રથમ લીધું છે. તેથી આ સમાધિપાદને બીજું પ્રકરણ ગણ્યું છે.

હવે સદ્ગુરૂને તથા પ્રભુને પ્રણામ કરી, સમાધિપાદ શરૂ કરીએ. શરૂ કર્યા પહેલાં કાંઈ ગાઇએ—

પદ ગઝલ.

જગત્‌ના નાથને જાણ્યા વિના, સૌ ધૂળધાણી છે;
પ્રભુ નિરખ્યા વિના નયને, ઉભી ચોરાસી ખાણી છે.
થયું શું મહેલ બાંધ્યાથી ? થયું શું ઉંચુ ખાધાથી ?
થયું શું દ્રવ્ય સાધ્યાથી, રહી જો ભવની ઘાણી છે—જગત્‌ના૦
ધરી વસ્ત્રો રૂડાં અંગે, લઇ મિત્રાદીને સંગે;
ફર્યા બગીમાં બધે રંગે, મહત્તા ના ગણાણી છે.—જગત્‌ના૦
ભલે વ્યાખ્યાન બહુ કીધાં, ભલે ગ્રન્થો રચ્યા રૂડા,
ભલે કાવ્યો ઘણાં ગુંથ્યા, વલોવ્યું તોએ પાણી છે—જગત્‌ના૦
વિલોકયું ફ્રાન્સ ને ઇંગ્લાંડ, વળી જાપાન સ્વીટ્ઝર્લાંડ;
અમેરિકાનું નવું ઇંગ્લાંડ, નકામી દૃષ્ટિ તાણી છે—જગત્‌ના૦
પ્રભુ છે પ્રાણથી પાસે, નયન સન્મુખ તથા વાંસે;
દશે દિશ સકલ સ્થળ વાસે, જુએ તે માત્ર પ્રાણી છે—જગતના૦
નદીઓ સ્વર્ણના રસની, નિરંતર આંગણે વહેતી;
અહે જીવ તે ન સંપત્તિ, અહે પણ કોડી કાણી છે—જગત્‌ના૦
છતે નેત્રે નથી જોતા, મણી તજી કાચમાં મ્હોતા;
મરણ પર્યંત રહે રોતા, મતિ ભ્રમમાં ગુંચાણી છે—જગત્‌ના૦
વિરલકો કમર કસી મચતા, પ્રભુને પ્રગટ તે કરતા;
અચલ પદ સદા તે ઠરતા, ખરી તેની કમાણી છે—જગત્‌ના૦

(છો. જી. માસ્તરસાહેબ)

**सूत्रं—अथ योगानुशासनम् ॥ १ ॥**

પદચ્છેદ—**अथ**-યોગ્ય અધિકારી માટે. **योगस्य अनुशासनम्-योगानुशासनम्**-યોગશાસ્ત્ર ( લખાય છે. )

અર્થ—યોગ્ય અધિકારી મનુષ્ય માટે, યોગશાસ્ત્ર લખવામાં આવે છે-કહેવામાં આવે છે. (૧)

I Now an exposition of Yoga (is being made), or now a shastra about Yoga begins.

૧ વિવેચન—આ સૂત્રમાં-**सूत्रं, अथ, योगः, अनु, शासनं** અને **अनुशासनं**-એટલા શબ્દો વિવેચન કરવા લાયક છે.

**सूत्रं—अल्पाक्षरमसन्दिग्धं, सारवद्विश्वतोमुखम् ।**
**अस्तोभमनवद्यं च, सूत्रं सूत्रविदो विदु. ॥**

**અર્થ—**જેમાં થોડા અક્ષર હોય, જે સંદેહ રહિત હોય, જેમાં સાર હોય, જે સર્વને સમાન હોય, વળી જેમાં નકામા શબ્દો ન હોય, અને જે દોષ રહિત હોય, તેને સૂત્રનો અર્થ જાણનારા, સૂત્ર કહે છે.

સાંખ્ય, ન્યાય, વેદાંત વિગેરે સૂત્રો, આ-શૉર્ટહેન્ડ-વિદ્યાની પ્રાચીનતા સૂચવી રહ્યાંછે, છતાં પોતાના ધર્મશાસ્ત્રોનો મહિમા નહીં જાણનારા, પોતાના ઘરનું બારણું કઇ દિશામાં છે, તેનું જેને ભાન નથી, એવા આ જમાનાના સુધરેલા ગણાતા લોકો કહે છે કે-'શૉર્ટહેન્ડ-રાઇટીંગનો જન્મ યુરોપમાં થયો.' આ જમાનામાં શૉર્ટહેન્ડરાઇટીંગની 'કોડ' ભાષા છે.તે પણ પૂર્વે હતી.ટેલીગ્રાફીક એડ્રેસમાં આ કોડ ભાષા વપરાય છે જેમકે 'મોક્ષ=અમદાવાદ' એટલે-'મોક્ષ-મંદિર ઠે. હાજાપટેલની પોળ લાંબેશર. મુ. અમદાવાદ'

સૂત્રના લખનારા,તથા સૂત્રનો અર્થ કરનારા-તથા સૂત્ર ઉપર ભાષ્ય લખનારા સત્પુરૂષોને, પ્રણામ કરી આગળ વધીએ.

**अथ—अथ** શબ્દ, વાકયના આરંભમાં હોય, ત્યારે-આરંભ, મંગળ અને યોગ્યતા-એવા ત્રણ અર્થ **अथ**ના થાયછે. **अथैष ज्योतिः॥** આ જ્યોતિ નામના યજ્ઞનો પ્રારંભ અથવા મંગળ છે. **अथ शब्दानुशासनम्॥ अथ**માં વ્યાકરણશાસ્ત્રનો આરંભ અને મંગળ બેઉ અર્થ છે. આ સૂત્રમાં **अथ** શબ્દ યોગશાસ્ત્રનો આરંભ અને મંગળ બેઉ સૂચવે છે, તે ઉપરાંત મુમુક્ષુની યોગ્યતાની માગણી પણ કરે છે. **अथातो ब्रह्मजिज्ञासा ॥** વેદાંતશાસ્ત્રના પ્રથમ સૂત્ર ઉપર ટીકા કરતાં, શ્રીશંકરે **अथ**॥ અર્થ એવા કર્યો છે કે-'અમુક પ્રકારની યોગ્યતાવાળા પુરૂષને માટે, આ વેદાંતશાસ્ત્ર લખવામાં આવે છે.' એવો ભાવ આ સૂત્રમાં સમજી શકે છે.

**योगः**—હવે યોગ સંબંધી થોડી વાત કરીએ-**युज** એટલે જોડવું, એ ધાતુ ઉપર **योग** શબ્દ બન્યો છે. મહાભારતમાં કહે છે કે- **परेण ब्रह्मणा सार्धमेकत्वं यन्नृपात्मनः । स एव योगो विख्यातः किमन्यद् योगलक्षणम् ॥**-હે રાજન! આત્માનું પરબ્રહ્મની સાથે જે એકપણું, તેનું નામ જ યોગ.'

યાજ્ઞવલ્કય કહે છે કે—' **संयोगो योग इत्युक्तो जीवात्मपरमात्मनोः ।** જીવને શિવનો સંયોગ થાય, તે જ યોગ. '**नास्ति योगसमं बलम्**-યોગ સમાન બળ નથી. આ પાદમાં યોગનો અર્થ 'સમાધિ' થાય છે, એવું બીજા સૂત્રમાં સ્પષ્ટ કરે છે.

**अनु—**યોગવિદ્યાનો આ પ્રથમ ગ્રન્થ નથી, આ પહેલાં યોગવિદ્યા સંબંધી ગ્રન્થ લખાયા છે. તે ભાવ સૂચવવા માટે, **अनु** શબ્દ **शासनम्** ( શાસ્ત્ર )ની પહેલાં લખ્યો છે.

યાજ્ઞવલ્કય તેની સ્મૃતિમાં કહે છે કે—**हिरण्यगर्भो योगस्य वक्ता, नान्यः पुरातनः ।** યોગશાસ્ત્રનો પુરાતન વક્તા હિરણ્યગર્ભ છે, બીજો કોઇ નથી. '

**शासनम्**—શાસનમ્ એટલે શાસ્ત્ર-જે ગ્રન્થ નિર્પક્ષપાત હોય, તે શાસ્ત્ર કહેવાય છે. શાસન એટલે-નિરૂપણુ, વ્યાખ્યાન, વિવેચન-એવા અર્થ પણુ થાય છે.

**अनुशासनम्**—પાછળથી લખાએલું શાસ્ત્ર-પ્રથમ જે હતું તેને યથાર્થ રીતે ગોઠવીને બનાવેલું શાસ્ત્ર. શ્વેતાશ્વતર, કઠ તથા મૈત્રાયણીય વિગેરે ઉપનિષદોમાં, યોગ સંબંધી કાંઇ કાંઈ લખાણુ છે. તે તમામને એકઠું કરી, પતંજલિ ભગવાને આ ગ્રન્થના ચાર પાદમાં ગોઠવ્યું.

યોગના ગ્રન્થો—યોગતારાવલી,યોગબીજ,યોગસારસંગ્રહ,યોગવિચાર, યોગતત્ત્વ,યોગમાર્ગ પ્રકાશિકા,યાજ્ઞવલ્કયસંહિતા, અમનસ્કખંડ, ઘરંડસંહિતા, હઠયોગ પ્રદીપિકા, સિદ્ધસિદ્ધાંતપદ્ધતિ, ગોરક્ષશતક, ખેચરીપટલ, પવનવિજય, શિવસંહિતા, રાજયોગ, કપિલગીતા, ષટ્ચક્રનિરૂપણુ, શિવસરોદય વિગેરે ગ્રન્થો યોગ સંબંધી છે.

યોગસૂત્રાવલિ, યોગસૂત્રો, યોગાનુશાસન, યોગશાસ્ત્ર, યોગદર્શન અને છેવટનું પાતંજલ યોગદર્શન-એવાં નામ, આ ગ્રન્થને આપેલાં છે.

આ પાતંજલયોગદર્શન ઉપર ઘણા વિદ્વાનોની ટીકા પણુ છે. આ સુત્રો ઉપર વેદવ્યાસનું ભાષ્ય છે. તેના ઉપર વિજ્ઞાનભિક્ષુ તથા નાગેશની ટીકાઓ છે. ભોજદેવકૃત રાજમાર્તંડ નામની ટીકા છે. રાઘવાનંદ યતિએ કરેલી પાતંજલરહસ્ય નામની ટીકા, શ્રીઘગનંદયતિકૃત પાતંજલરહસ્ય નામની ટીકા, વૃંદાવનશુક્લકૃત યોગસૂત્રવૃત્તિ, અને પદબોધિની, એ બે ટીકાઓ છે. સદાશિવકૃત અને શંકરકૃત યોગસૂત્રવૃત્તિ નામની ટીકાઓ પણુ છે. આ સિવાય બીજી ઘણી હશે.

હાલના જમાનામાં—ગુજરાતમાં—બ્રહ્મનિષ્ઠ મહારાજ નથુરામ શર્માજી. રા. રા. જેકીશનદાસ જે. કણિયા પ્રોફેસર, પ્રોફેસર મણિલાલ નભુભાઇ (નડીયાદ), વિગેરે સત્પુરૂષોએ આ ગ્રન્થ પર ટીકા લખી છે.

સ્વામી વિવેકાનંદજીએ, 'રાજયોગ' એવું નામ આપી, પાતંજલ યોગ દર્શન ઉપર લખ્યું છે. અમેરિકન લેખક-યોગી રામચરકે યોગ સંબંધી ઘણાં પુસ્તકો લખ્યાં છે.

થોડી ધ્યાનમાં રાખવા લાયક નોંધ—

યોગ કે વિયોગ ? **तं विद्यात् दुःखसंयोगवियोगं योगसंज्ञितम्** ॥ દુઃખના સયોગથી જે વિયોગ કરાવે, તે યોગ. દુઃખનો વિયોગ, અને પરમાત્માનો સંયોગ, તે યોગ.

પ્રખ્યા—તત્ત્વજ્ઞાન.

પરપ્રસંખ્યાન—એટલે-સંપ્રજ્ઞાત-સમાધિ, સંપ્રજ્ઞાતયોગ, સબીજ સમાધિ, સવિકલ્પ સમાધિ.

અસંપ્રજ્ઞાત સમાધિ-એટલે અસંપ્રજ્ઞાત યોગ, નિર્બીજ સમાધિ, નિર્વિકલ્પ સમાધિ.

પ્રસાદ—પ્રસન્નતા.

આત્મા—જીવાત્મા, ચિતિશકિત, દૃક્‌શક્તિ, પુરૂષ—એ શબ્દો એક અર્થ સૂચવે છે.

## सूत्रं—योगश्चित्तवृत्तिनिरोधः ॥ २ ॥

પદચ્છેદઃ—**चित्तस्य वृत्तीनाम् निरोधः यस्मिन् सः योगः ॥**

**અર્થ—જેમાં ચિત્તવૃત્તિઓનો નિરોધ થાય છે–રોકાણ થાય છે, તે [ક્રિયા]નું નામ યોગ. (૨)**

**2 Restraint of the various forms of the mind-stuff (Chitta) is called Yoga. in other words—Samadhi is called Yoga.**

૨ વિવેચન—ચિત્તવૃત્તિઓનો નિરોધ કરવો, તે યોગ—એટલે–સમાધિ સુધી પહોંચવું તે અગર 'સમાધિ' તેજ યોગ. **समाधीयन्ते निरुद्ध्यन्ते, चित्तवृत्तयो यस्मिन्नवस्था विशेषे**—જે અવસ્થામાં વિશેષે કરીને ચિત્તવૃત્તિઓનો નિરોધ થાય છે, તે યોગ છે. **समाधीयते एकाग्रीक्रियते चित्तमनेन**—જે વડે ચિત્તને એકાગ્ર કરાય તે યોગ. **तावदेव निरोद्धव्यं, यावद्धृदिगतं क्षयम् । एतज् ज्ञानं च ध्यानं च, शेषो न्यायस्य विस्तरः** ॥ જ્યાં સુધી મન હૃદયમાં સ્થિર થઇ જાય, અને લય પામી જાય, ત્યાંસુધી મનનો નિરોધ કરવો જોઇએ. આનું નામજ જ્ઞાન અને ધ્યાન; બાકી તો ન્યાયની મોટી મોટી વાતો.

'ચિત્તવૃત્તિનો નિરોધ કરવો'એમ બોલવું તો ઘણું સહેલું છે,પણ તેમ કરવું, તે હવા પકડીને ઉંચે ચડવા જેવું અઘરૂં છે. મનુષ્ય ધારે તો ઘણું કરી શકે, એવું તેનામાં સામર્થ્ય છે, તો પણ જેમ હવા પકડીને ઉંચે ચડી શકાતું નથી, તેમ રખડતા જીવોથી ચિત્તવૃત્તિનો નિરોધ થઇ શકતો નથી. ઉંદર બાપડા બિલાડીનો નાશ કરવાનો વિચાર ઘણા દિવસથી કરે છે; પણ કરી શકતા નથી. તેમ રખડતા જીવો ચિત્તવૃત્તિના નિરોધની માત્ર વાતોજ કરી શકે છે. વિચાર કરી જોજો.હવે આપને **चित्त—वृत्ति**—અને **निरोध** સંબંધી વાત કરીએ. આ વિષય સૂક્ષ્મ છે–ગૂઢ છે. સાવધાનતા પૂર્વક સાંભળો.—

**चित्त**—મન, બુદ્ધિ ચિત્ત, અને અહંકાર, એ ચારે મળીને અંતઃકરણ થાયછે; અને એકલા ચિત્તનો અર્થ–'ચિંતવન કરે તે ઇંદ્રિય.' તોપણ આ ઠેકાણે ચિત્ત એટલે 'અંતઃકરણ' સમજવું. હવે તે સંબંધમાં આગળ વધીએ. આપણે આંખો છે. સામાન્ય બુદ્ધિથી આપણે એમ કહીએ છીએ કે–'જોવાનું કામ આંખો કરે છે." પણ વિશેષ બુદ્ધિથી વિચારીએ તો જણાય છે કે–મગજમાં રહેલી દર્શનેંદ્રિય જોવાનું કામ કરે છે. દર્શનેંદ્રિય બગડી હોય, તો આંખ એકલી કામ–કરી શકતી નથી. દર્શનેંદ્રિય એટલે–મગજની અંદર રહેલું આંખનું કેન્દ્રસ્થાન–તારઓફીસ. આ તો હજી જોવાની વાત કરી. જોયેલા પદાર્થને ઓળખવા માટે, તેની સાથે મન જોઇએ. આપણી ઉઘાડી આંખ પાસે થઇને, વરઘોડો ચાલ્યો જાય, પણ જો આપણું મન સાથે ન હોય, તો આપણે તેને દેખાતા નથી. આપણા કાન પાસે કોઇ વાત કરે, તો પણ–જો આપણું મન સાવધાન ન હોય, તો આપણે તે વાત સાંભળતા નથી–'આંખ અને મગજમાં રહેલું જ્ઞાનતંતુઓનું કેંદ્રસ્થાન–તારઓફીસ–એ બેઉ–દેખવાના યંત્રો છે,અને મન તારમાસ્તર છે. મન-

આંખ,કાન વિગેરે ઇંદ્રિયે દ્વારા,બહારના પદાર્થો લઇને,સંકલ્પવિકલ્પકરેછે.મનના સંકલ્પ વિકલ્પનો બુદ્ધિ નિર્ણય કરે છે. બુદ્ધિએ નિર્ણય કરેલા વિચારનું, ચિત્ત ચિંતવન કરે છે.ચિત્તે ચિંતવન કરેલા વિચારને, અહંકાર અમલમાં મુકે છે. મન, બુદ્ધિ ચિત્ત અને અહંકાર-ચારેનો સરવાળો કરીએ, ત્યારે અંતઃકરણ બને છે. શંકા-અંતઃકરણના ચાર ભાગ હશે? અગર અંતઃકરણ ચાર હશે? ના. અંતઃકરણ એકજ છે. પણ, તે જ્યારે સંકલ્પ વિકલ્પ કરે, ત્યારે તેનું નામ મન; નિશ્ચય કરી આપે, ત્યારે-તેનું તે અંતઃકરણ-બુદ્ધ કહેવાય છે; અને તેનું તે અંતઃકરણ, જ્યારે ચિંતવન કરે, ત્યારે ચિત્ત, અને અહંભાવ કરે,ત્યારે અહંકાર કહેવાયછે.આ ચારે પ્રકારનો ભાવ જેમાંછે,તે અંતઃકરણ.આ સૂત્રમાં ચિત્ત નામનો શબ્દ અંતઃકરણ સૂચક છે મન, બુદ્ધિ, ચિત્ત, અને અંતઃકરણ ઘણે ઠેકાણે અરસપરસ એક અર્થમાં વપરાય છે:સાંખ્યશાસ્ત્રની ટીકા કરનાર વિજ્ઞાન ભિક્ષુએ, સાંખ્યના પ્રથમ અધ્યાયના ૬૪ મા સૂત્રમાં, ચિત્તનો અર્થ બુદ્ધિ કર્યો છે. ચિત્ત સંબંધી હાલ આટલી વાત કરી આગળ વધીએ. હજી ચિત્ત સંબંધી નીચે વાત છે.

**વૃત્તિ**—જેમ સરોવરમાં કાંકરો પડતાં, સરોવરના જળમાં, કુંડાળાં થવા લાગે છે; અગર પવનની લ્હેર આવતાં, જળમાં નાનાં મોટાં મોજાં ઉત્પન્ન થાયછે;તેમ આંખ વિગેરે જ્ઞાનેંદ્રિયો દ્વારા, જે કાંઈ મગજના કેન્દ્રમાં થઇને, મનમાં—અંતઃકરણમાં-સ્પર્શ કરે છે, તે સ્પર્શ રૂપી કાંકરો, અંતઃકરણ રૂપી સરોવરના જળમાં વૃત્તિઓરૂપી મોજાં પેદા કરે છે. જેમ સૂર્યમાંથી સૂર્યનાં કિરણો; તેમ અંતઃકરણમાંથી, અંતઃકરણની વૃત્તિઓ. જેમ જળમાં પડેલું સૂર્યનું પ્રતિબિંબ, જળના ડોલવાથી ડોલે છે; તેમ અંતઃકરણમાં પડેલુ ચિદાભાસ વૃત્તિઓથી ડોલતું જણાય છે.

દૃષ્ટાંત—સામેથી એક માણસ ગાળો દેતો આવતો હોય; પ્રથમ તો આપણે જાણ્યું કે-તે કોઇ બીજાને ગાળ દે છે. ત્યાં સુધી આપણું અંતઃકરણ શાંત હતું. તેમાં વૃત્તિરૂપી તરંગ પણ નહોતો. પણ જ્યારે આપણે જાણ્યું કે—તે આપણને ગાળ દે છે. એટલે આપણો વૃત્તિરૂપી તરંગ ઉછળ્યો. તે વૃત્તિએ આપણા પગને ઉભા રહેવા સૂચવ્યું. પગ ઉભા રહ્યા. તે વૃત્તિની આજ્ઞાથી, આપણા હાથે ગાળો દેનારના મુખ પર તમાચો માર્યો. તે પ્રમાણે-કોઇ આપણું હિત કરવા આવે, તો વૃત્તિની આજ્ઞાથી, આપણો હાથ તેનું પૂજન કરે. વિશેષ આગળ વધીને જુઓ તો-આપણાં દરેક કાર્ય વૃત્તિને આધીન છે.

અંતઃકરણ જડ છે, પણ તેને ચૈતન્યનો ભારે આધાર છે. તેથી અંતઃકરણ ચૈતન્યમય લાગે છે.

**નિરોધ**—ઘોડાને છુટી લગામે જ્યાં જાય, ત્યાં ચાલવા દેવો, એ તો સૌને આવડે; પણ તેની લગામ ખેંચી, આપણે વશ કરી, આપણી મરજી પ્રમાણે ચલાવવો, એ હુશીયાર કોચમેનનેજ, ડાહ્યા માણસનેજ—આવડે. તે પ્રમાણે-વૃત્તિઓને ફાવે ત્યાં દોડવા દેવી, એ મનુષ્ય, પશુ, પક્ષી સૌને સામાન્ય છે. વૃત્તિઓને અંકુશમાં રાખી, પોતાની મરજી પ્રમાણે તેમને ચલાવવી, એ પોતાનું શ્રેય કરવાને તત્પર થએલા મુમુક્ષુનેજ આવડે. વૃત્તિનો પ્રવાહ, અંદર અને બહાર, બે તરફ ચાલે છે. બહારના પદાર્થોને ઇંદ્રિયોદ્વારા અનુભ-

વાને, વૃત્તિઓ તદાકાર થાય છે. કોઇ કોઇવાર, અંતઃકરણ પાસે રહેલા, અંદરના કામ, ક્રોધ, મોહરૂપ પણ વૃત્તિઓ બને છે.

**ચિત્ત**–પ્રાણીમાત્રને ચિત્ત તો છે, પણ મનુષ્યનું ચિત્ત,ઉત્તમ પ્રકારની વિચાર શક્તિથી યુક્ત છે. આ વિચારશક્તિ, કોઇ મનુષ્યને પૂર્વના પુણ્યથી, ખીલેલી હોય છે; અને કોઇને પાપસંસ્કારથી સંકોચાયેલી હોય છે. પાપસંસ્કારનો નાશ કરીને, વિચારશક્તિને ખીલવવા, મનુષ્ય પ્રયત્ન ન કરે, તો તે પશુયોનીના જીવ સમાન છે. ગુણ એટલે દોરી. જેમ દોરી પશુને બાંધે છે, તેમ ગુણ અજ્ઞાનીને બંધન કરે છે.

ચિત્ત ત્રિગુણાત્મક–એટલે-સત્ત્વ, રજસ્ અને તમસ–ત્રણ ગુણવાળુંછે.ત્રણ ગુણનું પરિણામ અગર કાર્ય–ચિત્તછે;અને ચિત્તનું પરિણામ અગર કાર્ય–વૃત્તિઓ.[દ્રષ્ટાંત–દુધનું પરિણામ અગર કાર્ય દહીંગણાયછે.]રાજમાં જે પાર્ટી જોરમાં હોય,તેપાર્ટીના માણસો રાજમાં પોતાનું ધાર્યુંકરે, તેમ ચિત્તમાં જે ગુણ બળવાન હોય, તેની વૃત્તિઓ, મનુષ્યજીવનમાં પોતાનું ધાર્યું કરે છે.

(જુઓ ગીતા અ. ૧૪–૧૧, ૧૨, ૧૩ ) ચિત્ત જ્યારે સાત્ત્વિક હોય છે, ત્યારે જ્ઞાન રૂપી પ્રકાશ, દયા, ક્ષમા, ધૈર્ય, કર્તવ્ય અને અકર્તવ્યનો વિવેક વિગેરે સાત્ત્વિક ધર્મો, અનાયાસે પ્રાપ્ત થાય છે. લોભ, ઇર્ષ્યા, પ્રવૃત્તિ વિગેરે રાજસ ધર્મો, જ્યારે ચિત્તમાં દેખાય, ત્યારે તે ચિત્ત, રજોગુણી બન્યું ગણાય છે, અને તમોગુણી ચિત્ત હોય, ત્યારે તેમાં સ્થિતિ, આવરણ, દૈન્ય, ગૌરવ, આળસ, નિદ્રા વિગેરે ધર્મો પ્રગટે છે.

**ક્ષિપ્ત, વિક્ષિપ્ત, મૂઢ, એકાગ્ર** અને **નિરૂદ્ધ** એવી ચિત્તની પાંચ અવસ્થાઓ છે. **ક્ષિપ્ત** અવસ્થામાં,રજોગુણની અધિકતા હોવાથી,ચિત્ત ચંચળ બનીને,ચારે તરફ દોડાદોડ કરેછે. આ સ્થિતિમાં મનુષ્યનાં સુખ દુઃખ મિશ્રરૂપે હોય છે. વિક્ષિપ્ત અવસ્થામાં, પ્રાપ્ત કરેલાં સુખનાં સાધનોના ભોગમાં, ચિત્ત તલ્લિન રહે છે. (ક્ષિપ્ત અવસ્થા ઘણે ભાગે મનુષ્યની હોય છે, અને વિક્ષિપ્ત અવસ્થા મોટે ભાગે દેવોની હોય છે. ) વિક્ષિપ્ત શબ્દમાં સમાએલા 'વિ' નો અર્થ 'વધારે' ન કરવો, પણ 'ઉત્કૃષ્ટ' કરવો. ક્ષિપ્ત ચિત્ત રજોગુણના બળથી કદી સ્થિર થતું નથી, અને વિક્ષિપ્ત ચિત્ત ઘણીવાર સ્થિર થાય છે. મૂઢ અવસ્થામાં–તમોગુણ પ્રધાન હોય છે. આ અવસ્થામાં–જીવને આળસ, પ્રમાદ, ક્રોધ અને કોઇનું ભુંડું કરવાની ઇચ્છા થાય છે. આ અવસ્થા ઘણે ભાગે અસુરોની હોય છે. ચિત્તની એકાગ્ર અવસ્થામાં—રજતમના મેલથી રહીત સત્ત્વગુણ પ્રધાન હોવાથી, ચિત્ત પોતાના સ્વાભાવિક સ્વરૂપમાં સ્થિર થાય છે. તેથી તેને જડ–ચેતનનું યથાર્થ જ્ઞાન–'વિવેક' પ્રાપ્ત થાયછે.આ જ્ઞાનને યોગીઓ પ્રસંખ્યાન અગર તત્ત્વજ્ઞાનકહેછે.વેદાંતીઓ તેને નિદિધ્યાસનનો પરિપાક કહે છે. આ અવસ્થામાં, ચિત્ત કોઇ સુક્ષ્મતત્ત્વનું અવલંબન કરે છે; અને પવન વિનાના સ્થાનમાં મુકેલા દિવાની માફક, સ્થિરતા ધારણ કરે છે. પ્રસંખ્યાન અગર વિવેક સાક્ષાત્કાર રૂપ વૃત્તિજ પ્રવાહીત કરે છે. આ અવસ્થાનું નામ **સવિકલ્પસમાધિ** અગર **સંપ્રજ્ઞાત સમાધિ** અગર **સબીજસમાધિ.**

વિક્ષિપ્ત ચિત્ત અને એકાગ્ર ચિત્તમાં ફેર શું ?- વિક્ષિપ્ત અવસ્થામાં રજોગુણના લેશ સહિત, સત્ત્વગુણ પ્રધાન હોય છે, અને એકાગ્રચિત્તમાં, રજોતમોના લેશ રહિત, શુદ્ધ સત્ત્વગુણ પ્રધાન હોય છે.

નિરૂદ્ધ અવસ્થામાં—બીજ, વિકલ્પ વિગેરે જે કાંઈ સબીજ સમાધિમાં અગર એકાગ્ર અવસ્થામાં હતું, તેમનું અવલંબન તજીને, ચિત્ત સ્વકારણરૂપ પ્રકૃતિમાં, લીન થઇ જાય છે. બળી ગએલી દોરડીની માફક માત્ર સંસ્કાર રૂપે રહે છે, અથવા ભુંજેલા ચણા જેવું થઇને રહે છે. આ લાભ પર વૈરાગ્યથી મળે છે. પર વૈરાગ્ય સંબંધી વિશેષ ખુલાસા આ પાદના ૧૬ મા સૂત્રમાં છે.

એકાગ્રચિત્ત અને નિરૂદ્ધ ચિત્તમાં ફેર શું ?—એકાગ્ર ચિત્ત કોઇ તત્ત્વનું અવલબન રાખે છે. અને નિરૂદ્ધ ચિત્ત અવલંબનથી રહિત હોય છે. વિશેષ જાણવા જેવું એ છે કે-નિરૂદ્ધ બનવું તે પણ ચિત્તનો ધર્મ છે—આત્માનો ધર્મ નથી.

ક્ષિપ્ત, વિક્ષિપ્ત, મૂઢ, એકાગ્ર અને નિરૂદ્ધ-એ પાંચ અવસ્થામાં, પ્રથમની ત્રણ યોગના વિરુદ્ધ છે, અને છેલ્લી બે-એકાગ્ર અને નિરૂદ્ધ-યોગની પ્રાપ્તિ કરાવી આપે એવી છે. વિક્ષિપ્ત અવસ્થામાં, ચિત્ત કોઇ કોઇવાર સ્થિર થાય છે ખરૂં, પણ તેમાં રજો તમોનો લેશ હોવાથી, તે અવસ્થા યોગીઓએ તજવા જેવી છે.

સંપ્રજ્ઞાન અને અસંપ્રજ્ઞાન યોગ ( સમાધિ ) આગળ સૂત્રોમાં વિશેષ ખુલાસા થશે.

**યોગશ્ચિત્તવૃત્તિનિરોધઃ-યોગઃ ચિત્તવૃત્તિનિરોધઃ**-તેમાં 'ચિત્તવૃત્તિ નિરોધ'ની બાબતમાં શંકા થાય, કે-ચિત્તની વૃત્તિઓ તો ઘણી છે. તે તમામ વૃત્તિઓનો નિરોધ કે અમુક અમુક વૃત્તિઓનો નિરોધ ? યોગમાં નિરોધ ખાતું મોટું છે. કોઇમાં રજોવૃત્તિ તથા તમોવૃત્તિનો નિરોધ, તો કોઇમાં સત્ત્વવૃત્તિનો નિરોધ. ત્યારે શું જ્યાં વૃત્તિઓનો નિરોધ દેખાય, ત્યાં ત્યાં યોગ સમજવો ? ના—એમ નથી. અવિદ્યાદિ કલેશો, પાપ પુણ્યરૂપી કર્મો, અને શુભ અગર અશુભ વાસના, લોકોને બંધન કરે છે. આ બંધન જે જે વૃત્તિઓમાં હોય, તે તે વૃત્તિઓનો નિરોધ કરવો, તેનું નામ યોગ. આ વાતને બીજી રીતે કહીએ તો-સબીજ સમાધિમાં અને નિર્બીજ સમાધીમાં-બેઉ સમાધિમાં-બંધન થાય, એવી વૃત્તિઓનો સમૂળો નિરોધ હોય છે. સંપ્રજ્ઞાન સમાધિ સુધી પહોંચીને ધ્યેયાકાર વૃત્તિનો નિરોધ થાય, ત્યારે અસંપ્રજ્ઞાત સમાધિ થઇ ગણાય. "**સમાધીયતે ચિત્તમ્ અનેન ઇતિ સમાધિઃ** । જેનાથી ચિત્તનું સમાધાન થાય-એટલે જેનાથી ચિત્તવૃત્તિ શૂન્ય થાય, તે સમાધિ." **યત્સમત્વં દ્વયોરત્ર, જીવાત્મપરમાત્મનોઃ । સ નષ્ટસર્વસંકલ્પઃ, સમાધિરભિધીયતે** ॥ ( સ્કંદપુરાણ ) સર્વ સંકલ્પોનો નાશ કરીને જીવ પરમાત્મામાં લીન થાય) (જીવ એટલે જીવનું ચિત્ત) તેનું નામ સમાધિ.

નિર્બીજ સમાધિમાં જીવાત્મા ક્યાં રહેતો હશે ? તેનો ખુલાસો હવે ત્રીજા સૂત્રમાં કરે છે.

**સૂત્રં—તદા દ્રષ્ટુઃ સ્વરૂપેઽવસ્થાનમ્ ॥ ૩ ॥**

પદચ્છેદઃ—**तदा-तस्मिन् काले**-ચિત્તવૃત્તિનો નિરોધ થાય ત્યારે. **द्रष्टुः**-દ્રષ્ટાની. **स्वस्य रूपं स्वरूपं तस्मिन्-स्वरूपे**-પોતાના સ્વરૂપમાં. **अवस्थानम्-स्थितिः**-સ્થિતિ.

અર્થ—ચિત્તવૃત્તિનો નિરોધ થાય,ત્યારે-તે સમયમાં-દ્રષ્ટાની સ્થિતિ પોતાના સ્વરૂપમાં હોય છે. (૩)

3 At the time of Samadhi, seer-Purusha abides in himself, or rests in his own (unmodified) state.

૩ વિવેચન—**तदा द्रष्टुः अवस्थानम् स्वरूपे-**

**तदा**—ત્યારે, તે વખતે-એટલે જ્યારે ચિત્તની તમામ વૃત્તિઓ લય પામી જાય, અને ચિત્ત ભુંજેલા ચણ્યા જેવી નિષ્ક્રિય સ્થિતિમાં પડયું રહે ત્યારે.

એટલે અસંપ્રજ્ઞાત સમાધિમાં **द्रष्टुः अवस्थानम् स्वरूपे**-દ્રષ્ટાનું-આત્માનું-સ્થાન પોતાના સ્વરૂપમાં હોય છે. પુષ્પના સાનિધ્યથી પુષ્પનો રંગ સ્ફાટીકના શિવલિંગમાં જણાતો હતો. પુષ્પને ત્યાંથી ફેંકી દેવામાં આવે, તો સ્ફાટીકનું શિવલિંગ પોતાના નિજ-સ્વરૂપમાં દેખાય છે. તેમ સાત્વિક, રાજસ અને તામસ ધર્મોનો ચિત્તમાં અભાવ થાય; તે સાથે ચિત્તનો પણ અભાવ થાય. તેમ થતાં બાકી રહેલો આત્મા સ્વસ્વરૂપમાં રહે છે.

સમાધિકાળમાં આત્મા પોતાના સ્વરૂપમાં રહે છે, ત્યારે સમાધિ ન હોય તે સમયમાં, આત્મા કેવા સ્વરૂપમાં રહેતો હશે ? તેનો ખુલાસો ચોથા સૂત્રમાં કરે છે.

**सूत्रं--वृत्तिसारूप्यमितरत्र ॥ ४ ॥**

પદચ્છેદઃ—**इतरस्मिन् काले इति इतरत्र**-વૃત્તિનો નિરોધ થાય તે સિવાયના બાકીના સમયમાં. **वृत्तीनाम् समानं रूपं यस्य सः वृत्तिसारूपः, तस्य भाव. वृत्ति सारूप्यं**-દ્રષ્ટા વૃત્તિના આકારનો બને છે.

અર્થ—વૃત્તિનો નિરોધ થાય, તે સિવાયના બાકીના સમયમાં, દ્રષ્ટા વૃત્તિરૂપ બને છે-દ્રષ્ટા વૃત્યાકાર બને છે. (૪)

4 At other times, or when-there is no Samadhi-seer becomes assimilated or seer is identified—with the modifications.

૪ વિવેચન—**इतरत्र वृत्तिसारूप्यम्** ॥

**इतरत्र-अन्यत्र-न तदा**-નો અર્થ—વ્યુત્થાન અવસ્થામાં. વ્યુત્થાન એટલે ઉલટી. વ્યુત્થાન અવસ્થા-એટલે-તેથી ઉલટી અવસ્થા. એટલે અસંપ્રજ્ઞાત સમાધિ ન હોય ત્યારે, એટલે-સંપ્રજ્ઞાત સમાધિના સમયમાં તથા જાગ્રત્ અને સ્વપ્નના સમયમાં.

**वृत्तिसारूप्यम्**—જેવી વૃત્તિ, તેવું રૂપ ધારણ કરવું તે. વૃત્તિને આકારે બનવું તે. આત્મા વૃત્તિ આકારે બને છે ત્યારે કહે છે કે-'હું સુખી છઉં, હું દુઃખી છઉં.' વિગેરે

આગળ બીજા સુત્રના વિવેચનમાં (પાનું ૧૦૭મું)વૃત્તિ સંબંધી થોડાં ખુલાસો કરી જણાવ્યું છે કે-'અંતઃકરણમાં પડેલું ચિદાભાસ વૃત્તિઓથી ડોલતું જણાય છે.' કેવી રીતે ડોલેછે,તેના બે દ્રષ્ટાંત પણ ત્યાં આપ્યાં છે. હજી વૃત્તિ સંબંધી થોડું જાણવા જેવું છે તે કહું.

**વૃત્તિ**—જેમ સૂર્યમાંથી, તેનાં કીરણો ઉત્પન્ન થાય છે, તેમ ચિત્તમાંથી, તેની વૃત્તિઓ ઉત્પન્ન થાય છે, આ વાત તો આપ સહેલાઇથી સમજી શકશો કે ' સૂર્ય હોય, તોજ તેનાં કીરણો પ્રગટે; તેમ ચિત્ત હોય; તોજ તેની વૃત્તિઓ ઉત્પન્ન થાય. '

હવે આગળ વધીએ–વૃત્તિઓ-ગુણરૂપ નથી, પણ દ્રવ્યરૂપ છે. સુખ, પ્રવૃત્તિ અને મોહ–એ સત્ત્વ, રજ અને તમ ગુણના ધર્મો છે. તે ધર્મો વૃત્તિમાં જોવામાં આવે છે. તેથી વૃત્તિ પણ દ્રવ્યરૂપ છે. સૂર્ય ઘન દ્રવ્ય છે. તેનાં કિરણો વિરલ દ્રવ્ય છે. તેમ ચિત્ત ઘનદ્રવ્ય છે. તેની વૃત્તિઓ વિરલદ્રવ્ય છે. વૃત્તિઓ દ્રવ્યરૂપ હોવાથીજ, સુખ અને દુઃખરૂપ ગુણના આશ્રયરૂપ તેઓ થઇ શકે છે. તેથીજ તેઓ ઇંદ્રિયોના ગોલક પર્યંત, અગર ઇંદ્રિયોના ગોલકથી દૂર પદાર્થ પર્યંત, જવારૂપ ક્રિયાના આશ્રયરૂપ, તેઓ ( વૃત્તિઓ ) થઇ શકે છે. જીભ અને ચામડી (ત્વચા) નામની ઇંદ્રિયોના વિષયોનો અનુભવ, ચિત્ત વૃત્તિ, તે ઇંદ્રિયોના ગોલક પર્યંત, પહોંચીને કરે છે. એટલે ત્વચાની બાબતમાં કહે છે કે-'આ ટાઢું છે, આ ઉનું છે. ' વિગેરે, અને ' આ ખાટું છે આ ખારૂં છે,' એમ જીભના વિષયોનો અનુભવ કહી બતાવે છે. ( ત્વચા અને જીભના વિષયોનો અનુભવ લેવા વૃત્તિને ગોલકની બહાર જવું પડતું નથી. ) આંખ, કાન અને નાકના વિષયોનો અનુભવ લેવા માટે, ચિત્તવૃત્તિને ગોલકની બહાર, જ્યાં તે વિષયનો આશ્રમભૂત–પ્રાણી, પદાર્થ પડયો હોય, ત્યાં સુધી જવું પડે છે. ચંદ્રને જોવા માટે, ચિત્તવૃત્તિ, આંખના ગોલકમાંથી નીકળી, ચંદ્ર સુધી પહોંચે છે. પડઘમનો અવાજ સાંભળવા માટે, ચિત્તવૃત્તિ, કાનના ગોલકમાંથી બહાર નીકળી, પડઘમ સુધી પહોંચે છે. અત્તરની સુગંધ લેવા માટે, ચિત્તવૃત્તિ નાકના ગોલકમાંથી બહાર નીકળી, અત્તરવાળાની પેટી સુધી પહોંચે છે.'

વૃત્તિ બહાર ક્યારે દોડે છે, તે વાત કરીએ.

આંખ–સૂર્યના કિરણો ચંદ્ર ઉપર પડયાં. ચંદ્રનાં કીરણો આપણી આંખ વચ્ચે રહેલી કીકી ઉપર પડયાં. આંખે તથા મગજમાં રહેલી દર્શનેંદ્રિયે તે સમાચાર ચિત્તને આપ્યાં. ચિત્તમાં તે સમાચાર પહોંચતાની સાથે, તરંગરૂપી વૃત્તિએ આંખના ગોલકદ્વારા બહાર નીકળી, ચંદ્રને નિહાળ્યો–ઓળખ્યો–કહ્યું કે–'આ તો ચંદ્ર છે.

કાન—જેમ સરોવરના અગર નદીના જળમાં, કાંકરો નાંખવાથી, જળમાં મોજાં ઉત્પન્ન થાય છે; તેમ કાંઇપણ અવાજ થતાં, આસપાસની હવાના રજકણોને ધક્કો લાગે છે. હવામાં એક પછી એક, મોજાં ઉત્પન્ન થઇ, ચારે તરફ,અવાજના બળના પ્રમાણમાં, તે મોજાં પથરાય છે. આ મોજાંનો વેગ એક સેકંડે ૧૧૪૦ ફીટ ગણાય છે. વિજળીથી ચાલતા અવાજની ગતિ તેથી વિશેષ છે. આ મોજાં કાનના કુવામાં થઇને, અંદર લાંબા નાજુક પડદા સુધી જાય છે, એ પડદો તરંગોને, ગુંચવણ ભરેલા માર્ગે થઇને મગજમાં બીજા પડદા સુધી લઇ જાય છે. ત્યાંના જ્ઞાનતંતુઓ આ અવાજને અંતઃકરણમાં પહોંચાડે છે. આ અવાજ સાંભળી અંતઃકરણમાંથી વૃત્તિ ઉભી થાય છે. તે વૃત્તિ કાનના ગોલકમાંથી

બહાર નીકળી, અવાજને ઓળખીને કહે છે કે-આતો પ્રભુના ભક્તનું પદ ગ-વાય છે.' વિગેરે.

નાક—દરેક પદાર્થ થોડા અગર ઘણા પ્રમાણમાં દ્રવ્યાજ કરે છે. કસ્તુરી, અંબર, કપુર, અત્તર–ડુંગળી, લસણ વિગેરે પદાર્થો વધારે પ્રમાણમાં દ્રવે છે. પવન તેના રજકણો ઉપાડી, આપણા નાકના જ્ઞાનતંતુઓને આપે છે. નાકના જ્ઞાનતંતુઓ મગજને પહોંચાડે છે. મગજના જ્ઞાનતંતુઓ અંતઃકરણને પહોંચાડે છે. અંતઃકરણમાંથી તુરત વૃત્તિ નાકના ગોલકદ્વારા બહાર નીકળી, ખાત્રી કરીને, કહે છે કે-'આતો મોગરાનું અત્તર છે.' વિગેરે.

વૃત્તિઓ કોની? ચિત્તની કે આત્માની? આત્માને વૃત્તિઓ હોય નહીં, કારણકે આત્મા તો-**साक्षी चेता केवलो निर्गुणः** ॥ [શ્રુતિ] આત્માને સાક્ષી, ચેતનરૂપ, કેવળ અને નિર્ગુણ કહે છે. માટે વૃત્તિઓ આત્માની નથી. **प्रकृतेः क्रियमाणानि, गुणैः कर्माणि सर्वशः । अहंकार विमूढात्मा, कर्ताहमिति मन्यते** ॥ (ગીતા.) વિગેરે અનેક કહે છે કે-'વૃત્તિઓ ચિત્તની છે.'

જેમ જળમાં પડેલું ચંદ્રનું પ્રતિબિંબ, જળ ડોલવાથી ડોલે છે. તેમ અંતઃકરણ વિહવળ થતાં,ચૈતન્ય વિહવળ થએલું જણાય છે.આ સંબંધમાં સાધનપાદના ૧૭થી-૨૦મા સૂત્રમાં ખુલાસો છે.

વૃત્તિઓ કેટલી? અને તે સુખમય કે દુઃખમય? હવે પાંચમા સૂત્રમાં તેનો ખુ-લાસો કરે છે.

**सूत्रं—वृत्तयः पंचतय्यः क्लिष्टाक्लिष्टाः ॥ ५ ॥**

પદચ્છેદઃ— **वृत्तयः**-વૃત્તિઓ. **पंच प्रकाराः इति पंचतय्यः**-પાંચ પ્રકારની છે. **क्लिष्टाः अक्लिष्टाः**-કેટલાએક વૃત્તિઓ દુઃખકર છે, અને કેટલીએક વૃત્તિઓ સુખકર છે.

**અર્થ**—વૃત્તિઓ પાંચ પ્રકારની છે. તેમાં કેટલીએક વૃત્તિઓ દુઃખકર છે, અને કેટલીએક વૃત્તિઓ સુખકર છે. (૫)

5 There are five classes of transformations; (some) are painful and others free from pain.

૫ વિવેચન—

**वृत्तयः**—સમુદ્રને કીનારે ઉભેલો મનુષ્ય, સમુદ્રના મોજાની સંખ્યા ગણી શકતો નથી, પણ તે મોજાના રંગો, અને તે મોજાના કદનું માત્ર પ્રમાણ આપી શકે છે. જેમ કે-રાતા પીળા રંગના મોજાં, અને હાથી જેવા અગર ઘોડા જેવા ઉંચાં મોજાં. તે પ્રમાણે ચિત્તરૂપી સરોવરને કાંઠે ઉભેલો મનુષ્ય, વૃત્તિઓની સંખ્યા આપી શકે તેમ નથી, પણ તે વૃત્તિઓના પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, નિદ્રા અને સ્મૃતિ એવા નામની પાંચ પ્રકારની છે, અને તેમાં કેટલીએક દુઃખકર અને કેટલીએક સુખકર છે, એટલા માટેજ **ताः पुनर्निरोद्धव्या बहुत्वे सति चित्तस्य** । આવું વાક્ય સૂત્રની શરૂઆતમાં ભાષ્યકારોએ અધ્યાહાર રાખ્યું છે.

સૂત્રમાં ઉપલો અધ્યાર ઉમેર્યા પછી-એવો અર્થ થાય છે કે—' વૃત્તિઓ તો ઘણી છે, પણ તે વૃત્તિઓનો સમાસ પ્રમાણાદિ પાંચ પ્રકારમાં, અને સુખકર દુઃખકર એવા બે પ્રકારમાં થઇ શકે છે. વૃત્તિઓને અને સંસ્કારોને ઘાટો સંબંધ છે. વૃત્તિઓથી સંસ્કાર, અને સંસ્કારોથી વૃત્તિઓ, એમ આ વૃત્તિસંસ્કારચક્ર, નિર્બીજ સમાધી સુધી ફર્યા કરે છે.

**पंचतय्यः-पंच+तयप्, पंच+तय्यः=पंचतय्यः॥ तयप्** પ્રત્યય જ્યારે સંખ્યાવાચક શબ્દને છેડે ઉમેરાય છે, ત્યારે તે પ્રત્યય, પ્રકાર સૂચવે છે. કોઇ ટીકાકાર **तयप्** નો અર્થ 'અવયવ' પણ કરે છે. પ્રકાર અને અવયવ અહીં એકજ અર્થ સૂચવે છે.

**क्लिष्टाऽक्लिष्टाः-क्लिष्टाः अक्लिष्टाः** કેટલીએક વૃત્તિઓ દુઃખકર છે, અને કેટલીએક સુખકર છે. પ્રમાણાદિ પાંચે પ્રકારમાંનો દરેક પ્રકાર, ક્લિષ્ટ અગર અક્લિષ્ટ એવા બે પ્રકારનો છે. **क्लिष्टा वृत्तिः** એટલે દુખકર વૃત્તિ. જે વૃત્તિમાં, રજોગુણ, તમોગુણ, કામ, ક્રોધ, લોભ, રાગદ્વેષ પરિતાપાદિ દોષો હોય, તે વૃત્તિ દુખકર ગણાય છે. જે વૃત્તિઓ વાસનાના સમુહને ઉત્પન્ન કરે છે. તેનું મૂળ અવિદ્યાદિ કલેશ છે, માટે તે દુખકર છે. **अक्लिष्टा वृत्तिः**-એટલે સુખકર વૃત્તિ. જે વૃત્તિમાં સત્ત્વગુણ હોય, જે વૃત્તિમાં પુરૂષ પ્રકૃતિનું જ્ઞાન, પ્રસન્નતા વિગેરે ગુણો હોય, તે સુખકર વૃત્તિ ગણાય છે.

'સામાન્યરીતે પ્રાણીમાત્ર રાગદ્વેષથી ઘેરાએલાં હોય છે; તેથી તેમની વૃત્તિઓ દુઃખકર હોય છે. સદ્ગુરૂ સત્શાસ્ત્ર અને સદ્ગ્રન્થો, એકજ અવાજે સૂચવે છે કે-'દુઃખકર વૃત્તિઓને સુખકર વૃત્તિઓદ્વારા દબાવી દો.'

અહીં આપણે એ પણ કહેવું ઘટે છે કે, **સુખ** અને **દુઃખ**નો **અર્થ** વિવેકથી સમજવો જોઇએ. પ્રાણીમાત્રને વિષયો ગમે છે, એટલે પ્રાણી માત્ર વિષયોને સુખકર માને છે. યોગશાસ્ત્ર પ્રાણીમાત્રની આ માન્યતાનો સ્વિકાર કરતું નથી. શાસ્ત્રો તો કહે છે કે—

**दुःखी सदा को, विषयानुरागी ॥**
**सुखी सदा को विषये विरक्तः ॥**

સદા દુઃખી કોણ ? જવાબ વિષયોમાં પ્રીતી રાખનારો. પ્રશ્ન—સદા સુખી કોણ ? જવાબ-વિષયોમાં વિરક્ત રહેનારો. (હવે આપણે આપણા મૂળ વિષય તરફ આવીએ.)

આપણે એમ કહ્યું કે-" દુઃખકર વૃત્તિઓને સુખકર વૃત્તિઓ દ્વારા દબાવી દો. " ત્યારે તેમાંથી એ પ્રશ્ન થાય કે-'શું માત્ર દુઃખકર વૃત્તિઓનોજ નિરોધ કરવાની જરૂર છે?' ના એમ નથી. સુખકર અને દુઃખકર બેઉ પ્રકારની વૃત્તિઓનો નિરોધ કરવો જોઇએ; પ્રથમ સુખકર વૃત્તિઓની મદદથી, દુઃખકર વૃત્તિઓનો નિરોધ કરવો, પછી સુખકર વૃત્તિઓનો પણ નિરોધ કરવો.

દ્રષ્ટાંત—(૧) કાંટો કાઢનાર કાંટા જેવી સોયની મદદથી કાંટો કાઢે—અને કાંટો કાઢયા પછી સોયનો પણ ત્યાગ કરે. (૨) ગંગાજીનું જળ ઘણીવાર ડોળું હોય છે. તેને નિર્મળ કરવાના હેતુથી, નિર્મળી નામની વનસ્પતી જળમાં નાંખવામાં આવે છે. નિર્મળી પ્રથમ જળના મેલને હરીલઇ, જળને નિર્મળ બનાવી, પોતે પણ તળીએ ઠરી જાય છે. પર વૈરાગ્ય થયા પછી, સુખકર વૃત્તિઓ નિવૃત્ત થાય છે.

હવે પાંચ પ્રકાર કયા, તેનો ખુલાસો કરે છે.

## सूत्रम्—प्रमाण-विपर्यय-विकल्प-निद्रा-स्मृतयः ॥६॥

પદચ્છેદ—**प्रमाणंच विपर्ययश्च विकल्पश्च निद्रा च स्मृतिश्च प्रमाणविपर्ययविकल्पनिद्रास्मृतयः**—પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, નિદ્રા તથા સ્મૃતિ.

અર્થ—પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, નિદ્રા અને સ્મૃતિ—એવા નામની પાંચ ચિત્તની વૃત્તિઓ છે.

6. (Still there are five classes of transformations) [1] right knowledge, (2) wrong knowledge or indiscrimination, (3) verbal delusion or fancy, (4) sleep (5) memory.

૬ વિવેચન—**પ્રમાણ**નો ખુલાસો ૭ મા સૂત્રમાં છે, **વિપર્યય** નો ખુલાસો ૮ મા સૂત્રમાં છે, વિકલ્પનો ખુલાસો ૯ મા સૂત્રમાં, નિદ્રાનો ખુલાસો દસમા સૂત્રમાં, અને **સ્મૃતિ**નો ખુલાસો અગીઆરમા સૂત્રમાં છે. તેથી આ સૂત્રમાં પાંચ પ્રકાર યાદ રાખવા ઉપરાંત, **થોડું** યાદ રાખવા જેવું જે છે,તે કહું—જાગ્રત્ સ્વપ્ન, અને સુષુપ્તિ,એ ત્રણે અવસ્થા, એકજ અંતકરણની છે. ઉપર જણાવેલી તમામ વૃત્તિઓ, આ ત્રણે અવસ્થાની છે. જાગ્રત્ તથા સ્વપ્નમાં-પ્રમાણ, વિપર્યય, વિકલ્પ અને સ્મૃતિ એ ચારે પ્રકારની વૃત્તિઓ ઉત્પન્ન થાય છે—અનુભવાય છે. સુષુપ્તિ અવસ્થામાં માત્ર નિદ્રા નામની વૃત્તિનો જ અનુભવ થાય છે. [જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ અવસ્થાઓનું વિવેચન દેહ નિરૂપણમાં છે.]

પ્રમાણ મુખ્ય પ્રકાર છે. વિપર્યય પ્રમાણથી ઉલટું છે. વિકલ્પ-વિપર્યયનો પેટા ભાગ છે. સ્મૃતિ એટલે અનુભવેલાને યાદકરવું તે નિદ્રાએ તમો દ્રવ્ય છે.

હવે પ્રમાણ સમ્બંધી ખુલાસો સાંભળીએ.

## सूत्रम्—प्रत्यक्षाऽनुमानाऽऽगमाः प्रमाणानि ॥७॥

પદચ્છેદ—**प्रत्यक्षञ्च अनुमानञ्च आगमश्च** પ્રત્યક્ષ, અનુમાન અને આગમ (હિત-વચનો) **प्रमाणानि**—એવી રીતે પ્રમાણના ત્રણ ભેદ છે.

અર્થ—પ્રત્યક્ષ,**અનુમાન,** અને શાસ્ત્ર (હિત)વચનોરૂપી આગમ, એવી રીતે **પ્રમાણના** ત્રણ પ્રકાર છે.

7. There are three classes of proofs—(1) direct perception or direct cognition, (2) inference, (3) testimony.

૭ વિવેચન—પ્રત્યક્ષ, અનુમાન અને આગમ એવા ત્રણ પ્રકાર-ત્રણભેદ-પ્રમાણના બતાવ્યા; પણ પ્રમાણ એટલે શું ? તે પહેલું વિચારીએ. **प्रमीयते येन तत् प्रमाणम् ॥** જેનાથી મપાય છે તે પ્રમાણ. પ્રમાણ એટલે **માપ**, અથવા **प्रमाता येन अर्थं प्रमिनोति तत् प्रमाणम् ॥** માપ લેનારો જેનાથી માપ લઈ શકે છે, તે પ્રમાણ. બાર ઇંચનો ફુટ એમ **સૌ** જાણે છે, તેથી કોઈ કહે કે, એક ફુટ કપડું આપો, તો તેનો **અર્થ**, માંગનાર આપનાર અને સાંભળનાર,**એમ** ત્રણે સમજી શકે છે. બાજરી મણ લાવજો. તેમાં મણ પ્રમાણ છે, આ તો સામાન્ય વાત કરી. હજી પ્રમાણ શબ્દનો વિશેષ વિચાર કરીએ, તો જણાય

છે કે–તેમાં **પ્રમા** નામનો શબ્દ છે. **પ્રમા** એટલે યથાર્થ જ્ઞાન. યથાર્થ જ્ઞાન જેનાથી થાય તેપ્રમાણ, એટલે પ્રમાણુ પ્રમાનું સાધન છે. પ્રમાણુ હોયતોજ પ્રમા થાય. એટલે પ્રમાણુ વિના, કોઇ વાત યથાર્થ સમજાય નહિં. આ તો **પ્રમા**નો સાધારણ અર્થ કર્યો. સાંખ્યમત કહે છે કે—

**द्वयोरेकतरस्य वाऽप्यसंनिकृष्टार्थपरिच्छित्तिः प्रमा ॥**

અજ્ઞાત અને અબાધિત અર્થનું જ્ઞાન તે પ્રમા. તે પ્રમા પુરૂષ અને બુદ્ધિનો અથવા એમાંના એકનો ધર્મ છે. તેનો વિશેષ અર્થ એ છે કે—

**अनधिगततत्त्वबोधः । पौरुषेयो व्यवहार-हेतुः प्रमा ॥**

એ વચનોથી શ્રી વાચસ્પતિ મિશ્ર કહે છે કે—' પરમાત્મા સંબંધી જે યથાર્થ જ્ઞાન થાય તે **પ્રમા.** '

હવે પ્રત્યક્ષ, અનુમાન અને આગમ સંબંધી વાત કરીએ.

' **प्रमाता चेतनं शुद्धः** દેહની અંદર પ્રમાણ લેનારો શુદ્ધ આત્મા છે.' એવું વિજ્ઞાન ભિક્ષુનું કહેવું છે. પણ શુદ્ધ આત્મા તો—'**असंगो ह्ययं पुरुषः**' ॥ " **ज्ञानं नैवात्मनो धर्मो, न गुणो वा कथंचन । ज्ञानस्वरूप एवात्मा नित्यः सर्वगतः शिवः** ॥ " '**साक्षी चेता केवलो निर्गुणश्च**'तथा'**पुरुषस्तु प्रमासाक्ष्येव न प्रमाता**'વિગેરે વચનો કહેછેકે–' પ્રમા આત્માનો ધર્મ નથી, પણ બુદ્ધિનો ધર્મ છે. બુદ્ધિથી અશુદ્ધ થએલો આત્મા **પ્રમાતા**: ગણાય છે.

**प्रत्यक्षप्रमाणानि**--પ્રત્યક્ષ પ્રમાણ સંબંધી વાત કરીએ. **इंद्रियप्रणालिकया चित्तस्य** વિગેરે શબ્દોથી ભાષ્યકાર કહે છે–ઇંદ્રિયો દ્વારા જે જ્ઞાન થાય, તે પ્રત્યક્ષ પ્રમાણ, તેનો બીજો અર્થ--સ્વાનુભવ તે પ્રત્યક્ષ પ્રમાણ. કપુર અગર કસ્તુરીની સુગંધ નાકના જ્ઞાન તંતુ સુધી પહોંચતાં, તે તંતુઓ આ સમાચાર મગજમાં પહોંચાડે છે. મગજ તે સમાચાર અંતકરણમાં પહોંચાડે છે. અંતકરણમાં આ સમાચાર પહોંચતા, અંતકરણમાંથી વૃત્તિ ઉત્પન્ન થાયછે. તે વૃત્તિ નાકદ્વારા બહાર નીકળી, પદાર્થની ખાત્રી કરે છે. ખાત્રી કરતાં તે પદાર્થાકાર બને છે. આ પ્રમાણે તૈયાર થએલી વૃત્તિનું નામ પ્રત્યક્ષ પ્રમાણ વૃત્ત. (વિજળીના તાર કરતાં, જ્ઞાનતંતુના તાર વધારે ગતિવાળા છે, એ વાત યાદ રાખવી.)

આ ક્રિયામાં વૃત્તિઓનું પ્રમાણ સમજવું,ઇંદ્રિયોનું પ્રમાણ ન સમજવું.ઇંદ્રિયો તો આ ક્રિયામાં સાધનરૂપ છે. હજી આગળ વધીએ. ચશ્માનો કાચ કાળો હોય, તો ચંદ્ર કાળો દેખાય; તેમ જેની આંખમાં કમળો હોય; તેને ચંદ્ર પીળો દેખાય છે. તાત્પર્ય સાધનની ખોડથી પ્રત્યક્ષ પ્રમાણમાં ખોડ આવે છે. એટલે ચંદ્ર પીળો નથી, છતાં કમળાવાળાને પ્રત્યક્ષ પ્રમાણથી ચંદ્ર પીળો દેખાય છે.

[કેમ સાવધાન છો ? સાવધાન હશો? તો જરૂર સમજાશે. આટલું સમજ્યા પછી, આગળ વધીએ. હજી આગળ જોવાનું છે.]

ચંદ્રમાં ખોડ નથી, છતાં આંખની ખોડથી ચંદ્રમાં ખોડ દેખાણી. બીજી વાત કરીએ. ચંદ્રનું પ્રતિબિંબ જળમાં પડે, ત્યારે જળના હલન ચલનથી, આકાશમાં લટકતો ચંદ્ર કદિ ચલાયમાન થતો નથી, પણ જળમાં પડેલું તેનું પ્રતિબિંબ ચલાયમાન થાય છે, તે પ્રમાણે

**नित्यः सर्वगतो ह्यात्मा, बुद्धिसंनिधिमत्तया ।**
**यथा यथा भवेद्बुद्धि-रात्मा तद्वदिहेष्यते ॥**

**અર્થ**—આત્મા નિત્ય અને સર્વ વ્યાપક છે. તોપણ તે બુદ્ધિની પાસે છે—બુદ્ધિમાં તેનું પ્રતિબિંબ પડે છે, માટે—બુદ્ધિની સત્તાથી, બુદ્ધિ જેવી હોય છે તેવો, આત્મા જણાય છે. હજી આ વિષયને વધારે સાવધાનતાથી નિહાળીએ તો જણાય છે કે—પ્રમાનો લાભ બુદ્ધિમાંથી ઉત્પન્ન થાય છે, આત્મામાંથી ઉત્પન્ન થતો નથી; કારણ કે આત્મા અસંગ છે.

આંતર પ્રત્યક્ષપ્રમાણ, અને બાહ્ય પ્રત્યક્ષપ્રમાણ, એવા બે પ્રકારના પ્રમાણ છે.આંતર પ્રત્યક્ષ મનથી થાય છે. સુખ, દુઃખ, હર્ષ, શોક, ભય અને આત્મા, મનથી પ્રત્યક્ષ થાય છે. ઘડો, વાટકી વિગેરે બાહ્ય પદાર્થો, ઇંદ્રિયોથો પ્રત્યક્ષ થાય છે. આંખ, કાન, જીભ, ત્વચા અને નાક નામની જ્ઞાનેંદ્રિયો પાંચ છે; તેથી બાહ્ય પ્રત્યક્ષ પ્રમાણ પાંચ પ્રકારનું છે. આંખ તથા કાનથી જે પ્રત્યક્ષ થાય છે. તે બે પ્રકારમાં ચિત્તવૃત્તિ તે વિષયપ્રદેશપર્યંત દોડે છે; અને જીભ, ત્વચા અને નાકથી જે પ્રત્યક્ષ થાય છે, તેમાં ચિત્તવૃત્તિ તે તે ઇંદ્રિયોના ગોલકમાં બેસીને કામ કરે છે.

ઇંદ્રિયો ઇંદ્રિઓના વિષયો સાથે જોડાય, તે વ્યાપાર કહેવાય. જે જ્ઞાન થાય, તે 'અમુક ઇંદ્રિય જન્ય પ્રત્યક્ષજ્ઞાન કહેવાય છે.

ફળ—પ્રત્યક્ષપ્રમાણનું ફળ પ્રત્યક્ષજ્ઞાન, અગર પ્રત્યક્ષપ્રમા. ઉપરના વિવેચનને આધારે પ્રત્યક્ષજ્ઞાન બે પ્રકારનું છે. આંતર પ્રત્યક્ષજ્ઞાન અને બાહ્યપ્રત્યક્ષજ્ઞાન.

આંતર પ્રત્યક્ષજ્ઞાન પણ બે પ્રકારનું છે.એક જ્ઞાન આત્માને વિષય કરનારૂં,બીજું આંતર પ્રત્યક્ષજ્ઞાન, સુખ દુઃખાદિને અનુભવે છે. શુદ્ધ અને અશુદ્ધ એવા બે પ્રકારના આત્મા છે. 'હું બ્રહ્મસ્વરૂપ છઉં. એ શુદ્ધ આત્માનું પ્રત્યક્ષજ્ઞાન છે.' 'હું નથુભાઇ છઉં'—'હું કર્તા છઉં' 'હું બ્રાહ્મણ છઉં' વિગેરે. તે અશુદ્ધ આત્માનું આંતર પ્રત્યક્ષજ્ઞાન છે.

**અનુમાન પ્રમાણ**—અનુમાન કરવું એ કોઇ સામાન્ય બુદ્ધિનું કામ નથી. અનુમાન કરવાની શક્તિ, અનુભવના પ્રમાણમાં ખીલે છે. એક અનુભવી વૈદ્ય નાડી જોઇને, રોગનાં કારણ કહી બતાવે છે. એક અનુભવી પોલીસ અમલદાર ગુન્હો જોઇને, ગુન્હાનું સ્વરૂપ બહુ સારી રીતે અટકળી શકે છે.આસપાસના સંજોગો બરાબર તપાસી, તથા તે સંજોગોને બરાબર વિચારી—જે કહેવું, તે અનુમાન કહેવાય છે, અનુમાન કરવાની શક્તિ ઉપરથી બુદ્ધિ, વિદ્યા અને અનુભવની પરીક્ષા થાય છે. સાંભળો—

**युधिष्ठिरस्य या कन्या, निकुलस्य च गेहिनी ।**
**भीमसेनस्य या माता, सा माता वरदा भव ॥१॥**
**सुवर्णालंकृता कन्या, हेमालंकारवर्जिता ।**
**सा कन्या विधवा जाता, गृहे रोदिति तत्पतिः ॥२॥**

સામાન્ય અર્થ—યુધિષ્ઠિરની જે કન્યા, તે નિકુળની સ્ત્રી, ભીમસેનની જે માતા, તે માતા વરદાન આપ. તે માતા પ્રસન્ન થા. (૧) સુવર્ણના અલંકારથી શણગારેલી, અને

હેમના અલંકાર વિનાની. વળી તે કન્યા–વિધવા હતી, અને તેણીને ઘેર તેણીનો પતિ રડતો હતો.

[આ અર્થ તદ્દન ખોટો છે. અનુમાનથી સિદ્ધ થએલો તેનો અર્થ સાંભળો—]

યુધિષ્ઠિર એ હિમાલયનું નામ છે. માટે હિમાલયની જે પુત્રી પાર્વતી તે; જેને કુળ નથી, એવા મહાદેવજી–તેમના જે સ્ત્રી; મોટી સેનાવાળા કાર્તિક સ્વામીની જે માતા; તે માતા (અમારા ઉપર પ્રસન્ન થાઓ, અને) અમને વરદાન આપો. (૧) સુવર્ણ એટલે ઉત્તમવર્ણ–ઉત્તમ જાતિ. ઉત્તમ જાતિમાં ઉત્પન્ન થએલીએક કન્યા;હેમ એટલે સોનું. સોનાના અલંકારથી રહિત. વિધવાના બે અર્થ. એક જેનો પતિ મરી ગયે હોય તે, અને બીજો અર્થ–જે સ્ત્રીને ઘણા ધવો–પતિઓ–છે તે સ્ત્રી. તે સ્ત્રીનો પતિ, સ્ત્રીના વ્યભિચારથી, ઘરમાં જરૂર રડે. (૨).

અનુમાન કરનારની બુદ્ધિ સારી રીતે કેળવાયેલી હોવી જોઇએ. તેમ હોય તો જ યથાર્થ અનુમાન થાય, નહિંતો ખોટાં અનુમાન થાય. ધુમાડો હોય ત્યાં અગ્નિ હોવો જ જોઇએ. માછલું હોય ત્યાં જળ હોવું જ જોઇએ. સરોવરમાં માછલું હોવાનો સંભવ છે, માટે અનુમાન કરવામાં સરોવર સપક્ષ છે; અને કોઇ કહે છે કે 'મેં આકાશમાં માછલું જોયું,' તો આકાશમાં માછલું હોવાનો સંભવ નથી, માટે આકાશ વિપક્ષ છે. જે સિદ્ધ કરવાનું હોય, તે સાધ્ય કહેવાય છે. એટલે અનુમાનપ્રમાણવૃત્તિ સપક્ષમાં વિદ્યમાન હોય છે, અને વિપક્ષમાં તેનો અભાવ હોય છે. દુધ આપવું એ માદાનો ધર્મ છે, છતાં કોઇ કહે કે–'આ તો પાડાનું દુધ છે.' તો તે મનાય નહિં. તે સાંભળીને એમ પ્રશ્ન થાય કે–'પાડો કે પાડી ? પાડીનું દુધ હશે. પાડાનું દુધ ન હોય.' એટલા માટે યોગભાષ્યમાં કહે છે કે–'**अनुमेयस्य तुल्यजातीयेष्वनुवृत्तो भिन्नजातीभ्यो व्यावृत्तः संबंधो यस्तद्विषया सामान्यावधारणप्रधाना वृत्तिरनुमानम् ॥**' સજાતીય પદાર્થોમાં રહેલો, અને વિજાતીય પદાર્થોથી ભિન્ન જણાતો જે હેતુ હોય છે, તે હેતુના વિષયને સારી રીતે જે પ્રકાશ કરે તે અનુમાન. જેના જ્ઞાનથી સાધ્યનું જ્ઞાન થાય, તે લિંગ અગર ચિન્હ કહેવાય છે. દ્રષ્ટાંત—ધુમાડાના જ્ઞાનથી અગ્નિનું જ્ઞાન થાય. માટે ધુમાડો લિંગ અગર ચિન્હ, અને અગ્નિ સાધ્ય કહેવાય છે. વ્યાપ્ય એટલે ન્યૂનદેશમાં રહેનાર, અને વ્યાપક એટલે વિશેષ દેશમાં રહેનાર. ધુમાડામાં અગ્નિની વ્યાપ્તિ છે, માટે ધુમાડો અગ્નિનો વ્યાપ્ય, અને ધુમાડાનો વ્યાપક અગ્નિ. હજી જરા આગળ જઇએ તો, જણાય છે કે—ધુમાડા વિનાનો અગ્નિ હોય, પણ અગ્નિ વિના ધુમાડો ન હોય, માટે ધુમાડાનો વ્યાપ્ય અગ્નિ નથી; પણ ધુમાડાનો વ્યાપક અગ્નિ છે. તાત્પર્ય—ધુમાડો વ્યાપ્ય અને અગ્નિ વ્યાપક. જ્યાં અગ્નિ હોય, ત્યાં ધુમાડો સંભવે છે. સંભવે છે, એટલે જ્યાં અગ્નિ હોય, ત્યાં અગ્નિ પ્રગટવાની શરૂઆતમાં ધુમાડો હોય છે. અગ્નિ પ્રગટયા પછી ધુમાડો હોતો નથી. દ્રષ્ટાંત—સળગી ઉઠેલા અગ્નિમાં અંગાર હોય છે, પણ ધુમાડો હોતો નથી. તપી ગએલા લોઢાના પાટામાં અગ્નિ છે, પણ ધુમાડો નથી.

સિદ્ધ અને અસિદ્ધ અનુમાન—એવા બે પ્રકાર પણ છે.

સિદ્ધ અનુમાન-દ્રષ્ટાંત—આઠ અને પાંચ ભેળા થાય,તો તેરજ થાય;જ્ઞાન ન હોય ત્યાં

અજ્ઞાનજ હોય; અજવાળું ન હોય ત્યાં અંધારૂંજ હોય. શ્રદ્ધા વિના ધર્મ ન હોય; પૃથ્વી વિના ગંધ ન હોય. વિગેરે.

અસિદ્ધ અનુમાન-દ્રષ્ટાંત—વિદ્યા,ધન,જુવાની અને અધિકાર-અમલ-હોય,ત્યાં અભિમાન હોય, અને ન પણ હોય. સ્ત્રી પુરૂષના સંગથી સંતાન પ્રાપ્તિ થાય, અને ન પણ થાય. ચોમાસું આવતાં, વરસાદ આવે, અને ન પણ આવે. વિગેરે.

પૂર્વવત્, શેષવત્ અને સામાન્યતઃદષ્ટ. એવા અનુમાનના ત્રણ પ્રકાર પણ છે. દષ્ટાંત— (૧) પૂર્વવત્—કારણ જોઇને અનુમાન થાય તે. જેમ શ્રદ્ધા દેખીને ધર્મનું અનુમાન થાય. (૨) શેષવત્—કાર્ય દેખીને કારણનું અનુમાન થાય તે. ગંધ દેખીને પૃથ્વીનું અનુમાન થાય. ફળ દેખીને વૃક્ષનું અનુમાન થાય તે. જેમ નદીમાં પુર દેખીને નદીના મૂળ તરફ વરસાદનું અનુમાન થાય. વિગેરે. (૩) સામાન્યતોદષ્ટ—સૂર્યની ગતી દેખાતી નથી, પણ સવારમાં સૂર્ય પૂર્વમાં ઉગે છે, અને સાંજે પશ્ચિમમાં આથમે છે. તે દેખી સૂર્ય ગતીમાન છે, એમ અનુમાન થાય છે.

અનુમાનથી જે જ્ઞાન થાય, તે અનુમિતિજ્ઞાન અગર અનુમાનપ્રમા કહેવાય છે.

**આગમ પ્રમાણ** ચિત્તવૃત્તિ—**આગમ** એટલે શું ?–તે વાત પ્રથમ કરીએ.'**આગમ**' એટલે આપ્તવચન. આપ્ત એટલે વ્હાલા અગર શુભેચ્છક. આપ્તવચન એટલે વ્હાલાનાં અગર શુભેચ્છકનાં વચન. આ સંસારમાં વ્હાલા અગર શુભેચ્છક તો ઘણા હોય, પણ સંત, સદ્દગુરૂ અને શાસ્ત્ર એ ત્રણના જેટલું કોઇ વિશેષ શુભેચ્છક નથી, માટે સંત, સદ્દગુરૂ અને શાસ્ત્ર આપણાં આપ્ત ગણાય છે. [ફી, ભેટ વિગેરે દ્રવ્ય આપીએ, તો જ્ઞાન આપે, તે આપ્ત પુરૂષ કહેવાય નહિં.] વેદ, તથા પ્રાચીન સત્શાસ્ત્રો આગમ કહેવાય છે. આપ્તવચનથી જે વૃત્તિ ઉત્પન્ન થાય, તે આગમપ્રમાણવૃત્તિ કહેવાય છે. દ્રષ્ટાંત—શ્રીકૃષ્ણે અર્જુનને ગીતા સંભળાવી, તે આપ્તવચનો છે. કૌરવોના મરણ પછી, ધૃતરાષ્ટ્ર અને ગાંધારી પાંડવોને આશરે રહેતાં હતાં. તે વખતે વિદુરે જે ઉપદેશ આપ્યો, તે આપ્તવચનો છે. આગમપ્રમાણ, આપ્તવચન અને શબ્દપ્રમાણ એ ત્રણેનો એક જ અર્થ છે. તે પ્રમાણથી જે જ્ઞાન થાય, તે 'શાબ્દીજ્ઞાન' અગર 'શાબ્દીપ્રમા' કહેવાય છે. વેદ તો આગમ ગણાય, પણ મનુ આદિની સ્મૃતિઓ આગમ ગણાય ? તેના ઉત્તરમાં કહેવાનું કે--

**यः कश्चित् कस्यचिद्धर्मो, मनुना परिकीर्तितः ।**
**स सर्वोऽभिहितो वेदे, सर्वज्ञानमयो हि सः ॥**

ભૃગુઋષિ કહે છે કે—વર્ણ અને આશ્રમના જે જે ધર્મો, મનુએ પ્રતિપાદન કર્યાં છે, તે સઘળા વેદમાં લખ્યા છે. કારણ કે મનુ સર્વ વેદનો જ્ઞાતા હોવાથી સર્વજ્ઞ છે.

**आप्तेन दृष्टोऽनुमितो वाऽर्थः परत्र स्वबोधसङ्क्रान्तये शब्देनोपदिश्यते शब्दात्तदर्थविषया वृत्तिः श्रोतुरागमः ॥**

**અર્થ**—પદ બોધિની ટીકા કહે છે કે—તત્ત્વદર્શન, કારૂણ્ય **અને** બુદ્ધિની

તીક્ષ્ણતાથી જે યુક્ત હોય, તે **આપ્ત પુરુષ** ગણાય છે, એવા **આપ્તપુરૂષે** પ્રત્યક્ષ પ્રમાણથી, અગર અનુમાનપ્રમાણથી અગર શાસ્ત્રાધ્યયનથી જે કાંઈ જાણ્યું હોય, તેનો ઉપદેશ કરવો, તે **આપ્તવચન.** આપ્તવચન સાંભળી, હિતનો સ્વિકાર કરવાની, અને અહિતનો પરિત્યાગ કરનારી, જે વૃત્તિઓ પ્રગટ થાય, તે આગમપ્રમાણવૃત્તિ ગણાય છે.

પ્રત્યક્ષપ્રમાણમાં વસ્તુ નજરે પડે છે. અનુમાનપ્રમાણમાં અને શાબ્દીપ્રમાણમાં વસ્તુનો અભાવ હોય છે. હવે વિપર્યય વૃત્તિનો ખુલાસો કરે છે.

**सूत्रम्—विपर्ययो मिथ्याज्ञानमतद्रूपप्रतिष्ठम् ॥८॥**

પદચ્છેદ—**अतद्रूपे प्रतिष्ठा यस्य तत् इति मिथ्याज्ञानं**-વસ્તુમાં જે નથી, તેનું તેમાં ભાન થાય, તેનું નામ મિથ્યાજ્ઞાન-તે. **विपर्ययः**—'વિપર્યય.'

અર્થ—વસ્તુમાં જે નથી, તેનું તેમાં ભાન થાય, તેનું નામ મિથ્યા જ્ઞાન.(દોરડીમાં સાપ નથી, છતાં તેમાં સાપનું ભાન થાય, અને સાપમાં દોરડી નથી, પણ તેમાં દોરડીનું ભાન થાય, એટલે દોરડી સમજી સાપને પકડે તે.) આ મિથ્યા જ્ઞાન જ 'વિપર્યય' કહેવાય છે.

8. Indiscrimination is false conception (સમજણ) of the thing, whose real form does not correspond to that conception.

૮ વિવેચન—છીપમાં રૂપાની ભ્રાંતિ થાય, તે મિથ્યાજ્ઞાન અથવા વિપર્યય. દોરડીમાં સર્પની ભ્રાંતિ થાય, અગર સર્પમાં દોરડીની ભ્રાંતિ થાય, તે પણ વિપર્યય. આ સંસારમાં માતા પિતા જેવું કોઇ હિતકર નથી, છતાં તેમનાં વચનો-તેમની શીખામણ-કડવી લાગે. તે પણ વિપર્યય. **अतद्रूपप्रतिष्ठम्**—જે તે નથી, છતાં તેને તે માનવું, તે વિપર્યય. તે સાપ દોરડી નથી, છતાં તેને દોરડી માની પકડવો, તે વિપર્યય.

**तद्रूपप्रतिष्ठम्** શબ્દ, **अतद्रूपप्रतिष्ठम्** શબ્દથી ઉલટો અર્થ સૂચવે છે. વિષયના યથાર્થરૂપ પ્રમાણે ચિત્તવૃત્તિ પરિણામ પામે, તો તે પ્રમાણવૃત્તિ કહેવાય છે; અને વિષયના અયથાર્થરૂપ પ્રમાણે ચિત્તવૃત્તિ પરિણામ પામે, તો તે વિપર્યયવૃત્તિ કહેવાય છે. જે જ્ઞાન પછીના જ્ઞાનથી બાધ પામતું નથી-તે ખોટું ઠરતું નથી, તે પ્રમાણજ્ઞાન, જે જ્ઞાન પછીના જ્ઞાનથી બાધ પામે તે વિપર્યય જ્ઞાન.

આ વિપર્યય અગર મિથ્યાજ્ઞાનનું મૂળ કયાં?—**अविद्याऽस्मितारागद्वेषाभिनिवेशाः पञ्चक्लेशाः** [ સાધનપાદ સૂત્ર નં. ૩ ] અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ, અભિનિવેશ, એ પાંચ ક્લેશ છે.

**तमो मोहो महामोहस्-तामिस्रो ह्यंधसंज्ञितः**
**अविद्या पंचपर्वैषा, प्रादुर्भूता महात्मनः ॥**

(વિષ્ણુપુરાણ)

**અર્થ**—તમ, મોહ, મહામોહ, તામિસ્ર, અંધતામિસ્ર એ નામની પાંચ પ્રકારની અવિદ્યા. જીવાત્માને અનાયાસે પ્રાપ્ત થાય છે.

આ પાંચ પ્રકારના બાસઠ વિભાગ છે એવું ઇશ્વરકૃષ્ણ–સાંખ્યમતના આચાર્ય કહે છે. તે પણ સાંભળો—

**भेदस्तमसोऽष्टविधो, मोहस्य च दशविधो महामोहः**
**तामिस्रोऽष्टादशधा तथा भवत्यधतामिस्रः ॥४८॥**

**અર્થ**—તમોગુણ આઠ પ્રકારનો છે, મોહના પણ આઠ પ્રકારનો છે. મહામોહ દસ પ્રકારનો છે, તામિસ્ર અઢાર પ્રકારનો છે; અને અંધતામિસ્ર અઢાર પ્રકારનો છે. ( ૮+૮+૧૦+૧૮+૧૮=૬૨ ) દરેકના વિભાગના નામ આપીએ—

તમોગુણના આઠ વિભાગ—અવ્યક્ત, મહતત્ત્વ, અહંકાર અને–શબ્દસ્પર્શ–રૂપ–રસ અને ગંધ નામની–પાંચ તન્માત્રા. એ આઠ અનાત્મ વસ્તુમાં આત્મબુદ્ધિ થાય, તે તમોગુણ અગર અવિદ્યા.

મોહ—આઠ પ્રકારનો છે–અણિમા, મહિમા, લઘિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, વશિત્વ, ઇશિત્વ યત્રકામાવસાયિતા નામની આઠ સિદ્ધિઓ છે. જેઓ વસ્તુતાએ મોક્ષદાતા નથી, છતાં તેમને મોક્ષદાતા માનવી, એ મોહ અગર અવિદ્યા છે. (આ સિદ્ધિઓનું નિરૂપણ આગળ વિભૂતિપાદના ૪૫મા સૂત્રમાં છે.)

મહામોહના દસ વિભાગ—આ લોકના, શબ્દસ્પર્શાદિ પાંચ વિષયો અને, પાંચ વિષયો સ્વર્ગના મળીને, દસ વિષયોમાં જે પ્રીતિ, તે મહામોહ.

તામિસ્રના અઢાર વિભાગ–મહામોહ થયા પછી, અણિમાદિ આઠ સિદ્ધિઓ અફળ થાય છે, અને તેમ થતાં આ લોક તથા પરલોકના મળીને દસ વિષયો પણ નિષ્ફળ જાય છે. આ પ્રમાણે આ અઢારના પ્રતિબંધથી જે ક્રોધ થાય છે, તે અઢાર વિભાગનો તામિસ્ર કહેવાય છે.

અંધતામિસ્રના અઢાર વિભાગ–અણિમાદિક આઠ પ્રકારની સિદ્ધિ પ્રાપ્ત થાય, અને આ લોકના તથા પરલોકના દસે વિષયોના ભોગ પ્રાપ્ત થાય, તોપણ એ સર્વે ( ૧૮ ) કલ્પાંતે નાશ પામશે, એવો જે ત્રાસ, તે અઢાર પ્રકારનો અંધતામિસ્ર.

વિપર્યયવૃત્તિ—અગર—મિથ્યાજ્ઞાનવૃત્તિ, જન્મમરણ દાતા છે, માટે તેનો ત્યાગ કરવો. કારણ કે—

"**विपर्ययादिष्यते बन्धः ॥**" [સાંખ્યકારિકા] વિપર્યયથી બંધન પ્રાપ્ત થાય છે.

હવે વિકલ્પ સંબંધી સૂત્ર છે.

## **સૂત્રમ્—शब्दज्ञानाऽनुपाती वस्तुशून्यो विकल्पः ॥९॥**

પદચ્છેદ—**शब्दस्य ज्ञानं शब्दज्ञानं.तस्य अनुपाती**-શબ્દનું જ્ઞાન થયા પછી જે સમજાય સાંભળ્યા પછી સમજાય તે. **वस्तुशून्यः**-(પણ) તેમાં વસ્તુ ન હોય–વર વિનાની જાન. **विविधाः ( मिथ्या ) कल्पाः यस्मिन् सः विकल्पः**-જેમાં અનેક મિથ્યા વિચાર થાય તે વિકલ્પ.

**અર્થ**—શબ્દના જ્ઞાનથી સમજાય, કે આ વસ્તુ છે, પણ તેમાં વસ્તુ ન હોય—એવો જે વિચાર—એવી જે વૃત્તિ–તે **વિકલ્પવૃત્તિ** કહેવાય છે.

9. Verbal delusion or fancy results from words, having no corresponding reality, or having nothing to answer to it in reality.

૯ વિવેચન–**સમ્યક્ કલ્પઃ** (વિચાર) **યસ્મિન્ સઃ સંકલ્પઃ**–દૃઢ વિચાર અગર નિર્ણય. **વિવિધાઃ કલ્પાઃ યસ્મિન્ સઃ વિકલ્પઃ**–અનેક પ્રકારના વિચારો કરવા તે વિકલ્પ.

**શબ્દજ્ઞાનાઽનુપાતી**—એ વિકલ્પનું વિશેષણ છે. **શબ્દજ્ઞાનાઽનુપાતી વિકલ્પઃ**–શબ્દ થયા પછી, જે મિથ્યા જ્ઞાન થાય છે, તે વિકલ્પ કહેવાય છે.

**વસ્તુશૂન્યઃ**—તે પણ વિકલ્પનું વિશેષણ છે. એટલે જે જ્ઞાન વસ્તુ (વિષય)થી શૂન્ય જન્ય જ્ઞાન હોય છે, તે વિકલ્પ કહેવાય છે.

તાત્પર્ય—શબ્દ સાંભળીને, મિથ્યા પદાર્થ વિષયક જે પરિણામ આવે છે, તે વિકલ્પ કહેવાય છે. અમુક શબ્દ સાંભળ્યા પછી, તેના અર્થનો શાંતિપૂર્વક વિચાર ન કરતાં, એકદમ સિદ્ધાંત બાંધી દેવો, તે વિકલ્પ કહેવાય છે. વિકલ્પ મનની દુર્બળતા સૂચવે છે. સંકલ્પ મનની દૃઢતા સુચવે છે. ક્રોધ તથા દુઃખ થાય, એવા પ્રસંગોમાં અવશ્ય કરીને, વિકલ્પવૃત્તિને તપાસવી જોઇએ.

શબ્દજ્ઞાન થઇ ગયા પછી, વિકલ્પવૃત્તિ ઉત્પન્ન થાય છે, માટે તેનો સમાસ, આગમપ્રમાણમાં–શાબ્દીપ્રમાણમાં–કેમ ન કર્યો? તે પ્રશ્નનો જવાબ એ છે કે–પ્રમાણ નિશ્ચિત ભાવ સૂચવે છે, અને વિકલ્પ અનિશ્ચિત–મિથ્યા–ભાવ સૂચવે છે. પ્રમાણ ભવિષ્યકાળમાં અબાધીત છે. વિકલ્પ ભવિષ્યકાળમાં બાધિત થાય છે.

વસ્તુશૂન્ય ચિત્તવૃત્તિ 'વિકલ્પ' કહેવાય, તો તેનો અંતર્ભાવ વિપર્યયમાં કેમ ન થાય? કારણ કે વિપર્યય પણ વસ્તુશૂન્ય ચિત્તવૃત્તિ છે. તે પ્રશ્નનો ઉત્તર એ છે કે–જેમાં ભ્રમ થાય, તે વિપર્યયજ્ઞાન, અને ઘણા વિદ્વાનોને પણ, વિચારદ્વારા બાધજ્ઞાન થાય; તે વિકલ્પજ્ઞાન. વિકલ્પવૃત્તિ કોઇ ઠેકાણે અભિન્ન પદાર્થોનો ભેદ જણાવે છે. દૃષ્ટાંત—**રાહોઃ શિરઃ** એટલે–શિર શરીરથી ભિન્ન નથી, છતાં ભિન્ન હોય, એવો ભાવ સમજાય છે માટે તે વિકલ્પવૃત્તિ કહેવાય છે. વળી કોઇ ઠેકાણે ભિન્ન પદાર્થોની અભિન્નતા સુચવે છે. જેમ "**અયઃ પિણ્ડો દહતિ**—લોઢાનો ગોળો બાળે છે." બાળનાર અગ્નિ છે. તે લોઢાના ગોળાથી ભિન્ન છે, છતાં કહે છે કે–લોઢાનો ગોળો બાળે છે, તે પણ વિકલ્પવૃત્તિ.

આ પ્રમાણે '**પ્રતિવિદ્ધવસ્તુધર્મા નિષ્ક્રિયઃ પુરુષઃ**,॥ **અર્થ**—સઘળા પદાર્થોમાં રહેલા ધર્મોથી રહિત, અને ક્રિયાના અભાવવાળો પુરૂષ છે.' તે પણ વિકલ્પજ્ઞાન છે. કારણકે ક્રિયાના અભાવવાળો પુરૂષ કહ્યો, તેમાંજ 'સઘળા પદાર્થોમાં રહેલા ધર્મોથી રહિત' એ ભાવ આવી જાય છે. તે પ્રમાણે '**અનુત્પત્તિધર્મા પુરુષઃ** એટલે—પુરૂષ ઉત્પત્તિ-

અર્થ—શબ્દના જ્ઞાનથી સમજાય, કે આ વસ્તુ છે, પણ તેમાં વસ્તુ ન હોય—એવો જે વિચાર—એવી જે વૃત્તિ-તે **વિકલ્પવૃત્તિ** કહેવાય છે.

9. Verbal delusion or fancy results from words, having no corresponding reality, or having nothing to answer to it in reality.

૯ વિવેચન-**सम्यक् कल्पः** (વિચાર) **यस्मिन् सः संकल्पः**-દૃઢ વિચાર અગર નિર્ણય. **विविधाः कल्पाः यस्मिन् सः विकल्पः**-અનેક પ્રકારના વિચારો કરવા તે વિકલ્પ.

**शब्दज्ञानाऽनुपाती**--એ વિકલ્પનું વિશેષણ છે. **शब्दज्ञानाऽनुपाती विकल्पः**-શબ્દ-થયા પછી, જે મિથ્યા જ્ઞાન થાય છે, તે વિકલ્પ કહેવાય છે.

**वस्तुशून्यः**--તે પણ વિકલ્પનું વિશેષણ છે. એટલે જે જ્ઞાન વસ્તુ (વિષય)થી શૂન્ય જન્ય જ્ઞાન હોય છે, તે વિકલ્પ કહેવાય છે.

તાત્પર્ય--શબ્દ સાંભળીને, મિથ્યા પદાર્થ વિષયક જે પરિણામ આવે છે, તે વિકલ્પ કહેવાય છે. અમુક શબ્દ સાંભળ્યા પછી, તેના અર્થનો શાંતિપૂર્વક વિચાર ન કરતાં, એકદમ સિદ્ધાંત બાંધી દેવો, તે વિકલ્પ કહેવાય છે. વિકલ્પ મનની દુર્બળતા સુચવે છે. સંકલ્પ મનની દૃઢતા સુચવે છે. ક્રોધ તથા દુઃખ થાય, એવા પ્રસંગોમાં અવશ્ય કરીને, વિકલ્પવૃત્તિને તપાસવી જોઇએ.

શબ્દજ્ઞાન થઇ ગયા પછી, વિકલ્પવૃત્તિ ઉત્પન્ન થાય છે, માટે તેનો સમાસ, આગમ-પ્રમાણમાં-શાબ્દીપ્રમાણમાં-કેમ ન કર્યો ? તે પ્રશ્નનો જવાબ એ છે કે-પ્રમાણ નિશ્ચિત ભાવ સૂચવે છે, અને વિકલ્પ અનિશ્ચિત-મિથ્યા-ભાવ સૂચવે છે. પ્રમાણ ભવિષ્યકાળમાં અબાધીત છે. વિકલ્પ ભવિષ્યકાળમાં બાધિત થાય છે.

વસ્તુશૂન્ય ચિત્તવૃત્તિ 'વિકલ્પ' કહેવાય, તો તેનો અંતર્ભાવ વિપર્યયમાં કેમ ન થાય? કારણ કે વિપર્યય પણ વસ્તુશૂન્ય ચિત્તવૃત્તિ છે. તે પ્રશ્નનો ઉત્તર એ છે કે-જેમાં ભ્રમ થાય, તે વિપર્યયજ્ઞાન, અને ઘણા વિદ્વાનોને પણ, વિચારદ્વારા બાધજ્ઞાન થાય; તે વિકલ્પજ્ઞાન. વિકલ્પવૃત્તિ કોઇ ઠેકાણે અભિન્ન પદાર્થોનો ભેદ જણાવે છે. દષ્ટાંત—**राहोः शिरः** એટલે-શિર શરીરથી ભિન્ન નથી, છતાં ભિન્ન હોય, એવો ભાવ સમજાય છે માટે તે વિકલ્પવૃત્તિ કહેવાય છે. વળી કોઇ ઠેકાણે ભિન્ન પદાર્થોની અભિન્નતા સુચવે છે. જેમ "**अयः पिण्डो दहति**—લોઢાનો ગોળો બાળે છે." બાળનાર અગ્નિ છે. તે લોઢાના ગોળાથી ભિન્ન છે, છતાં કહે છે કે-લોઢાનો ગોળો બાળે છે, તે પણ વિકલ્પવૃત્તિ.

આ પ્રમાણે '**प्रतिषिद्धवस्तुधर्मा निष्क्रियः पुरुषः**,॥ અર્થ—સઘળા પદાર્થોમાં રહેલા ધર્મોથી રહિત, અને ક્રિયાના અભાવવાળો પુરૂષ છે.' તે પણ વિકલ્પજ્ઞાન છે. કારણકે ક્રિયાના અભાવવાળો પુરૂષ કહ્યો, તેમાંજ 'સઘળા પદાર્થોમાં રહેલા ધર્મોથી રહિત' એ ભાવ આવી જાય છે. તે પ્રમાણે '**अनुत्पत्तिधर्मा पुरुषः** એટલે—પુરૂષ ઉત્પત્તિ-

ધર્મોથી રહિત છે.' તે પણ વિકલ્પજ્ઞાન છે. કારણ કે પુરૂષમાં ઉત્પત્તિ ધર્મ છે જ નહિ, તેથી તેને વિશેષણની જરૂર નથી. **अहं** (હું) તે પણ વિકલ્પજ્ઞાન છે. કારણકે ચેતન અને અહંકાર પરસ્પર ભિન્ન છે; છતાં 'હું' કહેવાથી તે બન્નેનું એકત્વ પ્રતીત થાય છે.

'વનમાં આંબાનાં ઝાડ ઘણાં છે.' વન અને વૃક્ષો એકજ છે, છતાં આધાર અને આધેયભાવ પ્રતીત થાય છે. 'માટીનો ઘડો' તેમાં માટી અને ઘડો એકજ છે, છતાં આધાર અને આધેય ભાવ પ્રતીત થાય છે. આ પ્રમાણે એ ભાવ માનવા તે પણ વિકલ્પ વૃત્તિ છે.

હવે નિદ્રા નામની વૃત્તિનું સૂત્ર છે.

**सूत्रम्—अभावप्रत्ययाऽऽलंबनावृत्तिर्निद्रा ॥१०॥**

પદચ્છેદ— **जाग्रत्स्वप्नवृत्ती नाम् अभावस्य प्रत्ययः (कारणं) यत् तमः तत् तमः एव आलंबनं यस्याः सा वृत्तिः निद्रा** ) જાગ્રત્ તથા સ્વપ્નાવસ્થાની જે વૃત્તિઓ છે, તે વૃત્તિઓના અભાવનું કારણ જે **तमः** છે, તે **तमः** નોજ જેને આધાર છે, એવી ચિત્તની જે વૃત્તિ, તે વૃત્તિનું નામ 'નિદ્રા' વૃત્તિ છે.

**અર્થ**—જાગ્રત્ અને સ્વપ્નાવસ્થાની જે વૃત્તિઓ છે, તે વૃત્તિઓના અભાવનું કારણ **અજ્ઞાન** છે. તે **અજ્ઞાનનો** જે વૃત્તિ આધાર રાખે છે, તે 'નિદ્રા' નામની ચિત્તની વૃત્તિ છે.

10 Sleep is a transformation, which has voidness for its basis; or which is void of awakefulness & dream.

૧૦ વિવેચન—નૈયાયિકાદિ શાસ્ત્રો નિદ્રાને કેવળ જ્ઞાનનો અભાવજ માને છે, અને નિદ્રાને વૃત્તિરૂપ માનતા નથી. યોગશાસ્ત્ર નિદ્રાને વૃત્તિરૂપ માને છે. તે વાત સુદૃઢ કરવાના હેતુથી, આ સૂત્રમાં 'નિદ્રા'ના પહેલાં 'વૃત્તિ' શબ્દ મુકયો જણાય છે. એમ ન હોત તો વૃત્તિ સંબંધી વિષય ચાલે છે, તેથી નિદ્રા પહેલાં વૃતિ શબ્દની જરૂર નહોતી. અગ્યારમાં સૂત્રમાં સ્મૃતિ સાથે પણ, વૃત્તિ શબ્દ મૂકયો નથી.

**નિદ્રા**—નિદ્રા એટલે સ્વપ્ન વાળી નિદ્રા નહિં, પણ ગાઢ નિદ્રા, અથવા સુષુપ્તિ અવસ્થા સમજવી. આ **અવસ્થામાં**—આ વૃત્તિમાં—જે પુરૂષહોય, તે સુષુપ્ત અથવા અંતઃપ્રજ્ઞ-પુરૂષ કહેવાય છે. 'મને એવી ઉંઘ આવી કે-કાંઇ ખબર જ પડી નહીં;' એ પ્રમાણે સુષુપ્તિ અવસ્થામાંથી જાગીને મનુષ્ય બોલે છે. સુષુપ્તિમાં કારણ શરીરનો અભિમાની આત્મા **प्राज्ञ** કહેવાય છે. બુદ્ધિમાં રહેલા સત્ત્વગુણને તથા રજોગુણને દબાવી દઇને, જ્યારે તમોગુણ પ્રગટ થાય છે, અને પ્રગટ થયા પછી, સર્વ ઇંદ્રિયોને તે તમોગુણ ઢાંકી દે છે. આ સ્થિતિમાં બુદ્ધિ વિષય રહિત હોય છે. અને તમોગુણ પ્રધાન ચિત્તવૃત્તિ શેષ ખાતે રહે છે. તે ચિત્તવૃત્તિનું નામ નિદ્રા. યોગમતાનુસાર, આ વૃત્તિ સુખ અને અજ્ઞાનને અનુભવે છે; અને વેદાંતમતાનુસાર સુષુપ્તિનો આત્મા **प्राज्ञ**, સુખ અને અજ્ઞાનને અનુભવે છે. ચિત્તનો વિકાસ તે જાગ્રત્ અવસ્થા; ચિત્તનો સંકોચ તે સુષુપ્તિ અવસ્થા. પુરાણોમાં સુષુપ્તિને નિત્યપ્રલય કહે છે; કારણ કે તેમાં ચિત્તાદિનો લય થાય છે.

**વિશેષમાં**—નિદ્રા **અવિદ્યાની** વૃત્તિ નથી, પણ ચિત્તની વૃત્તિ છે. [ કારણકે ચિત્તવૃત્તિના નિરોધ સંબંધી આ પ્રકરણ છે. ]

તે સંબંધમાં "**सुषुप्तिकाले सकले विलीने, तमोऽभिभूतः सुखरूपमेति।**"

"**ज्ञानानाम् उपसंहारे बुद्धेः कारणता स्थितिः।**

**वटबीजे वटस्येव, सुषुप्तिरभिधीयते**"।

**અર્થ**—કૈવલ્યશ્રુતિ કહે છે કે-સુષુપ્તિકાળમાં સઘળી-સ્થૂલ તેમ સૂક્ષ્મ-ઈંદ્રિયોનો લય હોવાથી, કારણ શરીરનો **प्राज्ञः** આત્મા, પોતાના સુખરૂપમાં સ્થિર થઈને રહે છે. (૧) જેવી રીતે વડના બીજમાં વડનું વૃક્ષ અવ્યક્તરૂપે રહેલું છે, તેવી રીતે બાહ્ય જ્ઞાનના અભાવ પૂર્વક, બુદ્ધિ વિગેરેનું તમોગુણમાં અવ્યક્તરૂપે રહેવું, તે 'સુષુપ્ત' અવસ્થા કહેવાય છે.

તે સંબંધમાં બૃહદારણ્યક ઉપનિષદ્ કહે છે કે-સુષુપ્તિ અવસ્થામાં '**गृहीतं वाक् चक्षुः गृहीतं श्रोत्रं गृहीतं मनः** વાણી, આંખ, કાન, મન વિગેરે સાથે અંતઃકરણનો લય થાય છે. તેજ ઉપનિષદ્માં આગળ કહે છે કે—

**प्राज्ञेन आत्मना संपरिष्वक्तो न बाह्यं किंचन वेद नांतरम्**। પોતાનો પ્રજ્ઞાન ઘન આત્મા, સ્વસ્વરૂપના આલિંગનથી, પોતાના સ્વઆનંદમાં મગ્ન થઈ, બહારના અને અંદરના પદાર્થોને જાણતો નથી.'

સુષુપ્તિ અને સમાધિમાં ભેદ શો ?—સુષુપ્તિમાં ચિત્ત અજ્ઞાનમાં લય પામે છે, અને સમાધિમાં વૃત્તિઓ સહિત ચિત્તનો નિગ્રહ થાય છે. આમ થતાં પુરૂષ નિજરૂપમાં સ્થિતિ કરે છે. તેમાં વિશેષ જાણવા જેવું એ છે કે—સુષુપ્તિ અવસ્થામાં જીવ પ્રાજ્ઞબ્રહ્મમાં લીન થાય છે, અને મુક્તિમાં જીવ શુદ્ધ બ્રહ્મમાં લીન થાય છે.

છાંદોગ્ય ઉપનિષદ્ કહે છે કે—'**सता सोम्य तदा संपन्नो भवति**। ઉદ્દાલક ઋષિ પોતાના પુત્ર શ્વેતકેતુને કહે છે કે-હે સૌમ્ય! હે સત્પુત્ર! સુષુપ્તિ અવસ્થામાં જીવ અંતઃકરણરૂપી ઉપાધિથી રહિત હોય છે.'

સમાધાન—વેદાંતમત પ્રમાણે, સુષુપ્તિ અવસ્થામાં, ચિત્તનો લય થાય છે ખરો, પણ સત્કાર્યવાદને આધારે-'સૂક્ષ્મરૂપે કારણમાં રહેવું, તે લય કહેવાય છે.' એટલે-સુષુપ્તિ અવસ્થામાં સ્થૂલ ચિત્તનો ભલે અભાવ હોય, પણ કારણભૂત અવિદ્યારૂપ ચિત્ત-સૂક્ષ્મ ચિત્ત-નો વિદ્યમાન હોય છે જ. દૃષ્ટાંત—વાટકીમાંથી કપુર લઈ લઇએ, તો પણ કપુરની સુગંધ રહે. તેથી સૂક્ષ્મ ચિત્તની માત્ર વૃત્ત, પતંજલિ ભગવાને લીધી છે એમ સમજવું. અસંપ્રજ્ઞાત સમાધિમાં ચિત્તનો લય થાય છે, છતાં તે લય ચિત્તનો ધર્મ ગણાય છે; તેમ સુષુપ્તિ અવસ્થામાં ચિત્તનો લય થાય છે. તોપણ જે વૃત્તિ રહે છે, તે ચિત્તની વૃત્તિ ગણાય છે.

નિદ્રાવૃત્તિ અવિદ્યાની નથી, પણ ચિત્તની છે. તે સંબંધમાં ઉપર જણાવ્યું છે કે-'આજ મને એવી-ઉંઘ આવી કે કાંઇ ખબર પડી નહીં.' તે વિષયમાં વિશેષ ઉંડા ઉતરીએ તો જણાય છે કે-જ્ઞાન વિના સંસ્કાર નહિં, અને સંસ્કાર વિના સ્મરણ નહિં. એટલે સ્મરણના મૂળમાં જ્ઞાન છે—સ્મરણના મૂળમાં અજ્ઞાન નથી, માટે નૈયાયિકોના મત પ્રમાણે, સુષુપ્તિ અવસ્થામાં સર્વ જ્ઞાનનો અભાવ, અહીં સંભવતો નથી.

સુષુપ્તિમાં જે સુખનો અનુભવ થાય છે, તે સુખ, ગુણોની ન્યૂનાધિકતાના પ્રમાણમાં, ન્યૂનાધિક બને છે. જે મનુષ્ય સત્ત્વગુણથી યુક્ત હોય છે, તે સુષુપ્તિમાંથી જાગે છે, ત્યારે-તેનું ચિત્ત પ્રસન્ન હોય છે, અને તેની બુદ્ધિ સ્વચ્છ હોય છે. જે પુરૂષમાં રજોગુણ વધારે હોય છે, તે પુરૂષ સુષુપ્તિમાંથી જાગે છે, ત્યારે તેનું ચિત્ત ઢીલું હોય છે, અને તેની બુદ્ધિ મંદ જણાય છે. અને જે પુરૂષમાં તમોગુણ વધારે હોય છે, તે પુરૂષ સુષુપ્તિમાંથી જાગે છે, ત્યારે તેનું ચિત્ત મૂઢ હોય છે, અને તેની બુદ્ધિ ઘણી મંદ જણાય છે.

સાર—સુષુપ્તિના અભિમાની આત્માને **प्राज्ञः** કહ્યો છે, તેમ તે આત્મા '**आनंदभुक्**' (શ્રુતિ) આનંદનો ભોક્તા પણ કહેવાય છે. વૃત્તિ વિના આનંદનો અનુભવ થાય નહિ. માટે સુષુપ્તિમાં જે વૃત્તિ છે, તે નિદ્રા નામની ચિત્તની વૃત્તિ છે; અને તે નિદ્રામાં સર્વ જ્ઞાનનો અભાવ નથી.

નિદ્રા પણ એક પ્રકારની એકાગ્રતા છે, તો તેને યોગાભ્યાસમાં નિરોધ કરવાની શી જરૂર છે? તે પ્રશ્નનો ઉત્તર એ છે જે—નિદ્રામાં તમોગુણ પ્રધાન છે, તમોગુણ સમાવ્યા વિના યોગાભ્યાસ આગળ વધી શકે નહીં; વળી તેમાં નિદ્રા નામની વૃત્તિ છે. જ્યાં વૃત્તિ વિગેરે કાંઈ હોય, તે સબીજ ગણાય. સબીજ એ નિર્બીજનું વિરોધી છે. તે સંબંધમાં ગાડપાદાચાર્ય કહે છે કે—"**उपायेन निगृह्णीयाद्विक्षिप्तं कामभोगयोः । सुप्रसन्नं लये चैव, यथा कामो लयस्तथा ॥** કામભોગથી દોષિત થયેલા ચિત્તનો, અને ગાઢ નિદ્રાથી પ્રસન્ન થએલા ચિત્તનો, ઉપાયથી નિગ્રહ કરવો જોઇએ. કારણ કે કામભોગથી રજળતું ચિત્ત યોગાભ્યાસમાં જેટલું ખોટું છે, તેટલુંજ ગાઢ નિદ્રાથી પ્રસન્ન થએલું ચિત્ત પણ યોગાભ્યાસમાં નકામું છે." હવે સ્મૃતિ નામની વૃત્તિનું નિરૂપણ કરે છે.

**सूत्रम्—अनुभूतविषयाऽसम्प्रमोषः स्मृतिः ॥११॥**

પદચ્છેદ—(**अनुभूतविषयस्य**) અનુભવેલા વિષયનું, (**असम्प्रमोषः**) ટકી રહેવું તેનું નામ (**स्मृतिः**) સ્મૃતિ.

અર્થ—અનુભવેલા વિષયના જ્ઞાનને જે વૃત્તિ સાચવી રાખે, તેનું નામ ચિત્તની 'સ્મૃતિ' નામની વૃત્તિ કહેવાય છે.

11 Memory is a transformation, which keep up that which is experienced; or which does not allow to slip away, that which is experienced.

૧૧ વિવેચન—**अनुभूतविषयाः**—એટલે અનુભવેલા વિષયો. સવારથી સાંજ સુધીમાં, અગર-હમેશાં અને હરઘડી, અનેક પ્રાણી પદાર્થો આંખદ્વારા દેખાય છે, કાનદ્વારા સંભળાય છે, નાકદ્વારા સુંઘાય છે, ત્વચાદ્વારા સ્પર્શાય છે, અગર જીભદ્વારા ચખાય છે. એટલે આ તમામ પ્રાણીપદાર્થો જ્ઞાનેંદ્રિયોદ્વારા અનુભવાય છે. અનુભવાય છે-એટલે-તેઓ પોતાના સંસ્કારો આપણા ચિત્તમાં મુકતા જાય છે. આવા સંસ્કારો આપણી ચિત્તરૂપી નાની પેટીમાં, અગર ચિત્તરૂપી નાના ખજાનચી પાસે પડયા રહે છે. સજાતીય પ્રાણીપદાર્થોનો ફરી અનુભવ થતાં, અગર ફરી જરૂર પડતાં, ચિત્તરૂપી ખજાનચી, તે પ્રાણીપદાર્થોનાં પૂર્વસંસ્કારને, પોતાના

વૃત્તિરૂપી સિપાઇદ્વારા રજુ કરે છે. આ વૃત્તિનું નામ સ્મૃતિ. સ્મૃતિ નામની વૃત્તિને ઉત્પન્ન કરનાર-જગાડનાર-ઉદ્દબોધક સામગ્રી કહેવાય છે. ચિત્તની એકાગ્રતા, સહચારજ્ઞાન, રાગ, દ્વેષ, અભ્યાસ વિગેરે ઉદ્દબોધક સામગ્રીનાં અંગો છે. શાંતિથી બેસીને વિચાર કરતાં જે યાદ આવે, તે એકાગ્રતા. રાજાને દેખીને રાજ યાદ આવે, તે સહચારજ્ઞાન. રાગથી સ્નેહીઓનું સ્મરણ થાય છે. દ્વેષથી શત્રુઓનું સ્મરણ થાય છે. અભ્યાસથી ભણી ગએલા વિષયોનું સ્મરણ થાય છે, વિગેરે ઉદ્દબોધક સામગ્રીના અંગો છે. ચિત્તમાં અનેક સંસ્કારો પડયા રહે ખરા, પણ ઉદ્દભૂત સંસ્કારથી, અગર ઉદ્દબોધક સામગ્રીથી, સ્મૃતિરૂપી વૃત્તિ પ્રગટે છે.

સ્મૃતિ-સ્મૃતિ બે પ્રકારની છે. એક કલ્પિત વિષયોની સ્મૃતિ. બીજી અકલ્પિત વિષયોની સ્મૃતિ. જાગ્રતમાં અકલ્પિત વિષયોની સ્મૃતિ થાય છે, અને સ્વપ્નાવસ્થામાં કલ્પિત વિષયોની સ્મૃતિ થાય છે. બ્હદારણ્યક ઉપનિષદ્ કહે છે કે-**न तत्र रथा, न रथयोगा, न पन्थानो भवन्त्यथ रथान् रथयोगान् पथः सृजते** ॥સ્વપ્નાવસ્થામાં દેખેલા રથો સાચા નથી, પણ કલ્પિત-મિથ્યા છે. સ્વપ્નાવસ્થામાં દેખેલા રથમાં જોડેલા ઘોડા સાચા નથી; પણ કલ્પિત છે, વિગેરે. આ વિષયમાં જરા ઉંડા ઉતરીએ, તો બીજું એવું જણાય છે કે-સ્વપ્નાવસ્થામાં, પૂર્વે દેખેલાનું સ્મરણ થતું નથી, પણ નવા જ પ્રાણી પદાર્થો દેખાય છે. એટલે-સ્વપ્નાવસ્થામાં જે જોયું, તે દેખ્યું ગણાય, પણ દેખેલાનું સ્મરણ થયું, ગણાય નહિં. જ્યાં સ્મરણ નહિં, ત્યાં સ્મૃતિ પણ કહેવાય નહિં. આમ છે માટે સ્વપ્નને સ્મૃતિ કહેવાય નહિં.

વેદાંત દર્શનના અ. ૨ પાદ ૨. સૂત્ર ૨૯ના ભાષ્યમાં, શ્રી શંકરાચાર્ય કહે છે કે—“ **स्मृतिरेषा यत्स्वप्नदर्शनम्** ॥ (અર્થ) સ્વપ્નમાં જે દર્શન થાય છે, તે સ્મૃતિ છે.” વેદવ્યાસે પણ સ્વપ્નને સ્મૃતિ ગણી છે. તેમ માનવામાં એવો ભાવ જણાય છે કે-‘સ્વપ્નમાં અને સ્મૃતિમાં વિષય દૂર હોય, તેથી તે બેઉ સરખાં છે.’

જાગ્રતમાં જેમ સ્મૃતિવૃત્તિ પ્રગટે છે, તેમ નિદ્રામાં સ્વપ્નવૃત્તિ પ્રગટે છે. વાચસ્પતિ મિશ્ર તે સંબંધમાં કહે છે કે—**नैवं स्मृतिरपि तु विपर्ययः तल्लक्षणोपपन्नत्वात् स्मृत्याभासतया तु स्मृतिरुक्ता** । સ્વપ્નમાં સ્મૃતિનો ભાસ છે, પણ સ્મૃતિ નથી. માત્ર ઉપલા લક્ષણથી સ્વપ્નને સ્મૃતિ ગણી છે.’

**असंप्रमोषः**-પોતા પાસે જે હોય, તે રજુ કરવું તે. **असंप्रमोषः** શબ્દમાં **मुष्** ધાતુ છે. તેનો અર્થ-ચોરી કરવી-થાય છે. **मुष्** ધાતુમાં **सं** અને **प्र** બે ઉપસર્ગ લાગતાં **संप्रमुष्** બને છે. તે ઉપરથી નામ **संप्रमोषः** એટલે ‘ ચોરી ’ બન્યું. તેથી ઉલટું **असंप्रमोषः**-ચોરી ન કરવી તે. પોતે જે અનુભવ્યું હોય, તેટલું અગર તેથી થોડું ટકાવી રાખીને રજુ કરવું તે.

સ્મૃતિ જ્યારે ઉત્પન્ન થાય છે, ત્યારે તે માત્ર વિષયનેજ પકડતી નથી, પણ વિષય અને વિષય સંબંધી જ્ઞાન બેઉને પકડે છે. એટલે ઘડાની સ્મૃતિ થતાં, ઘડાના જ્ઞાનની સ્મૃતિ પણ સાથે જ થાય છે.

પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, નિદ્રા અને સ્મૃતિ-એ પાંચે વૃત્તિમાં સ્મૃતિને છેલ્લે

ગોઠવવામાં એવો હેતુ જણાય છે કે—પ્રથમની ચાર વૃત્તિઓનું જ્ઞાન, સ્મૃતિ-સ્મરણ-વિના સંભવતું જ નથી.

અનુભવ અને સ્મૃતિમાં ફેર શો ?—અનુભવ નહિં જાણેલી (નવી) વસ્તુઓને અનુભવે છે, અને સ્મૃતિ જાણેલી વસ્તુઓનું સ્મરણ કરે છે. અનુભવથી જેટલું અનુભવ્યું, તેટલું જ અગર તેથી થોડું, સ્મૃતિ પ્રગટ કરી શકે છે.

સર્વ વૃત્તિઓ—પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, નિદ્રા અને સ્મૃતિ એવા નામની પાંચે પ્રકારની વૃત્તિઓનો ખુલાસો ૭થી ૧૧ સૂત્રોમાં કર્યો. તે પાંચનો સમાસ પાંચ ક્લેશોમાં (પણ) થાય છે. સર્વ વૃત્તિઓ યોગની વિરોધી છે, માટે તેનો કેવી રીતે નિરોધ કરવો, તે વાત હવે ૧૨ મા સૂત્રમાં કહે છે.

**सूत्रम्—अभ्यासवैराग्याभ्यां तन्निरोधः ॥१२॥**

પદચ્છેદ—( **अभ्यासवैराग्याभ्यां** ) અભ્યાસ તથા વૈરાગ્યના સાધનથી. ( **तासाम् वृत्तीनाम् निरोधः** ) તે વૃત્તિઓનો નિરોધ થાય છે.

**અર્થ—અભ્યાસ અને વૈરાગ્યના સાધનથી, તે ( ઉપર જણાવેલી ) વૃત્તિઓનો નિરોધ થાય છે.**

12 Their control is secured by practice & by non-attachment.

૧૨ વિવેચન—૭થી ૧૧ સૂત્રમાં વૃત્તિઓનું સ્વરૂપ બતાવ્યા પછી, તે વૃત્તિઓને રોકવામાં કયાં કયાં સાધનની જરૂર છે, તે સાધનનાં માત્ર નામ, તથા તે સાધનની માત્ર ગણત્રી, આ સૂત્રમાં છે. સૂત્રનો અર્થ એવો કર્યો છે કે–તે વૃત્તિઓનો નિરોધ અભ્યાસથી અને વૈરાગ્યથી થઇ શકે છે. સૂત્રમાં પ્રથમ ' અભ્યાસ, ' અને પછી ' વૈરાગ્ય શબ્દ ' મૂકયો છે. વાસ્તવિક રીતે જોતાં વૈરાગ્યથી જે પ્રાપ્ત થાય છે, તે અભ્યાસથી સુદૃઢ થાય છે. એટલે ' વૈરાગ્ય ' પહેલો અને પછી ' અભ્યાસ ' એમ જોઇએ. આમ છે છતાં ' અભ્યાસ ' શબ્દને પ્રથમ મુકવામાં એવો ભાવ જણાય છે કે–ગમે તેવો વૈરાગ્ય હોય, પણ અભ્યાસ વિના તે નકામો છે.

અભ્યાસનું નિરૂપણ ૧૩મા તથા ૧૪મા સૂત્રામાં કર્યું છે. અને વૈરાગ્યનું નિરૂપણ ૧૫મા તથા ૧૬મા સૂત્રમાં છે. હાલ તે બેઉ સંબંધી થોડી વાત કરીએ.

વૃત્તિઓના નિરોધમાં અભ્યાસ અને વૈરાગ્ય બેઉની જરૂર છે. તે સંબંધમાં શ્રીકૃષ્ણ પણ કહે છે કે—**अभ्यासेन तु कौन्तेय, वैराग्येण च गृह्यते '** ॥ ગીતા અ. ૬. ૩૫. અભ્યાસ અને વૈરાગ્ય વડે મન ( ચિત્ત ) વશ થાય છે.

**चित्तनदी नामोभयतो वाहिनी** વિગેરે શબ્દોથી ભાષ્યકાર કહે છે કે—ચિત્ત નામની નદીને બે પ્રવાહ છે. એક કલ્યાણકારી અને બીજો અકલ્યાણકારી. એટલે-એક પ્રવાહ જીવનું સુધારનાર, અને બીજો પ્રવાહ જીવનું બગાડનાર. જે પ્રવાહ આત્મા અને અનાત્માનાં વિવેકપૂર્વક વહેતો વહેતો, મોક્ષ સુધી પહોંચે છે તે કલ્યાણકારી પ્રવાહ કહેવાય છે;

અને જે પ્રવાહ, આત્મા અને અનાત્માના વિવેકને તજીને, વિષયભોગ પર્યંત વહેતો વહેતો ચાલ્યો જાય છે, તે અકલ્યાણકારી પ્રવાહ કહેવાય છે. સંતો ગાય છે કે—

'પાપ પુણ્યના બે રસ્તા છે, ઠીક પડે તે જાણો'

**इंद्रियार्थेषु वैराग्य-मनहंकार एव च ।**
**जन्ममृत्युजराव्याधि-दुःखदोषानुदर्शनम** ગીતા અ. ૧૩. ૯.

અર્થ—ઇંદ્રિયોના વિષયોમાં વૈરાગ્ય, તથા અભિમાનનો ત્યાગ. તેમ જ જન્મમાં, મૃત્યુમાં, જરામાં અને વ્યાધિમાં રહેલાં દુઃખ તથા દોષોનું દર્શન-દુઃખ તથા દોષોનું ચિંતવન.

એટલે વિષયોમાં સમાએલા દોષ અને દુઃખનું સ્મરણ કરવાથી, જે વૈરાગ્ય પ્રાપ્ત થાય છે, તે વૈરાગ્યથી જીવને બંધન કરનાર પ્રવાહ અટકે છે. અટકયા પછી, વિવેક જ્ઞાનના અભ્યાસથી, કલ્યાણકારી પ્રવાહમાં આગળ વધાય છે. દૃષ્ટાંત—નદીના જળને પાજ બાંધી પ્રથમ રોકી પાડવું. પછી તે જળમાંથી મોટા મોટા ધોરીઆ લઇ, ખેતી પકવવી. તેના જેવું આ છે. તાત્પર્ય—અભ્યાસ અને વૈરાગ્ય બેઉ, વૃત્તિનિરોધની ક્રિયામાં ઉપયોગી છે. '**अभ्यासवैराग्याभ्याम्**' તે પદ પણ-અભ્યાસ અને વૈરાગ્ય બેઉના ઉપયોગ એકી સાથે સૂચવે છે. કેવળ વૈરાગ્યથી ચિત્તવૃત્તિ બાહ્યપ્રવૃત્તિને તજી દઇ, અંતર્મુખ થાય, પણ અભ્યાસ વિના અંતર્મુખતા સ્થિર થઇ શકતી નથી. અને સ્થિરતા વિના એકાગ્રતા સંભવતી નથી. સાંખ્ય દર્શનમાં કપિલ પણ કહે છે કે—**वैराग्यादभ्यासाच्च** । વૈરાગ્યથી અને અભ્યાસથી-એટલે બેઉથી-વૃત્તિઓનો નિરોધ થાય છે.

## सूत्रम्—तत्र स्थितौ यत्नोऽभ्यासः ॥१३॥

પદચ્છેદ—( **तासाम् वृत्तीनाम् निरोधे चित्तस्य या स्थितिः, तस्याम्-तत्र स्थितौ** ) તે વૃત્તિઓનો નિરોધ થતાં, ચિત્તની જે સ્થિતિ, તે સ્થિતિમાં. ( **यः यत्नः सः अभ्यासः** ) જે યત્ન થાય, તેનું નામ અભ્યાસ કહેવાય છે.

અર્થ—વૃત્તિઓનો નિરોધ થયા પછી, ચિત્તની જે સ્થિતિ થાય છે. તે સ્થિતિ પ્રાપ્ત કરવા માટે, જે પ્રયત્ન થાય છે, તે પ્રયત્નનું નામ અભ્યાસ કહેવાય છે.

13 Practice is the effort, to go into the state of mind, where all the transformations are perfectly restrained.

૧૩ વિવેચન—

**अभ्यासः**—અભ્યાસ સંબંધી આ સૂત્ર છે. 'ભણતર' તે અભ્યાસનો સામાન્ય અર્થ છે. 'તેનું તે કર્યા કરવું.' 'ફળ પ્રાપ્ત થાય, ત્યાં સુધી લાગ્યા રહેવું.' તે અભ્યાસનો વિશેષ અર્થ છે. અભ્યાસનો અર્થ—ટેવ અગર કટેવ પણ થઇ શકે છે. દરેક કાર્ય ચિત્તરૂપી સરોવરની સપાટી ઉપર કંપનયુક્ત વૃત્તિ ઉત્પન્ન કરે છે. થોડા સમય પછી, તે કંપનયુક્ત વૃત્તિ શમી જાય છે; પણ તે વૃત્તિના સંસ્કાર ચિત્તમાં પડયા રહે છે. આ પ્રમાણે એકજ પ્રકારના અનેક સંસ્કાર એકત્રીત થઇ, ટેવ અગર

સ્વભાવ અગર ચારિત્ર ઘડાય છે. તાત્પર્ય—આપણું સમગ્ર ચારિત્ર અગર સમગ્ર સ્વભાવ અગર આપણી સમગ્રપ્રકૃતિ, આપણી પોતાની ટેવોનું પરિણામ છે. આ વાતને વિશેષ સ્પષ્ટ કરીને કહીએ તો કહેવાય કે—આપણા પોતાના ચારિત્રના અગર આપણા પોતાના સ્વભાવના ઘડનારા, આપણે પોતેજ છીએ. અન્ય કોઇ નથી. જે જે વિચારો આપણા હૃદયમાં સ્ફુરે છે, તે પોતાના સંસ્કાર ચિત્તમાં મુકતા જાય છે. સારા વિચારો દૈવી સંસ્કારોમાં-દૈવીસંપત્તિમાં-વૃદ્ધિ કરે છે, અને ખોટા વિચારો આસુરી સંસ્કારોમાં-આસુરી સંપત્તિમાં-વૃદ્ધિ કરે છે. ગીતાના ૧૬ મા અ. માં શ્રીકૃષ્ણ કહે છે કે—

**अभयं सत्वसंशुद्धिर्-ज्ञानयोगव्यवस्थितिः ।**
**दानं दमश्च यज्ञश्च, स्वाध्यायस्तप आर्जवं ॥ १ ॥**
**अहिंसा सत्यमक्रोधस्-त्यागः शांतिरपैशुनम् ।**
**दया भूतेष्वलोलुप्त्वं, मार्दवं ह्रीरचापलं ॥ २ ॥**
**तेजः क्षमा धृतिः शौच-मद्रोहो_नातिमानिता ।**
**भवंति संपदं दैवी-मभिजातस्य भारत ॥ ३ ॥**

અર્થ—નિર્ભયતા, અંતઃકરણની પવિત્રતા, જ્ઞાન, યોગમાં વિશેષ સ્થિરતા, દાન, ઇંદ્રિયોનો નિગ્રહ, યજ્ઞ, સ્વાધ્યાય, તપ, સરલતા, અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાંતિ, ચાડી ન કરવી તે, ભૂત માત્ર પ્રત્યે દયા, અલોલુપતા, નમ્રતા, લજ્જા, સ્થિરતા, તેજ, ક્ષમા, ધીરજ, પવિત્રતા, અદ્રોહ, નિર્માનતા, આ લક્ષણો હે અર્જુન ! દૈવી સંપત્તિ સહિત જન્મેલા પુરૂષમાં સ્વાભાવિક રીતે હોય છે. (૧ થી ૩)

**दंभो दर्पोऽभिमानश्च, क्रोधः पारुष्यमेव च ॥**
**अज्ञानं चाभिजातस्य, पार्थ संपदमासुरीम् ॥४॥**

અર્થ—હે કુંતાના પુત્ર ! આસુરી સંપત્તિવાળા મનુષ્યને દંભ, ગર્વ, માનીપણું, ક્રોધ, કઠોરભાવણુ અને અજ્ઞાન હોય છે.

**दैवी संपद्विमोक्षाय, निबंधायासुरी मता ॥५॥**

અર્થ—દેવી સંપત્તિ મોક્ષદાયક છે અને આસુરી સંપત્તિ જીવને બંધન કરે છે.

તાત્પર્ય—જેવો સંસર્ગ (અભ્યાસ) તેવા વિચાર; અને જેવા વિચાર, તેવો માણસ.

અત્યારના જમાના સામે નજર કરો, તો જણાશે કે-સોએ પંચાણુ ટકા મનુષ્યો, વિચારોના પરિણામની પરવા રાખતા નથી. જમાનો કહે છે કે—'નાટક જોવા ગયા, તેમાં શું થયું ? હોટલમાં ભજ્યાં, પુરી ખાધાં, તેમાં શું થયું ? માતા પિતા અગર ગુરૂવર્ગની નિંદા કરી, તેમાં શું થયું ? વેશ્યાનો નાચ જોવા ગયા, તેમાં શું થયું !' વિગેરે. તેની ખબર એકદમ પડતી નથી-આખરે પડે છે.

કટેવોને દબાવવાનો એકજ રસ્તો છે, તે એ કે—રૂડા પુરૂષનો સંગ કરવો, સત્કર્મમાં અને સદ્‌વિચારમાં પ્રીતિ રાખવી. આ નિયમના પાલનથી ગમે તેવો પાપી માણસ પણ સુધરી શકે છે. અશક્યને શક્ય બનાવવું, એ અભ્યાસની ખાસ ખુબી છે. અફીણ સોમલ વિગેરે ઝેરી પદાર્થો, માણસનો જીવ લેનારા છે, તોપણ તે ઝેરી પદાર્થોનો અભ્યાસ કર-

નારા-તેમનું સેવન કરનારા-પુરૂષોને તે મારી શકત નથી. અંગ્રેજીમાં કહે છે કે—Practice makes a man perfect અભ્યાસ માણસને સંપૂર્ણ બનાવી શકે છે.'

**तत्र**—તત્ર એટલે સ્વસ્વરૂપમાં.

**स्थितिः**—રાજસ, તામસ વૃત્તિઓથી રહિત-શુદ્ધ સત્ત્વગુણમય ચિત્તની એકાગ્ર અવસ્થા-તેનું નામ સ્થિતિ. અહિં સ્થિતિ શબ્દ સપ્તમી વિભક્તિમાં છે; પણ તેનો અર્થ-'સ્થિતિમાં' ન કરતાં, 'સ્થિતિમાટે' કરવો. દૃષ્ટાંત—'**केशेषु चमरीं हन्ति**-કેશો માટે લોકો ચમરી નામની ગાયને હણે છે.' સ્થિતિનો અર્થ—'સ્થિતિરૂપી વિષય' કરીએ, તો તે સ્થિતિરૂપી વિષયમાં, જે પ્રયત્ન થાય, તે પ્રયત્નનું નામ અભ્યાસ' થઇ શકે છે.

**यत्नः**—યત્ન શબ્દ પ્રયત્નને ઠેકાણે વપરાયો છે. પ્રયત્નનો સામાન્ય અર્થ—'ઉદ્યોગ.' અહીં તેનો અર્થ-'લાગ્યા રહેવું તે.' સવારથી રાત સુધી સૌ યત્ન કર્યાજ કરે છે. કોઇ નવરૂં બેસતું નથી; પણ યત્ન કરવામાં ફેર છે. ફેરના પ્રમાણમાં યત્નનું ફળ મળે છે. દીવાસળી સવળી ઘસવી, તે પણ યત્ન, અને તેને અવળી ઘસવી, તે પણ યત્ન. પણ સવળી ઘસનારને પ્રકાશની પ્રાપ્તિ થાય છે, અને અવળી ઘસનારનો . પરિશ્રમ નકામો જાય છે. યમ નિયમાદિનું પાલન કર્યા વિના, પ્રાણાયમ અને સમાધિ માટે પ્રયત્ન કરવો, તે અગ્નિ વિના અનાજ રાંધવા જેવું છે. યોગ તથા વેદાંતનું પ્રાથમિક જ્ઞાન પ્રાપ્ત કર્યાં પહેલાં, ગીતા, પંચદશી વિગેરે વાંચવામાં ગુંથાવું, તે દોડીને પાછા પડવા જેવું છે. સમજણ યુક્ત પ્રયત્ન થાય, તે યથાર્થ પ્રયત્ન કહેવાય; અને સમજણ વિના જે પ્રયત્ન થાય, તે ગહ્વાવૈતરૂં કહેવાય છે. હિમાલય જવાની ઇચ્છા રાખનારો, દક્ષીણમાં ભારે વેગથી દોડે, તો તેનો યત્ન નકામો જાય છે. દુધની ઇચ્છા રાખનારૂં બાળક, સ્રીના ગમે તે અંગને આખો દિવસ સુસે, તો તેથી ક્ષુધા શાંત થાયનહિં; પણ સ્તનપાન મળે, તો ક્ષુધા શાંત થાય. માટે પ્રથમ તો યથાર્થ પ્રયત્ન-To the point-પ્રયત્ન કરતાં શીખવું જોઇએ. આટલાજ માટે-'**यत्नोऽभ्यासः**' એટલુંજ સૂત્ર ન લખતાં, '**तत्र स्थितौ**' તે બે શબ્દો સૂત્રમાં, યત્ન શબ્દની આગળ મુકયા જણાય છે.

**यत्न** સંબંધી હવે એક બીજી વાત પણ કરીએ. (આ વાત ઉત્તમ અધિકારીઓ માટે છે.) પ્રયત્ન કરીએ, પણ તેનું ફળ આપનાર ઇશ્વર, કુદરત અગર આપણાં પોતાનાં કર્મ છે.

દોહરો—કાપે ઉંદર કંડીયો, સાપ ઉંદરને ખાય;
ઉદ્યોગે અવળો પડે, ધણીનું ધાર્યું થાય.

કંડીયામાંથી કાંઇ ખાવાની લાલચથી, કંડીયો કાપીને, ઉંદર કંડીયામાં પેઠો; પણ કંડીયામાં પકડાએલો ભૂખ્યો સાપ, તે ઉંદરને ખાઇ ગયો.

મોટી આશાએ દુકાન માંડે, દુકાનમાં નફો અને ટોટો બેઉ ઉભા છે. ભાગ્ય પ્રમાણે મળે છે. તાત્પર્ય—પ્રયત્ન શરૂ કર્યા પહેલાં, તેના ભયનો પણ વિચાર કરી લેવો જોઇએ, અને ભય આવે, તો તે સહન કરવા જેટલું બળ પણ, પ્રાપ્ત કરવું જોઇએ. હજી આ વાતને ટુંકાવીને કહીએ ફળમાં અનાસક્ત રહીને પ્રયત્નમાં લાગ્યા રહેવુ

ઘટે છે. શ્રીકૃષ્ણે પણ કહ્યું છે કે—'**कर्मण्येवाधिकारस्ते, मा फलेषु कदाचन** ગીતા અ. ૨–૪૭ વિગેરે. કર્મ કરવા એજ તારે માટે યોગ્ય છે, ફળમાં આસક્તિ રાખવી, એ તારે માટે યોગ્ય નથી.

આ સૂત્રમાં સમાધિ માટે પ્રયત્ન કરવાનું સૂચન છે. તેથી યમનિયમાદિનું યથાર્થ પાલન કરી, સમાધિ પર્યંત પ્રયત્ન ચાલુ રાખવો, તે ભાવ છે. ચિત્ત બહુ ચંચળ છે. તેને બહાર દોડવું બહુ ગમે છે. શ્રદ્ધા, ઉત્સાહ અને પ્રયત્ન વિના તે પકડાય એવું નથી. ચિત્તને પકડયા પછી તેને અંતર્મુખ સ્થિર કરવા માટે, અંતરમાં રહેલા કામ, ક્રોધ, લોભ, મોહ વિગેર દોષોને અભ્યાસદ્વારા શમાવવા જોઈએ. દોષો શમતાં શાંતિ–ચિત્તની એકાગ્રતા–પ્રાપ્ત થાય છે.

**विहाय कामान् यः सर्वान् पुमांश्चरति निःस्पृहः ।**
**निर्ममो निरहंकारः, स शान्तिमधिगच्छति ॥** ગીતા અ. ૨–૭૧

**અર્થ**—સર્વ કામનાઓનો ત્યાગ કરે, નિઃસ્પૃહ જીવન ગાળે, મમતા તથા અહંકારને તજી દે, તે પુરૂષ શાંતિ પ્રાપ્ત કરે છે.

**श्रुत्वा स्पृष्ट्वा च दृष्ट्वा च, भुक्त्वा घ्रात्वा शुभाशुभम् ।**
**न हृष्यति न ग्लायति, स शान्त इति कथ्यते ॥**

પાંચે ઇંદ્રિયો ખુલ્લી હોય. અને તેને પાંચે વિષયોનો સંબંધ થાય, તો પણ પ્રિય દેખીને જે હરખાય નહિં, અપ્રિય દેખીને ગભરાય નહિં, તે શાંત પુરૂષ કહેવાય.

**न प्रहृष्येत् प्रियं प्राप्य, नोद्विजेत्प्राप्यं चाप्रियं ॥** ગી. અ. ૫–૨૦

વિગેરે શાંત પુરૂષનું નિરૂપણ કરે છે.

અભ્યાસ સુદૃઢ કરવા સંબંધી હજી બીજું સૂત્ર કહે છે.

**सूत्रम—स तु दीर्घकाल–नैरंतर्य–सत्काराऽऽसेवितो दृढभूमिः॥१४॥**

પદચ્છેદઃ—( **सः अभ्यासः** ) તે અભ્યાસ ( **तु** ) જો ( **दीर्घकालं** ) લાંબા વખત સુધી, ( **नैरंतर्य** ) અખંડ–તુટક પડયા વિના, ( **सत्कारेण आसेवितः** ) સત્કારથી–ઉત્સાહથી–પ્રેમથી–સેવાય તો. ( **दृढा भूमिः यस्य सः दृढभूमिः इति अभ्यासः** )અભ્યાસ મજબૂત થાય છે.

**અર્થ**—આ અભ્યાસનું સેવન, લાંબા વખત સુધી, અખંડ રીતે ઉત્સાહપૂર્વક થાય, તો અભ્યાસ સુદૃઢ થાય.

14 The practice becomes firmly grounded, by long & constant efforts, & by perfect devotion.

૧૪ વિવેચન—૧૩ મા સૂત્રનું વિવેચન બરાબર વાંચ્યું હશે, તો આ સૂત્ર સમજતાં વાર લાગશે નહિં.

**सः**–ઉપર જણાવ્યો તે અભ્યાસ.

**तु**—પણ. એટલે–માત્ર 'અભ્યાસ' શબ્દ કલ્યાણકારી નથી, પણ–દીર્ઘકાળ,

નિરંતર અને સત્કાર આ ત્રણનું, અભ્યાસરૂપી ક્રિયામાં, ભાવથી સેવન થાય, તો જ અભ્યાસ સુદૃઢ થાય છે, એ ભાવ સૂચવવા માટે સૂત્રમાં **तु** શબ્દ મૂકયો જણાય છે.

સૂત્રમાં દીર્ઘકાળની પાછળ **નૈરંતર્ય** શબ્દ મુકવામાં, એવો ભાવ જણાય છે કે—દીર્ઘકાળ ખરૂં, પણ ક્રિયા–અંતરરહિત–ત્રુટીરહિત કરવી. એટલે–દિવસમાં ઘડી બે ઘડી કરવું, અને પછી ન કરવું, એમ નહિં.

**सत्कारेण आसेवितः**—સત્કારથી સેવાયેલો અભ્યાસ. 'સત્કાર' એટલે શ્રદ્ધા તિતિક્ષા અને ઉત્સાહ. જેમ ઘણા દિવસથી નહિં ઉટકાએલાં વાસણોને, ઉટકવા માટે, આંબલી, ખળ અને જળ–ત્રણની જરૂર પડે છે. આંબલી. ખળ અને જળ વિના વાસણ સ્વચ્છ થતું નથી. તેમ લાંબા વખતથી વિષયો તરફ દોડતાં ચિત્તને સ્વચ્છ કરવા માટે–વિષયોથી રહિત કરવા માટે–શ્રદ્ધા, તિતિક્ષા અને ઉત્સાહની જરૂર પડે છે.

'**तपसा ब्रह्मचर्येण श्रद्धया विद्ययाऽऽत्मानमन्विष्य** ॥ તપ વડે, બ્રહ્મચર્ય વડે, શ્રદ્ધાવડે અને વિદ્યા વડે આત્માને શોધીને.' એવા પ્રકારની શ્રુતિ પણ સત્કારની આવશ્યક્તા સૂચવે છે.

શ્રદ્ધા અને પ્રેમને અરસપરસ ધાડો સંબંધ છે. જ્યાં શ્રદ્ધા ત્યાં પ્રેમ, અને જ્યાં પ્રેમ ત્યાં શ્રદ્ધા. જેમ પતંગની પાછળ પાછળ દોરો દોડયો જાય છે, તેમ શ્રદ્ધાની પાછળ પાછળ તિતિક્ષા અને ઉત્સાહ દોડયાં જાય છે.

અભ્યાસમાં કંટાળો આવે, તો કાર્યસિદ્ધ ન થાય, તે હેતુથી શ્રીકૃષ્ણ કહે છે કે–

**स निश्चयेन योक्तव्यो, योगोऽनिर्विण्णचेतसा** ॥ २३ ॥

[ ગીતા અ. ૬ ]

અર્થ—નિશ્ચયપૂર્વક અને કંટાળ્યા વિના યોગનો અભ્યાસ કરવો.

દૃષ્ટાંત—નિશ્ચયપૂર્વક અને ખંતપૂર્વક પ્રયત્ન કરવાના સંબંધમાં, પ્રાચીન કાળથી, ટીટોડીનું દૃષ્ટાંત અપાય છે. તે એવું છે કે—એક વખત ટીટોડીએ સમુદ્રને કાંઠે ઇંડાં મૂકયાં હતાં. તે ઇંડા સમુદ્રની ભરતીમાં તણાઇ ગયાં. તે જોઇ ટીટોડીએ પ્રતિજ્ઞા કરી કે—'જ્યાં સુધી હું સમુદ્રને ખાલી કરી, મારાં બચ્ચાં પ્રાપ્ત ન કરૂં, ત્યાંસુધી હું વિરમું નહિ.' એમ કહી ટીટોડીએ ચાંચ ભરી ભરી, સમુદ્ર ખાલી કરવા માંડયો ટીટોડીની ચાંચ નાની, અને સમુદ્રનું જળ ઘણું. આ પ્રયત્ન દેખી બીજાં પક્ષીઓ હસવા લાગ્યાં. સૌને ટીટોડીએ એક જ જવાબ આપ્યો કે—'આ કાંઇ એક દિવસની, અગર એક માસની, અગર એક જન્મની પ્રતિજ્ઞા નથી. ભલે અનેક જન્મ સુધી પ્રયત્ન ચાલુ રહે, પણ મારે સમુદ્ર ખાલી કરવો, તે વાત ચોક્કસ છે.' ટીડોડીનો દૃઢ સંકલ્પ દેખી, પક્ષીના રાજા ગરૂડ મદદે આવ્યા. ગરૂડનો ભયંકર પ્રયત્ન દેખી, સમુદ્રે ટીટોડીને ઈંડાં પાછાં આપ્યાં.

આ દૃષ્ટાંત હૃદયમાં રાખીને, યોગીએ અભ્યાસ દૃઢ કરવો જોઇએ.

હવે વૈરાગ્ય સંબંધી ૧૫ અને ૧૬ એ સૂત્રો છે.

**सूत्रम्—दृष्टाऽनुश्रविकविषयवितृष्णस्य वशीकारसंज्ञावैराग्यम् ।१५।**

પદચ્છેદ—(**दृष्टाश्च**) દેખેલા (**अनुश्रविकाश्च**) શાસ્ત્રોદ્વારા સાંભળેલા (**विषयाः तेषु**)

વિષયોમાં. ( **विगता तृष्णा यस्य सः तस्य** ) જેની તૃષ્ણા ચાલી ગઈ છે, તે પુરૂષને (**वशीकारसंज्ञावैराग्यम्-रागद्वेषरहिता या उपेक्षा बुद्धिः, सा वशीकारसंज्ञा-वैराग्यम्** ) રાગદ્વેષથી રહિત એવો વશીકાર નામનો વૈરાગ્ય પ્રાપ્ત થાય છે.

**અર્થ**—આ લોકમાં દેખેલા વિષયોમાં, અને શાસ્ત્રદ્વારા સાંભળેલા પરલોકના વિષયોમાં, જેની તૃષ્ણાનો નાશ થયો હોય, તે પુરૂષને, જે વૈરાગ્ય પ્રાપ્ત થાય છે, તે **વશીકાર** નામનો વૈરાગ્ય કહેવાય છે.

15 That is called Vashikar non-attachment, in which a man has given up, his thirst after objects, either seen or heard.

૧૫ **વિવેચન**—વૈરાગ્ય બે પ્રકારનો છે. એક **અપરવૈરાગ્ય** અને બીજો **પરવૈરાગ્ય**. અપરવૈરાગ્ય સંપ્રજ્ઞાત સમાધિમાં ઉપયોગી છે, અને પરવૈરાગ્ય અસંપ્રજ્ઞાત સમાધિમાં ઉપયોગી છે. આ સૂત્ર અપરવૈરાગ્યનું છે. અપરવૈરાગ્ય એટલે **વશીકાર** વૈરાગ્ય.

**दृष्टविषयाः तेषु दृष्टविषयेषु वितृष्णः**—લૌકિક વિષયોમાં-એટલે-સ્ત્રી, પુત્ર, ધન, દેહ, અને કીર્તિનાં સુખોમાં, જેને તૃષ્ણા નથી તે પુરૂષ.

**સ્ત્રી**-મોહનું અગર સંસારનું સુકાન સ્ત્રી છે. સ્ત્રીને હિસાબે સંસારનું સુકાન પુરૂષ છે. એટલે-પુરૂષને સ્ત્રીના શરીરમાં, અને સ્ત્રીને પુરૂષના શરીરમાં, જે મોહ થાય છે, તે મોહ ધીમે ધીમે એક બીજાને સંસાર જાળમાં બાંધી લે છે. શાંત ચિત્તવાળા વિવેકી સ્ત્રીપુરૂષો-જ, આ મોહજાળમાંથી બચી શકે છે. શબ્દસ્પર્શાદિ એક એક વિષય પણ, પ્રાણીઓનો જીવ લે છે, તો પછી સ્ત્રી કે જેમાં પાંચે વિષયો છે, તેથી જીવને બંધન કેમ ન થાય ! **का शृंखला प्राणभृतां च नारी** । પ્રાણીઓને-બેડી કઇ ? તેનો જવાબ સ્ત્રી. સ્ત્રીના શરીરનો વિચાર કરીએ, તો ઉપરની ચામડીની નીચે રહેલો ભાગ, જોવો ગમે એવો નથી. સ્ત્રીના હૃદયનો વિચાર કરીએ, તો અપકવ હૃદયમાં અનેક પ્રગટ દોષો અને અનેક અપ્રગટ દોષો, વાસ કરીને રહેલા જણાય છે. આ પ્રમાણે સ્ત્રીમાં રહેલા દોષોનો વિચાર કરતાં, સ્ત્રીમાં વૈરાગ્ય પ્રાપ્ત થાય છે.

**પુત્ર**—પુત્રમાં થએલો રાગ જીવને બંધન કરે છે. પુત્ર ઉત્પન્ન થયા પહેલાં, પુત્રની પ્રાપ્તિ માટે, અનેક વ્રતાદિનાં કષ્ટો મનુષ્ય ભોગવે છે. ગર્ભમાં આવ્યા પછી ગર્ભમાં તેની આરોગ્યતાની ઉપાધી, પ્રસવનું દુઃખ, જન્મ્યા પછી ઓરી, અછબા વિગેરે અનેક રોગનું દુઃખ. બાલ્યાવસ્થામાં અગર યુવાવસ્થામાં ભણે નહિં, ધંધો ન કરે, અગર આજ્ઞા ન પાળે, તો તે દુઃખ. સોએ બે પાંચ ટકા પુત્રો પિતાની આજ્ઞામાં રહેતા હશે, બાકી ઉદ્ધત પુત્રોનું ભયંકર દુઃખ-સૌને સૌનો વસ્તાર રંજાડે-બાળીને ખાખ કરી નાંખે. પુત્રની સ્ત્રીની અગર પુત્રના પુત્રની ઉપાધી પણ, માબાપને રહે છે. કદિ તેની બાજી સંકેલીને પુત્ર મરી જાય, તો તે પણ પારાવાર દુઃખ. પુત્રમાં રાગ રાખનાર માબાપને, આવાં અનેક દુઃખ વેઠવાં પડે છે. પુત્ર મેળવતાં દુઃખ, પુત્ર પ્રાપ્ત થયા પછી પણ દુઃખ, અને વળી પુત્ર મરી જાય, તો પણ દુઃખ. તે તમામનો વિચાર કરતાં આવડે, તો પુત્રમાં, વૈરાગ્ય પ્રાપ્ત થાય.

**यावत् वित्तोपार्जनशक्तः, तावन्निजपरिवारो रक्तः ।**
**पश्चाज्जर्जरभूते देहे, वार्तां कोऽपि न पृच्छति गेहे ॥**

વિગેરે શબ્દો જીવને પોતાના પરિવારમાં વૈરાગ્ય પેદા કરાવે છે.

**ધન**—ઘરબાર, ખેતરપાદર, અન્નવસ્ત્ર અને રોકડ રકમ, તેતમામનો ધનમાં સમાસ થાય છે. ધનને પ્રાપ્ત કરતાં દુઃખ, પ્રાપ્ત થયા પછી, તેને સાચવવાનું દુઃખ, સાચવતાં-કોઇ દેવાળું કાઢે, તો બળતરાનો પાર નહીં. પુત્ર ફતન દીવાળીયા-લાલ સાહેબ-નીકળે—

કર સ્ટીક પગે સ્ટૉકીંગ્જ બુટ કડકડતા, ઘડીઆળી નિજ કોટ બહુ તસતસતા.
માથે નાજુકડી ટોપી બાલી બહુ મહાલે, માઇ ડીયર, ફ્રેંડ કમ ડીયર કહી કર ઝાલે.

તો તે પણ દુઃખના પોટલા. ધનના સંબંધમાં શ્રી શંકર કહે છે કે—

**अर्थमनर्थं भावय नित्यं नास्ति ततः सुखलेशः सत्यम् ।**
**पुत्रादपि धनभाजां भीतिः सर्वत्रैषा विहिता नीतिः ॥**

મોહમુદ્ગર

ધનને અનર્થરૂપ સમજ, તેનાથી લેશ સુખ નથી એમ જાણ. ધનવાનોને પુત્રથી પણ ભય ઉત્પન્ન થાય છે. આવો વ્યવહાર જગતમાં સુપ્રસિદ્ધ છે.

આ પ્રમાણે વિચાર કરતાં કરતાં, નિર્મલ અંતઃકરણમાં ધન પ્રત્યે વૈરાગ્ય પ્રાપ્ત થાય છે.

દેહ—દેહ આરોગ્ય હોય છે, ત્યાંસુધી તેમાં બહુ મોહ થાય છે; બાકી તેની ઉત્પત્તિમાં ગંદવાડ, ઉત્પન્ન થયા પછી તેની અંદર ગંદવાડ. બરફી પાંચ દિવસ ડબ્બામાં પડી રહે, તો તે એવી ને એવી રહે, પણ પેટમાં જાય, તો બીજે જ દિવસે, તે બરફીની વિષ્ટા બની જાય છે. **जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम्**

[ ગીતા અ. ૧૩. ૯. ]

જન્મ, મૃત્યુ, વૃદ્ધાવસ્થા અને વ્યાધિઓમાં-દેહનાં દુઃખ અસહ્ય હોય છે. માટે તે દુઃખરૂપી દોષોનું દર્શન કરવું. દેહ છે તે સમયમાં મુક્તિનાં સાધન સાધી લેવાં. દેહ રોગથી ભર્યો છે, અને ક્ષણભંગુર છે. માટે તેમાં મોહ કરવો નહિં. તેમાં વૈરાગ્ય કરવો, એ ભાવ છે.

**કીર્તિ-માન-પ્રતિષ્ઠા**—કીર્તિ માટે તૃષ્ણા રાખવી, તે લોકવાસના છે. સ્ત્રી, પુત્ર અને ધનની વાસના અમુક અંશમાં શમે ખરી, પણ કીર્તિની વાસના તો સાધુ સંતોને પણ નચાવે છે, કીર્તિમાં એવો એક ખાસ ગુણ છે કે—જે તેને માટે લાલસા રાખે છે, તેની પાસે કીર્તિ આવતી નથી, અને ઉલટી તેની ફજેતી કરે છે. જે તેને માટે પરવા રાખતા નથી. પણ સદાચાર, સત્કર્મ અને ઉત્તમ ચારિત્ર માટે, જે પરવા રાખે છે, તેને કીર્તિ અનાયાસે આવીને ભેટે છે. કંદોઇની દુકાનેથી પકવાન લઇએ, ત્યારે તેમાં પકવાનના પૈસા આપવા પડે છે. પકવાનની સુગંધીના પૈસા આપવા પડતા નથી. પણ સુગંધી પકવાનની પાછળ પાછળ દોડી આવે છે. ગાંધીની દુકાનેથી કસ્તુરી લઇએ, તો કસ્તુરીના પૈસા આપવા પડે, પણ કસ્તુરીની

સુગંધીના પૈસા આપવા પડતા નથી. તે પ્રમાણે સત્પુરૂષો સત્કર્મ, સદાચાર અને ઉત્તમ ચારિત્ર માટે પરવા રાખે છે, પણ કીર્તિ માટે પરવા રાખતા નથી.

કીર્તિના સંબંધમાં બીજી એક વાત ખાસ જાણવા જેવી છે. તે એ કે—મનુષ્યોના સ્વભાવની વિચિત્રતા હોવાથી, ગમે તેવી સારી બાબત હોય, પણ તે સૌને ગમતી નથી. તેને નિંદનારા પણ હોય છે. ઘુવડ, ચામાચીડીયા, વાગોળો ઘણા વરસોથી સૂર્યને નિંદે છે. ઉકરડે ભુંકનારાં ગધેડાં ઘણા સમયથી, સાકરની નિંદા કરી રહ્યાં છે. ગૌતમબુદ્ધ, શ્રીશંકરાચાર્ય, શ્રીમદ્ વલ્લભાચાર્ય વિગેરે મહાન્ વ્યક્તિઓ પણ જગતને એકમત કરી શકી નથી. મધુરી મોરલી વગાડનાર શ્રીકૃષ્ણને પણ નિંદનારા હતા, અને હજી છે. તેથી જ શ્રીકૃષ્ણ ગીતા અ. ૯–૧૧ માં બોલ્યા હતા કે—**अवजानंति मां मूढा मानुषीं तनुमाश्रितं ।** વિગેરે. તાત્પર્ય—લોકવાસના માટે ફુટાઈ મરવું, તે પણ દોષ છે, એવું સમજી તેમાં વૈરાગ્ય પ્રાપ્ત કરવો.

આ સિવાય બીજા અનેક દૃષ્ટ પદાર્થોના વિષયો છે. તેમાં સમાએલા દોષોનું દર્શન કરી, વૈરાગ્ય પ્રાપ્ત કરવો, એ આ સૂત્રનો ભાવ છે.

**अनुश्रविकविषयाः तेषु अनुश्रविकविषयेषु**—'અનુશ્રવ'-એટલે વેદ. 'અનુશ્રવિક' એટલે વેદવડે જાણવામાં આવતા સ્વર્ગાદિ સુખો. તે સુખોમાં રહેલાં દુઃખોનાં દર્શન કરી, તૃષ્ણાનો ત્યાગ કરે, તે વિતૃષ્ણ પુરૂષ કહેવાય છે. સ્વર્ગનાં સુખોમાં કયાં દુઃખો હશે ? તે પણ વિચારીએ. સ્વર્ગમાં પણ પોતાથી મોટાની ઇર્ષ્યા, પોતાની સમાન સાથે સ્પર્ધા, અને પોતાથી નાનાને જોઇને ગર્વ થાય છે. વળી—**ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं, क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति ॥** [ ગીતા અ. ૯. ૨૧ ] સ્વર્ગ લોકનાં અનેક સુખ પ્રાપ્ત હોય, પણ પુણ્ય ક્ષીણ થઇ જાય છે, ત્યારે તે દેવ મનુષ્યલોકમાં જન્મે છે. એટલે દેવોને પણ ઈર્ષા, સ્પર્ધા, ગર્વ, જન્મમરણ વિગેરે ભોગવવાં પડે છે. આ દોષનું દર્શન કરી, સ્વર્ગના ભોગમાં પણ વૈરાગ્ય પ્રાપ્ત કરવો ઘટે છે. આગળ ૧૯ મું સૂત્ર વિદેહલય અને પ્રકૃતિલય યોગીઓ સંબંધી છે. ત્યાં તે સંબંધી સારા ખુલાસા છે. હાલ તો એટલું યાદ રાખવું કે—વિદેહલય યોગીઓને અને પ્રકૃતિલય યોગીઓને પણ પુનર્જન્મ તો છે. માટે તેમાં પણ દોષોનું દર્શન કરી પર વૈરાગ્ય પ્રાપ્ત કરવો.

તાત્પર્ય—લૌકિક અને વૈદિક વિષયો, આધ્યાત્મિક, આધિભૌતિક, અને આધિદૈવિક દોષોથી દોષીત છે, માટે યોગાભ્યાસીઓએ તેમાં વૈરાગ્ય રાખવો.

**वशीकारसंज्ञावैराग्यम्**—ઉપર જણાવેલા વૈરાગ્યનું નામ વશીકાર વૈરાગ્ય કહેવાય છે. વશીકાર વૈરાગ્યનો બીજો અર્થ અપરવૈરાગ્ય. વિષયો ન મળવાથી ન ભોગવાય, તે વૈરાગ્ય નથી. તેમજ **विषया विनिवर्तंते निराहारस्य देहिनः** ( ગીતા અ. ૨–૫૯ ) ભુખ્યાને વિષયો ગમતા નથી. રોગી અને દુઃખી મનુષ્યોને પણ વિષયો ભોગવવા ગમતા નથી. પણ તે વૈરાગ્ય કહેવાય નહિં. બોરડીના મૂળમાં મીઠું ભરીને, બોરડીનું મૂળ બાળી દેવામાં ન આવે, ત્યાં સુધી બોરડીને ગમે તેટલીવાર કાપી લઇએ, પણ વરસાદ આવે, ત્યારે તે બોરડી જરૂર ફાલે છે-જરૂર ખીલે છે. તેમ વિષયો ભોગવવા ન મળે, અગર વિષયો ન ભોગવી શકાય, તે સ્થિતિને કદિ વૈરાગ્ય કહેવાય નહિં. માટે

લૌકિક તથા વૈદિક સુખમાં રહેલા દોષોનું યથાર્થ નિરીક્ષણ કરી, ચિત્તને રાગદ્વેષથી રહિત કરી દેવું-તેનું નામ વશીકાર સંજ્ઞારૂપ અપરવૈરાગ્ય કહેવાય છે. એક સ્મૃતિ કહે છે કે—**विरक्तिर्दोषदर्शनात्** । દોષદર્શનથી વૈરાગ્ય પ્રાપ્ત થાય છે, બીજી સ્મૃતિ કહે છે કે—**वैराग्या दोषदर्शनम्** । એટલે વશીકાર સંજ્ઞાવૈરાગ્યથી ાપનું દર્શન થાય છે. વશીકાર શબ્દમાં વશ કરવાનો ભાવ છે. એટલે વશીકાર વૈરાગ્ય પ્રાપ્ત થયા પછી, લૌકીક, વૈદિક વિષયોને મનુષ્ય વશ રાખી શકે છે.

**યતમાનસંજ્ઞા, વ્યતિરેકસંજ્ઞા અને એકેંદ્રિયસંજ્ઞા** નામના ત્રણ વૈરાગ્ય, વશીકારસંજ્ઞા વૈરાગ્યથી હલકા દરજ્જાના છે. આ ત્રણ સિદ્ધ થયા પહેલાં, વશીકારસંજ્ઞા વૈરાગ્ય સિદ્ધ થતો નથી, માટે તેનું વિવેચન પણ આપું.

યતમાનસંજ્ઞા—સદ્‌ગુરૂ અગર સત્શાસ્ત્રોનાં વચનાનુસાર મૈત્રી, કરૂણા, મુદિતા, અને ઉપેક્ષાના સાધનદ્વારા, ચિત્તને નિર્મળ બનાવી, ઇંદ્રિયોને વશ કરવી, તે યતમાનસંજ્ઞા વૈરાગ્ય કહેવાય છે. મુમુક્ષુએ પ્રથમ વિષયદોષ ચિંતવનરૂપ-પ્રસંખ્યાનબળ (વિવેક જ્ઞાનબળ)-પ્રાપ્ત કરવું જોઇએ. મૈત્રી, કરૂણા વિગેરેનું વિવેચન આગળ ૩૩ મા સૂત્રમાં થશે.

વ્યતિરેકસંજ્ઞા—સાધનદ્વારા જ્યારે કેટલીએક વૃતિઓ શમી જાય, અને કેટલીએક વૃત્તિઓ શમે નહિં, તે સ્થિતિનું નામ વ્યતિરેકસંજ્ઞા વૈરાગ્ય કહેવાય છે.

એકેંદ્રિયસંજ્ઞા—નિરાહાર સ્થિતિમાં, અથવા રોગ અને આપત્તિના સમયમાં, જીવને વિષયો ભોગવવા ગમતા નથી. પણ તે સમયે ચિત્તમાંથી વાસનાનો સમૂળો ક્ષય થયેલો જોવામાં આવતો નથી. કારણકે દુઃખની નિવૃત્તિ થતાં, ચિત્ત વિષયો તરફ દોડે છે. આ વૈરાગ્યનું નામ એકેંદ્રિયસંજ્ઞા.

વશીકારસંજ્ઞા—લૌકીક તથા વૈદિક વિષયોની વાસનાનો ચિત્તમાંથી સમૂળો નાશ થાય છે, ત્યારે તે વશીકારસંજ્ઞા વૈરાગ્ય કહેવાય છે. તેનું બીજું નામ અપરવૈરાગ્ય અગર વિષયવૈતૃષ્ણ્ય વૈરાગ્ય કહેવાય છે.

દેવોની મૂર્તિઓનો, અને સદ્‌ગુરૂનાં તથા અન્ય સત્પુરૂષોનાં, શરીરોનો સમાસ દૃષ્ટ વિષયોમાં થઇ શકે છે ખરો, તેમ દેવોનો અને સંતોનો મહિમા, વેદોએ ગાયો છે, માટે અનુશ્રાવીક વિષયોમાં પણ, તેમનો સમાસ થઇ શકે ખરો, છતાં ભવબંધમાંથી છૂટવા માટે, તેમાં જો પ્રીતિ થાય, તો તે પ્રીતિ બંધનકર્તા નથી; પણ મુક્તિદાતા છે. તાત્પર્ય-બંધનકર્તા વિષયોમાં નિઃસ્પૃહતાની જરૂર છે, અને બંધનથી મુક્તકર્તા વિષયોમાં, નિઃસ્પૃહતાની જરૂર નથી. રાગ એજ સંસાર, અને રાગનો નાશ તે વૈરાગ. વૈરાગ્યની વાતો દુનિયાને અવળા કરનારી છે. વૈરાગીને હિસાબે દુનિયા ગાંડી, અને દુનિયાને હિસાબે વૈરાગી ગાંડો. તે સંબંધમાં ભર્તૃહરિ કહે છે કે— રાગ-શાર્દુલવિ૦

**आदित्यस्य गतागतैरहरहः, संक्षीयते जीवितं ।**
**व्यापारैर्बहुकार्यभारगुरुभिः, कालो न विज्ञायते ॥**
**दृष्ट्वा जन्मजराविपत्तिमरणं, त्रासश्च नोत्पद्यते ।**
**पीत्वा मोहमयीं प्रमादमदिरा-मुन्मत्तभूतं जगत् ॥७॥**

(વૈરાગ્યશતક)

અર્થ—સવારમાં સૂર્ય ઉગે, અને સાંજ થાય, ત્યારે સૂર્ય આથમે–એમ રાત દિવસ ચાલ્યા જાય છે, અને આપણું આયુષ્ય લેતા જાય છે. અનેક કાર્યોની ગુંચવણમાં કાળ કયાં ગયો, તેનું ભાન રહેતું નથી. [ડહાપણમાં દખાઈ મુવા, ધોળા વાળ થયા, ત્યાં સુધી ચીંગાણું શમ્યું નહિં.] વળી જન્મ, વૃદ્ધાવસ્થા, આપત્તિકાળ અને મરણ જેવા અનેક પ્રસંગો, નજર આગળ થયે જાય છે, તો પણ ત્રાસ ઉત્પન્ન થતો નથી. (વિષયોમાં વૈરાગ્ય થતો નથી.) મને તો છેવટે એમજ લાગે છે કે–મોહમય પ્રમાદરૂપ મદિરાનું પાન કરવાથી, આ આખું જગત્ ગાંડું બની ગયું છે'

ભુલા ન પડતા—બે પૈસાનો ગેરૂ લાવી, ભગવાં પહેરી, જયાં ત્યાં ભટકતા, કનક કાન્તામાં રમતા, મંદિર મઠમાં મોહ કરનારા, સંપ્રદાયોની ખેંચતાણમાં ખેંચાતા, લાડુ દુધપાકનું ભોજન કરનારા–સાધુઓ વૈરાગી નથી–બેરાગી છે–પતીત છે. ચિત્તને વિષયાધીન થતું અટકાવવું, એ વૈરાગ્યનો ખરો અર્થ છે. પ્રેરકશક્તિઓ આપણા કાબુમાં રહે, પણ આપણે તેના કાબુમાં ન રહીએ, એવા પ્રકારના વૈરાગ્યને મનોબળ કહેવાય છે. ધર્મનું અગર મુક્તિનું તે સિધ્ધું અને પ્રથમ પગથીયું છે.

હવે પરવૈરાગ્ય સંબંધી સૂત્ર છે.

**सूत्रम्—तत् पर पुरुषख्यातेर्गुणवैतृष्ण्यम ॥१६॥**

પદચ્છેદ—(**पुरुषख्यातेः**) પરમાત્માનું જ્ઞાન થવાથી (**यत् गुणेषु वैतृष्ण्यम**) ગુણોમાં (એટલે સંસારમાં) જે અસ્પૃહા થાય છે. (**तत परं वैराग्यम्**) તે ઉત્તમ વૈરાગ્ય કહેવાય છે.

અર્થ—આત્માનું જ્ઞાન થવાથી, સંસાર ઉપર જે અભાવ થાય, તે પર [શ્રેષ્ઠ] વૈરાગ્ય ગણાય છે.

16 That is the best non-attachment, among the qualities (or in this world), which results from the knowledge of Purusha.

૧૬ વિવેચન—આ સૂત્ર પરવૈરાગ્ય સંબંધી છે. સંસારમાં દેખાતા વિષયોમાં, અને સ્વર્ગના વિષયોમાં સમાએલા દોષોનું, માત્ર દર્શન અને ચિંતવન કરવાથી, તે બન્ને પ્રકારના વિષયોમાં અભાવ થતાં, તેમાં જે વૈરાગ્ય થાય, તે સંબંધી ૧૫ મા સૂત્રમાં વાત કરી. **वैराग्यात्प्रकृतिलयः** ॥ અપરવૈરાગ્યથી પ્રકૃતિમાં ચિત્તનો લય થાય છે. પંદરમા સૂત્રમાં રજસ્ અને તમસ્ની નિવૃત્તિ થઇ, પણ ત્રિજા સત્ત્વગુણની નિવૃત્તિ બાકી છે. તે આ સોળમા સૂત્રમાં પરમાત્માના જ્ઞાનથી નિવૃત્ત થશે. સત્ત્વગુણની નિવૃત્તિ થયા પછી, જે વૈરાગ્ય પ્રાપ્ત થાય, તે પરવૈરાગ્ય–શ્રેષ્ટવૈરાગ્ય–ઉત્તમ વૈરાગ્ય–કહેવાય છે. અપરવૈરાગ્યનું ફળ સંપ્રજ્ઞાત સમાધિ, અને પરવૈરાગ્યનું ફળ અસંપ્રજ્ઞાત સમાધિ.

**तत परं** તેની પછી **वैराग्यम्** શબ્દ અધ્યહાર સમજીને, તેનો એવો અર્થ કરવો કે—'તે ઉત્તમ વૈરાગ્ય (કહેવાય છે). સત્ત્વગુણની વૃદ્ધિથી, રજો અને તમો જયારે તદ્દન

નાશ પામે, ત્યારેજ અપરવૈરાગ્ય ઉદય પામે છે. પછી સત્ત્વગુણ પણ ક્ષીણ થાય છે. પરવૈરાગ્ય એજ જ્ઞાનની અવધિ, અને એજ કૈવલ્ય. પરવૈરાગ્ય વિના મોક્ષ સંભવતો નથી. **'जीवन्नेव विद्वान् मुक्तो भवति'** જ્ઞાની જીવતો હોય, તોપણ તે મુક્ત ગણાય છે,' એમ શ્રુતિ કહે છે. **क्षीयन्ते चास्य कर्माणि** આવા જ્ઞાનીના ધર્માધર્મરૂપ કર્મો ક્ષય પામે છે.

**पुरुषख्यातेः—पुरुषस्य ख्यातिः पुरुषख्यातिः, तस्याः पुरुषख्यातेः । पुरुषः** એટલે બ્રહ્મ-**ख्यातिः** એટલે જ્ઞાન, વિવેક, મહિમા અગર સાક્ષાત્કાર. અપરવૈરાગ્ય થયા પછી સત્ત્વગુણ પરમાત્મા સાથે ભેળસેળ હોય છે. પરમાત્માના અને સત્ત્વગુણના સ્વરૂપોને સમજી લઇ, પરમાત્માને સત્ત્વગુણથી ન્યારા સમજવા.—ન્યારા અનુભવવા. તે અનુભવનું નામ પુરૂષ-ખ્યાતિ કહેવાય છે.

**गुणेषु वैतृष्ण्यम्**—સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણે ગુણો પ્રકૃતિના છે. સત્ત્વ-ગુણનું લક્ષણ જ્ઞાન અને આનંદ. રજોગુણનું લક્ષણ ચંચળતા-પ્રવૃત્તિ, અને તમોગુણનું લક્ષણ અંધકાર અને પ્રમાદ. આ ત્રણે ગુણો જગતને ઉંચું નીચું કરી રહ્યા છે. જગતના દરેક પદાર્થો, દરેક દશ્યો, આ ત્રણ ગુણના વિકારરૂપે છે. સાંખ્યશાસ્ત્રાનુસાર પ્રકૃતિમાં ૨૪ તત્ત્વો છે. મનુષ્યનો આત્મા, તે તમામ તત્ત્વોથી, પર-શ્રેષ્ઠ-સ્વયંપ્રકાશ, શુદ્ધ અને પૂર્ણ-સ્વરૂપ છે. પ્રકૃતિ જડ છે, માટે જ્યાં જ્યાં પ્રકાશ-ચેતના-જોવામાં આવે, ત્યાં ત્યાં તે કાર્ય આત્માનું છે, એમ સમજી લેવું. આપણાં મન, બુદ્ધિ, ચિત્ત વિગેરે પ્રકૃતિમાંથી ઉત્પન્ન થએલાં છે. જે કાર્ય ત્રિગુણાત્મક બુદ્ધિનું હોય, તે પણ યોગીએ તજવું ઘટે છે. વિવેકખ્યાતિ સત્ત્વગુણાત્મક બુદ્ધિનું કાર્ય છે, તેથી તે પણ તજવા લાયક છે. વિવેકખ્યાતિનો ત્યાગ થયા પછી, જે સ્થિતિ પ્રાપ્ત થાય, તે પરવૈરાગ્યદશા કહેવાય છે. પરવૈરાગ્યદશા તે જ કૈવલ્યદશા.

હવે સંપ્રજ્ઞાત સમાધિના પ્રકાર જણાવે છે.

**सूत्रम्—वितर्कविचाराऽऽनंदाऽस्मितारूपाऽनुगमात् संप्रज्ञातः॥१७॥**

પદચ્છેદ—(**सम्यक् प्रज्ञायते येन सः संप्रज्ञातः समाधिः**) ગમે તે પ્રિય માટે રૂડે પ્રકારે એકાગ્ર થવાય તે 'સંપ્રજ્ઞાત' નામની સમાધિ છે. આ સમાધિ વિતર્કાદિ ભેદોથી ચાર પ્રકારની છે (**वितर्कानुगमात्**) વિતર્કના સંબંધથી (**विचारानुगमात्**) વિચારના સંબંધથી (**आनंदानुगमात्**) આનંદના સંબંધથી **अस्मितानुगमात्**-અસ્મિતાના સંબંધથી. **अनुगतः**-એટલે સંબંધ—

**અર્થ—વિતર્ક, વિચાર, આનંદ અને અસ્મિતા નામના રૂપોના સંબંધથી અગર રૂપોના પાલનથી, જે નિરોધ થાય, તે નિરોધનું નામ સંપ્રજ્ઞાતસમાધિ કહેવાય છે.**

17 The concentration called right knowledge is that, which is followed by-or which results from argumentation, discrimination (deliberation), bliss, & unqualified egoism.

૧૭ વિવેચન—આ સૂત્રમાં સંપ્રજ્ઞાત સમાધિ કેટલા પ્રકારની છે, તેનું નીરૂપણ છે-

જેનું ધ્યાન ધરાય છે, તે **ધ્યેય** અથવા **ભાવ્ય** કહેવાય છે. ધ્યાન તથા ભાવવાનો એક જ અર્થ છે. આ સંપ્રજ્ઞાતસમાધિ ધ્યેયના ભેદથી, એટલે વિતર્ક, વિચાર, આનંદ અને અસ્મિતાનાં સ્વરૂપોના ભેદથી, સવિતર્ક, સવિચાર, સાનંદ અને સાસ્મિત એમ ચાર પ્રકારની સંપ્રજ્ઞાત સમાધિ કહેવાય છે. ઉંચા પ્રકારની ભાવનાવડે, સંશયવિપર્યય રહિત ધ્યેયનું જ્ઞાન થાય, ત્યારે તે સ્થિતિનું નામ, ભાવનાવિશેષસંપ્રજ્ઞાત સમાધિ. તે ચાર પ્રકાર સંબંધી થોડી વાત કરીએ. **अनुगम** એટલે સંબંધ. **अनुगमात्**-સંબંધથી.

**सवितर्कानुगमात्**—તેમાં સ્થૂલ વિષયોનું ધ્યાન હોય છે. પંચમહાભૂતમાંથી ગમે તે તત્ત્વનું એકાગ્રતાપૂર્વક મનન કરવામાં આવે, તે **સવિતર્કસમાધિ** કહેવાય છે. પાંચમાંથી ગમે તે તત્ત્વના સંબંધમાં શિવ, વિષ્ણુ વિગેરે દેવોની મૂર્તિઓમાંથી ગમે તે એક મૂર્તિનું યથાર્થ મનન થાય, તો તે પણ ઉત્તમ છે. કોઇપણ વસ્તુનું યથાર્થ જ્ઞાન થયા પછી, આપણે તે વસ્તુ ઉપર કાબુ મેળવી શકીએ છીએ.

'**योगारम्भे मूर्तहरिममूर्तमथ चिन्तयेत्** । વિગેરે શબ્દોથી સ્મૃતિ પણ કહે છે કે—યોગારંભમાં પ્રથમ મૂર્તનું ધ્યાન ધરવું, પછી ધીમે ધીમે આગળ વધવું.' આગળ વધતાં ધ્યેયના પ્રત્યક્ષ, અનુમાન અને આગમથી નહિં જાણવામાં આવે, એવા સંપૂર્ણ સ્વરૂપનો યોગીને સાક્ષાત્કાર થાય છે.

વિતર્ક એટલે પ્રશ્ન, અને સવિતર્ક એટલે પ્રશ્નયુક્ત. અમુક તત્ત્વમાં શું સામર્થ્ય છે? તે પ્રશ્ન, અને જ્યારે તે તત્ત્વ કાબુમાં આવે, ત્યારે તે પ્રશ્નનો ઉત્તર મળ્યો ગણાય છે. સાધારણ ભાષામાં તે સિદ્ધિઓ કહેવાય છે, પણ તે મોક્ષદાતા નથી, તે વાત ભુલવી નહિં. ધ્યાનાવસ્થામાં જ્યારે દિશા અને કાળથી અલગ કરીને, તે તત્ત્વોનું સ્વરૂપ ધ્યાનમાં લેવાય છે ત્યારે તે **નિર્વિકલ્પ સમાધિ** કહેવાય છે. [ તે વાત આગળ ૪૩મા સૂત્રમાં કહેવાશે. ]

**सविचारानुगमात्**—વિચારના સંબંધથી પંચ મહાભૂતોની ગમે તે તન્માત્રાનું ધ્યાન-થાય, ત્યારે તે સવિચાર સંપ્રજ્ઞાત સમાધિ કહેવાય છે. પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ, પંચ મહાભૂત છે. તેની તન્માત્રા ગંધ, રસ, રૂપ, સ્પર્શ અને શબ્દ છે. આ તન્માત્રાઓને દિશા અને કાળથી અલગ કરીને, તેનું સ્વરૂપ ધ્યાનમાં લેવાય, તો તે **નિર્વિચાર સમાધિ** કહેવાય છે. [ તે વાત આગળ ૪૪ મા સૂત્રમાં કહેવાશે. ] [ સવિતર્ક અને સવિચાર બેઉ સમાધિનું નામ ગ્રાહ્યસમાધિ છે. કારણ કે તેમાં સ્થૂલ અને સૂક્ષ્મ પદાર્થોનું ગ્રહણ-ધ્યાન-થાય છે. ]

**सानंदानुगमात्**—તેમાં ઇંદ્રિયોનું ધ્યાન હોય છે. સ્થૂલ અને સૂક્ષ્મ બેઉ પ્રકારનાં તત્ત્વોને છોડી દઇને, રજતમ રહિત નિર્મળ બનેલી ઇંદ્રિયોનું જ ધ્યાન ધરવામાં આવે, તો તે સાનંદ નામની સમાધિ છે. [ આ ગ્રહણ સમાધિ કહેવાય છે, કારણકે ઇંદ્રિયો વિષયને ગ્રહણ કરનારી છે ] સત્ત્વ પ્રધાન અહંકારમાંથી ઇંદ્રિયો ઉત્પન્ન થઇ છે. સત્ત્વ પ્રધાન અહંકાર આનંદરૂપ છે, માટે આ સમાધિને સાનંદાસમાધિ કહી છે.

**सास्मितानुगमात्**—તેમાં બુદ્ધિ સહિત પુરૂષનું ધ્યાન હોય છે. સાનંદા સમાધિ પરિપક્વ થયા પછી-સ્થૂલ, સૂક્ષ્મ તત્ત્વો તથા અંતઃકરણાદિ ઇંદ્રિયોના ધ્યાનને તજીને,

એકલા સાત્વિક અહંકારનું, બુદ્ધિનું અગર પ્રકૃતિનું ધ્યાન ધરવું, તે સાસ્મિતા નામની સમાધિ છે. તેને સાહંકાર સમાધિ પણ કહેવામાં આવે છે. [ તે ગૃહિતૃ સમાધિ છે. કારણ કે તેમાં ગ્રહણ કરનાર અહંકારનો અંતર્ભાવ છે. ] અસ્મિતા ઇંદ્રિયોનું સૂક્ષ્મ રૂપ છે.

પ્રથમના બે પ્રકાર, બહારના વિષયોનો સંબંધ રાખે છે, છેલ્લા બે પ્રકાર, અંતરના વિષયોનો સંબંધ રાખે છે.

લશ્કરના સિપાઇઓને નિશાન તાકવાની તાલીમ અપાય છે, ત્યાં પ્રથમ મોટું નિશાન અપાય છે. તે સાધ્યા પછી, તેનાથી નાનું નિશાન અપાય છે, તેથી સાધક ઉત્તરોત્તર સૂક્ષ્મ નિશાન તાકવામાં હોશીયાર થાય છે; તે પ્રમાણે સમાધિના સાધકે પ્રથમ સ્થૂલનું ધ્યાન ધરવું જોઇએ; અને પછી ધીમે ધીમે–સૂક્ષ્મ પદાર્થોનું ધ્યાન ધરવું જોઇએ.

ઇંદ્રિયોને જ આત્મા માની, તેનું ધ્યાન ધરનારા દેહપાત પછી, ઇંદ્રિયોમાં લીન થાય છે. તેને **વિદેહ** કહેવામાં આવે છે. જે સાધક અસ્મિતા સમાધિનો વિજય કરે છે, તે પુરૂષ પ્રકૃતિલયયોગી ગણાય છે. અહીં પણ તેને સૂક્ષ્મ દેહનું ભાન રહે છે, તેથી જો સાધક આ સ્થિતિથી આગળ વધતો નથી, તો તે પ્રકૃતિમાં લીન થઇને રહે છે. પ્રકૃતિમાં લીન થએલા પુરૂષ **પ્રકૃતિલય** યોગી કહેવાય છે.

મુસાફરીમાં ફરનારો માણસ એવા પ્રમાણની તપેલીઓ રાખે છે કે–એક મોટી તપેલીમાં, તેનાથી નાની તપેલી સમાય છે. તે નાનીમાં તેનાથી નાની સમાય છે, અને તેમાં તેનાથી નાની સમાય છે. એટલે ત્રણે નાની તપેલીઓ, એક મોટી તપેલીમાં સમાઇ જાય છે. તે પ્રમાણે સવિતર્કસમાધિમાં–સવિચાર, સાનંદ અને સાસ્મિતા ત્રણે સમાય છે. સવિચારમાં સાનંદ અને સાસ્મિતા બેઉ સમાય છે, અને સાનંદ સમાધિમાં, સાસ્મિતા સમાધિ સમાય છે. તેનો ખુલાસો એ છે કે—સ્થૂલ મહાભૂતોમાં પંચ તન્માત્રા ( સૂક્ષ્મ તત્ત્વો )નો સમાસ થએલોજ હોય છે. પંચ તન્માત્રા એ અહંકારનું કાર્ય છે. તેમાં ઇંદ્રિયો કરણ છે. માટે તન્માત્રાથી ઇંદ્રિયો સૂક્ષ્મ છે. તેથી તન્માત્રામાં અહંકાર પણ સમાએલો છે. અહંકાર બુદ્ધિનું કાર્ય છે. તેથી અહંકારમાં બુદ્ધિ સમાએલી છે.

આ સર્વ સમાધિઓ સબીજ છે, કારણ કે તેમાં ગમે તે ધ્યેયનું અવલંબન છે. સંપ્રજ્ઞાત સમાધિથી ગમે તેટલી સિદ્ધિઓ પ્રાપ્ત થાય, પણ તે સિદ્ધિઓ મોક્ષપ્રાપ્તિમાં વિઘ્નરૂપ છે. [તેથી મોક્ષની ઇચ્છાવાળો પુરૂષ, સબીજથી આગળ વધી, નિર્બીજ સમાધિમાં પ્રવેશ કરે છે ]

વિવેકખ્યાતિ—બુદ્ધિ અને પુરૂષના ભેદનું જે જ્ઞાન, તે વિવેકખ્યાતિ. તે સંપ્રજ્ઞાત સમાધિના પરિપાકથી ઉત્પન્ન થાય છે.

હવે ૧૮મા સૂત્રમાં, અસંપ્રજ્ઞાત સમાધિ અગર નિર્બીજ સમાધિની વાત કરે છે.

**सूत्रम्—विरामप्रत्ययाऽभ्यासपूर्वः संस्कारशेषोऽन्यः ॥१८॥**

પદચ્છેદ વિગેરે—( **वितर्कादिचिंतात्यागः–इति विरामः** ) વિતર્ક વિગેરે ચિંતાઓનો ત્યાગ થાય, તેનું નામ વિરામ–અથવા–( **वृत्तीनाम् अभावः इति विरामः** ) વૃત્તિઓનો ક્ષય થઇ જાય તેનું નામ વિરામ. ( **प्रत्ययः** એટલે સાધન ) [ **परं वैराग्यं एव तस्य**

-**विरामस्य प्रत्ययः** ] તે વિરામનું કારણ (સાધન) પરવૈરાગ્ય છે. **तस्य-वैराग्यस्य-अभ्यासः एव पूर्व ( अग्रेसरं ) यस्य सः अन्यः-असंप्रज्ञातसमाधिः** અથવા **निर्बीजसमाधिः**-વિરામનું કારણ-પરવૈરાગ્ય થયા પછી, તેનો અભ્યાસ ચાલુ રહે, તો સંપ્રજ્ઞાત સમાધિથી અન્ય-એટલે અસંપ્રજ્ઞાત નિર્બીજ-સમાધિ પ્રાપ્ત થાય).

અર્થ—સર્વ વૃત્તિઓના લયનું કારણ પરવૈરાગ્ય છે. [ પરવૈરાગ્ય વિના વૃત્તિઓ શમે નહિં, એવો ભાવ છે.] પરવૈરાગ્યના અભ્યાસરૂપી મુખ્ય સાધનથી માત્ર ચિત્ત, જેમાં શેષ રહે છે. તે સ્થિતિનું નામ, **અસંપ્રજ્ઞાત** સમાધિ કહેવાય છે.

18 The ancther Samadhi is that, which is secured by constant practice of making the chitta, free from all the transformations & in which only chitta remains. This is called Asamprajnata Samadhi.

૧૮ વિવેચન—સંપ્રજ્ઞાત-સબીજ-સમાધિના પરિપાકથી, વિવેકખ્યાતિ ઉત્પન્ન થાય છે. વિવેકખ્યાતિનું વારંવાર પાલન કરવાથી, વૃત્તિઓને શાંત કરી દેનાર પરવૈરાગ્ય તથા ધર્મમેઘસમાધિ-અસંપ્રજ્ઞાત સમાધિ ઉત્પન્ન થાય છે.

**विरामः** એટલે-પૂર્વ સુત્રમાં બતાવ્યા છે તે વિતર્ક, વિચાર, વિગેરેનો ત્યાગ, અગર લય અગર અભાવ થાય, તે વિરામ. વૃત્તિઓનો અભાવ અગર લય તેનું નામ પણ **વિરામ.**

વૃત્તિઓનો નિરોધ બે રીતે થાય છે. અપરવૈરાગ્યથી અને પરવૈરાગ્યથી. અપરવૈરાગ્યથી થએલા નિરોધ પછી જન્મમરણ રહે છે, અને પરવૈરાગ્યથી થએલા નિરોધ પછી, જન્મ-મરણ રહેતાં નથી. પરવૈરાગ્ય સાધવામાં, શ્રદ્ધા, વીર્ય વિગેરે સાધનોની જરૂર છે. તે સંબંધી ૨૦ મા સુત્રમાં કહેવાશે.

**प्रत्ययः**—સાધન અગર કારણ.

**विरामस्य प्रत्ययः विरामप्रत्ययः**—અભાવનું કારણ (પરવૈરાગ્ય છે.) માટે **विरामप्रत्यय** આખા શબ્દનો ભાવાર્થ—**પરવૈરાગ્ય** સમજવો **विरामप्रत्ययाऽभ्यासपूर्वः** તે આખા શબ્દનો **અર્થ**—પરવૈરાગ્યનો અભ્યાસ જેમાં પ્રથમ કરવો પડે છે. તે સમાધિ. ( પરવૈરાગ્ય સંબંધી આગળ સોળમા સુત્રમાં કહ્યું છે. )

**संस्कारशेषः**—જેનાં સંસ્કારોનો એટલે જેની વૃત્તિઓનો લય થઇ ગયો હોય છે, તેવું નિર્વૃત્તિક ચિત્ત જે સમાધિમાં હોય, તે સંપ્રજ્ઞાત સમાધિથી અન્ય છે. અન્ય એટલે તે **અસંપ્રજ્ઞાત** સમાધિ કહેવાય છે. જેમ શેકેલો ચણો આકાર અને રૂપથી ચણો જ છે, એટલે શેક્યા પછી ચણાનો આકાર અને રૂપ બદલતાં નથી, પણ તે વાવવાથી તેનો અંકુર ફુટતો નથી. તે પ્રમાણે નિરૂદ્ધ થએલું ચિત્ત, નામ અને રૂપથી ચિત્ત જ છે; પણ તે વૃત્તિ-પ્રગટાવવા રૂપી કાર્ય કરવામાં અસમર્થ હોય છે. ચિત્તની આ સ્થિતિ પરવૈરાગ્યથી પ્રાપ્ત થાય છે, અનાયાસ પ્રાપ્ત થતી નથી.

**અન્ય**—સત્તરમાં સુત્રમાં સંપ્રજ્ઞાત સમાધિ ( અગર સબીજ સમાધિ) સંબંધી વાતચીત થઇ ગઇ છે. તે સમાધિથી અન્ય એટલે બીજી–એટલે–**અસંપ્રજ્ઞાત** સમાધિ.

**अन्यः—असंप्रज्ञातसमाधिः**—સંપ્રજ્ઞાત સમાધિમાં કાંઇ ધ્યેય હોય છે, પણ અસંપ્રજ્ઞાત સમાધિ અર્થશૂન્ય છે. એટલે ધ્યેય અગર ધ્યેયરૂપી આલંબનથી રહિત હોય છે. આ અવસ્થામાં જ્ઞાન પણ રહી શકતું નથી એટલે ચિત્ત સંસ્કાર રહિત હોય છે. પરવૈરાગ્ય કે જે ગુણવૈતૃષ્ણ ( જુઓ પાછળ સોળમું સુત્ર ) છે, તે અસંપ્રજ્ઞાત સમાધિનું કારણ છે. પરવૈરાગ્યમાં પ્રકૃતિ તથા ગુણનો અભાવ હોય છે. જેમ જેમ પરવૈરાગ્યનો અભ્યાસ વધે, તેમ તેમ ચિત્ત ભુંજેલા ચણ્યા જેવું બનતું જાય છે.

**निर्बीजसमाधि—मनसो वृत्तिशून्यस्य ब्रह्माकारतया स्थितिः । असंप्रज्ञातनामासौ, समाधिरभिधीयते ॥** વિગેરે વચનો કહે છે કે–' વૃત્તિરહિત ચિત્તનું બ્રહ્મ સ્વરૂપ રહેવું, તે સ્થિતિનું નામ અસંપ્રજ્ઞાત સમાધિ. ' એ દશાને પામેલો પુરૂષ ' બ્રહ્મવિદ્‌વરિષ્ઠ ' કહેવાય છે. આ સ્થિતિ **તુર્યા** નામની જ્ઞાનની સાતમી ભૂમિકા છે. આ જ્ઞાનાતીત અવસ્થા છે. અજ્ઞાન એ પ્રથમ પગથીયું, જ્ઞાન એ મધ્યમ પગથીયું, અને જ્ઞાનાતીત તે સૌથી ઉંચું પગથીયું છે. શુભ સંસ્કારદ્વારા અશુભ સંસ્કારોની નિવૃત્તિ કરવી. પછી શુભ સંસ્કારોને પણ શમાવી દેવા. પરિણામે ચિત્ત સંસ્કાર શૂન્ય નિર્બીજ રહે છે.

**क्लेशकर्माशयाः निष्क्रान्ताः यस्मात् सः निर्बीज समाधिः** ચિત્તમાં નિરોધ પેસીને, તમામ વૃત્તિઓનો લય કરીને, પોતે પણ નિરોધ પામી જાય તે નિર્બીજ એટલે–શેષ ખાતે સંસ્કાર રહિત ચિત્ત જ રહે છે. દષ્ટાંત–સોનામાં સીસું મેળવીને, ભેગવાળા સોનાને તપાવતાં, તેમાં રહેલું સીસું સોનાના તમામ મેલને બાળી નાંખે છે, પછી પોતે ( સીસુ ) પણ બળી જાય છે. શેષ ખાતે ચોખ્ખું સોનું જ બાકી રહે છે.

ઘણે લાંબે વખતે પણ, પુનર્જન્મ પામે, એવા વિદેહલય અને પ્રકૃતિલય યોગીઓની સમાધિની વાત હવે કરે છે.' ( વિદેહ પ્રકૃતિલય યોગીઓ દેવ બની, ઘણેકાળે પુનર્જન્મ પામે છે, એમ પણ ઘણા વિદ્વાનો કહેછે. )

## सूत्रम्—भवप्रत्ययो विदेहप्रकृतिलयानाम् ॥१९॥

પદચ્છેદ—**विदेहलयानाम्-प्रकृतिलयानाम्:-योगिनाम्**-વિદેહલય યોગીઓને અને પ્રકૃતિલય યોગીઓને **भवः एव प्रत्ययः** ( કારણ–પરિણામ ) **यस्य सः समाधिः** ભવ એ જ કારણ, અને ભવ એ જ પરિણામ જેમાં છે, એવી સમાધિ થાય છે.

**૧૯ અર્થ**—વિદેહલય યોગીઓને, અને પ્રકૃતિલય યોગીઓને જે સમાધિ થાય છે, તે સમાધિમાં, ભવ એજ કારણ, અને ભવ એજ પરિણામ છે, તેથી તે સમાધિ **ભવપ્રત્યય** સમાધિ કહેવાય છે.

19 This samadhi, as above mentioned, when not followed by the extreme non-attachment, becomes the cause of re-ma-

nifestation of the Vaidehalaya yogies & Prakritilaya yogies.

૧૯ વિવેચન—**भवप्रत्ययः**—**भव** એટલે અવિદ્યા, સંસાર, અગર પુનર્જન્મ; અને **प्रत्ययः**—એટલે-કારણ **भवप्रत्ययः**-એટલે-અવિદ્યા અગર પુનર્જન્મ જેનું કારણ છે એવી સમાધિ. **भवप्रत्ययः** એ સમાધિનું વિશેષણ છે. ( **समाधिः** શબ્દ સૂત્રમાં અધ્યહાર છે. )

**विदेहलययोगी**—ભૂતો અગર ઇંદ્રિયોમાંથી કોઇ એકને આત્મા માની તેનીજ ઉપાસના કરતાં કરતાં, જે મરણ પામે, તેઓ મરણ પછી તેમાંજ લય પામે. તેઓ સ્થૂલ દેહ રહિત હોવાથી, **વિદેહ** કહેવાય છે. વિદેહનો જે ભાવ તે વૈદેહપણું કહેવાય છે. આ પ્રકારનો યોગ જે સાધે, તે વિદેહયોગી કહેવાય છે. વિદેહલયયોગીની સ્થિતિ દુઃખરહિત હોવાથી, તેમાં કૈવલ્યના જેવું સુખ હોય છે.

**प्रकृतिलययोगी**—અહંકાર, મહતત્ત્વ અગર અવ્યક્તમાંથી કોઇ એકને આત્મા માનીને, તેના ઉપાસના કરે, તે પુરૂષ દેહપાત પછી પ્રકૃતિમાં લીન થાય છે. આ યોગને સાધનારા **પ્રકૃતિલયયોગી** કહેવાય છે. તેમની સ્થિતિ દુઃખરહિત હોવાથી તેમાં કૈવલ્યના જેવું સુખ હોય છે; પણ સંસ્કારનો જ્યારે વિપાક થાય છે, ત્યારે તેઓ પુનર્જન્મ પામે છે.

વિદેહલયયોગ, અને પ્રકૃતિલયયોગ-એઉ પ્રકારની સમાધિ પુનર્જન્મદાતા છે. જેમ માટીમાં મળી ગયેલાં દેડકાં, વરસાદ આવતાં સજીવ થાય છે, તેમ સંસ્કારનો વિપાક થતાં, વિદેહલય અને પ્રકૃતિલય પુનર્જન્મ પામે છે. માટે મોક્ષની ઇચ્છાવાળાએ તેથી આગળ અસંપ્રજ્ઞાન સમાધિ સુધી વધવું ઘટે છે. વાયુપુરાણ કહે છે કે-'જેઓ ઈંદ્રિઓનું ચિંતવન કરે છે, તેઓ દેહપાત પછી, દસમન્વંતર સુધી, ઇંદ્રિયોમાં લીન રહે છે. જેઓ પાંચ ભૂતોની ભાવના કરે છે, તેઓ સો મન્વંતર સુધી ભૂતોમાં લીન રહે છે, જેઓ અહંકારની ભાવના કરે છે, તેઓ હજાર મન્વંતર સુધી અહંકારમાં રહે છે. જેઓ બુદ્ધિની ભાવના કરે છે, તેઓ દસહજાર મન્વંતર સુધી બુદ્ધિમાં લીન થાય છે, અને જેઓ પ્રકૃતિની ભાવના કરે છે, તેઓ લાખ મન્વંતર સુધી પ્રકૃતિમાં લીન થાય છે. મન્વંતર શું? તે પણ કહું-૪૩ લાખ ૨૦ હજાર વરસના ચાર યુગ થાય છે. આ ચાર યુગ જ્યારે ૨૫૫૬૫ વખત વ્યતીત થાય, ત્યારે એક મન્વંતર પુરો થાય છે. આવા લાંબા સમયને લીધે, કોઇ કોઇ વિદ્વાનો વિદેહલયયોગ તથા પ્રકૃતિલયયોગને, અસંપ્રજ્ઞાત સમાધિ સાથે સંબંધ રાખનારા ગણે છે. પણ આ એઉ પુનર્જન્મ દાતા છે, તેથી અસંપ્રજ્ઞાત સમાધિ તેનાથી જુદી છે.

હવે મોક્ષદાતા સમાધિનું નિરૂપણ કરે છે.

## सूत्रम्—श्रद्धा-वीर्य-स्मृति-समाधि-प्रज्ञापूर्वक इतरेषाम् ॥२०॥

પદચ્છેદ—**श्रद्धावीर्यस्मृतिसमाधिप्रज्ञाः पूर्वाः** ( મુખ્ય સાધનો ) **यस्य सः उपायप्रत्ययसमाधिः**-જે સમાધિમાં શ્રદ્ધા, વીર્ય, (ઉત્સાહ,) સ્મૃતિ (ધ્યાન,) સમાધિ ( એકાગ્રતા ) અને પ્રજ્ઞા ( આત્માનો સાક્ષાત્કાર થાય એવું અધિક જ્ઞાન )

મુખ્યસાધનો હોય, તે 'ઉપાયપ્રત્યય સમાધિ' કહેવાય છે. આ સમાધિ. ( **इतरेषां** એટલે **विदेहप्रकृतिलयव्यतिरिक्तानाम** ) વિદેહપ્રકૃતિલય યોગીઓ સિવાયના બીજા યોગીઓને થાય છે.

૨૦ અર્થ—જે સમાધિમાં શ્રદ્ધા, વીર્ય (ઉત્સાહ), સ્મૃતિ (ધ્યાન), સમાધિ (એકાગ્રતા) અને પ્રજ્ઞા (આત્માનો સાક્ષાત્કાર થઇ શકે એવું અધીક જ્ઞાન) મુખ્ય સાધનો હોય છે, તે **ઉપાયપ્રત્યય** સમાધિ કહેવાય છે. આ સમાધિ વિદેહલય અને પ્રકૃતિલય સિવાય બીજા યોગીઓને થાય છે. (આ સમાધિ **ભવપ્રત્યય** સમાધિથી જુદી છે. એટલે મોક્ષદાતા છે.)

20 To others, Samadhi is preceded by faith, energy, memory, concentration & discrimination.

૨૦ વિવેચન—૧૯ મું સૂત્ર ભવપ્રત્યય સમાધિનું કહ્યું. આ વીશમું સૂત્ર ઉપાય પ્રત્યય સમાધિનું છે. તેમાં શ્રદ્ધાદિ ઉપાય એજ મુખ્ય કારણ છે. તે અસંપ્રજ્ઞાત સમાધિ કહેવાય છે. [પૂર્વક એટલે મુખ્ય.]

**श्रद्धा**—શાસ્ત્રો અને સંતો શ્રદ્ધાનો મહિમા બહુ ગાય છે. તુલસીદાસજી કહે છે કે– 'શ્રદ્ધા વિના ધર્મ નહિં હોય.' **गुरुवेदांतवाक्यादिषु विश्वासः श्रद्धा**-ગુરૂ તથા વેદાંતના વાક્યોમાં વિશ્વાસ તે શ્રદ્ધા. શ્રીશંકર દેહનિરૂપણમાં કહે છે કે—

**शास्त्रस्य गुरुवाक्यस्य, सत्यबुद्ध्यवधारणम् ।**
**सा श्रद्धा कथिता सद्भिर्-यया वस्तूपलभ्यते ॥२५॥**

શાસ્ત્રમાં કહેલાં વચનોને, અને ગુરૂએ કહેલાં વચનોને સદ્બુદ્ધિથી સાચાં માનવાં, તેને સત્પુરૂષો શ્રદ્ધા કહે છે. આવા પ્રકારની શ્રદ્ધાથી પરમાત્માની પ્રાપ્તિ થાય છે.

'ગુરૂકે બચન પ્રતીતિ ન જેહિ, સ્વપ્નેહુ સુખ શાંતિ નહિં તેહિ.'

(મોક્ષવાણી પાનું ૧૩)

જેને ગુરૂનાં વચનમાં શ્રદ્ધા નથી, તેઓ સ્વપ્નામાં પણ સુખ શાંતિ ભોગવી શકતા નથી.

સોય જર્મન પોલાદની હોય, અને દરજી બડો હોશીયાર હોય. તે એક આખો દિવસ કામકાજ કર્યા કરે, પણ જો સોયમાં દોરો ન હોય, તો કપડું સિવાય નહિં, અને ઉલટું કપડામાં કાણાં પડે. તેમ મનુષ્ય બડો ચકોર હોય, ઠેકઠેકાણે દેવદર્શન કરતો હોય-કથા સાંભળતો હોય, પણ કોઇ ઠેકાણે ઠરીને-શ્રદ્ધા રાખીને-પોતાનું સર્વસ્વ સમજીને બેસતો ન હોય, તો તે સુધરવાને બદલે બગડે છે.

દેવમંદિરોમાં, કથાવાર્તામાં, યજ્ઞયાગાદિમાં અત્યારે ઘણાં મનુષ્યોનાં દર્શન થાય છે. પણ તેમનો રજળપાટ જોતાં, તથા તેમનાં આચરણ જોતાં. તેમને કલ્યાણથી ઘણું છેટું પડયું જણાય છે. પચીસ, પચાસ વરસ સુધી રખડવું તે ઠીક: કારણ કે તપાસ કરવાની જરૂર છે. પણ પચાસની પેલીમેર પહોંચ્યા, તો પણ રજળપાટ ન મટે, એ પૂર્વનાં પાપ સમજવાં. યાદ રાખજો કે—પદ-'શ્રદ્ધા સકળ સુખમૂળ છે, શ્રદ્ધા વિના બધું ધૂળ છે.'

શ્રદ્ધા વિના કોઈ કાર્ય સિદ્ધ થતું નથી. શ્રદ્ધા આપણી પાસે નથી એમ નહીં. શ્રદ્ધા આપણી પાસે છે, પણ આપણે તેનો દુરૂપયોગ કરીએ છીએ. કાંકરીએ ઉજાણી હોય, તો ત્યાં શ્રદ્ધા રાખીને અમુક અને વેળાસર હાજર થઈએ છીએ, અને ગુરૂનાં વચનામૃતનું પાન કરવા જવું હોય, તો ત્યાં 'થાય છે–જવાય છે.' સ્ત્રીએ સાડલો માગ્યો, તો તે દસનો લેવાય છે. ગુરૂને ધોતીયું આપવું હોય, તો હલકામાં હલકું. "પ્રભુ તને પ્રસન્ન તે કેમ થાય? તારા દિલનું કપટ નવ જાય."

**वीर्य**—વીર્ય એટલે બળ, ઉત્સાહ અગર સામર્થ્ય. વીર્ય શ્રદ્ધામાંથી પ્રગટે છે. માટે પહેલી શ્રદ્ધા, અને પછી બળ. સુવેજની નહેર ખોદનારને પહેલી શ્રદ્ધા અને પછી વીર્ય પ્રાપ્ત થયું. વરાળ, વીજળી, તાર વિગેરે અનેક ચમત્કારોની પ્રાપ્તિમાં, પ્રથમ શ્રદ્ધા અને પછી વીર્ય. સદ્ગુરૂની ભક્તિમાં પહેલી શ્રદ્ધા પછી ઉત્સાહ. પ્રભુ પ્રાપ્તિમાં પણ પહેલી શ્રદ્ધા અને પછી ઉત્સાહ. આ સૂત્રમાં વીર્યનો અર્થ 'ધારણા' કરવો. શ્રદ્ધાએ બતાવેલા વિષયમાં ચંચળ મનને વારંવાર સ્થાપવું. [યમ, નિયમ, આસન, પ્રાણાયામ અને પ્રત્યાહાર–આ પાંચે સાધ્યા, પછી ધારણાનો લાભ થાય છે, તે વાત પણ યાદ રાખવી જ જોઈએ.

**स्मृति**—જે વીર્યવાન હોય, તે જ ધ્યાનમાં દૃઢ થાય છે. સ્મૃતિનો અર્થ અહીં ધ્યાન કરવો. ધ્યાન એટલે ધ્યેયાકારવૃત્તિનો પ્રવાહ.

**समाधि**—સ્મૃતિ એટલે ધ્યાનથી આગળ વધતાં, સમાધિ અવસ્થા પ્રાપ્ત થાય છે.

**प्रज्ञा**—સમાધિ સુધી પહોંચેલા યોગીને, સંપ્રજ્ઞાત સમાધિના ફળરૂપ વિવેકખ્યાતિ પ્રાપ્ત થાય છે. વિવેકખ્યાતિથી પુરૂષપ્રકૃતિનું યથાર્થ જ્ઞાન થાય છે. વિવેકખ્યાતિના અભ્યાસથી અને પરવૈરાગ્યથી અસંપ્રજ્ઞાત સમાધિનો લાભ થાય છે.

**श्रद्धावीर्यस्मृतिसमाधिप्रज्ञापूर्वकः** (**समाधिः**)—જેમાં શ્રદ્ધા, વીર્ય, સ્મૃતિ, સમાધિ અને પ્રજ્ઞારૂપ મુખ્ય સાધન છે, એવી સમાધિ.

**इतरेषाम्**—વિદેહલય અને પ્રકૃતિલય યોગીઓ સિવાયના બીજા યોગીઓને અસંપ્રજ્ઞાત સમાધિનો લાભ થાય છે.

સૌનાં પુણ્ય સરખાં હોતાં નથી. એટલે પુણ્યના પ્રમાણમાં તેનો પરિપાક–મંદ, મધ્ય, અને તીવ્ર હોય છે. પરિપાકનાં પ્રમાણમાં શ્રદ્ધાદિ સાધનોનો ઉપયોગ–મંદ, મધ્ય, અને તીવ્ર, એમ ત્રણ પ્રકાર થાય છે. હવે ૨૧ મા સૂત્રમાં તેનું વિવેચન કરે છે.

**सूत्रम्**— **तीव्रसंवेगानामासन्नः ॥ २१ ॥**

પદચ્છેદ—**संवेगः**-વૈરાગ્ય, **तीव्रसंवेगानाम् योगिनाम्** તીવ્ર વૈરાગ્યવાળા યોગીઓને (**समाधिः**) **आसन्नः** સમાધિ સમીપ છે–સહેલ છે–સુલભ છે.

**અર્થ—તીવ્ર વૈરાગ્યવાળા પુરૂષને સમાધિ સમીપ છે–સુલભ છે.**

1. Success in Samadi is nearest to those whose feeling is most ardent.

૨૧ વિવેચન—'**तीव्रसंवेगानाम् आसन्नः**' છે, તેને બદલે-'**तीव्रसंवेगानाम् समाधिः आसन्नः**' એમ સમજવું-તેથી અર્થ સ્પષ્ટ થશે. **तीव्र** એટલે ઉગ્ર અગર ઉત્તમ. **संवेगः**-એટલે વૈરાગ્ય. **तीव्रसंवेगानाम्**-ઉત્તમ વૈરાગ્યવાન્ પુરૂષોને. **समाधिः आसन्नः** 'સમાધિ પાસે છે, એટલે-સમાધિ સુલભ છે. **समाधिः** ને બદલે કોઇ કોઇ ટીકાકાર, **समाधिलाभः** શબ્દ ઉમેરવાની ભલામણુ કરે છે. **समाधिलाभः** એટલે મોક્ષ અગર આત્મસાક્ષાત્કાર. તીવ્રવૈરાગ્યથી પ્રથમ સમાધિનો લાભ થાય છે, માટે **समाधिलाभः** શબ્દના કરતાં, **समाधिः** શબ્દ ઉમેરવો તે ઠીક છે.

સૂત્રની શરૂઆતમાં '**अधिमात्रोपायानाम्**' એટલા શબ્દ અધ્યહાર માનવાનું ભાષ્યકાર સૂચવે છે. '**अधिमात्र**'-એટલે અધિક-વધારે. '**उपाय**' એટલે સાધન. '**अधिमात्रोपायानाम्**'-એટલે દઢશ્રદ્ધાદિક સાધનો જેમાં વિશેષ હોય, તે પુરૂષોને. આ સૂત્રમાં તીવ્રવૈરાગ્યનું નીરૂપણુ કરીને, હવે બાવીશમા સૂત્રમાં **तीव्र** વૈરાગ્યના ભેદ બતાવે છે.

## सूत्रम्-मृदुमध्याऽधिमात्रत्वात् ततोऽपि विशेषः ॥२२॥

૨૨ પદચ્છેદ—**ततः अपि-तस्मिन् तीव्रवैराग्ये अपि**-તીવ્ર વૈરાગ્યની બાબતમાં પણુ. **मृदुमध्याऽधिमात्रत्वात्**-મૃદુ, મધ્ય અને અધિકપણાને લીધે. **तीव्रसंवेगे विशेषः**-તીવ્ર વૈરાગ્યમાં ભેદ છે-તફાવત છે-એટલે ઘણા પ્રકારના તીવ્રવૈરાગ્ય છે. એટલે મૃદુતીવ્ર, મધ્યતીવ્ર અને અધિમાત્રતીવ્ર, એવા ત્રણ પ્રકારના તીવ્ર વૈરાગ્ય છે.

અર્થ—તીવ્રવૈરાગ્યની બાબતમાં પણુ, મૃદુ, મધ્ય અને અધિકપણું એવા ત્રણુ પ્રકારના ભેદરૂપી વિશેષતા છે. અથવા સમાધિ સાધવાની બાબતમાં, મૃદુતીવ્રવેગવાળા યોગીને, સમાધિનો લાભ જેટલા સમયમાં મળે છે, તેના કરતાં મધ્યતીવ્ર વેગવાળા યોગીને તે લાભ વહેલો મળે છે; અને અધીક તીવ્રવેગવાળા યોગીને, સમાધિનો લાભ તેથી વહેલો મળે છે.

22 A further distinction arrises on account of mild, moderate & intense or excessive means, which yogies adopt.

૨૨ વિવેચન—૧૮ મા સૂત્રમાં **अन्यः**—સંપ્રજ્ઞાતસમાધિથી અન્ય, એટલે અસંપ્રજ્ઞાતસમાધિ. ૧૯, ૨૦, ૨૧, ૨૨ અને ૨૩ મા સૂત્ર સુધી, અસંપ્રજ્ઞાતસમાધિ સંબધી નિરૂપણુ છે.

આ ૨૨ મા સૂત્રમાં વૈરાગ્યના ભેદ બતાવે છે. [ તીવ્ર વૈરાગ્યના ભેદ કહેવા, અગર સામાન્ય વૈરાગ્યના ભેદ કહેવા તે બેઉ એકજ છે. કારણકે તે બેઉનો ભાવ એકજ છે. ] મૃદુ, મધ્ય અને અધિમાત્ર એમ વૈરાગ્યના ત્રણુ ભેદ છે. મૃદુ-એટલે-કોમળ, અલ્પ, થોડું. અધિમાત્ર એટલે તીવ્ર. જે તીવ્ર ન હોય, અને મૃદુ પણ ન હોય, તે મધ્ય કહેવાય છે. ઉત્તમ, મધ્યમ અને કનિષ્ટ; તેમ-તીવ્ર, મધ્ય અને મૃદુ સમજવા.

**मृदुमध्याऽधिमात्रत्वात्**—મૃદુ, મધ્ય અને તીવ્ર એવા (વૈરાગ્યના) ત્રણુ ભેદ હોવાથી-અથવા-એવા ત્રણુ ભેદને લીધે.

**ततः अपि विशेषः**—સમાધિના વિષયમાં, તીવ્ર સંવેગથી આગળ વિશેષ જાણવા જેવું છે. એટલે-હજી વૈરાગ્યના વિશેષ ભેદ છે.

તાત્પર્ય—જેટલી મુડી તેટલીજ ખરીદી. વીશમા સૂત્રમાં જણાવેલા શ્રદ્ધાદિ સાધનો પ્રથમ સિદ્ધ કરવા. પછી વૈરાગ્યના પ્રકાર સમજીને, તીવ્ર વૈરાગ્ય સુધી પહોંચવા પ્રયત્ન કરવો. કારણકે તીવ્રવૈરાગ્યથી સમાધિ સુલભ છે. **विनिष्पन्नसमाधिस्तु, मुक्तिं तत्रैव जन्मनि ॥** [શ્રીવિષ્ણુપુરાણ]-'જેને સમાધિ સિદ્ધ થાય, તે યોગીને આ જન્મમાં જ મુક્તિ પ્રાપ્ત થાય.'

પ્રભુનો સાક્ષાત્કાર કરવામાં, ઉપર જણાવ્યા સિવાય બીજો કોઇ ઉપાય છે કે નહિં ? તેનો ખુલાસો ૨૩ મા સૂત્રમાં કરે છે.

## सूत्रम्–ईश्वरप्रणिधानाद्वा ॥२३॥

૨૩ પદચ્છેદ—**ईश्वरस्य प्रणिधानात् (भक्तिविशेषात्)** ઇશ્વરની ઘણી ભક્તિ કરવાથી. **वा** એટલે-અથવા, અગર પણ.

**અર્થ—**ઇશ્વરની ભક્તિથી પણ સમાધિનો લાભ સુલભ છે.

23. Samadhi is also secured by devotion to Ishwara-God.

૨૩ વિવેચન—**तपःस्वाध्यायेश्वरप्रणिधानानि क्रियायोगः ॥१॥** સાધનપાદમાં આ સૂત્ર પ્રથમ છે. તેમાં-તપ, સ્વાધ્યાય અને ઈશ્વરપ્રણિધાન એ ત્રણ ક્રિયાયોગનાં મુખ્ય અંગ જણાવ્યાં છે.

આ સમાધિપાદમાં ૨૨ મા સૂત્ર સુધી એકાગ્રતા, ધ્યાન, સમાધિ વિગેરે સંબંધી અનેક વાતો કરીને ૨૩ મા સૂત્રમાં—**ईश्वरप्रणिधानात् वा**-એટલે ઉપરના સાધનો ન બની શકે તો, ઇશ્વર પ્રણિધાનથી પણ, આત્મસાક્ષાત્કાર થાય છે, એ ભાવ છે. **ईश्वरस्य प्रणिधानं. तस्मात् ईश्वरप्रणिधानात्.** ઇશ્વરના પ્રણિધાનથી. **वा** એટલે અથવા અગર પણ.

**ईश्वरः**—ઇશ્વર સંબંધી નિરૂપણ ૨૪ થી ૨૭ સૂત્રમાં છે. તેથી તે વાત આપણે ત્યાં કરીશું.

**प्रणिधानं**—પ્રણિધાન શબ્દ મહત્વનો છે. તેનો અર્થ-ભક્તિવિશેષ અથવા 'પ્રેમલક્ષણા ભક્તિ' થાય છે. પ્રણિધાનનું સ્વરૂપ, અમુક અંશમાં, આગળ અઠ્ઠાવીશમા સૂત્રમાં છે. આજકાલ ભકિતનું સાધન સુલભ છે, અને તેનો બ્હોળો ઉપયોગ થાય છે. માટે પ્રણિધાન સંબંધિ કાંઇ વિશેષ ખુલાસો કરીએ, તો મુમુક્ષુઓને લાભ થાય. પ્રણિધાનનો અર્થ શ્રીકૃષ્ણે ગીતામાં કહ્યો છે, તેજ પ્રથમ કહું—

> **सततं कीर्तयंतो मां, यतंतश्च दृढव्रताः ॥**
> **नमस्यंतश्च मां भक्त्या, नित्ययुक्ता उपासते ॥ १४ ॥**
> × × × ×
> **अनन्याश्चिन्तयंतो मां, ये जनाः पर्युपासते ॥**
> **तेषां नित्याभियुक्तानां, योगक्षेमं वहाम्यहं ॥ २२ ॥**
> × × × ×

पत्रं पुष्पं फलं तोयं, यो मे भक्त्या प्रयच्छति ॥
तदहं भक्त्युपहृत-मश्नामि प्रयतात्मनः ॥ २६ ॥
यत्करोषि यदश्नासि यज्जुहोसि ददासि यत् ।
यत्तपस्यसि कौन्तेय, तत्कुरुष्व मदर्पणम् ॥ २७ ॥ [ગીતા અ. ૯]

અર્થ—મારા ભકતો સદા મારા ગુણોનું કીર્તન કર્યા કરે છે; અને દઢવ્રત રાખીને મારી ભક્તિમાં લાગ્યા રહે છે. નમ્રતાપૂર્વક મને પ્રણામ કર્યા કરે છે. (૧૪) જેઓ અનન્યભકિતથી મારૂં ચિંતવન કરે છે, અને મારીજ ઉપાસના કરે છે. આ પ્રમાણે સદા મારે પરાયણ રહેનારા જનોનું યોગ ક્ષેમ હું ચલાવું છઉં. (૨૨) જે ભક્ત પત્ર, પુષ્પ, ફળ અગર જળ, મને ભક્તિપૂર્વક અર્પણ કરે છે; તે ભક્તિયુક્ત હોવાથી, હું તેનો સ્વિકાર કરૂં છઉં. (૨૬) માટે હે કુંતાના પુત્ર! તું જે કાંઇ કરે, જે કાંઇ જમે, જે કાંઇ હોમે, જે કાંઇ આપે, જે કાંઇ તપ કરે, તે સર્વ મનેજ અર્પણ કર્યા કર. (૨૭)

આવી ઉત્તમ ભકિત ક્યારે પ્રાપ્ત થાય?—

बुद्ध्या विशुद्धया युक्तो, धृत्यात्मानं नियम्य च ।
शब्दादीन् विषयांस्त्यक्त्वा, रागद्वेषौ व्युदस्य च ॥ ५१ ॥
विविक्तसेवी लघ्वाशी, यतवाक्कायमानस ।
ध्यानयोगपरो नित्यं, वैराग्यं समुपाश्रितः ॥ ५२ ॥
अहंकारं बलं दर्पं, कामं क्रोधं परिग्रहम् ।
विमुच्य निर्ममः शांतो ब्रह्मभूयाय कल्पते ॥ ५३ ॥
ब्रह्मभूतः प्रसन्नात्मा, न शोचति न कांक्षति ।
समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥ ५४ ॥ [ગીતા અ. ૧૮]

અર્થ—નિર્મળ બુદ્ધિવાળો (આસક્તિરહિત) મુમુક્ષુ, ધીરજથી મનને નિયમમાં લાવીને, શબ્દાદિ વિષયોને તજીને, અને રાગદ્વેષને દૂર કરીને, એકાંત સેવીને, હલકો આહાર કરીને, મન વાણી અને કાયાને નિયમમાં રાખીને, નિત્ય ધ્યાન યોગમાં પરાયણ રહીને, અને વૈરાગ્યનો સારી રીતે આશ્રય કરીને, તથા અહંકાર, દુરાગ્રહ, મદ કામ, ક્રોધ, તથા સંગ્રહ એ સર્વનો પરિત્યાગ કરીને, જ્યારે સર્વત્ર મમતારહિત અને શાંત બને છે, ત્યારેજ તે પુરૂષ બ્રહ્મની પ્રાપ્તિને યોગ્ય થાય છે (૫૧ થી ૫૩), આ પ્રમાણે બ્રહ્મનો જીજ્ઞાસુ થઇને, તથા પ્રસન્ન ચિત્તવાળો બનીને, કશાનો શોક કરતો નથી, તથા કશાની અપેક્ષા-ઇચ્છા-રાખતો નથી, અને સર્વ ભૂતોમાં સમાનદ્રષ્ટિવાળો થાય છે, ત્યારે તે મારી પરા ભક્તિને પામે છે.

भक्त्या मामभिजानाति, यावन्यश्चास्मि तत्त्वतः ॥
ततो मां तत्त्वतो ज्ञात्वा, विशते तदनंतरम् ॥ ५५ ॥

અર્થ--મારી કેટલી મહત્તા છે, અને હું જે કાંઇ છઉં, તે વાત-ઉપર જણાવેલી પરા ભક્તિ વડેજ, તત્ત્વથી-યથાર્થ રીતે-તે મુમુક્ષુ જાણી શકે છે; અને આ પ્રમાણે તત્ત્વથી જાણ્યા પછીજ, તે મુમુક્ષુ મારામાં પ્રવેશી શકે છે. (૫૫)

આ પ્રમાણે કહેતાં કહેતાં ૬૬ મે શ્લોકે શ્રીકૃષ્ણ બોલ્યા કે—

**सर्वधर्मान् परित्यज्य, मामेकं शरणं व्रज ।**
**अहं त्वां सर्वपापेभ्यो, मोक्षयिष्यामि मा शुचः ॥ ६६ ॥**

અર્થ—માટે સર્વ ધર્મોનો ત્યાગ કરીને-ડહાપણ મૂકી દઇને-તું મારે એકનેજ શરણે થા. હું તને સર્વ પાપોથી મુક્ત કરીશ. તું શોક ન કર.

નવમા અધ્યાયમાં ફરી પાછા આવો, ઇશ્વર પ્રણિધાનનો મહિમા સાંભળો—

**अपि चेत्सुदुराचारो, भजते मामनन्यभाक् ।**
**साधुरेव स मंतव्यः, सम्यग्व्यवसितो हि सः ॥ ३० ॥**
**क्षिप्रं भवति धर्मात्मा, शश्वच्छांतिं निगच्छति ।**
**कौंतेय प्रतिजानीहि, न मे भक्तः प्रणश्यति ॥ ३१ ॥**
**मां हि पार्थ व्यपाश्रित्य, येऽपि स्युः पापयोनयः ।**
**स्त्रियो वैश्यास्तथा शूद्रास्-तेऽपि यांति परां गतिम् ॥ ३२ ॥**
**किं पुनर्ब्राह्मणाः पुण्या, भक्ता राजर्षयस्तथा ।**
**अनित्यमसुखं लोक-मिमं प्राप्य भजस्व माम् ॥ ३३ ॥**
**मन्मना भव मद्भक्तो, मद्याजी मां नमस्कुरु ।**
**मामेवैष्यसि युक्त्वैव-मात्मानं मत्परायणः ॥ ३४ ॥**

અર્થ—ગમે તેવો ભયંકર દુરાચારી પુરૂષ હોય, પણ જો તે મને અનન્ય ભાવથી ભજે, તો તેને સાધુ પુરૂષ સમજવો; કારણ કે તે હવે ઉત્તમ રસ્તે ચડયો ગણાય છે. (૩૦) તે પુરૂષ થોડા વખતમાં ધર્માત્મા બની જઇને, શાશ્વત શાંતિ (મોક્ષ) પ્રાપ્ત કરે છે. હે કૌંતેય ! યાદરાખજે કે-મારા ભક્તનો કદિ નાશ થતો નથી. (૩૧) હે અર્જુન ! સ્ત્રીઓ, વૈશ્યો, શુદ્રો, તેમજ નીચ જાતીમાં જન્મેલા જીવો પણ, મારો આશ્રમ કરવાથી, પરમ ગતીને પામે છે. (૩૨) તો પછી મારી ભક્તિ કરનારા પવિત્ર બ્રાહ્મણો અને રાજર્ષિઓ માટે તો શુંજ કહેવું ! માટે આ અનિત્ય અને સુખરહિત મનુષ્ય લોકને પામીને, તું મનેજ ભજ. (૩૩) મારામાંજ મન રાખ. મારો ભક્ત થા. સર્વ કર્મો મને અર્પણ કર; અને મનેજ નમસ્કાર કર. આ પ્રમાણે મારે પરાયણ થઇને, મારામાં ચિત્તને જોડવાથી, તું મનેજ પામીશ. (૩૪)

ગીતાના બારમા અધ્યાયના તેરમા શ્લોકથી, પરા ભક્તોનાં લક્ષણ કહ્યાં છે—

**अद्वेष्टा सर्वभूतानां, मैत्रः करुण एव च ।**
**निर्ममो निरहंकारः, समदुःखसुखः क्षमी ॥ १३ ॥**
**संतुष्टः सततं योगी, यतात्मा दृढनिश्चयः ।**
**मय्यर्पितमनोबुद्धिर्-यो मे भक्तः स मे प्रियः ॥ १४ ॥**
**यस्मान्नोद्विजते लोको, लोकान्नोद्विजते च यः ।**
**हर्षामर्षभयोद्वेगैर्-मुक्तो यः स च मे प्रियः ॥ १५ ॥**
**अनपेक्ष शुचिर्दक्ष, उदासीनो गतव्यथः ।**
**सर्वारंभपरित्यागी, यो मद्भक्तः स मे प्रियः ॥ १६ ॥**

**यो न हृष्यति न द्वेष्टि, न शोचति न कांक्षति।**
**शुभाशुभपरित्यागी, भक्तिमान्यः स मे प्रियः ॥ १७ ॥**

**समः शत्रौ च मित्रे च, तथा मानापमानयोः।**
**शीतोष्णसुखदुःखेषु, समः संगविवर्जितः ॥ १८ ॥**

**तुल्यनिंदास्तुतिर्मौनी, संतुष्टो येन केनचित्।**
**अनिकेतः स्थिरमतिर्-भक्तिमान्मे प्रियो नरः ॥ १९ ॥**

**ये तु धर्म्यामृतमिदं, यथोक्तं पर्युपासते।**
**श्रद्दधाना मत्परमा, भक्तास्तेऽतीव मे प्रियाः ॥ २० ॥**

અર્થ—શ્રીકૃષ્ણ કહે છે કે-હે અર્જુન! જે મુમુક્ષુ કોઈનો દ્વેષ કરતો નથી, જે પ્રાણી માત્રનો મિત્ર છે, જે દયાળુ છે, જે મમતા રહિત છે, અહંતા રહિત છે, વળી જે દુઃખ સુખમાં સમતાવાળો છે, ક્ષમાવાળો છે, સદા સંતોષી તથા ઇંદ્રિયોને વશ રાખનાર છે, દૃઢ નિશ્ચયવાળો અને મારામાં મનબુદ્ધિને જોડી રાખનારો છે. આવા પ્રકારના યોગ ને સાધનારો જે મારો ભક્ત હોય, તે મને પ્રિય છે. (૧૩-૧૪) જેનાથી લોકો ઉદ્વેગ પામતા નથી, તેમ જે પુરૂષ લોકોથી ઉદ્વેગ પામતો નથી, તથા જે પુરૂષ હર્ષ, શોક, ભય અને ખેદથી મુક્ત હોય, તે મને પ્રિય છે. (૧૫) જે મુમુક્ષુ સ્પૃહા રહિત હોય, પવિત્ર, દક્ષ, ઉદાસીન, નિર્ભય અને સર્વ આરંભને છોડીને બેઠેલો હોય, તે મને પ્રિય છે. (૧૬) જે પુરૂષ કશામાં રાગ કરતો નથી, તેમ જે કોઈનો દ્વેષ કરતો નથી, જે કશાની ચિંતા કરતો નથી, તેમ જે કશા માટે ઇચ્છા રાખતો નથી, અને જે શુભ અને અશુભ કર્મને તજી દઈને, ભક્તિમાન્ બન્યો હોય, તે ભક્ત મને પ્રિય છે. (૧૭) જે મુમુક્ષુ શત્રમાં અને મિત્રમાં, માન અને અપમાનમાં, શીત અને ઉષ્ણમાં, સુખ તેમ દુઃખમાં સમાન રહીને, સર્વત્ર આસક્તિ વિનાનો રહે છે, જેને નિંદા અને સ્તુતિ સરખાં છે, જે થોડું બોલનારો છે, જે સર્વ સ્થિતિમાં સંતોષી છે, જે ઘર વિનાનો-ઘરમાં આસક્તિ નહિં રાખનારો-અને સ્થિર બુદ્ધિવાળો છે, તે ભક્તિમાન્ પુરૂષ મને પ્રિય છે. (૧૮-૧૯) જે ભક્તો મને સર્વસ્વ માની, ઉપર કહેલા અમૃત તુલ્ય ધર્મોનું, શ્રદ્ધાથી પાલન કરે છે, તે ભક્તો મને અત્યંત પ્રિય છે. (૨૦)

ગમે તેમ વર્તન કરનારા ભક્ત, પ્રભુને પ્રિય છે કે કેમ? તે વાત શ્રીકૃષ્ણે પોતે જણાવી છે. ભક્તિના રહસ્યનો વિચાર કરી જોજો.

શ્રીમદ્ ભાગવત અને તુલસીકૃત રામાયણ ભક્તિ માર્ગના અતી ઉત્તમ ગ્રન્થ છે. તેમાંથી આધાર લેવા માંડીએ, તો એક નવો ગ્રન્થ લખાય. તેમાંથી થોડી થોડી ચુંટણી આપું.

**श्रवणं कीर्तनं विष्णोः, स्मरणं पादसेवनम्।**
**अर्चनं वंदनं दास्यं, सख्यमात्मनिवेदनम् ॥**

અર્થ—શ્રવણ, કીર્તન, સ્મરણ, ચરણસેવા, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન એવા ભક્તિના નવ પ્રકાર છે. [ગમે તે પ્રકારે પ્રભુને રીજવવા એ ભાવ છે.]

**न साधयति मां योगो, न सांख्यं धर्म एव च ॥**
**न स्वाध्यायस्तपस्त्यागो, यथा भक्तिर्ममोर्जिता ॥**

અર્થ--એકાદશ સ્કંધમાં શ્રીકૃષ્ણ ઉદ્ધવને કહે છે કે-વૃદ્ધિગત થએલી ભક્તિ-જેવી રીતે મને વશ કરે છે, તેવી રીતે-યોગ, સાંખ્ય તેમજ ધર્મ, વેદાધ્યયન, તપ, તથા દાન મને વશ કરી શકતાં નથી.

વૃદ્ધિગત થએલી ભકિત કેવી હશે ?--

**क्वचिद्रुदन्त्यच्युतचिन्तया क्वचिद्-धसन्ति नन्दन्ति वदन्त्यलौकिकाः ।**
**नृत्यन्ति गायन्त्यनुशीलयन्त्यजं, भवन्ति तूष्णीं परमेत्य निर्वृताः ॥**
ભાગ ૧૧-૩-૩૨.

અર્થ—હરિનું નામ લેતાં શરીર રોમાંચિત થાય છે, એટલુંજ નહિ પણ-જ્યારે પ્રભુનું સ્મરણ ચિત્તમાં ઓતપ્રોત થઇ જાય છે, ત્યારે સ્મરણ કરનારાઓ કયારેક રડવા લાગે છે, કયારેક હસવા માંડે છે, કયારેક આનંદમાં પ્રફુલ્લીત થાય છે, કયારેક નાચે છે, ગાયન કરે છે, કાંઇ અપૂર્વ બોલે છે, પરમાત્માના સ્વરૂપમાં લીન થઇ જાય છે. આ પ્રમાણે પરમ પુરૂષને પામીને, નિવૃત્ત-મુક્ત બની જાય છે.

**यद्यनीशो धारयितुं, मनो ब्रह्मणि निश्चलम् । मयि कर्माणि सर्वाणि, निरपेक्षः समाचर ॥** [ભા. ૧૧-૧૧-૨૨] વિગેરે શ્લોકથી શ્રીકૃષ્ણે ઉદ્ધવને કહ્યું કે-જો તું મારામાં તારા મનને હમેશાં સ્થિર ન રાખી શકતો હો, તો-કર્મોના ફળની દરકાર રાખ્યા સિવાય, સર્વ કર્મો મને અર્પણ કર. શ્રદ્ધા રાખીને કલ્યાણકારક મારી કથાનું શ્રવણ કર, મારા ગુણો ગા, મારૂં વારંવાર સ્મરણ કર. વિગેરે શબ્દોથી ભકિતનો મહિમા બતાવે છે.

હવે તુલસીકૃત રામાયણમાંથી પ્રસાદી આપું.

મોક્ષવાણી પાનુ ૭૭ A ચોપાઇ. શ્રીરામ લક્ષ્મણને કહે છે-

ધર્મ તે વિરતિ યોગ તે જ્ઞાના, જ્ઞાન મોક્ષપ્રદ વેદ બખાના,
જાતે વેગિ દ્રવૌં મેં ભાઇ, સો મમ ભકિત ભકતસુખદાઇ.
સો સ્વતંત્ર અવલંબન આના, તેહિ આધિન જ્ઞાન વિજ્ઞાના;
ભકિત તાત અનુપમ સુખ મૂલા, મિલે જો સંત હોય અનુકૂલા.
ભકિત કે સાધન કહૌં બખાની, સુગમ પંથ મોહિ પાવહિ પ્રાની;
પ્રથમહિ વિપ્રચરણ અતિ પ્રીતિ, નિજ નિજ ધર્મ નિરત શ્રુતિ રીતિ.
ઇહિકર ફલ પુનિ વિષય વિરાગા, તબ મમ ચરણ ઉપજ અનુરાગા;
શ્રવણાદિક નવ ભકિત દઢાઇ, મમ લીલા રતિ અતિ અધિકાઇ
સંત ચરણ પંકજ અતિ પ્રેમા, મન ક્રમ બચન ભજન દૃઢ નેમા;
ગુરૂ પિતુ માતુ બંધુ પતિ દેવા, સબ મોહક જાને દૃઢ સેવા.
મમ ગુણ ગાવત પુલક શરીરા, ગદ્ગદ ગિરા નયન બહ નીરા.
કામ આદિ મદ દંભ ન જાકે, તાત નિરંતર વશ મેં તાકે.

[ મોક્ષવાણી પાનુ ૩૬ ચોપાઇ. શ્રીરામ શવરીને કહે છે કે– ]

જાતિ પાંતિ કુલ ધર્મ બડાઇ, ધન બલ પરિજન ગુણ ચતુરાઇ;
ભકિત હિન નર સોહત કૈસે, બીનુ જલ બારિદ દેખીએ જૈસે.

[ મોક્ષવાણી પાનુ ૪૬ A. ચોપાઇ. શ્રીરામ સુગ્રીવને કહે છે– ]

કોટિ વિપ્ર વધ લાગહિં જાહુ. આયે શરણુ તજૌં નહિં તાહુ;
સન્મુખ હોય જીવ મોહિ જબહિ, જન્મ કોટિ અધ નાશૈં તબહી.

[ મોક્ષવાણી પાનુ ૪૮ ચોપાઇ. શ્રીરામ વિભિષણને કહે છે– ]

સુનો સખા નિજ કહૌં સ્વભાઉ, જાન ભુશુંડી શંભુ ગિરિજાઉ;
જો નર હોય ચરાચર દ્રોહી, આવે સભય શરણુ તકિ મોહી.
તજી મદ મોહ કપટ છલ નાના, કરૈં સદ્ય તેહી સાધુ સમાના;
જનની જનક બંધુ સુત દારા, તન ધન ભુવન સુહૃદ પરિવારા.
સબકી મમતા ત્યાગ બટોરી, મમ પદ મનહિ બાંધી બટિ ડોરી;
સમદર્શી ઇચ્છા કછુ નાંહિ, હર્ષ શોક ભય નહિ મનમાંહિ.
અસ સજ્જન મમ ઉર બસ કૈસે, લોભી હૃદય બસત ધન જૈસે;
તુમ સરિખે સંત પ્રિય મોરે, ધરૈં દેહ નહિં આન નિહોરે.

[મોક્ષ વાણી પાનુ ૫૮ ચોપાઈ. ભક્તિનો મહિમા સમજી, કુંભકરણ વિભીષણને કહે છે–]

ધન્ય ધન્ય તેં ધન્ય વિભીષણ. ભયઉ તાત નિશીચરકુલ ભૂષણ;
બંધુ ! વંશ તેં કીન્હ ઉજાગર, ભજહુ રામ શોભા સુખ સાગર.

[ મોક્ષવાણી પાનુ ૬૯ ચોપાઇ શ્રીરામ અયોધ્યાવાસીઓને કહે છે– ]

ભકિત સ્વતંત્ર સકલ સુખ ખાની, બિનુ સત્સંગ ન પાવહિ પ્રાની.
પુણ્ય પુંજ બિનુ મિલહી ન સંતા, સત્સંગતિ સંસૃતિ કર અંતા.

× × × ×

કહહુ ભક્તિપથ કવન પ્રયાસા, યોગ ન મખ જપ તપ ઉપવાસા;
સરલ સ્વભાવ ન મન કુટિલાઇ, યથા લાભ સંતોષ સદાઇ.
મોર દાસ કહાય નર આશા. કરે તો કહહુ કહા વિશ્વાસા;
બહુત કહૌં કહા કથા બઢાઇ, ઇહિ આચરણ વશ્ય મેં ભાઇ.
વૈર ન વિગ્રહ આશ ન ત્રાસા, સુખમય તાહિ સદા સબ આશા;
અનારંભ અનિકેત અમાની, અનઘ અરોષ દક્ષ વિજ્ઞાની.
પ્રીતિ સદા સજ્જન સંસર્ગા, તૃણ સમ વિષય સ્વર્ગ અપવર્ગા;
ભક્તિ પક્ષ હઠ નહિં શઠતાઇ, દુષ્ટ કર્મ સબ દૂરી વિહાઇ.

( મોક્ષવાણી પાનુ ૯૦ ચોપાઇ. ગુરૂ વસિષ્ઠ શ્રીરામને કહે છે. )

જપ તપ નિયમ યોગ વ્રત ધર્મા, શ્રુતિ સંભવ નાનાવિધિ કર્મા;
જ્ઞાન દયા દમ તિરથ મજ્જન, જહ લગી ધર્મ કહે શ્રુતિ સજ્જન.
આગમ નિગમ પુરાણુ અનેકા, પઢે લીખેકર ફલ પ્રભુ એકા;
તવ પદ પંકજ પ્રીતિ નિરંતર, સબ સાધન કર યહ સુંદર.

છુટે મલ કી મલહીકે ધોયે, ઘૃત કિ પાવ કોઇ વારિ વિલોયે;
**પ્રેમભકિત જલ બિનુ રઘુરાય, અભ્યંતર મલ કબહુ ન જાઇ.**
સોઇ સર્વજ્ઞ તજ્ઞ સોઇ પંડિત, સોઇ ગુણજ્ઞ વિજ્ઞાન અખંડિત;
દક્ષ સકલ લક્ષણ યુત સોઇ, જાકે પદ સરોજ રતિ હોઇ.

( મોક્ષવાણી પાનુ ૭૬. ચોપાઇ. કાગભુશૅંડી શ્રીરામને કહે છે. )

ભક્તિહીન ગુણ સુખ સબ ઐસે, લવણ વિના બહુ વ્યંજન જૈસે:
દોહરો—અવિરલ ભક્તિ વિશુદ્ધ તવ, શ્રુતિ પુરાણ જો ગાવ;
જેહિ ખોજત યોગીશ મુનિ, પ્રભુ પ્રસાદ કોઉ પાઉ. સીયા૦

( શ્રી રામ કાગભુશૅંડીને કહે છે--ચોપાઇ. )

પુનિ પુનિ સત્ય કહૌં તોહિ પાહીં, મોહી સેવકસમ પ્રિય કોઉ નાંહી;
ભક્તિહીન વિરંચી કિન હોઇ, સબજીવન સમ પ્રિય મોહિ સોઇ.
ભક્તિવંત અતિ નિચૌં પ્રાણિ, મોહિ પરમ પ્રિય યહ મમ વાણી.

( મોક્ષવાણી પાનું ૭૯. ચોપાઇ. કાગભુશૅંડી ગરૂડને કહે છે. )

જપ તપ મખ શમ દમ વ્રત દાના, વિરતિ વિવેક યોગ વિજ્ઞાના;
સબકર ફલ રઘુપતિ પદ પ્રેમા, તેહિ બીનુ કોઉ ન પાવે ક્ષેમા.

( મોક્ષવાણી પાનુ ૮૬. ચોપાઇ–કાગભુશૅંડી ગરૂડજીને કહે છે. )

લાભ કિ કછુ હરિભક્તિ સમાના, જેહિ ગાવહી શ્રુતિ સંતપુરાના;
હાનિ કિ જગ ઇહિ સમ કછુ ભાઇ, ભજીય ન રામહિ નરતનુ પાઇ.

( **માત્ર જ્ઞાન** માટેજ પ્રયત્ન કરનારને જવાબ. )

( મોક્ષવાણી પાનુ ૮૬. ચોપાઇ. કાગ ગરૂડ સંવાદ. )

જો અસ ભક્તિ જાની પરહરહી, કેવલ જ્ઞાન હેતુ શ્રમ કરહિ,
તે જડ કામધેનુ ગૃહ ત્યાગી, ખોજત આક ફીરહિ પય લાગી.
સુનુ ખગેશ હરિભકિત વિહાઇ, જો સુખ ચાહહિ આન ઉપાઇ;
તે શઠ મહાસિંધુ બીનુ તરણી, પૈરિ પાર ચાહત જડકરણી.

(મોક્ષવાણી પાનુ ૯૦ B. ચોપાઇ. વિષય–ભકિત.)

**मोक्षकारणसामग्र्यां, भक्तिरेव गरीयसी।**
**स्वस्वरूपानुसंधानं, भक्तिरित्यभिधीयते** ॥ (શ્રી શંકરાચાર્ય.)

રામ ભક્તિ ચિંતામણિ સુંદર, બસે ગરૂડ જાકે ઉર અંતર;
રામ પ્રકાશ રૂપ દિન રાતી, નહિં કછુ ચહિએ–દીયાધૃતબાતી.
મોહ દરિદ્ર નીકટ નહિં આવા, લોભ વાત નહિં તાહી બુઝાવા;
પ્રબલ અવિદ્યા તમ મિટ જાઈ, હારહિ સકલ સુલભ સમુદાઇ.
ખલ કામાદિ નિકટ નહિં જાહી, બસે ભક્તિ મણિ જેહિ ઉરમાંહિ;
ગરલ સુધા સમ અરિ હિત હોઇ, તેહિ મણિ બીનુ સુખ પાવ ન કોઇ.
વ્યાપહિ માનસ રોગ ન ભારી, જેહિ કે વશ સબ જીવ દુઃખારી;

રામ ભકિત મણિ ઉર બસ જાકે, દુઃખ લવલેશ ન સ્વપ્નેહું તાકે.
ચતુર શીરોમણિ તે જગમાંહિ, જે મણિ લાગી સુયત્ન કરાહિ;

\+ + + + +

સબ કર ફલ હરિભક્તિ સુહાઇ, સો બિનુ સંત ન કાહુ પાઇ;
અસ વિચારી જો કરૂ સત્સંગા, રામભક્તિ તેહિ સુલભ વિહંગ.

મોક્ષવાણી પાનુ ૯૨. ચોપાઇ.

સદ્ગુરૂ વૈદ્ય વચન વિશ્વાસા, સંયમ યહ ન વિષયકર આશા;
રઘુપતિ ભક્તિ સજીવન મૂરી, અનુપાન શ્રદ્ધા અતિ રૂરી.
સબકર મત ખગનાયક એહા, કરિએ રામપદ પંકજ નેહા;
શ્રુતિપુરાણુ સદ્ગ્રન્થ કહાહિ, રઘુપતિ ભકિત બિના સુખનાહિ.
દોહરો—વારિ મથે વરૂ હોઇ ધ્રત, સિક્તાતે વરૂ તેલ;
બિનુ હરિભજન ન ભવ તરીએ, યહ સિદ્ધાંત અપેલ.

આગળ પાનુ—૯૩.

શ્રુતિ સિદ્ધાંત ઇહૈ ઉરગારી, રામભજિય સબ કામ વિસારી.

આગળ પાનુ ૯૫.

તિર્થાટન સાધન સમુદાઇ, યોગ વિરાગ જ્ઞાન નિપુણાઇ;
નાના કર્મ ધર્મવ્રત દાના, સયંમ નિયમ યજ્ઞ તપ નાના.
ભૂત દયા દ્વિજ ગુરૂ સેવકાઇ, વિદ્યા વિનય વિવેક બડાઇ;
જહાં લગિ સાધન વેદ બખાની, સબકર ફલ હરિભક્તિ ભવાની.
દોહરો—સો કુલ ધન્ય ઉમા સુન, જગત પુજ્ય સુપુનીત;
શ્રી રઘુવીર પરાયણુ, જેહિ કુલ ઉપજ વિનીત. સીયાવર૦

**પ્રણિધાન**—એટલે ભક્તિ–સેવકસેવ્યભાવ, સ્ત્રીપુરૂષભાવ, સ્ત્રી પાસે જે કાંઇ હોય, તે પુરૂષનું ગણાય, તેમ ભક્ત પાસે જે કાંઇ હોય, તે પ્રભુનું ગણાય. સ્ત્રીને પુરૂષથી જુદાઇ નહિં, તેમ ભક્તને ભગવાનથી જુદાઈ નહિં.

આજકાલ ભક્તિ બહુ વગોવાય છે, કારણકે તે એક વ્યાપાર જેવી થઇ ગઇ છે. 'ફી આપો તો તમારે ત્યાં ભજન કરીએ.' એ ભાવ ભકતોમાં પેસી ગયો છે. 'અમુક રકમ આપો તો તમારે ત્યાં કથા કરીએ.' કથા કરી રહ્યા પછી પણ–કેટલું દ્રવ્ય મળ્યું, તેનીજ ગણત્રી–તેનીજ મહત્તા.

**रागिणी गणिका वित्तं, यद्वांछति वरा हि सा ।**
**धिक्कं वैराग्यवक्तारं, वाचालं वित्तलंपटम् ॥**

**અર્થ**—વેશ્યા ધનની ઇચ્છા રાખે છે, તે વ્યાજબી છે, કારણકે તે રાગિણી છે; પણ વૈરાગ્યનો ઉપદેશ કરનારા ભકતો–પુરાણીઓ–કથાકારો–હરિદાસો–ધનના લંપટ બને, તો તેઓને ધિક્કાર છે.

યાદ રાખવું ઘટે છે કે-રાગ શાર્દુલ વિ૦

**मीनः स्नानरतः फणी पवनभूक्, मेषस्तु पर्णाशनो ।**
**नीराशी खलु चातकः प्रतिदिनं, शेते बिले मूशकः ॥**
**भस्मोद्धूलनतत्परो ननु खरो, ध्यानाधिरूढो बकः ।**
**सर्वे किं न हि यान्ति मोक्षपदवीं, भक्तिप्रधानं तपः ॥**

અર્થ—કેટલાએક એમ કહે છે કે-'સ્નાન કરવાથી ભગવાન મળે,' પણ માછલું તો જળમાંથી બહાર નીકળતુંજ નથી. કોઇ એમ કહે છે કે-'વાયુનો અહાર કરીને રહે, તો પ્રભુ મળે,' પણ સર્પ સદા વાયુ ભક્ષીને રહે છે. કોઇ કહે કે-'પાદડાં ખાઇને રહેવાથી પ્રભુ મળે,' પણ બકરો સદા ઝાડનાં પાંદડાં ખાય છે, ચાતક જળપાન કરીને રહે છે, ઉંદર ગુફા જેવા-દરમાં રહે છે, ગધેડો રાખોડીમાં આળોટે છે, અને બગલો જળાશયને પવિત્ર આરે-તટે-ધ્યાનસ્થ દશામાં રહે છે, છતાં તેઓ મોક્ષપદ પ્રાપ્ત કરી શકતાં નથી. કારણકે તેઓની ક્રિયાઓમાં, ભક્તિરૂપી પ્રાધાન્ય તપ નથી.

ભગવાન્ ભક્તિપ્રિય છે.-

**व्याधस्याचरणं ध्रुवस्य च वयो, विद्या गजेन्द्रस्य का ।**
**का जातिर्विदुरस्य यादवपते-रुग्रस्य किं पौरुषम् ॥**
**कुब्जायाः कमनीयरूपमधिकं, किं तत्सुदाम्नो धनम् ।**
**भक्त्या तुष्यति केवलं न तु गुणैर्-भक्तिप्रियोः माधवः ॥**

વિગેરે વચનો સિદ્ધ કરે છે કે-ગમે તેવો અધમ હોય, તોપણ તેનામાં ભક્તિ હોય, તો પ્રભુને તે વ્હાલો છે. માટે આ સૂત્રમાં કહે છે કે—**ईश्वरस्य प्रणिधानात् वा॥** ભક્તિથી પણ ઇશ્વર સુલભ છે. બીજા પાદના પ્રથમ સૂત્રમાં 'ઇશ્વરપ્રણિધાન' શબ્દ છે. ત્યાં પ્રણિધાનનો અર્થ-'સર્વ ક્રિયા ઇશ્વરને અર્પણ કરવી, એટલે કર્મનાં ફળ ઇશ્વરને અર્પણ કરવાં.' એટલોજ છે. આ પાદ ઉત્તમ અધિકારીઓ માટે છે. તેથી પ્રણિધાનનો અર્થ આ પાદમાં **ભક્તિવિશેષ** અગર **તન્મયત** કરવો.

હવે ૨૪ મું સૂત્ર ઇશ્વરનું નિરૂપણ કરે છે.

**सूत्रम्—क्लेशकर्मविपाकाऽऽशयैरपरामृष्टः पुरुषविशेषः ईश्वरः ॥२४॥**

૨૪ પદચ્છેદ—**क्लेशः**-ક્લેશ. **कर्म**-કર્મ. **विपाकः**-પાકી ગએલાં ફળ-સુખ અને દુઃખ. **आशयः**-વાસના, રાગ અને દ્વેષ બેઉ. **क्लेशश्च कर्म च क्लेशकर्मणी तयोः विपाक क्लेशकर्मविपाकः** (ક્લેશ તથા કર્મનાં પાકી ગએલાં ફળો. એટલે સુખ દુઃખ ). **तस्मिन् आशयाः तैः-क्लेशकर्मविपाकाऽऽशयैः**-ક્લેશ અને કર્મના વિપાકમાં થએલી વાસનાઓથી-થએલા રાગદ્વેષથી. **अपरामृष्टः-असंस्पृष्टः**-નહિં અડકાએલો, અસર ન થાય એવો, તે તમામથી મુક્ત. **अन्येभ्यः पुरुषेभ्यः विशिष्यते इति पुरुषविशेषः**-પુરૂષોમાં શ્રેષ્ઠ, ઉત્તમ. **ईश्वरः**-પરમાત્મા.

**અર્થ**—ક્લેશ તથા કર્મના વિપાકમાં થએલી વાસનાઓથી, જે મુક્ત હોય, અને જે સર્વ પુરૂષોથી શ્રેષ્ટ હોય, તે ઇશ્વર કહેવાય છે.

24. Ishwar is a special soul or a particular Purusha, free from (or untouched by) misery, action, their results & desires.

૨૪ વિવેચન—

**क्लेशाः—अविद्याऽस्मितारागद्वेषाभिनिवेशाः पञ्चक्लेशाः ॥** ( સાધનપાદ સૂત્ર-૩) અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ નામના પાંચ કલેશો છે. તે દરેકનું નિરૂપણ ૪ થી ૧૭ સુધીના સૂત્રોમાં પતંજલિ ભગવાને કર્યું છે. ( તેનું વિવેચન સાધનપાદમાંથી વાંચવું. કારણકે આપણે તે પાદ પ્રથમ લખ્યો છે. ) અહીં ટુંકામાં કહીએ છીએ કે-મોક્ષપ્રાપ્તિમાં જે વિઘ્ન કરે, તે સુખકર જણાય, તોપણ તેને કલેશ સમજવો.

**कर्म—क्लेशमूलः कर्माशयः—**( સાધનપાદનું સૂત્ર ૧૨. ) રાગાદિ કલેશથી થતાં શુભાશુભ કર્મ. ધર્મ અને અધર્મનું રૂપ કર્મ છે. એટલે-કર્મના પ્રકારથી, ધર્મ અને અધર્મ સમજાય છે-ઓળખાય છે.

**विपाकः-सति मूले तद्विपाको जात्यायुर्भोगाः** (સાધનપાદ સૂત્ર-૧૩ ) વિપાક એટલે ફળ, અથવા સુખ દુઃખ, અને તેજ જાતિ, આયુષ્ય અને ભોગ.

**आशयः—**ઉપર જણાવેલા વિપાકમાં જે વાસના થાય, તે **આશય** કહેવાય છે. **आशेरते सांसारिका अस्मिन् इति आशयः—**ફળના પરિપાક પર્યંત, વાસના ચિત્તમાં અપ્રગટપણે રહે છે, માટે તેને **આશય** કહેવાય છે. ઘણા ક્રોધી અને હિંસક મનુષ્યો પુનર્જન્મમાં વ્યાઘ્રાદિ હિંસક પશુઓ થાય છે. ઘણા કામી સ્ત્રી પુરૂષો, શ્વાન અગર ભુંડ યોનીમાં જન્મ લે છે. ઉદાર દિલના પુરૂષો ધનવાનને ત્યાં જન્મ લેછે, પવિત્ર જીવન ગાળવાની ઇચ્છાવાળા પુનર્જન્મમાં સંત મહાત્મા બને છે. વિગેરે.

**अपरामृष्टः—**મુક્ત અગર રહિત; આ શબ્દ પુરૂષવિશેષ શબ્દનું વિશેષણ છે, અને રૂષવિશેષ'-શબ્દ ઇશ્વર શબ્દનું વિશેષણ છે; માટે-**अपरामृष्टः** એટલે 'માત્ર ઘડી બે ઘડી માટે મુક્ત'-એવો અર્થ ન કરતાં 'ત્રણે કાળમાં મુક્ત' એવો અર્થ કરવો.

**पुरुषविशेषः—स्वतंत्रः आत्मा-क्लेशकर्मविपाकाऽऽशयैः मुक्तः-असंस्पृष्टः ॥** **સાંખ્યમતાનુસાર** સર્વ જીવો-ચૈતન્યો-પુરૂષ છે. પણ તેમાં-કલેશ તથા કર્મના ફળથી થતી વાસનાઓથી જે મુક્ત હોય, તે-પુરૂષ પુરૂષવિશેષ ગણાય છે. વળી આ શબ્દ **ईश्वर** શબ્દનું વિશેષણ છે, તેથી યાદ રાખવું ઘટે છે કે-વ્યાસ, યાજ્ઞવલ્કય, નારદ, ગૌતમબુદ્ધ, જીસસ ક્રાઇસ્ટ, શ્રી આદ્ય શંકરાચાર્ય વિગેરે સત્પુરૂષો **પુરૂષવિશેષ** ખરા. એટલે-બીજા સામાન્ય પુરૂષોથી-સામાન્ય જીવોથી-શ્રેષ્ઠ ખરા, પણ ઇશ્વર નહીં. વિદેહલય અને પ્રકૃતિલય પુરૂષો પણ પુરૂષવિશેષ ગણાય, પણ તેઓ ત્રણે કાળમાં કલેશોથી મુક્ત નથી, માટે તેઓને ઇશ્વર ગણાય નહીં. તેથી પુરૂષવિશેષનો અર્થ આ સૂત્રમાં ઇશ્વર સમજવો.

**ईश्वरः—सर्वनियामकः-**તે સર્વના નિયામક છે.

**क्लेशकर्मविपाकाद्यैर्-वासनाभिस्तथैव च ॥**
**अपरामृष्टमेवाह, पुरुषं हीश्वरं श्रुतिः ॥** (યાજ્ઞવલ્કય.)

અર્થ—ક્લેશ, કર્મ, વિપાક તથા વાસનાઓના સંસર્ગથી, ત્રણે કાળમાં જે રહિત હોય, તે પુરૂષ-ઇશ્વર કહેવાય છે, એમ શ્રુતિ કહે છે.

નિરીશ્વરવાદી સાંખ્યમતાનુયાયિઓ કહે છે કે-'આ જગત્-ચેતન અને જડ, એ બેથી વ્યાપીને રહ્યું છે. ચેતન અસંગ અને ઉદાસીન છે; અને ઇશ્વર અનુગ્રહ કરનાર છે. ઇશ્વર નિયામક છે. એટલે-ચેતન અક્રિય છે, અને ઇશ્વર સક્રિય છે. માટે ચેતન તથા જડ અગર પુરૂષ અને પ્રકૃતિ સિવાયના, ત્રીજા ઈશ્વરને માનવો નહિં.' તે સંબંધમાં કહેવાનું કે-આત્માના અને પરમાત્માના-દરેકના-શુદ્ધ અને અશુદ્ધ-બબ્બે સ્વરૂપ છે. રાગ-દ્વેષાદિથી મૂકત, તે શુદ્ધ આત્મા; અને રાગદ્વેષાદિથી યુક્ત, તે અશુદ્ધ આત્મા. માયાથી રહિત-અક્રિય-નિષ્ક્રિય બ્રહ્મ, તે શુદ્ધ પરમાત્મા, અને માયાથી યુક્ત-સક્રિય-તે અશુદ્ધ પર-માત્મા. अव+तृ-ધાતુ ઉપરથી અવતાર શબ્દ બન્યો છે. એટલે-જ્યાં હતા, તે સ્થિતિમાંથી નીચે આવવું, તેનું નામ અવતાર. બ્રહ્મ અને ઇશ્વર તે એકનું એક તત્ત્વ છે-તોપણ ઉપાધિથી રહિત તે બ્રહ્મ, ઉપાધિથી યુક્ત તે ઇશ્વર.

દેહમાં રહેલો આત્મા નિષ્ક્રિય છે છતાં—

**'आत्मेंद्रियमनो मो युक्तं भोक्तेत्याहुर्मनीषिण:'** ( કઠ ઉપનિષદ્ ) 'વિદ્વાન્ પુરૂષો-શરીર, ઇંદ્રિય અને મનથી યુક્ત આત્માને ભોક્તા કહે છે.' યુદ્ધમાં સૈન્ય હારે છે, છતાં-'સૈન્યનો રાજા હાર્યો,' કહેવાય છે. કારણકે તે રાજાને અને તે સૈન્યને અરસપરસ સંબંધ છે. અરસપરસ સંબંધ તુટયા પછી, તે રાજા હાર્યો એમ કહેવાતું નથી. **'मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरं'** ॥ (શ્વેતાશ્વતર ઉપ.) માયા પ્રપંચનું ઉપાદાન કારણ છે, અને માયાનો સ્વામી-બ્રહ્મ-માયાનો પ્રેરક પરમેશ્વર-નિમિત્ત કારણ છે. ઉપનિષદો સુધી ન પહોંચાય, તો ગીતા તપાસો-**मया ततमिदं सर्वं, जगदव्यक्तमूर्तिना ।** (અ. ૯-૪.) હું કે જે અવ્યક્ત છઉં, તેનાથી આ જગત્ વિસ્તાર પામ્યું છે.

**प्रकृतिं स्वामवष्टभ्य, विसृजामि पुन: पुन: ।**
**भूतग्राममिमं कृत्स्न-मवशं प्रकृतेर्वशात् ॥ ८ ॥**
**न च मां तानि कर्माणि, निबध्नंति धनंजय ।**
**उदासीनवदासीन-मसक्तं तेषु कर्मसु ॥ ९ ॥**
**मयाऽध्यक्षेण प्रकृति:, सूयते सचराचरम् ॥ १० ॥** (ગીતા અ. ૯)

**'स्वाभाविकी ज्ञानबलक्रिया च ॥** ઈશ્વરની જ્ઞાનશક્તિ, બલશક્તિ અને ક્રિયા-શક્તિ સ્વાભાવિક છે. **एष: सर्वेश्वर: ॥** સર્વના આ ઇશ્વર છે **'सोऽकामयत ॥** તે ઇશ્વર સંકલ્પ કરતા હતા.' વિગેરે સૂચવે છે કે-નિષ્ક્રિય-નિરાકાર-સાક્ષીસ્વરૂપ-બ્રહ્મ માયા યુક્ત થઇને, ઇશ્વરરૂપે ક્રિયાઓ કરે છે. જુઓ-મોક્ષવાણી પાનું ૪૦.

ચોપાઇ—નટ મર્કટ ઇવ સબહિ નચાવત, રામ ખગેશ વેદ અસ ગાવત.

તથા પાનુ ૮૩. ચોપાઇ.

નટકૃત કપટ વિકટ ખગરાયા, નટસેવકહિ ન વ્યાપે માયા.

નાટકના થીએટર ઉપર રમનારો સુત્રધાર-મેનેજર-નટ-અનેક વેશ ધારણ કરે, પણ નાટક કંપનીમાં રહેનારા એક્ટરોને તે વેશમાં મોહ થતો નથી. માત્ર તેને જોનારા

**અર્થ**—ક્લેશ, કર્મ, વિપાક તથા વાસનાઓના સંસર્ગથી, ત્રણે કાળમાં જે રહિત હોય, તે પુરૂષ-ઇશ્વર કહેવાય છે, એમ શ્રુતિ કહે છે.

નિરીશ્વરવાદી સાંખ્યમતાનુયાયિઓ કહે છે કે-'આ જગત્-ચેતન અને જડ, એ બેથી વ્યાપીને રહ્યું છે. ચેતન અસંગ અને ઉદાસીન છે; અને ઇશ્વર અનુગ્રહ કરનાર છે. ઇશ્વર નિયામક છે. એટલે-ચેતન અક્રિય છે, અને ઇશ્વર સક્રિય છે. માટે ચેતન તથા જડ અગર પુરૂષ અને પ્રકૃતિ સિવાયના, ત્રીજા ઈશ્વરને માનવો નહિં.' તે સંબંધમાં કહેવાનું કે-આત્માના અને પરમાત્માના-દરેકના-શુદ્ધ અને અશુદ્ધ-બબ્બે સ્વરૂપ છે. રાગ-દ્વેષાદિથી મૂકત, તે શુદ્ધ આત્મા; અને રાગદ્વેષાદિથી યુક્ત, તે અશુદ્ધ આત્મા. માયાથી રહિત-અક્રિય-નિષ્ક્રિય બ્રહ્મ, તે શુદ્ધ પરમાત્મા, અને માયાથી યુક્ત-સક્રિય-તે અશુદ્ધ પરમાત્મા. **अव+तृ**-ધાતુ ઉપરથી અવતાર શબ્દ બન્યો છે. એટલે-જ્યાં હતા, તે સ્થિતિમાંથી નીચે આવવું, તેનું નામ અવતાર. બ્રહ્મ અને ઇશ્વર તે એકનું એક તત્ત્વ છે-તોપણ ઉપાધિથી રહિત તે બ્રહ્મ, ઉપાધિથી યુક્ત તે ઇશ્વર.

દેહમાં રહેલો આત્મા નિષ્ક્રિય છે છતાં—

**'आत्मेंद्रियमनो भो युक्तं भोक्तेत्याहुर्मनीषिणः'** ( કઠ ઉપનિષદ્ ) 'વિદ્વાન્ પુરૂષો-શરીર, ઇંદ્રિય અને મનથી યુક્ત આત્માને ભોક્તા કહે છે.' યુદ્ધમાં સૈન્ય હારે છે, છતાં-'સૈન્યનો રાજા હાર્યો,' કહેવાય છે. કારણકે તે રાજાને અને તે સૈન્યને અરસપરસ સંબંધ છે. અરસપરસ સંબંધ તુટયા પછી, તે રાજા હાર્યો એમ કહેવાતું નથી. **'मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरं'** ॥ (શ્વેતાશ્વતર ઉપ.) માયા પ્રપંચનું ઉપાદાન કારણ છે, અને માયાનો સ્વામી-બ્રહ્મ-માયાનો પ્રેરક પરમેશ્વર-નિમિત્ત કારણ છે. ઉપનિષદો સુધી ન પહોંચાય, તો ગીતા તપાસો-**मया ततमिदं सर्वं, जगदव्यक्तमूर्तिना ।** (અ. ૯-૪.) હું કે જે અવ્યક્ત છઉં, તેનાથી આ જગત્ વિસ્તાર પામ્યું છે.

> **प्रकृतिं स्वामवष्टभ्य, विसृजामि पुनः पुनः ।**
> **भूतग्राममिमं कृत्स्न-मवशं प्रकृतेर्वशात् ॥ ८ ॥**
> **न च मां तानि कर्माणि, निबध्नंति धनंजय ।**
> **उदासीनवदासीन-मसक्तं तेषु कर्मसु ॥ ९ ॥**
> **मयाऽध्यक्षेण प्रकृतिः, सूयते सचराचरम् ॥ १० ॥** (ગીતા અ. ૯)

**'स्वाभाविकी ज्ञानबलक्रिया च ॥** ઈશ્વરની જ્ઞાનશક્તિ, બલશક્તિ અને ક્રિયાશક્તિ સ્વાભાવિક છે. **एषः सर्वेश्वरः** ॥ સર્વના આ ઇશ્વર છે **' सोऽकामयत ॥** તે ઇશ્વર સંકલ્પ કરતા હતા.' વિગેરે સૂચવે છે કે-નિષ્ક્રિય-નિરાકાર-સાક્ષીસ્વરૂપ-બ્રહ્મ માયા યુક્ત થઇને, ઇશ્વરરૂપે ક્રિયાઓ કરે છે. જુઓ-મોક્ષવાણી પાનું ૪૦.

ચોપાઇ—નટ મર્કટ ઇવ સબહિ નચાવત, રામ ખગેશ વેદ અસ ગાવત.

તથા પાનુ ૮૩. ચોપાઇ.

નટકૃત કપટ વિકટ ખગરાયા, નટસેવકહિ ન વ્યાપે માયા.

નાટકના થીએટર ઉપર રમનારો સુત્રધાર-મેનેજર-નટ-અનેક વેશ ધારણ કરે, પણ નાટક કંપનીમાં રહેનારા એક્ટરોને તે વેશમાં મોહ થતો નથી. માત્ર તેને જોનારા

પ્રેક્ષકોને મોહ થાય છે. તે પ્રમાણેજ બ્રહ્મ ઇશ્વર બનીને, અનેક લીલાઓ કરે છે. તે લીલાઓમાં ઇશ્વરના ભકતોને—જ્ઞાનીઓને-મોહ થતો નથી.

પાતંજલ યોગમાં સાંખ્યશાસ્ત્રની કેટલીક ઘટનાઓ છે; પણ સાંખ્યવાદીઓ ઇશ્વરનું અસ્તિત્વ માનતા નથી, અને યોગીઓ ઇશ્વરને સ્થાન આપે છે.

પચીશમા સુત્રમાં પણ, **ईश्वरः** સંબંધી નિરૂપણ ચાલુ છે.

**सूत्रम्–तत्र निरतिशयं सर्वज्ञबीजम् ॥२५॥**

૨૫ પદચ્છેદઃ—**तत्र**-તે ઇશ્વરમાં. **सर्वज्ञतायाः बीजम् सर्वज्ञबीजम्**-સર્વજ્ઞતાનું બીજ. (**यतः परं अतिशयवत्ता नास्ति इति निरतिशयं**) જેનાથી કોઇ અતીશય નથી એવું-એટલે જે સર્વોત્તમ છે તે.

અર્થ—તે ઇશ્વરમાં સૌથી શ્રેષ્ઠ સર્વજ્ઞતા છે.

25 There is in **Ishwara**, the highest limit of the seed of omniscience.

૨૫ વિવેચન—**तत्र**-(ઉપલા સત્રમાં ઇશ્વર સંબંધી નિરૂપણ કર્યું છે.) તે ઇશ્વરમાં. **निरतिशयं**—સર્વથી શ્રેષ્ઠ, ઉત્તમ, સંપૂર્ણ રીતે વિકાસને પામેલું.

**सर्वज्ञबीजम्-सर्वज्ञ** શબ્દ **सर्वज्ञता** શબ્દનો સુચક છે. આ સંસારમાં અનેક મનુષ્યો ઘણા જ્ઞાની હોય છે, પણ તેમને એક, બે કે તેથી અધિક વિદ્યા-કળાનું જ્ઞાન હોય છે, પણ તમામ વિદ્યા અગર તમામ કળાનું જ્ઞાન તેમને હોતું નથી. તમામ વિદ્યાને અગર તમામ કળાને જે જાણે છે, તે ઇશ્વર છે. માત્ર જાણે છે એટલુંજ નહિ–પણ જાણવામાં નિરતિશયપણું છે. એટલે-જેટલું જાણે છે, તેટલું સંપૂર્ણ રીતે જાણે છે.

ઇશ્વરમાં નિરતીશય સર્વજ્ઞતાનો એકજ ગુણ છે, એમ નહિં; તે સાથે નીચે જણાવેલા ગુણો પણ, ઇશ્વરમાં નિરતીશય છે.

**सर्वज्ञता तृप्तिरनादिबोधः, स्वतंत्रता नित्यमलुप्तशक्तिः ।**
**अनंतशक्तिश्च विभोर्विधिज्ञाः, षडाहुरंगानि महेश्वरस्य ॥** [વાયુપુરાણ]

અર્થ—સર્વજ્ઞતા, તૃપ્તિ, અનાદિજ્ઞાન, સ્વતંત્રતા, સદા અલુપ્તશક્તિ, અને અનંત શક્તિ આ ૭ અંગો ઇશ્વરનાં છે, એમ વિદ્વાનો કહે છે. ( **मायिनं तु महेश्वरम्** ॥ શ્રુતિ કહે છે કે—માયાપતિ મહેશ્વર કહેવાય છે.

'જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય, તપ, સત્ય, ક્ષમા, ધીરજ, સરજનહારપણું, આત્માનું દઢ જ્ઞાન અને નિયંતાપણું, આ દશ અવિનાશી ભાવો સદાશિવમાં છે-ઇશ્વરમાં છે,' એવું પણ વાયુપુરાણ કહે છે.'

શંકા-આવા ઉત્તમ ગુણવાળા ઇશ્વરને સંસાર રચવાનું શું પ્રયોજન છે? સંસાર બનાવીને-એકને મારવા, અને બીજાની રક્ષા કરવી, વિગેરે ક્રિયા કરવાનું પણ શું પ્રયોજન છે ? અનાદિ કાળથી આવી શંકાઓ થતી આવે છે. તેના ખુલાસા પણ ઘણા થયા છે; પણ જેમ કામી પુરુષને નીતિની વાત સમજાવવી મુશ્કેલ છે, ચોરને સદાચારની વાત સમજાવવી મુશ્કેલ છે, તેમ બાહ્ય વૃત્તિવાળા પુરૂષને આંતર

વૃત્તિની વાત સમજાવવી મુશ્કેલ છે. બાહ્ય વૃત્તિવાળા જીવો તો, સાક્ષાત્ ઇશ્વરની પણ ભૂલ કાઢે છે. દૃષ્ટાંત—ગરમીના દિવસમાં, બપોર સમયે, એકે મુસાફર વડના ઝાડ નીચે, ભાતું ખાઇને જરા આરામ લેતો હતો. સુતાં સુતાં તેની નજર એક સાકરકોળાના વેલા ઉપર પડી. તે વેલા ઉપર મોટાં મોટાં સાકરકોળાં લટકી રહ્યાં હતાં. સાકરકોળાના ભારથી, વેલ નમી રહી હતી. વેલની આ સ્થિતિનો વિચાર કરતો હતો, તે વખતેજ તેની નજર વડના ફળ–ટેટા–ઉપર પડી. નજર પડતાંની સાથે, તેણે ઇશ્વરની મુર્ખાઇના માર્ક મૂકવા માંડયા—અહો! ઇશ્વરને ઘેર જેવું અંધારૂં છે, એવું અંધારૂં કોઇને ઘેર નથી. કયાં બાપડી આ વેલ, અને કયાં તેનાં મોટા મોટાં ફળ (સાકરકાલા)? અને આવડા મોટા વડના વૃક્ષને, નાનાં નાનાં—ઝીણાં ઝીણાં—ફળ (ટેટા) થાય છે. અધર્મીને ઘેર આનંદ, અને ધર્મીને ઘેર ધાડ; બુઢ્ઢા બેસી રહે, અને જુવાન મરી જાય; વિધવાને મોત આવે નહિં, અને સધવા ચાલતી થાય; જેને કોઇ રાંડનાર ન હોય, તે સો વરસ જીવે, અને જેને નાની બાળક સ્ત્રી હોય, તેનું હાર્ટ ફેઇલ થાય. વિગેરે અનેક તર્ક વિતર્કો કરતો કરતો–ઇશ્વરની ભૂલો નોંધતો નોંધતો–તે મુસાફર ત્યાં—વડના ઝાડ નીચે સુઇ ગયો. થોડીવાર સુતા પછી, એક ટેટા તેના નાક ઉપર પડયો. તે જબકીને જાગ્યો. જુએ તો તે ટેટા હતો. ટેટાને દેખીને તેને ઇશ્વરની કૃતીનો ખ્યાલ આવ્યો. 'અહો વડના વૃક્ષને ટેટાને બદલે સાકરકોળાં લટકાવ્યાં હોત. અને તેમાંથી એકાદ ફળ મારા નાક ઉપર પડયું હોત, તો જરૂર મારૂં નાક છુંદાઇ જાત. પ્રભુએ જે કર્યું તે સારૂં કર્યું છે.' પ્રભુની કૃતિ ન્યારી છે—સામાન્ય બુદ્ધિથી સમજાય એવી નથી. જુઓ મોક્ષ વાણી પાનુ ૭૪.

ચોપાઇ—અસ રઘુપતિ લીલા ઉરગારી! દનુજ વિમોહન જન સુખકારી:
જે મતિમલિન વિષય વશ કામી, પ્રભુ પર મોહ ધરહિ ઇમિ સ્વામિ।
નયન દોષ જબ પાવે કોઇ, પીતવરણ શશી દેખે સોઇ:
જબ જેહિ દિગ્ભ્રમ હોઇ ખગેશા, સો કહ પશ્ચિમ ઉગેઉ દિનેશા.
નૌકારૂઢ ચલત જગ દેખા, અચલ્ન મોહવશ આપુહિ લેખા.
બાલક ભ્રમહિ ન ભ્રમહિ ગૃહાદિ, કહહિ પરસ્પર મિથ્યાવાદી
હરિ વિષયિક અસ મોહ વિહંગા, સ્વપનેહું નહિં અજ્ઞાન પ્રસંગા.
માયાવશ મતિમંદ અભાગી, હૃદય જવનિકા બહુ વિધિ લાગી.
તે શઠ હઠવશ સંસય કરહિ, નિજ અજ્ઞાન રામ પર ધરહિ.

**कलौ जनिष्यमाणानां, दु खशोकतमोनुदम् ।**
**अनुग्रहाय भक्तानां, सुपुण्यं व्यतनोद्यशः ॥ ६१ ॥**

**यस्मिन्सत्कर्णपीयूषे, यशस्तीर्थवरे सकृत् ।**
**श्रोत्राञ्जलिरुपस्पृश्य, धुनुते कर्मवासनाम् ॥ ६२ ॥**

[શ્રીમદ્ ભાગ. સ્કંધ ૯–૨૪]

વિગેરે અનેક આધારો કહે છે કે–પ્રભુની પ્રવૃત્તિ, પ્રાણીઓ ઉપર અનુગ્રહ કરવા માટેજ હોય છે.

બ્રહ્માદિકથી પણ ઇશ્વર અધિક છે, તે વાત હવે ૨૬ મા સુત્રમાં કહેવાશે.

**सूत्रम्–सः एषः–पूर्वेषामपि गुरुः कालेनाऽनवच्छेदात् ॥२६॥**

૨૬ પદચ્છેદઃ—**सः एषः**–આ પરમેશ્વર. **कालेन अनवच्छेदात्**–કાળવડે માપી નહીં શકાવાથી–ત્રણે કાળમાં હૈયાત હોવાથી. **पूर्वेषाम् अपि गुरुः**–પ્રથમ ઉત્પન્ન થએલા બ્રહ્માદિક દેવોના પણ ગુરૂ છે–ઉપદેષ્ટા અગર પિતા છે.

**અર્થ**—આ ઇશ્વર કાળવડે મપાતા નથી; તેથી પુર્વે થઇ ગએલા (બ્રહ્માદિક ગુરૂઓના પણ ગુરૂ છે.

26. As he is not limited by time, He is Teacher of even the ancient teachers.

૨૬ વિવેચન—આ સૂત્ર પણ 'ઇશ્વર' શબ્દનું નિરૂપણ કરે છે.

**सः एषः**—આ બે શબ્દો, ભાષ્યકાર વેદવ્યાસે મૂળ સૂત્રમાં પ્રથમ ઉમેર્યા છે. તેથી આપણે પણ તેમ કર્યું છે.

**सः**—એટલે 'તે.' એટલે–ઉપલા સૂત્રમાં જેના વિશે વિવેચન થયું છે તે. **एषः** એટલે–'આ' **सः एषः** એટલે–'તે આ.' તે એટલે 'પરોક્ષ,' અને આ એટલે 'અપરોક્ષ'–સાનિધ્ય. અજ્ઞાનદશામાં જે પરોક્ષ છે, અને જ્ઞાનદશામાં જે અપરોક્ષ છે–તે ઇશ્વર છે.

**कालेन अनवच्छेदात्**—બ્રહ્માદિક દેવો પણ, સૃષ્ટિની ઉત્પત્તિમાં પ્રગટે છે, અને મહાપ્રલયમાં નાશ પામે છે; તેથી તેઓ કાળથી મપાય છે. ઇશ્વર કાળથી મપાતા નથી તે સંબંધમાં શ્રીકૃષ્ણ કહે છે કે–

> **आब्रह्मभुवनाल्लोकाः, पुनरावर्तिनोऽर्जुन ॥१६॥**
> **सहस्त्रयुगपर्यंत–महर्यद्ब्रह्मणो विदुः ॥**
> **रात्रिं युगसहस्रां तां, तेऽहोरात्रविदो जनाः ॥१७॥**
> **अव्यक्ताद्व्यक्तयः सर्वाः, प्रभवंत्यहरागमे ।**
> **राऽयागमे प्रलीयंते, तत्रैवाव्यक्तसंज्ञके ॥१८॥**
> **भूतग्रामः स एवायं, भूत्वा भूत्वा प्रलीयते ।**
> **रात्र्यागमेऽवशः पार्थ, प्रभवत्यहरागमे ॥१९॥**
> **परस्तस्मात्तु भावोऽन्यो, व्यक्तोऽव्यक्तात्सनातनः ।**
> **यः स सर्वेषु भूतेषु, नश्यत्सु न विनश्यति ॥२०॥**

( ગીતા અ. ૮ )

**અર્થ**—હે અર્જુન ! બ્રહ્મલોકથી માંડીને સર્વ લોક જન્મ મરણના રેંટમાં ફર્યા કરે છે. (૧૬) બ્રહ્માનો દિવસ હજારો યુગનો થાય છે, અને તેટલાજ સમયની રાત્રી છે. એવું જે જાણે છે, તે રાત્રી દિવસના જાણનારા ગણાય છે. (૧૭) દિવસ થાય છે ત્યારે–એટલે સૃષ્ટિની ઉત્પત્તિના સમયમાં–સર્વ વ્યક્તિઓ–એટલે સચરાચર પ્રાણીઓ–અવ્યક્તમાંથી ઉત્પન્ન થાય છે, અને રાત્રી આવે છે ત્યારે–એટલે પ્રલયકાળમાં–સર્વ પ્રાણીઓ–અવ્યક્તમાં લય પામે છે–સમાય છે. (૧૮) આ પ્રમાણે પ્રાણીઓનો સમુદાય, દિવસ આવે છે ત્યારે ઉત્પન્ન થયા કરે છે; અને રાત્રી આવે છે, ત્યારે લય પામ્યા કરે છે. એટલે–સંસારચક્ર

આ પ્રમાણે ચાલ્યા કરે છે. (૧૯) આ અવ્યક્તથી બીજો એક શ્રેષ્ઠ સનાતન અવ્યક્ત છે તે અનાદિ અને સત્તારૂપ છે. સર્વ ભૂતો નાશ પામે, તોપણ આ શ્રેષ્ટ અવ્યક્ત નાશ પામતો નથી. (૨૦)

જે નાશ પામતો નથી, તે કાળથી મપાતો નથી, અને તેજ **ईश्वरः** છે. તે સંબંધમાં ગીતાજીનો ૨૧ મો શ્લોક સાંભળો.

**अव्यक्तोऽक्षर इत्युक्तस्-तमाहुः परमां गतिम् ॥**
**यं प्राप्य न निवर्तंते, तद्धाम परमं मम ॥२१॥** (ગીતા અ. ૮)

અર્થ—'આ જે શ્રેષ્ઠ અવ્યક્ત છે, તે અવિનાશી છે, પરમ ગતિરૂપ છે, અને તેને પામીને પુનર્જન્મ થતો નથી, અને તેજ મારૂં પરમ ધામ છે, એવું પૂર્વે થઇ ગએલા વિદ્વાનોએ કહ્યું છે, અને હાલના વિદ્વાનો એ પ્રમાણેજ કહે છે.

જે પ્રાણીપદાર્થ કોઇ કાળમાં હોય, અને કોઇ કાળમાં ન હોય, તે કાળપરિછિન્ન કહેવાય છે. બ્રહ્માદિક સર્વ પ્રાણીપદાર્થો જન્મ મરણાધીન છે, માટે કાળપરિછિન્ન ગણાય છે. માત્ર ઇશ્વર કાળપરિછિન્ન નથી.

બ્રહ્માનું આયુષ્ય, મનુષ્યના ૪૩૨૦૦૦૦૦૦૦ વરસ થાય ત્યારે બ્રહ્માનો એક દિવસ થાયછે. તેટલાજ સમયની એક રાત્રી થાય છે. એવા ત્રીસ રાત્રિ દિવસનો એક માસ થાય છે એવા સો વરસનું તેમનું આયુષ્ય છે. પચાસ વરસનું એક પરાર્ધ કહેવાય છે; તે હિસાબે બ્રહ્માનું આયુષ્ય બેપરાર્ધનું છે.

**पूर्वेषाम् अपि गुरुः**—પૂર્વે થઇ ગએલા બ્રહ્માદિક દેવોના પણ જે ગુરૂ છે, તે ઇશ્વર છે. તે સંબંધમાં–શ્વેતાશ્વતર ઉપનિષદ્ કહે છે કે-**यो ब्रह्माणं विदधाति पूर्वं, यो वै वेदांश्च प्रहिणोति तस्मै** ॥ (અ. ૬. ૧૮.) 'જેણે સૃષ્ટિના આરંભકાળમાં બ્રહ્માને ઉત્પન્ન કરીને, તેમને વેદો આપ્યા હતા, તે પરમાત્માને **शरणं अहं प्रपद्ये** હું શરણે જાઉં છઉં.

**पिताहमस्य जगतो, माता धाता पितामहः ।** (ગીતા અ. ૯. ૧૭)
આ જગતનો પિતા, માતા, ધારણ કરનાર અને દાદો-તે તમામ હું છઉં-

**न मे विदुः सुरगणाः, प्रभवं न महर्षयः ।**
**अहमादिर्हि देवानां, महर्षीणां च सर्वशः ॥२॥**
**अहं सर्वस्य प्रभवो, मत्तः सर्वं प्रवर्तते ।**
**इति मत्वा भजंते मां, बुधा भावसमन्विताः ॥८॥**
**अहमादिश्च मध्यं च, भूतानामंत एव च ॥२०॥**
**यच्चापि सर्वभूतानां, बीजं तदहमर्जुन ।**
**न तदस्ति विना यत्स्यान्-मया भूतं चराचरम् ॥३९॥**
(ગીતા અ. ૧૦)

અર્થ—હે અર્જુન ! મારી ઉત્પત્તિને દેવો તથા મોટા ઋષિઓ પણ જાણતા નથી. કારણકે દેવોનું અને મોટા ઋષિઓનું મૂળ પણ, સર્વ પ્રકારે હુંજ છઉં. (૨) હુંજ સર્વની ઉત્પત્તિનું સ્થાન છઉં, અને મારાથીજ સર્વ કાંઇ પ્રવર્તે છે, એમ સમજીને, ભાવયુક્ત બુદ્ધિમાન પુરૂષો, મનેજ ભજે છે. (૮) પ્રાણીમાત્રનો આદિ, મધ્ય અને અંત-હુંજ

છઉં. (૨૦) હવે છેવટમાં કહે છે કે-હે અર્જુન ! સર્વ પ્રાણીપદાર્થોનું જે કાંઇ મૂળ બીજ છે, તે હું જ છઉં, કારણકે કોઇપણ ચરાચર વસ્તુનું, મારા વિના અસ્તિત્વજ નથી. (૩૯)

**'ब्रह्मविष्णुशिवादीनां, यः परः स महेश्वरः ॥**

બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્રથી જે શ્રેષ્ઠ છે 'તે મહેશ્વર છે.'

વિગેરે ઘણા આધારો 'ઇશ્વર સર્વના ગુરૂ છે,' તે વાત સિદ્ધ કરવા, દોડયા આવે એવા છે; પણ આટલાથી સંતોષ માની, **ગુરુः** સંબંધી વિચાર કરીએ.

**ગુરુः**—અગ્નિમાં દીવેલ, વાટ વિગેરે તૈયાર હોય, તોપણુ તેને પ્રગટાવવા માટે, બીજા દીવાની જરૂર પડે છે; તેમ આપણી પાસે જ્ઞાન છે, પણ તેને પ્રગટાવવા જ્ઞાનીના જ્ઞાનની જરૂર પડે છે. એટલે-જ્ઞાનની શકિતવડેજ, જ્ઞાનનો પ્રકાશ થાય છે. જ્ઞાનની શક્તિ જે આપે તેજ ગુરૂ. તેટલા માટેજ, શાસ્ત્રોએ-સંપ્રદાયોએ-અને દરેક ધર્મે-ગુરૂની ઘણીજ આવશ્યકતા સ્વિકારી છે. જુઓ મોક્ષવાણી પાનુ ૭૮.

ચોપાઇ—'ગુરૂ બિનુ ભવનિધિ તરે ન કોઇ, જો બિરંચી શંકર સમ હોઇ.'

આવા ગુરૂ ગમે તેટલા જીવન્મુકત હોય, પણ તેમને આ દેહ તજવો પડે છે-મરણાધીન થવું પડે છે. માત્ર એક ઇશ્વર આ બંધનથી મુકત છે. આટલી વાત આપણા હૃદયમાં ઉતરે, તો આપણે માનવું ઘટે છે કે-ગુરૂ પરંપરાની છેવટમાં, એકજ પુરૂષ છે, કે જે-કાળના બંધનથી મુકત છે. તેજ પુરૂષ સર્વ ગુરૂઓનો ગુરૂ છે. ગુરૂ શિષ્યનો સંબંધ દૈવી છે; પણ-ગુરૂશિષ્યના સંબંધમાં, લક્ષ્મી અને મોજમજા પેઠાં, ત્યારથી આ સંબંધ ઢીલો પડી ગયો છે. જેમ ઘેલીનાં ઘેર ઘેર સાસરાં, તેમ આપણા ઘેર ઘેર ગુરૂ. જેમને રજળવાની ટેવ પડી છે, તેઓ કદિ ફાવી શકતા નથી. ॐકાર ઇશ્વરનું સ્વરૂપ છે. તે વાત હવે ૨૭ મા સૂત્રમાં કહે છે.

## सूत्रम्—तस्य वाचकः प्रणवः ॥२७॥

૨૭ પદચ્છેદ:—**तस्य-वाच्यस्य-ईश्वरस्य**-બોલવા લાયક-ભજન કરવા લાયક-સ્મરણ કરવા લાયક-જે ઇશ્વર છે, તે ઇશ્વરનો. **वाचकः दर्शकः**-અથવા **सूचकः**-સૂચવનારો અગર બોધક શબ્દ. **प्रणवः**-ઓંકાર છે.

અર્થ—તે ઈશ્વરને સુચવનારો શબ્દ ઓંકાર છે. એટલે ઓંકાર કહીએ તો ઈશ્વર સમજાય છે.

27. His manifesting word is Om-or-His indicator is the word Om.

૨૭ વિવેચન—**तस्य-तस्य ईश्वरस्य**-ઉપરનાં સૂત્રમાં જે ઇશ્વર સંબંધી નિરૂપણ કર્યું છે, તે ઇશ્વરનો.

**वाचकः—वाचकः** અને **वाच्यः** એવા બે શબ્દો છે. તે બે શબ્દો અનાદિકાળથી અરસપરસ સંબંધ ધરાવે છે. વાચક એટલે-સૂચક, બોધક, નામ, સંજ્ઞા, અભિધાયક વિગેરે. અને **वाच्य** એટલે સૂચવવા યોગ્ય, કહેવા યોગ્ય, સંજ્ઞી, નામી અને અભિધેય. આ સૂત્રમાં **प्रणवः** અગર ॐકાર એ વાચક છે, અને **ईश्वरः** વાચ્ય છે.

શંકા—વાચક તથા વાચ્યનો અગર નામ તથા નામીનો અનાદિ સંબંધ કે કેમ? તે સંબંધમાં જાણવાનું કે–આપણા મનમાં જે વિચાર આવે છે, તેને પ્રગટ કરનાર કોઈ પણ શબ્દ હોય છે. એટલે શબ્દ વિના, વિચાર પ્રગટી શકતો નથી. એટલે–વિચાર એ શબ્દનું આંતર સ્વરૂપ, અને શબ્દ એ વિચારનું બાહ્યસ્વરૂપ. વિચારને અને શબ્દને જે સંબંધ છે, તેના કરતાં, શબ્દને અને તેના અર્થને, વિશેષ સંબંધ છે. એટલે વાચકને અને વાચ્યને વિશેષ સંબંધ છે. અમુક વિચાર કર્યા પછી તે વિચારને જ્યારે પ્રગટાવવો હોય, ત્યારેજ શબ્દની જરૂર પડે; એટલે–ત્યાં સુધી વિચાર અને શબ્દ–બેઉ એકબીજાથી દૂર રહી શકે છે; પણ શબ્દ અને શબ્દનો અર્થ જરાવાર પણ દૂર રહી શકતા નથી. શબ્દ બોલે કે તુરત તેનો અર્થ સમજાય છે. દેહ અને દેહની છાયા, સૂર્ય અને સૂર્યની પ્રભા વિગેરેને જેવો સંબંધ છે, તેવો સંબંધ શબ્દ અને શબ્દના અર્થની વચ્ચે છે. **वागर्थाविव संपृक्तौ** વિગેરે શબ્દોથી, રઘુવંશ પ્રથમ સર્ગમાં, કવિશ્રી કાળીદાસ કહે છે કે–'શબ્દ અને શબ્દના અર્થને જેવો નજદીકનો સંબંધ છે, તેવો નજદીકનો સંબંધ રાખનારા, જગતના માતા પિતા–સદાશિવ તથા પાર્વતીને, આ ગ્રન્થના શબ્દ તથા શબ્દના અર્થની સિદ્ધિને માટે, હું પ્રાર્થના કરૂં છઉં.' તાત્પર્ય શબ્દ સાથેજ શબ્દનો અર્થ રહે છે. એટલે–પ્રણવની સાથેજ ઇશ્વર રહે છે. પ્રણવ કહેતાંની સાથે ઇશ્વર યાદ આવે છે.

વાચક અને વાચ્યનો સંબંધ, સૃષ્ટિની ઉત્પત્તિ થયા પછી, લોકોએ એકમત થઇને ઘડી આપ્યો હોય, એમ પણ નથી; પણ સૃષ્ટિની ઉત્પત્તિની સાથેજ, વાચક વાચ્યનો સંબંધ ઘડાયો હોય, એમ જણાય છે. તેમાં વિશેષ જાણવા જેવું એ છે કે–દરેક વાચ્યને માટે (દરેક ભાવનાને માટે), એકજ વાચક હોતો નથી. એટલે વાચ્યને ઓળખાવવા, એકથી વધારે વાચક પણ હોય છે. જેમ અમુક ખારા પદાર્થને કોઈ મીઠું કહે છે, કોઇ લુણ કહે છે, કોઈ નીમક કહે છે, અને કોઇ સોલ્ટ કહે છે. તે પ્રમાણેજ ઇશ્વરનાં અનેક નામ છે. પણ–**प्रणवो वाचकस्तस्य, शिवस्य परमात्मनः । शिवरुद्रादिशब्दानां, प्रणवो हि परः स्मृतः ॥** [ લિંગ પુરાણ ] કલ્યાણરૂપ પરમાત્માનું મુખ્ય નામ ૐકાર છે. શિવ રૂદ્રાદિ અનેક નામોમાં, પ્રણવ મુખ્ય નામ છે. એવું શાસ્ત્રકારો કહે છે.' '**ओमित्येकाक्षरं ब्रह्म**' વિગેરે એટલે–તે તમામ વાચકમાં, ૐકાર શ્રેષ્ઠ વાચક હોવાથી, સૂત્રકારે ૐકારને ઇશ્વરનો વાચક શબ્દ ગણ્યો છે.

**प्रणवः**—પ્રણવ એટલેજ ૐકાર. પ્રણવ શબ્દ ઉપર વિદ્વાનોએ મોટા મોટા લેખો લખી નાંખ્યા છે. તેનો ઉતારો અહીં કરીએ, તો એક મોટો ગ્રન્થ લખાય. પણ તેમ નહિં કરતાં, તેનો સાર કહું.

**प्रकर्षेण नूयते-स्तूयते अनेन इति प्रणवः**–જે શબ્દથી પ્રભુની સ્તુતિ બહુ સારી રીતે કરી શકાય તે પ્રણવ. **प्रणामयतीति प्रणवः**–જે ઇશ્વરની સાનિધ્ય લઇ જાય, તે પ્રણવ. **प्रणतम् अवतीति प्रणवः**–નમ્ર થઇને આવેલાનું જે રક્ષણ કરે, તે પ્રણવ કહેવાય છે. **प्र** ઉપસર્ગ અને **नु** ધાતુ. **नु** એટલે સ્તુતિ કરવી. પ્રણવ મંત્રનો ઋષિ–બ્રહ્મા, છંદ–ગાયત્રી, અને દેવ–અગ્નિ સમજવો.

પ્રણવ મંગલ સૂચક છે–**सर्वेषां मङ्गलानां च बीजं प्रणव एव हि ॥ सर्व**

મંગળમાં મંગળ પ્રણુવ છે.' ॐकारः प्रणवो ब्रह्म सर्वमंत्रेषु नायकः ॥ બ્રહ્મને સૂચવનારો ઓંકાર સર્વ મંત્રોમાં મુખ્ય છે.

रसोऽहमप्सु कौंतेय, प्रभाऽस्मि शशिसूर्ययोः ।
प्रणवः सर्ववेदेषु, शब्दः खे पौरुषं नृषु ॥ ८ ॥

[ગીતા અ. ૭.]

पिताहमस्य जगतो, माता धाता पितामहः ।
वेद्यं पवित्रमोंकारं, ऋक् साम यजुरेव च ॥ १७ ॥

[ગીતા અ. ૯.]

અર્થ—હે અર્જુન ! સર્વ જળોમાં રસરૂપે હું છઉં, ચંદ્ર સૂર્યમાં પ્રકાશરૂપે હું છઉં, વેદોમાં પ્રણવ રૂપે હું છઉં, વિગેરે [૮] આ જગતનો પિતા, માતા, ધારણ કરનાર અને પિતામહ-દાદો-હું છઉં. જાણવા યોગ્ય પવિત્ર ઓંકાર તથા ઋક્, સામ અને યજુર્વેદ તે પણ હું છઉં. [૧૭]

નોંધ—ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ એ ત્રણ મુખ્ય વેદ છે भूः भुवः અને स्वः એ ત્રણ વ્યાહૃતિ, ત્રણે વેદોના સાર રૂપ છે. વ્યાહૃતિમાં अ, उ અને म् એમ ત્રણ માત્રાવાળો ॐ સારરૂપ છે.

अदृष्टविग्रहो देवो, भावग्राह्यो मनोमयः ।
तस्योंकारः स्मृतो नाम, तेनाऽऽहूतः प्रसीदति ॥

યાજ્ઞવલ્કય કહે છે કે–જે ઇંદ્રિયોને અવિષય છે–જે અગોચર છે, અને જે ભાવગ્રાહ્ય મનોગમ્ય દેવ છે, તે પ્રભુનું નામ ॐકાર છે. એ નામથી બોલાવતાં પ્રભુ પ્રસન્ન થાય છે.

ॐ મૂર્તિરૂપે પુજાય છે?

सर्वे वेदा यत्पदमामनंति, तपांसि सर्वाणि च यद्वदन्ति ।
यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति, तत्ते पदं संग्रहेण ब्रवीम्योमित्येतत् ॥

[કઠોપનિષદ્]

અર્થ—જે પદને સર્વે વેદો પ્રતિપાદન કરે છે, સર્વે તપો જેની સાક્ષી પૂરે છે, જેને પ્રાપ્ત કરવાની જીજ્ઞાસાવાળા બ્રહ્મચર્ય પાળે છે, તે પદ સંબંધી, હે નચિકેતા, હું તને ટુકામાં કહું, તે પદનું નામ ॐ છે.

'एतद् आलंबनं श्रेष्ठम्, एतद् आलंबनं परम्' વિગેરે શબ્દોથી યમરાજાએ નચિકેતાને ॐકારનું આલંબન કરવાનું કહ્યું છે. જેમ સગુણ ઉપાસકો પોતાના ઇષ્ટની મૂર્તિ અગર છબીને પોતાનું અવલંબન માને છે, તેમ બ્રહ્મના ઉપાસકો, ॐકારને પોતાનું અવલંબન માને છે.

ॐकारं बिन्दु संयुक्तं, नित्यं ध्यायंति योगिनः ।
कामदं मोक्षदं चैव, ॐकाराय नमोनमः ॥
ओमित्येकाक्षरं ब्रह्म, ध्येयं सर्वमुमुक्षुभिः ।
अर्धमात्रा समायुक्तं, प्रणवो मोक्षदायकः ॥

વિગેરે શબ્દોથી યોગીઓ ॐકારનું અવલંબન રાખે છે. ॐકાર ઇશ્વરનું બાહ્ય દર્શન છે–દૃશ્ય સ્વરૂપ છે. બિંદુ અગર અર્ધમાત્રા એટલે–પ્રકૃતિ. બિંદુથી યુક્ત અગર અર્ધ–માત્રાથી યુક્ત, એટલે પ્રકૃતિથી યુક્ત. તાત્પર્ય–યોગીઓ પ્રકૃતિદ્વારા બ્રહ્મનું ધ્યાન ધરે છે.

ॐકાર શબ્દ—તેમાં **अ, उ** અને **म्** ત્રણ અક્ષરો છે. મૂળાક્ષરોમાં સ્વર અને વ્યંજન એવા બે ભાગ છે. વ્યંજનના કરતાં સ્વર શ્રેષ્ઠ ગણાય છે. સ્વરમાં પણ **अ** પહેલે નંબરે બીરાજે છે. તે સૌથી શ્રેષ્ઠ છે. **अ** સર્વ સ્વરોનો પ્રતિનિધિ છે, અને તમામ શબ્દો-ની કુંચી જેવો છે. अનો ઉચ્ચાર કરતાં, જીભ અગર તાળવાના કોઇપણ ભાગને સ્પર્શ કરવો પડતો નથી. **उ** વચલો અક્ષર છે. તેનો ઉચ્ચાર જીભના મૂળમાંથી ઉત્પન્ન થાય છે. છેલ્લો અક્ષર **म्** તમામ વર્ગના વ્યંજનોનો છેલ્લો અક્ષર છે. એટલે–સર્વ વ્યંજનોનો પ્રતિ-નિધિ છે. તમામ સ્વર તથા તમામ વ્યંજનોનો આવિર્ભાવ, ઓંકારમાંથી થાય છે, અને તિરોભાવ (લય) પણ ઓંકારમાંજ થાય છે. વેદોનો આવિર્ભાવ પણ ॐકારમાંથી થાય છે. દરેક ગ્રન્થ ની શરૂઆતમાં તથા અંતમાં, અને દરેક સારા સારા મંત્રોની શરૂઆતમાં અને અંતમાં, ॐકારનો ઉચ્ચાર થાય છે. પ્રણવ નમ્રતા સૂચક અને ભક્તિપ્રેરક હોવાથી, પ્રણવનું સ્મરણ થતાં, પ્રભુમાં પ્રેમ અને ભક્તિ બેઉ આવિર્ભાવ પામે છે. આટલી વાત વાંચ્યા પછી, ખાત્રી થાય છે કે–જેમ વેદો પ્રાચીન અને ઇશ્વરકૃત છે, તેમ ॐકાર પણ પ્રાચીન અને ઇશ્વરકૃત છે.

સનાતન ધર્મમાં અનેક ફાંટા, માર્ગો તથા સંપ્રદાયો છે; પણ–જેમ વેદ સર્વને માન્ય છે. તેમ ॐકાર પણ સર્વને માન્ય છે.

**ॐ खं ब्रह्म । खं पुराणं । वायुरम् खमिति** (શતપથ બ્રાહ્મણ.)

**तस्मादोमिति प्रणौति । ओमिति वै स्वर्गो लोकः ओमित्यसौ योऽसौ तपति ॥ प. ब्रा. ९**

**ओमासश्चर्षणी धृतो विश्वे देवास आगत ।**
**दाश्वांसो दाशुषः सुतम् ॥ ऋ. मं. ७**

વિગેરે મંત્રો ॐકારની પ્રાચીનતા સૂચવે છે.

કઠ, માંડુક્ય, છાંદોગ્ય, પ્રશ્ન, નૃસિંહ ઉત્તર તાપિની, નાદબિંદુ ઉપ. બ્રહ્મવિદ્યા ઉપ. રામપૂર્વોત્તરતાપિની સાર. ( આ ઉપનિષદ્‌માં રામ ॐકારરૂપે છે તેનું નિરૂપણ છે. ) એકાક્ષર ઉપનિષદ્, વિગેરે ઉપનિષદો પણ સૂચવે છે કે–'ॐકાર પ્રાચીન છે.'

ગમે તે દેશમાં–માતાના ગર્ભમાંથી મનુષ્ય, ॐકારનું સ્મરણ કરતો કરતો બહાર આવે છે. જન્મના દુઃખથી પીડાએલો જીવ, જે અવાજ કરે છે, તે રૂદન જેવા લાગે છે ખરો-પણ તે **अ, उ** અને **म्**થી મીશ્ર–યુક્ત જણાય છે. જરા આગળ વધીને તપાસીએ, તો જણાય છે કે–પ્રાણીમાત્રના અવાજમાં, ॐકારની છાયા હોય છે. ગવૈયો ગાયન શરૂ કરે છે, ત્યાં પણ **अ–आ**–કરતો, રાગ તાણે છે, તે ॐકારની છાયા છે. **ओ–ओ**–એમ કહીને પોક મૂકીને રડે છે, ત્યાં પણ ॐકારની છાયા છે. સૃષ્ટિના આરંભકાળમાં **अ**ની ઉત્પત્તિ મનાય છે. **अ**–એવો નાદ કરીને શૂન્યાવસ્થાનો નાશ કર્યો, તેથી **अ**ને નાદબ્રહ્મ કહેવામાં આવે છે. કાંઇ દેખીને અગર સાંભળીને, રાજી થઇએ અગર આશ્ચર્ય પામીએ, ત્યારે–'અહો !' કહીએ

છઈએ, તે પણ ॐકારની છાયા છે. 'એ' અગર 'એઇ' 'એમ કહીને કોઇને બોલાવીએ, અને સામો માણુસ 'ઓ-હો-' કહે, તે પણ ॐકારની છાયા છે.

સ્વિકાર-શકુન્તલાએ દુષ્યંતની માગણીનો સ્વિકાર કર્યો, ત્યારે શકુન્તલાએ માત્ર ॐ કહ્યું હતું, એટલે-'તારી માગણી મારે કબુલ છે,' એમ સૂચવ્યું હતું. ઋષિઓ પણ જ્યારે કોઇ ક્રિયામાં જોડાતા, ત્યારે માત્ર ॐનો ઉચ્ચાર કરીને, સ્વિકારનું ચન કરતા હતા. અંગ્રેજોએ પણ ઋષિઓની આ વાત જાણી છે, તે નીચેના લેખ ઉપરથી સમજાશે.

[ લેખનો ભાવાર્થ ઉપર કહેવાઇ ગયો છે, માટે તેનું ભાષાન્તર કર્યું નથી. ]

'Om' is a Sanskrit word, which on account of mistical notions, that even at an early date of Hindu Civilization, were connected with it, acquired much importance in the developement of Hindu religion, its original sense is that of emphatie or solemn affirmation or assent. Thus when in **शुक्लयजुर्वेद** the white Yajurveda, the sacrificer invites the Gods, to rejoice in his Sacrifice, the goddess Savitri assents to his summons by saying 'OM' (i. e. be it so) proceed."

Or-when in the Brihadaranyaka-Upanishad, Prajapati the father of Gods, men and demons, asks the Gods, whether they have understood his instructions, he expresses his satisfaction, with their affirmative, reply in these words 'OM' you have fully comprehended it; and in the same Upanishad, Pravahana answers the question of Swetketu, as to whether his father has instructed him by uttering the word 'OM' i. e. 'forsooth' (I am.)

A portion of the Rugveda called Aitareya Brahmanas, where describing a religious ceremony, of which verses from the Rugveda, as well songs called Gathas, were recited by the priest called 'Hotri' and responses, given by another priest, the Adhwaryu to the Rugveda verses (recited by the Hotri) and likewise tatha (i. e. thus) his response to the Gathas for OM' is (the term of assent) used by the Gods, whereas Tatha is ( the term of assent ) used by men.

[Prof. Theodore G.

**अहम्—अहम्** એટલે હું. દેહમાં રહીને હું કહેનારો, દેહ નથી, પણ આત્મા છે. પરત્માનો અંશ છે. એટલી વાત તો હવે સહેલાઇથી સમજાયા હશો. ॐકારમાં अ, उ અને म् છે, અને **अहम्** માં अ, ह અને म् છે. उ અને ह એકજ અર્થ સૂચવે છે..

જેમ જીવ એ પરબ્રહ્મનું પ્રતિબિંબ છે; તેમ '**अहम्**' શબ્દ, ૐકારની છાયા છે.

રામાનુજ સંપ્રદાય–વિશિષ્ટાદ્વૈતવાદીઓ ૐકારમાં રહેલા **अ**, **उ**, અને **म्** નો અર્થ એવો કરે છે કે–**अ** એટલે 'પરબ્રહ્મ'. **उ** એટલે 'એક,' અને **म्** એટલે જીવ. **म्** સંસ્કૃત મુળાક્ષરમાં (૨૫) મો અક્ષર છે. તેથી ૨૫ મું તત્ત્વ જે જીવ ગણાય છે, તે **म्** છે.

જૈન–જૈન સંપ્રદાય ૐકારને '**पंचपरमेष्ठिन्**' કહે છે. એટલે તેમાં પાંચ પ્રકારનું દેવત્વ છે, એમ માને છે. જૈનો **अ**, **अ**, **आ**, **उ** અને **म्** એવા ૐકારના પાંચ ભાગ માને છે. પ્રથમ **अ** 'અરિહંત', શબ્દ સૂચવે છે. બીજો **अ**–'અશરીર' અથવા 'સિદ્ધ' શબ્દનો દ્યોતક છે–સૂચક છે. **आ**–'આચાર્ય' શબ્દનો સૂચક છે. **उ**–'ઉપાધ્યાય' શબ્દોનો સૂચક છે; અને **म**–'મુનિ' શબ્દનો દ્યોતક છે. ગમે એમ માને, પણ વેદે પ્રતિપાદન કરેલો ૐકાર શબ્દ, જૈન શાસ્ત્રોને પણ સંમત છે.

હિંદની બહાર—ૐકાર શબ્દ હિંદની બહાર પણ પહોંચ્યો જણાય છે. અંગ્રેજો ઇશ્વરને Omnipotent ( ઓમનીપોટંટ ) કહે છે. તે શબ્દ ૐકારમાંથી બન્યો જણાય છે. અંગ્રેજો ઈશ્વરને 'આમેન' પણ કહે છે. ઇરાનીઓ ઇશ્વરને '**अहुरमझ्द**' કહે છે; બીજી પ્રજા ઈશ્વરને 'આમિન' કહે છે.

જુદા જુદા ધર્મોમાં, આ શબ્દો કેવી રીતે આવ્યા, અને ક્યારે આવ્યા, તે તેઓ શોધી શક્યા નથી; પણ હવે યુરોપ, અમેરિકા વિગેરે દેશોમાં, જેમ જેમ સંસ્કૃતજ્ઞાન ફેલાતું જાય છે, તેમ તેમ સંસ્કૃત સાહિત્યના અભ્યાસીઓ, સમજવા લાગ્યા છે કે–આ શબ્દો ૐકારના અપભ્રંશ શબ્દો છે.

અફસોસ—જે દેશમાં હજી વેદ છે–જે ધર્મમાં હજી વેદ પુજાય છે–જે કુટુંબમાં હજી આચારવિચાર છે–હજી વર્ણાશ્રમની મર્યાદાનું પાલન થાય છે; તે ધર્મમાં–તે કુટુંબમાં–સંસ્કૃત ભાષાનો અભ્યાસ ન થાય, વેદાધ્યયન ન થાય, ૐકાર શું છે, તે જાણવા માટે પરવા ન રખાય, હિંદુ ધર્મનાં અમુક સત્પુરૂષોનાં અને સત્શાસ્ત્રોનાં નામ પણ ન આવડે–તે ખરેખર અફસોસ કરવા લાયક છે. રોટલા રળતાં શીખ્યા પછી, પુસ્તકોને કબાટમાં પુરી દેવાં. બહુ ધાડ મારે, તો ક્યાંઇ કથા વાર્તા સાંભળવા દોડવું, અગર દેવ દર્શન કરવા જવું. બ્રાહ્મણો પણ સોએ પંચાણું ટકા–રળવા જેટલુંજ ભણે છે. રળવા શીખ્યા પછી ભણતા નથી. સાધુ બાવાઓ પણ સોએ નવાણું ટકા–બીજી અનેક ખટપટ કરે છે–છાણ વાસીદાં કરે છે–પણ વિદ્યામાં પ્યાર રાખતા નથી. બ્રાહ્મણ–સાધુ સિવાયની ઈતર પ્રજા તો–સોએ નવાણુ ટકા–સંસ્કૃતનો અભ્યાસ કેટલો હિતકર છે, તે વાત સમજતી જ નથી. બ્હેનો પણ, સાસરે આવ્યા પછી, નવરી પડીને, કાથાકબલામાં રોકાય છે; પણ ભણવા બેસતાં શરમાય છે. આ બધી અફસોસની કથા છે. યાદ રાખજો કે–મનુષ્યદેહ વારંવાર નહિ મળે, માત્ર ખાઇપીને સુખી રહેવું, બાળગોપાળને રમાડવાં, અને ધંધામાં, તથા વ્યવહારમાં, ઉંચા નીચા અફળાવું, એટલોજ મનુષ્યદેહનો સાર નથી. મુળાની ખરીદીમાં મણિ ન ખર્ચાય. બુઢા હો તોપણ ભણો. ધંધારોજગારમાં દબાઇ ગયા હો, તોપણ વિદ્વાનોનો સત્કાર કરો, અને તેમની પાસે ભણો.

હવે આગળ ૨૮ મું સૂત્ર વાંચીએ. તે ઓંકારના જપ સંબંધી છે.

**सूत्रम्–तज्जपस्तदर्थभावनम् ॥२८॥**

૨૮ પદચ્છેદ:—**तस्य जपः तज्जपः**-તે પ્રણવનો જપ. **तस्य प्रणवस्य अर्थः तदर्थः**-પ્રણવનો અર્થ એટલે 'ઇશ્વર.' ઇશ્વરમાં અને પ્રણવમાં ભેદ નથી. **तदर्थस्य भावनं** ઇશ્વરનું ચિંતવન અગર ધ્યાન.

અર્થ—તે પ્રણવનો જપ કરવો, (અને તે પ્રણવરૂપ જે ઇશ્વિર છે, તે] ઇશ્વરનું ધ્યાન ધરવું.

28. The constant repetition of that Pranava and to meditate on its meaning i. e. on God.

૨૮ વિવેચન—પૂર્વોક્ત સૂત્રમાં બતાવ્યા પ્રમાણે, ઓંકારનું રહસ્ય સમજ્યા પછી, આત્મસાક્ષાત્કારના વિષયમાં, કેવી રીતે આગળ વધવું, તે આ સૂત્રમાં કહ્યું છે.

**तज्जपः--तस्य-प्रणवस्य-जपः तज्जपः**—તે પ્રણવનો જપ કરવો. દરેક ધર્મ અગર સંપ્રદાય ઇશ્વરના નામસ્મરણની મહત્તા બતાવે છે.

કલિયુગમાં બ્રાહ્મણ સિવાયની ઇતર વરણોમાં, ઘણે ભાગે યજ્ઞોપવીતનો અધિકાર રહ્યો નથી. એટલે-ઓંકારના જપનો અધિકાર પણ રહ્યો નથી. આ સ્થિતી એકદમ સુધરી શકે એમ નથી, એટલે-તમામ ક્ષત્રિય તથા વૈસ્ય-યજ્ઞોપવિત ધારણ કરે, અને વૈદિક કર્મ-ના અધિકારી થાય, તે સમય પાછો કયારે આવશે, તે અત્યારે કહી શકાય એવું નથી. તેવા સમયમાં તેઓ રામકૃષ્ણાદિ નામનું સ્મરણ કરે, તોપણ કાંઇ ખોટું નથી. કલિયુગમાં નામસ્મરણનો મહિમા ઘણોજ છે. કેટલાએકની માન્યતા એવી છે કે-ઓંકાર સિવાય અન્ય નામનો જપ કરનારા શુદ્રાદિ છે, પણ એમ નથી. જુઓ મોક્ષવાણી પાનું ૯

રામનામનો મહિમા–ચોપાઇ.

મહા મંત્ર જોઇ જપત મહેશુ, કાશી મુક્તિ હેતુ ઉપદેશુ;
મહિમા જાસુ જાન ગણરાઉ, પ્રથમ પુજિયત નામ પ્રભાઉ.
જાન આદિ કવિ નામ પ્રતાપુ, ભયઉ સિદ્ધ કર ઉલટા જાપુ;
સહસ્ત્ર નામ સમ સુની શિવબાની, જપી જેહિ પ્રિય સંગ ભવાની.

× × × ×

નામ પ્રભાવ જાન શિવ નીકે, કાલકૂટ ફલ દીન્હ અમીકે.
દોહરો—રામનામ મણિ દીપધર, જીવ દેહરી દ્વાર;
તુલસી ભીતર બાહરે, જો ચાહત ઉજીયાર. સીયાવર૦
ચોપાઇ—રામ એક તાપસતીય તારી, નામ કોટીખલ કુમતી સુધારી;
ભંજેઉ રામ આપ શીવ ચાપુ, ભવભય ભંજન નામ પ્રતાપુ.

× × ×

દોહરો—શવરી ગીધ સુસેવકન, સુગતિ દીન્હ રઘુનાથ;
નામ ઉધારે અમિત ખલ, વેદ વિદિત ગુણગાથ. સીયા૦
ચોપાઇ—રામ સુકંઠ વિભીષણ દોઉ, રાખે શરણ જાન સબ કોઉ;
નામ અનેક ગરીબ નિવાજે, લોક વેદ વર બીરદ વિરાજે.

× × × ×

દોહરા—બ્રહ્મ રામતે નામ બડ, વરદાયક વરદાન;
રામચરિત શતકોટિમહૈં, લીય મહેશ જીય જાન. સીયાવર૦

ચોપાઇ—નામ પ્રભાવ શંભુ અવિનાશી, સાજ અમંગલ મંગલરાશી;
શુક સનકાદિ સિદ્ધ મુનિ યોગી, નામ પ્રસાદ બ્રહ્મ સુખ ભોગી.
નારદ જાનેઉ નામ પ્રતાપુ, જગપ્રિય હરિહિ હરિપ્રિય આપુ;
નામ જપત પ્રભુ કીન્હ પ્રસાદુ, ભક્ત શિરોમણિ ભયે પ્રલ્હાદુ.
ધ્રુવ સગલાની જપેઉ હરિનામુ, પાયઉ અચલ અનુપમ ઠામુ;
સુમરિ પવનસુત પાવન નામુ, અપને વશ કરી રાખેઉ રામુ.
અપર અજામિલ ગજ ગણીકાઉ, ભયેઉ મુક્ત હરિનામ પ્રભાઉ;
કહૌં કહાં લગિ નામ બડાઇ, રામ ન શકે નામગુણ ગાઇ.

\+ + + +

આગલ પાનુ ૧૧.

ધ્યાન પ્રથમ મખ યુગ દુજે, દ્વાપર પરિતોષિત પ્રભુ પૂજે;
કલિ કેવલ મલ મૂલ મલિના, પાપ પયોનીધિ જન મન મીના.
નામ કામતરૂ કાલ કરાલા, સુમીરત શમન સકલ જગભલા;
રામ નામ કલિ અભિમત દાતા, હિત પરલોક લોકપિતુ માતા.
નહિં કલિ કર્મ ન ભક્તિ વિવેકુ, રામનામ અવલંબન એકુ.

દોહરા—રામ નામ નર કેશરી, કનક કશીપુ કલિકાલ;
જાપક જન પ્રલ્હાદ જિમિ, પાલહી દલ સુરસાલ. સીયા૦

મોક્ષવાણી પાનુ ૨૧ ચોપાઇ.

જાસુનામ સુમીરત એક વારા, ઉતરહિ નર ભવસિંધુ અપારા.

વિગેરે અનેક ઠેકાણે, પ્રભુના નામનો મહિમા છે.

જપનો કોઇ પોષક છે? તે સંબંધમાં યાદ રાખવું ઘટે છે કે—

ચોપાઇ—કલિયુગમેં સાધન નહિં કોઉ, રામભજન રામાયણ દોઉ.

કળીયુગમાં—સ્મરણ અને શ્રવણ બે મુખ્ય છે. વાસ્તવીક રીતે જેનો મહિમા ન જાણીએ, તેના નામમાં પ્રીત થવા સંભવ નથી. માટે જપ અને કથાવાર્તાનું શ્રવણ, બેઉ સાધન રાખવાની મુખ્ય જરૂર છે. તાત્પર્ય—નામીનો મહિમા જાણ્યા વિના નામમાં પ્રીતિ થાય નહિં. સ્ત્રી પુરૂષ એક બીજાનો મહિમા જાણે છે, ત્યારેજ તેઓ એક બીજાને ભજે છે.

અપૂર્ણ.

## સૂચના.

સાતમા પુસ્તક સાથે આપવાના નવ ફરમા અપાઇ ચૂકયા. પણ હજી સમાધિપાદ અપૂર્ણ છે. તે આવતા વરસમાં સંપૂર્ણ થશે.

અમદાવાદ
તા. ૧-૧-૧૯૨૭.

ટીકાકાર—રામશંકર મોનજી ભટ્ટ.
મોક્ષમંદિર—અમદાવાદ,
પ્રકાશક—શેઠ ચુનીલાલ નગીનદાસ. ચીનાઇ
ખજુરીની પોળ—અમદાવાદ.

મુદ્રકઃ ચીમનલાલ ઇશ્વરલાલ મ્હેતા
મુદ્રણસ્થાનઃ વસંત મુદ્રણાલય પાનાભાઇની વાડી—અમદાવાદ.

# શ્રીપાતંજલયોગદર્શન.

## સમાધિપાદ—ચાલુ.

વ્હાલાં હરિજનો !

ગઇ સાલમાં ૧૬૮ મે પાને ૨૮ મા સૂત્રનું વિવેચન અધુરૂં મૂક્યું હતું. હવે આગળ શરૂ કરીએ—

[ નવા ગ્રાહકોને સૂચના—યોગનો વિષય ખાસ વાંચવા જેવો છે. હિંદુસ્તાનનું સાચું ધન છે. ભરતખંડનું સાચું ભૂષણ છે-ઋષિઓના ચમત્કારી જીવનની મૂર્તિ છે. પ્રભુને પામવાનું સબળ સાધન છે. માટે સાધનપાદનું અને સમાધિપાદના પૂર્વ ભાગનું પુસ્તક મંગાવીને અવશ્ય વાંચશોજી. બેઉ જુદા જુદા અહીંથી મળી શકે છે. દરેકની કીંમત પોસ્ટેજ સાથે ૦-૯-૬. ]

વિષય—હરિ નામનો મહિમા ગવાય છે. સૂત્ર ૨૮ મું. [૧૬૮ મા પાનાથી ચાલુ.]

દોહરો—રામ રામ તો સબ કહે, ઠક ઠાકોર ઓર ચોર;
બીના પ્રેમ રીઝે નહિં, તુલસી નંદકીશોર— સીયા૦

મહિમા જાણ્યા વિના જપ કરાય ? સાંભળો—જેમ વહાણને અનુકુળ પવન મળતાં, વહાણ સપાટે ચાલે છે. તેમ નામીનો મહિમા જાણ્યા પછી, નામમાં અનાયાસે પ્રીતિ થાય છે. ત્યારે મહિમા જાણ્યા વિના નામ સ્મરણથી ફાયદો શો ? તે સવાલના જવાબમાં જાણવું ઘટે છે કે-દરેક પ્રાણી પદાર્થ, જ્યાં જ્યાં સંબંધમાં આવે છે, ત્યાં ત્યાં પોતાના સંસ્કાર આપતા જાય છે, વાટકીમાં મુકેલી કપુરની કટકી ભલે પડી જાય, પણ તે કટકીની વાસ (સુગંધ) તો ત્યાં—તે વાટકીમાં—જરૂર—અમુક વખત, રહેવાનીજ. કેરી, કસ્તુરી, એલચી વિગેરે અનેક પદાર્થો આ પ્રમાણે સંસ્કાર મુકતા જાય છે, ત્યારે પ્રભુનું નામ પોતાના સંસ્કાર નહિં મૂકે ? લાકડાના બીમ ઉપર ફરતું કરવત, આવે અને જાય—આમતેમ ખેંચાય—પણ તે ધીમે ધીમે લાકડાને વહેરતું જણાય છે; કુવા ઉપરના કાળા પત્થર ઉપર દોરડી આમતેમ—આવે છે અને જાય છે, પણ તે દોરડી ધીમે ધીમે સખત પત્થરોમાં કાપ—લીટા—પાડતી જણાય છે. ત્યારે શું પ્રભુનો જપ કાંઇ અસર નહિં કરે ! જપનો મહિમા દરેક ધર્મનાં શાસ્ત્રો, અને સત્પુરૂષો ગાય છે, તે જપમાં, કાંઇ પણ શક્તિ નહિં હોય !

સવારે પ્રાતઃકાળમાં. બપોરના બાર વાગે, અને સાંજે સંધ્યાકાળે, કોઇને ગાળો દઇએ, તો તે ગાળો સાચી થવાના ભયથી—ખરી પડવાના ભયથી—ગાળો ખાનારો માણસ, જરૂર આપણને ભડે છે. ઉપર જણાવેલે ત્રણે સમયે, કદિ આપણે કોઇના ગુણ ગાઇએ અને તેના નામનું સ્મરણ કરીએ, તો તે માણસ, વૈરી હોય તોપણ, આપણે વશ થાય છે. જીવ કે જે ચૈતનનો જરા જેટલો અંશ છે, તે પોતાના નામસ્મરણથી પ્રસન્ન થાય છે, ત્યારે જે ચૈતન્યમય છે—સર્વજ્ઞ છે—દયાનો દરિઓ છે—સમજણનો સાગર છે, તે કૃપાળુ પરમેશ્વર પોતાના જપથી કેમ પ્રસન્ન નહિં થાય ! થશેજ.

યાદ રાખવું ઘટે છે કે-આપણા અંતઃકરણમાં ધર્મના જે જે સંસ્કાર પડી રહેલા છે, તેને વિશેષપણે ઉત્તેજીત કરવામાં, આ મંત્રોચ્ચાર બહુજ મદદ કરે છે.

મંત્રના જપના સંબંધમાં બીજી વિશેષ જાણવા જેવી વાત એ છે કે—

**अदीक्षिता ये कुर्वन्ति, जपपूजादिकाः क्रियाः ।**
**निष्फलं तत्प्रिये तेषां, शिलायामुप्तबीजवत् ॥**

શ્રી પુરશ્ચરણદીપિકા વિગેરે અનેક શાસ્ત્રો તથા સત્પુરૂષો કહે છે કે-' સદ્ગુરૂ પાસેથી દિક્ષા લીધા વિના, ગમે તેવો મંત્ર, તથા ગમે તેવી પૂજાદિક ક્રિયાઓ, પાષાણમાં વાવેલા બીજની માફક નિષ્ફલ જાય છે.'

જેમ અમુક સંસ્કાર પામેલો કાગળનો કકડો, નોટ કહેવાય છે, અને તેના રૂપૈયા મળે છે. અમુક સંસ્કાર પામેલો પત્થર દેવ કહેવાય છે, અને તે મનોરથ પુરે છે. તેમ વિધિથી આપેલો મંત્ર-મંત્ર કહેવાય છે અને તે પ્રભુને મેળવી આપે છે.

તાત્પર્ય—ગુરૂદ્વારા મંત્રનો ઉપદેશ લેવો જોઇએ. મંત્રના ઉપદેશની બાબતમાં પણ-જ્યાં મંત્ર વેચાતો મળતો હોય, અમુક રકમ ભરી દ્યો, એટલે મંત્ર મળે-ત્યાં મંત્રનો ઉપદેશ આપનાર, અને મંત્રનો ઉપદેશ લેનાર-બેઉ ધર્માભાસથી ઠગાય છે. ખાત્રી કર્યા વિના, એક દાગીનો કોઇને અપાતો નથી, ત્યારે-મંત્ર જેવી ચીજ, ખાત્રી કર્યા વિના-એટલે-અધિકાર જોયા વિના, કેમ આપી દેવાય! અને યોગ્યતા વિના, મંત્ર લઇ પણ કેમ શકાય! અધિકારનો સવાલ તો મંત્ર લેનાર તથા દેનાર બેઉએ, ખાસ વિચારવો જોઇએ. દક્ષણાની બાબતમાં-ગુરને દક્ષણા આપવાની ના નથી. ગુરૂને સર્વસ્વ અર્પણ કરો; પણ જ્યાં ભાવ-તાલ-ફી-વિગેરે કલંક હોય, ત્યાં સંભાળવું.

**तदर्थः—तस्य-प्रणवस्य-अर्थः-तदर्थः**:-તે પ્રણવનો અર્થ. ૐકાર-વાચક; અને ઇશ્વર-વાચ્ય. એટલે-**तदर्थः इति ईश्वरः**-ૐકાર એટલેજ ઇશ્વર સમજવા.

**तदर्थभावनम्—तदर्थस्य भावनम् इति तदर्थभावनम्.** [ભાવનમ એટલે ચિંતવન.] ઉપર આપણે સિદ્ધ કર્યું કે-**तदर्थः** એટલે **ईश्वरः** તેથી **तदर्थभावनम्**-એટલે ઇશ્વરનું ચિંતવન.

જપ અને ચિંતવન બેઉ એકજ ક્રિયા છે, કે જુદી જુદી ક્રિયાઓ છે?-તે સંબંધમાં-શ્રીકૃષ્ણ કહે છે કે—

**ओमित्येकाक्षरं ब्रह्म, व्याहरन् मामनुस्मरन् ॥१३॥** [ગીતા અ. ૮]

'ૐકારનો જપ કરતો અને મારૂં સ્મરણ-ચિંતવન-કરતો.' એટલે જપ અને ચિંતવન બેઉ જુદી જુદી ક્રિયાઓ છે. શ્રીવિષ્ણુપુરાણ કહે છે કે—

**स्वाध्यायात् योगमासीत, योगात्स्वाध्यायमामनेत् ।**
**स्वाध्याययोगसंपत्त्या, परमात्मा प्रकाशते ॥**

અર્થ—[સ્વાધ્યાય એટલે પ્રણવનો જપ.] પ્રણવનો જપ કર્યા પછી યોગાભ્યાસ કરવો, અને યોગાભ્યાસ કર્યા પછી ફરી પ્રણવનો જપ કરવો, એવી રીતે જપ તથા ચિંતવનથી પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે.

**शंभोः प्रणववाच्यस्य, भावनात्तज्जपादपि ।**
**आशु सिद्धिः परा प्राप्या, भवत्येव न संशयः ॥** [લિંગપુરાણ.]

અર્થ—મહેશ્વર-મહાદેવજી કે જે પ્રવણુવડે વાચ્ય છે-એટલે-પ્રણુવ જેનું નામ છે. તે મહાદેવજીની ભાવના કરવાથી, તથા તે પ્રણુવરૂપ તેમના નામનો જપ કરવાથી, પણુ સાધકને સમાધિની પ્રાપ્તિ ત્વરાથી થાય છે. આ નિર્ણુય સંશયરહિત છે.

**क्षणमपि सज्जनसंगतिरेका । भवति भवार्णवतरणे नौका ॥**

સાધુપુરૂષોનો સમાગમ ક્ષણુવાર થયો હોય, તોપણુ ભવસાગર તરવા માટે નૌકારૂપ બને છે. ત્યારે સાધુઓ જેને જપે છે તે ૐકાર જીવોનું કલ્યાણુ કેમ ન કરે ?

અમુક વિધિથી સિદ્ધ થએલો મંત્ર સાંભળીને, સાપ દોડયો આવે છે, ત્યારે અમુક વિધિથી લીધેલો પ્રભુનો મંત્ર સાંભળી, પ્રભુ કેમ દોડયા નહિં આવે !

કોઈ અજાણ્યે ગામ જઇએ છીએ, ત્યારે ત્યાં—નામ પુછતાં પુછતાં, નામીને શોધી કાઢીએ છીએ. તેમ અહીં પણુ નામ સ્મરણુ કરતાં કરતાં પ્રભુને શોધવાનું છે.

પ્રણુવનો જપ કરવાથી અને પરમાત્માનું ચિંતવન કરવાથી શું લાભ થાય છે, તે વાત હવે કહે છે—

**सूत्रम्-ततः प्रत्यक् चेतनाऽधिगमोऽप्यन्तरायाऽभावश्च ॥२९॥**

. ૨૯ પદચ્છેદ—**ततः**-પ્રણુવનો જપ કરવાથી અને પરમાત્માનું ચિંતવન કરવાથી. **प्रत्यक् चेतनायाः अधिगमः**-(લાભ) **प्रत्यक्चेतनाधिगमः**-અંતઃકરણુમાં વિલક્ષણુરૂપથી રહેલું જે ચેતન-એટલે અંતરાત્મા, તેનો લાભ-એટલે-તેનો સાક્ષાત્કાર થાય છે. **च**-અને **अन्तरायाणाम् अभावः अन्तरायाऽभावः अपि**-વિઘ્નોનો નાશ પણુ થાય છે.

અર્થ—પ્રણુવનો જપ કરવાથી, અને પરમાત્માનું ચિંતવન કરવાથી, અંતઃકરણુમાં વિલક્ષણુરૂપથી રહેલા ચેતનનો, એટલે અંતરાત્માનો સાક્ષાત્કાર થાય છે, અને વિઘ્નોનો નાશ પણુ થાય છે.

29. By this practice (by constant repetition of the Pranava & by meditation of God,) the knowledge of the introspection is obtained ( or the introspective power will manifest more & more) and even all the obstacles will begin to vanish.

૨૯ વિવેચન—

**ततः**-પછી-એટલે-ૐકારનો જપ અને પ્રભુનું ચિંતવન કરવાથી, ધીમે ધીમે અંતર્દષ્ટિનો વિકાસ થાય છે, તેથી યોગમાર્ગમાં જે માનસિક અને શારીરિક વિઘ્નો હોય છે તે દૂર થાય છે.

**प्रत्यक्-प्रतीपं अञ्चति इति प्रत्यक्, प्रत्यक् चासौ चेतनः-प्रत्यक्चेतनः**-વિપરીત એટલે માયાને જાણુનારો-માયાનો સાક્ષી. **प्रत्यक्चेतन**નાં બે જ્ઞાન છે. એક સામાન્ય અને બીજું વિશેષ. સામાન્ય એટલે વ્યાવહારિક સ્વરૂપનું જ્ઞાન, અને વિશેષ એટલે પારમાર્થિક સ્વરૂપનું જ્ઞાન. અવિદ્યાવડે આરોપિત થએલા ધર્મોનો ત્યાગ કરતાં, જે કૂટસ્થરૂપ આત્માનું સ્વરૂપ છે, તે જીવનું પારમાર્થિક સ્વરૂપ (વિશેષ સ્વરૂપ) ગણુાય છે.

જેનું ધ્યાન ધરીએ તેનો સાક્ષાત્કાર થાય, એવો સામાન્ય નિયમ છે. તે નિયમાનુસાર-આપણે તો ઈશ્વરતત્ત્વની પ્રાપ્તિ કરવી છે, અને આ તો પ્રત્યક્ચેતનતત્ત્વની પ્રાપ્તિ કરાવે છે,

તેનું કેમ ? પ્રત્યક્ચેતનતત્ત્વનું પારમાર્થિક જ્ઞાન ઇશ્વિરતત્ત્વના જ્ઞાનને મળતું છે. તે એક હાનિવૃદ્ધિથી રહિત છે, અવિદ્યાદિ ક્લેશોથી રહિત છે, ધર્માધર્મથી રહિત છે, અને જાતિ–આયુષ્ય અને ભોગથી પણ રહિત છે. એટલે બુદ્ધિ આદિના સાક્ષી પ્રત્યક્ તત્ત્વનું જ્ઞાન પુરૂષના જ્ઞાનમાં ઉપયોગી છે. તાત્પર્ય–પ્રત્યક ચેતનના લાભથી ઇશ્વિરતત્ત્વનો લાભ અનાયાસે થાય છે. જેમ પ્રકાશ ફેલાતો જાય, તેમ અંધકાર ક્ષીણ થતો જાય છે, તે પ્રમાણે જેમ જેમ પ્રત્યક્ચેતનાઽધિગમ–અંતર્યામીનો સાક્ષાત્કાર થતો જાય છે–તેમ અંતરાયોનો નાશ થતો જાય છે.

અંતરાયો કયા કયા છે ? તે વાત હવે કહે છે—

**सूत्रम्–व्याधिस्त्यानसंशयप्रमादाऽऽलस्याऽविरतिभ्रान्तिदर्शना–**
**ऽलब्धभूमिकत्वाऽनवस्थितत्वानि चित्तविक्षेपास्तेऽन्तरायाः ॥३०॥**

૩૦ પદચ્છેદ—**व्याधिः**–રોગ. **स्त्यानं**–ચિત્તની મૂઢતા–ગમગીની. **संशयः प्रमादः आलस्यं**–સંશય, પ્રમાદ–બેદરકારી, આળસ. **अविरतिः**–મોજમજા–વિષયાનંદ. **भ्रान्ति-दर्शनम्**–સાચામાં ખોટાનો ભ્રમ, દોરડીમાં સાપનું દર્શન–સાપની ભ્રાન્તિ. **अलब्धभूमिकत्वं**–કોઇપણ કારણથી સમાધિની ભૂમિની અપ્રાપ્તિ. **अनवस्थितत्वं**–સમાધિદશામાંજ ચિત્ત સ્થિર રહે, અને તે સિવાયના સમયમાં ચિત્ત ભટકે. તાત્પર્ય–અન્યથા પણ ચિત્ત શાંત રહેવું જોઇએ. **ते**–આ તમામ. **चित्तविक्षेपाः–अन्तरायाः**–ચિત્તના વિક્ષેપો છે અથવા વિઘ્નો છે. [ તેનાં બીજાં નામ–યોગમલ, યોગપ્રતિપક્ષ અથવા યોગના અંતરાય (યોગાંતરાય) છે.]

અર્થ—રોગ, ચિત્તની મૂઢતા અગર ગમગીની, સંશય, પ્રમાદ અને આળસ, વિષયાનંદ, સાચામાં ખોટાનો ભ્રમ, અગર જે તે નથી તેને તે માનવું તે, કોઇપણ કારણથી સમાધિની ભમિનો લાભ ન થાય તે, કદિ સમાધિ દશાનો લાભ થાય, પણ સમાધિ દશામાંજ, ચિત્ત સ્થિર રહે, અને બાકીના સમયમાં ચિત્ત ભટકે, તે સ્થિતિનું નામ અનવસ્થિતત્વં, આ તમામ (કુલ નવ) ચિત્તના વિક્ષેપો છે, અથવા સમાધિની પ્રાપ્તમાં વિઘ્નો છે. તેને યોગના અંતરાયો પણ કહેવામાં આવે છે.

30. Disease, dullness [mental laziness], doubt, carelessness, idleness or sloth, enjoyments, false perception, missing the point, & instability [ or falling away from the state when obtained. ] are causes of distracting the mind and they are called the obstacles.

૩૦ વિવેચન—

ચિત્તની એકાગ્રતામાં જે ભંગ કરે તેનું નામ અંતરાયો અગર વિઘ્નો.

**व्याधिः**–અંતરાયોમાં વ્યાધિને પ્રથમ સ્થાન આપ્યું, કારણકે–'**પહેલું સુખ તે જાતે નર્યા**'. યોગસાધવો હોય, ઇશ્વિરને ભજવા હોય, સંતને સેવવા હોય, અગર ધંધો રોજગાર કરવો હોય, તે તમામ શરીર આરોગ્ય હોય તો બની શકે. તેટલામાટે જ ગીતામાં કહે છે કે—

**नात्यश्नतस्तु योगोऽस्ति, न चैकान्तमनश्नतः ॥**
**न चातिस्वप्नशीलस्य, जाग्रतो नैव चार्जुन ॥१६॥**

**युक्ताहारविहारस्य, युक्तचेष्टस्य कर्मसु ॥**
**युक्तस्वप्नावबोधस्य, योगो भवति दुःखहा ॥१७॥** [ગીતા અ. ૬]

**અર્થ**—હે અર્જુન ! બહુ ભોજન કરનારથી, તેમ બીલકુલ નહિ ખાનારથી, બહુ ઉંઘનારથી તેમ બહુ જાગરણ કરનારથી, યોગાભ્યાસ બની શકતો નથી. [૧૬] યોગ્ય અહારવિહાર કરનારને, પોતાના કામકાજ નિયમસર કરનારને, નિયમ પ્રમાણે ઉંઘનાર અને જાગનારને, યોગાભ્યાસ સુખદાયક નીવડે છે. [૧૭]

ભાણેથી જરા ભૂખ્યા ઉઠવું, એ મરદામીનું કામ છે. તેમાંએ જો માલતાલ ઉડતા હોય, સરખે સરખા સાથે બેઠા હોય, ત્યારે તો પુછવુંજ શું ! ત્યાં યોગવિદ્યાની વાત યાદ રહે, ત્યારે ભાગ્ય સમજવું. જેમ સમયનો આપણે ઘણો ગેરઉપયોગ કરીએ છઇએ, તેમ અનાજનો પણ ઘણો ગેરઉપયોગ કરીએ છઇએ. વ્યાજબી જમનારને જે અનાજ એક માસ ચાલે, તે અનાજ ગેરવ્યાજબી જમનારને ૨૨–૨૩ દિવસ ચાલે છે. અનાજના બગાડ સાથે આરોગ્ય બગડે છે. આરોગ્ય બગડે છે, તે સાથે યોગાભ્યાસ બગડે છે. ખાવાપીવાની બાબતમાં આપણી બ્હેનો ઘણી અજ્ઞાત છે. બે પાંચ પૈસાના ટાઢા દાળભાત અગર ટાઢું શાક નાંખી ન દેવાના હેતુથી, પરાણે ખાઇ જાય છે. આ પ્રમાણે પાંચ પૈસાનો લાભ કરીને, પાંચ રૂપૈયા ડૉક્ટર સાહેબને ખટવે છે. ડૉક્ટર કમાય છે એટલુંજ નહિં પણ, ઘરના માણસોને પણ અકળાવે છે. જેનો પગાર કપાતો હોય, તે નોકર જેમ માંદગીની રજા ભોગવતો નથી, તે પ્રમાણે જેમને બીજાઓની સેવા કરવાની હોય છે, તેમણે પોતાના અહારવિહાર નિયમીત રાખવાની ખાસ જરૂર છે. આટલું સમજતા હોય. તેમને યોગાભ્યાસની વાત કરી શકાય.

**स्त्यानं**-ગમગીનિ. ઇચ્છા હોય છતાં કામ કરવાનું બળ ન હોય તે.

**संशयः**-રોતા જાય તે મુવાના સમાચાર લાવે તે. કોઇ કાર્યમાં હિંમત અને ખંતથી ન જોડાવું તે. યોગવિદ્યાથી દૂરદર્શન, દૂરશ્રવણ વિગેરે અનેક ચમત્કારો પ્રાપ્ત થાય છે, તે આપણને થશે કે નહિં ? એવી શંકામાં મનને વ્યગ્ર રાખવું તે સંશય. તાત્પર્ય-યોગાભ્યાસીને શ્રદ્ધાની ઘણી જરૂર છે.

**भ्रांतिदर्शनं**-જેથી લાભ થાય તેવાં સાધનો તજી દેવાં, અને જેથી લાભ ન થાય તેવાં સાધનો ગ્રહણ કરવાં તે.

**अविरतिः**-મોજમજા, વિષયાનંદ.

**निःसङ्गता मुक्तिपदं यतीनां, संगादशेषाः प्रभवन्ति दोषाः ॥**
**आरूढयोगोऽपि निपात्यतेऽधः, सङ्गेन योगी किमुताल्पसिद्धिः ॥** [સ્મૃતિ]

**અર્થ**—સંગરહિતપણું એ યોગીઓને મુક્તિના સ્થાનરૂપ છે, સંગથી તમામ દોષો પ્રગટે છે. યોગમાં આગળ વધેલા પુરૂષો પણ સંગથી લપસી પડયા છે, ત્યારે અલ્પસિદ્ધિઓવાળો અપક્વ યોગી સંગના બળથી નીચી ગતિને પામે તેમાં શું આશ્ચર્ય !

**अनवस्थितत्वं**-કોઈ પણ ભૂમિકા પ્રાપ્ત થયા પછી, પ્રમાદ ન કરતાં તેમાં વિશેષ સ્થિરતા પ્રાપ્ત કરવાની ભલામણ કરે છે. તેમ ન કરે તે પણ એક દોષ અગર વિઘ્ન છે.

જેઓ ચિત્તને ક્ષણવિનાશી માને છે, તેમને હિસાબે, વિક્ષેપો અગર વિક્ષેપોના અભાવરૂપ એકાગ્રતા કાંઇ સંભવતાં નથી, તેમને યોગાભ્યાસની વાત કરવી નકામી છે. યોગમાર્ગમાં તો કૈવલ્યપર્યંત ચિત્ત એકજ રહે છે. માત્ર તેમાં વૃત્તિરૂપી તરંગો બદલાયા કરે છે. ધ્યેય વિષયનો

ત્યાગ કરીને અન્ય વિષયાકારે થવું તે **વિક્ષેપ** અને ધ્યેયાકારે રહેવું તે **એકાગ્રતા.** ચિત્તને ક્ષણવિનાશી માનીએ, તો ભૂતકાળની વાત કોણ યાદ રાખે છે ? સ્મૃતિ ક્યાંથી આવે છે ? એ પ્રશ્ન ઉઠે.

આ નવ ઉપરાંત બીજા અંતરાયો પણ છે, એમ હવે કહે છે.

**सूत्रम्–दुःखदौर्मनस्याऽङ्गमेजयत्वश्वासप्रश्वासा विक्षेपसहभुवः ॥३१॥**

પદચ્છેદ—**दुःखं**-દુઃખ. **दुर्मनसः भावः दौर्मनस्यं**-મનકામના પૂર્ણ ન થાય ત્યારે મનમાં જે ભાવના થાય તે. **अङ्गमेजयत्वं**-અંગમાં કંપવા થાય તે. **श्वासप्रश्वासाः**-અસ્વસ્થચિત્તથી, થાકથી, અગર દુઃખથી શ્વાસોશ્વાસની ક્રિયા ચાલે છે તે. **विक्षेपैः सह भवन्ति इति विक्षेपसहभुवः**-ઉપર જણાવેલા વિક્ષેપોની સાથેજ થાય છે.

અર્થ—દુઃખ, મનની વિકળતા, દેહના પ્રત્યેક અંગમાં કંપ થાય તે. શ્વાસ અને પ્રશ્વાસ અગર હાંફણનો રોગ–આ પાંચ વિઘ્નો, ઉપર જણાવેલા વિઘ્નોની સાથે પ્રગટે છે. [૩૧]

Pain, despairs, nervousness, inspiration and expiration these five—are the accompaniments of the causes of distraction.

૩૧ વિવેચન—

દુઃખ-જે જેને ન ગમે તે દુઃખ. દુઃખ ત્રણ પ્રકારનાં છે-આધ્યાત્મિક, આધિભૌતિક, અને આધિદૈવિક.

આધ્યાત્મિક દુઃખ—મનનો અને શરીરનો અર્થ ઘણીવાર આત્મા થાય છે. તેથી તે બન્નેના નિમિત્તથી જે દુઃખ થાય, તે આધ્યાત્મિક દુઃખ ગણાય છે. એટલે–કામક્રોધાદિકથી અને વાતપિત્તાદિક દોષથી જે દુઃખ થાય, તે આધ્યાત્મિક દુઃખ ગણાય છે.

આધિભૌતિક—સિંહ, વાઘ, સર્પ વિગેરે ભૂતોથી જે દુઃખ ઉત્પન્ન થાય તે.

આધિદૈવિક—ગ્રહપીડા, અતિવૃષ્ટિ, અતીગરમી વિગેરેથી જે દુઃખ થાય તે.

દૌર્મનસ્ય—જ્યારે કામના પૂર્ણ ન થાય, ત્યારે મનની જે સ્થિતિ હોય તે.

અંગમેજયત્વં—શરીરમાં ધ્રુજારી આવે તે. આથી આસનની સ્થિરતાનો ભંગ થાય.
દુઃખ અને દૌર્મનસ્ય એકાગ્રતાના વિરોધી છે.

શ્વાસ—શ્વાસનું કામ તો સદા નિયમસર થયાજ કરે છે, પણ જ્યારે આપણે દોડયા હોઇએ અગર કાંઇ રોગ થયો હોય, ત્યારે શ્વાસની ગતિ વધે છે. શ્વાસની આવિ વિકૃતિ રેચક પ્રાણાયામને હરકત કરે છે.

પ્રશ્વાસ—પ્રશ્વાસનું કામ પણ નિયમસર ચાલ્યાજ કરે છે. ઉપર જણાવેલા કારણથી પ્રશ્વાસમાં વિકૃતિ થાય છે. આ વિકૃતિ પૂરક પ્રાણાયામનો વિરોધ કરે છે. વિકૃત થએલો શ્વાસ અને પ્રશ્વાસ બન્ને કુંભક પ્રાણાયામના વિરોધી છે.

આ પાંચ વિઘ્નો સમાહિત ચિત્તવાળાને થતા નથી, પણ વિક્ષિપ્ત ચિત્તવાળાને થાય છે.

વિઘ્નોનો નાશ કરવા માટે ઘણાં સાધનો છે, પણ–પરમાત્માના આશરારૂપી સબળ સાધનની હવે સૂચના આપે છે—

**सूत्रम्—तत्प्रतिषेधार्थमेकतत्त्वाऽभ्यासः ॥ ३२ ॥**

પદચ્છેદ—**तेषां विक्षेपाणाम् प्रतिषेधार्थम् तत्प्रतिषेधार्थम्**-આગળ કહ્યા છે તે (૯+૫) વિક્ષેપોને અટકાવવા માટે-વિક્ષેપોનો નાશ કરવા માટે. **एकतत्त्वस्य अभ्यासः (कर्तव्यः)**-એક તત્ત્વનો-એટલે પરમાત્માનો-અભ્યાસ કરવો જોઈએ.

**અર્થ—આગળ ૩૦ મા અને ૩૧ મા સૂત્રોમાં જણાવેલા વિક્ષેપોના નિવારણ માટે-નાશ માટે, એક તત્ત્વનોજ [ એટલે પરમાત્માનો જ અભ્યાસ કરવો જોઇએ. [ એક તત્ત્વનો અર્થ પરમાત્મા સિવાય 'ગમે તે તત્ત્વ' થઈ શકે ખરો, પણ ૨૩મા સૂત્રથી પરમાત્મા સંબંધી વાત ચાલે છે, માટે એક તત્ત્વનો અર્થ 'પરમાત્મા' કરવો ઘટે છે. ]**

32. To prevent the above mentioned obstacles, mind should be intensely applied to any one thing-to God.

૩૨ વિવેચન—

વિઘ્નોના નાશ માટે એકજ તત્ત્વના અભ્યાસની જરૂર બતાવી છે.

એક તત્ત્વ કયું?—તે બાબતમાં બે મત છે. એક તત્ત્વ એટલે-(૧) પોતાને જે ગમે, તે એક તત્ત્વ, અને (૨) આગળ ૨૩ માં સૂત્રમાં **ईश्वर** તત્ત્વ આપ્યું છે તે એક તત્ત્વ. પ્રથમ મતને હવે આવશે તે સૂત્રો ટેકો આપે છે, અને બીજા મતને પાછલું ૨૩મું સૂત્ર ટેકો આપે છે. જેનો આરંભ થાય તેનો ઉપસંહાર થાય, એ નિયમાનુસાર એક તત્ત્વ એટલે મુખ્ય તત્ત્વ, અને મુખ્ય તત્ત્વ એટલે '**ઇશ્વર**' એ મત ઠીક છે.

૩૦મા સૂત્રમાં જણાવેલા વ્યાધિ વિગેરે નવ અંતરાયો અને ૩૧મા સૂત્રમાં બતાવેલા દુઃખાદિ ૪ તેના મદદગારો, મળીને ૯+૪=૧૩ ચિત્તના વિક્ષેપો છે.

તત્ત્વાભ્યાસ બે રીતે થાય-ભક્તિથી અને જ્ઞાનથી.

એક તત્ત્વ એટલે ઇશ્વર તે સંબંધમાં—

**तावन्निशीथवेलायां, वल्गन्ति हृदि वासनाः ।**
**एकतत्त्वदृढाभ्यासाद्-यावन्न विजितं मनः ॥** [ યોગવાસિષ્ઠ. ]

અર્થ—જ્યાંસુધી એકતત્ત્વનો દૃઢ અભ્યાસ કરીને મનને જીત્યું નથી,-મનને એકાગ્ર કર્યું નથી, ત્યાં સુધીજ મધ્ય રાત્રીએ નાચનારા વૈતાલોની માફક વાસનાઓ હૃદયમાં નાચે છે.

એક તત્ત્વનો અભ્યાસ એટલે શું?-ઇશ્વર પ્રણિધાન. જ્ઞાનયુક્ત ભક્તિ-સવિશેષ ભક્તિ.
ઇશ્વરની ભક્તિથી રજો તમો દબાઇ જાય છે, અને સત્ત્વગુણ બળવાન્ થાય છે. રજો તમો દબાઇ જતાં, તેમાંથી પ્રગટ થનારાં અનેક વિઘ્નો પણ દબાઇ જાય છે.

ઇશ્વર નિર્ગુણ છે કે સગુણ? પ્રણિધાન એટલે શું? ભક્તિ શું? વિગેરે બાબતોના ખુલાસા, આગળ ૨૩મા સૂત્રમાં ૧૪૬ મે પાને કર્યા છે. તે સૂત્ર ફરીવાર વાંચી જશોજી-પ્રમાદ કરશો નહિં.

ઈશ્વર પ્રણિધાનવાળું ૨૩મું સૂત્ર અગર આ સૂત્ર, કે જેમાં એક તત્ત્વના અભ્યાસની વાત છે તે વાત બરાબર જાણવી હોય-તેમણે શ્રીમદ્‌ભાગવતનું સેવન કરવું જોઇએ. સાત દિવસોમાં વાંચી જવું, અગર સાંભળી લેવું તે વાત અહિં વ્યાજબી નથી. જેમ ધનવાનો શીયાળામાં પાકનું સેવન કરે છે, તેમ મુમુક્ષુઓએ ભાગવતનું સેવન કરવું જોઇએ. જેમ નિશાળમાં વિદ્યાર્થીઓ વિદ્યાની તાલીમ લે છે, રણધીરો મેદાનમાં યુદ્ધની તાલીમ લે છે, તેમ મુમુક્ષુઓએ-ઇશ્વરપ્રણિધાનના અભ્યાસીઓએ-ભકતોએ-સાચા યોગીઓએ-શ્રીમદ્‌ભાગવત રૂપી પવિત્ર ક્ષેત્રમાં-જ્ઞાનયુક્ત ભક્તિની તાલીમ લેવી જોઇએ. તે સંબંધી થોડી વાત કહું.

**नृणां जन्मसहस्रेण, भक्तौ प्रीतिर्हि जायते ॥**
**कलौ भक्तिः कलौ भक्तिर्-भक्त्या कृष्णः पुरः स्थितः ॥ १९ ॥**

**सदा वैकुंठनिलया, हरिकीर्तनतत्पराः ॥**
**लीलामृतरसोन्मत्ताः, कथामात्रैकजीविनः ॥ ४७ ॥**

**हरिः शरणमेवं हि, नित्यं येषां मुखे वचः ॥**
**अतः कालसमादिष्टा, जरा युष्मान्न बाधते ॥४८॥** [ભાગવત મહા અ. ૨]

અર્થ—હજારો જન્મનાં સત્કર્મ એકઠાં થાય, ત્યારે ભગવાનમાં ભકિત પ્રગટ થાય છે. કલિયુગમાં ભક્તિ સર્વોત્તમ છે. ભકિતથીજ શ્રીકૃષ્ણ પાસે રહે છે.

અર્થ—નારદ સનકાદિકને કહે છે કે-આપ સદા વૈકુંઠમાં રહેનારા, ભગવાનના કીર્તનમાં તત્પર, લીલારૂપી અમૃતરસનું પાન કરવાથી ઉન્મત બનેલા, માત્ર કથારૂપી જીવનવાળા છો. (૪૭). આપના મુખમાં 'હરિ શરણ છે.' એવું વચન નિરંતર રહે છે. તેથી કાળે મોકલેલી વૃદ્ધાવસ્થા તમારા ઉપર અમલ કરી શકતી નથી. (૪૮)

**सदा सेव्या सदा सेव्या, श्रीमद्भागवती कथा ॥**
**यस्याः श्रवणमात्रेण, हरिश्चित्तं समाश्रयेत् ॥ २५ ॥** ભા. મહાત્મ અ. ૩.

અર્થ—શ્રીમદ્ ભાગવતની કથાનું સદા સેવન કરવું જોઇએ. કારણ કે તેના શ્રવણ માત્રથી ભગવાન્ ચિત્તમાં આવે છે.

**सकलभुवनमध्ये, निर्धनास्तेऽपि धन्याः ।**
**निवसति हृदि येषां, श्रीहरेर्भक्तिरेका ॥**
**हरिरपि निजलोकं, सर्वथातो विहाय ।**
**प्रविशति हृदि तेषां, भक्तिसूत्रोपनद्धः ॥७३॥** ભા. મ. અ. ૩.

અર્થ—જેઓના ચિત્તમાં શ્રીકૃષ્ણની ભકિત વસે છે, તેઓ નિર્ધન છતાં પણ સઘળા લોકમાં ધનવાન્ છે. ભક્તિરૂપી દોરીથી બંધાએલા ભગવાન્ પણ પોતાના લોકને તજીને, સર્વ પ્રકારે તેઓનાં ચિત્તમાંજ પ્રવેશ કરે છે.

**तस्मादेकेन मनसा, भगवान् सात्वतां पतिः ॥**
**श्रोतव्यः कीर्तितव्यश्च, ध्येयः पूज्यश्च नित्यदा ॥१४॥** ભા. સ્કંધ ૧.

અર્થ—એકાગ્ર મનવડે સાત્વતકુળના પતિ ભગવાનનું નિરંતર શ્રવણ કરવું; કીર્તન કરવું, ધ્યાન ધરવું અને પૂજન કરવું.

स वै पुंसां परो धर्मो, यतो भक्तिरधोक्षजे ॥
अहैतुक्यप्रतिहता, ययाऽऽत्मा संप्रसीदति ॥ ६ ॥
वासुदेवे भगवति, भक्तियोगः प्रयोजितः ॥
जनयत्याशु वैराग्यं, ज्ञानं यत्तदहैतुकम् ॥ ७ ॥
धर्मःस्वनुष्ठितः पुंसां, विष्वक्सेनकथासु यः ॥
नोत्पादयेद्यदि रतिं, श्रम एव हि केवलम् ॥ ८ ॥ [સ્કંધ ૧. અ. ૨.]

અર્થ—જે ધર્મના પાલનથી અધોક્ષજ ભગવાનને વિશે નિષ્કામ દૃઢ ભક્તિ પ્રાપ્ત થાય. તેજ પુરૂષોનો પરમધર્મ છે. તે વડેજ આત્મા પ્રસન્ન થાય છે. (૬) વાસુદેવ ભગવાનને વિશે થએલો ભક્તિનો યોગ, વૈરાગ્યને અને નિર્મળ જ્ઞાનને ત્વરાથી ઉત્પન્ન કરે છે. (૭) જો આચરેલો ધર્મ મનુષ્યોને વિશ્વક્સેન ભગવાનની કથામાં પ્રીતિ ઉત્પન્ન ન કરે, તો તે ધર્મ કેવળ શ્રમરૂપ છે. (૮)

अथेह धन्या भगवंत इत्थं, यद्वासुदेवेऽखिललोकनाथे ॥
कुर्वंति सर्वात्मकमात्मभावं, न यत्र भूयः परिवर्त उग्रः ॥३९॥
[ પ્રથમ સ્કંધ. ૩. ]

અર્થ—[ સુતપુરાણી શૌનકાદિને કહે છે. ] સર્વ લોકના નાથ વાસુદેવ ભગવાનમાં તમે આવો અત્યંત ભાવ ધરાવો છો, માટે તમને ધન્ય છે. કે જે ભાવ થએથી ભયંકર એવો જન્મમરણનો ફેરો મટી જાય છે.

न यद्वचश्चित्रपदं हरेर्यशो, जगत्पवित्रं प्रगृणीत कर्हिचित् ॥
तद्वायसं तीर्थमुशंति मानसा, न यत्र हंसा निरमंत्युशिक्क्षयाः ॥१०॥

અર્થ—નારદજી વેદ વ્યાસને કહે છે કે-જે મનોહર પદની રચનાવાળું વાક્ય, હરિના વિશ્વને પવિત્ર કરનારા યશને ગાતું નથી, તે કાગડાના તીર્થ જેવું છે, એટલે તે કામી પુરૂષોને પ્રીતિનું સ્થાન મનાય છે. માનસરોવરમાં વસનારા હંસો જેમ મનોહર કમળના વનનો નિવાસ તજીને, કાગડાને રમવાના સ્થળમાં રમતા નથી, તેમ સત્ત્વગુણ પ્રધાન મન વિષે વસનારા અને મનોહર બ્રહ્મને વિશે રહેનારા યતિ લોકો, કામી પુરૂષોના પ્રીતિ સ્થાનમાં કદિ પણ રમતા નથી.

तद्वाग्विसर्गो जनताघविप्लवो, यस्मिन्प्रति श्लोकमबद्धवत्यपि ॥
नामान्यनंतस्य यशोंऽकितानि, यच्छृण्वंति गायंति गृणंति साधवः ॥११॥
[ ભાગ. પ્ર. સ્કંધ. અ. ૫ ]

અર્થ—જે વચન અગર વાક્ય માણસના પાપના તાપનો નાશ કરે, તેજ વાણીનો વિસર્ગ અગર વાણીનું જોડવું ગણાય છે. જે વિસર્ગ નઠારા શબ્દવાળો હોય, તો પણ તેમાં શ્લોકે શ્લોકે અનંત ભગવાનનાં અંકિત થએલાં નામો હોય, તો તે ઉત્તમ છે. તે નામોને સાધુ પુરૂષો સાંભળે છે. સંભળાવે છે અને ગાય છે.

આ તો થોડી વાનકી આપી, બાકી શ્રીમદ્ ભાગવતનાં ભક્તિ રસીક જીવો માટે, દરેક સ્કંધે ભક્તિભાવ વર્ધક સામગ્રિ ભરી રાખી છે. કલિયુગમાં પ્રભુ કેવી રીતે મળે, તે વાત ભાગવંતે બહુ સારી રીતે શીખવી છે. ભક્તિમાર્ગમાં નરસિંહ, મીરાં, તુકારામ, તુલસીદાસજી વિગેરે મહાન્ વ્યક્તિઓ શ્રીમદ્ ભાગવતના રસનું પાન કરીને ઉન્મત્ત બન્યાં જણાય છે.

શ્રીમદ્ ભાગવતના રસથી ઘણા લોકો કેમ વિમુખ છે? તેનાં બે કારણ છે. એક વર્ગ તો શ્રીમદ્ ભાગવતને, પુરાણ-ગપોડાં-વિગેરે માનીને ભાગવતની ગંધ પણ લેતો નથી. જેમ ભડકણ ગાય છત્રી દેખીને કુદે છે, તેમ-અજ્ઞાન પ્રજા-સાંભળી વાતને માનનારા જીવો-ભાગવતથી ભડકે છે. શ્રીમદ્ ભાગવતના સંબંધમાં સનત્કુમારો જેમાં તત્ત્વવિદ્ બોલે છે કે—

**वेदोपनिषदां साराज्-जाता भागवती कथा ॥**
**अत्युत्तमा ततो भाति, पृथग्भूता फलोन्नतिः ॥१॥**
**आमूलाग्रं रसस्तिष्ठन्-नास्ते न स्वाद्यते यथा ॥**
**संभूय स पृथग्भूतः, फले विश्वमनोहरः ॥२॥**
**यथा दुग्धे स्थितं सर्पिर्-न स्वादायोपकल्पते ॥**
**पृथग्भूतं हि तद्दिव्यं, देवानां रसवर्धनम् ॥३॥**
**इक्षूणामपि मध्यांतं, शर्करा व्याप्य तिष्ठति ॥**
**पृथग्भूता च सा मिष्टा, तथा भागवती कथा ॥४॥**
**इदं भागवतं नाम, पुराणं ब्रह्म संमितम् ॥**
**भक्तिज्ञानविरागाणां, स्थापनाय प्रकाशितं ॥५॥**

અર્થ—શ્રીમદ્ ભાગવતની કથા વેદ અને ઉપનિષદોના સારમાંથી થયેલી છે; માટે તેમાંથી ફળની ઉન્નતિ અત્યંત ઉત્તમ રીતે અને જુદા પ્રકારથી થાય છે. [૧] વૃક્ષના મૂળથી તે અગ્રપર્યંત તેમાં રસ વ્યાપીને રહેલો હોય છે. પણ વૃક્ષને ચાવવાથી તે રસનો સ્વાદ પ્રાપ્ત થતો નથી. તે રસ જ્યારે ફળમાં એકઠો થાય છે, ત્યારે તે રસની મનોહરતા અનુભવવામાં આવે છે. [૨] દુધમાં ઘી રહેલું છે, પણ તે દુધ ઘીનો પરભારો સ્વાદ આપી શકતું નથી; પણ જ્યારે દહિં અને મથનદ્વારા દુધથી ઘી જુદું પડે છે-રૂપાંતર પામે છે, ત્યારે તે ઘી દિવ્ય બને છે, અને દેવતાઓને પણ રસ આપે છે. [૩] શેરડીમાં મધ્યથી મૂળ સુધી સાકર વ્યાપીને રહી છે, પણ જ્યારે તે જુદી પડે છે ત્યારે મીઠી લાગે છે. તે પ્રમાણેજ શ્રીમદ્ ભાગવતની કથા વેદો અને ઉપનિષદ્‌ના ફળ રૂપે છે. [૪] આ વેદસમાન શ્રીમદ્ ભાગવતપુરાણ, ભક્તિ જ્ઞાન અને વૈરાગ્યના સ્થાપન માટેજ પ્રકાશ કરવામાં આવ્યું છે. [૫]

વૃત્રાસુરે રણ ભૂમિમાં શ્રી ભગવાનની સ્તુતિ કરી છે તેની થોડી વાનકી આવું-આ તત્ત્વાભ્યાસની વાનકી છે.

**न नाकपृष्ठं-न च पारमेष्ठ्यं, न सार्वभौमं-न रसाधिपत्यम् ॥**
**न योगसिद्धी-रपुनर्भवं वा, समञ्जस त्वा-विरहय्य कांक्षे ॥२५॥**
**अजातपक्षा-इव मातरं खगाः, स्तन्यं यथा वत्सतराः क्षुधार्ताः ॥**
**प्रियं प्रियेव-व्युषितं विषण्णा, मनोऽरविंदाक्ष-दिदृक्षते त्वां ॥२६॥**
**ममोत्तमश्लोक-जनेषु सख्यं, संसारचक्रे-भ्रमतः स्वकर्मभिः ।**
**त्वन्मायया्ऽऽत्मा-त्मजदारगेहे-ष्वासक्तचित्तस्य-न नाथ भूयात् ॥२७॥**

[સ્કંધ ૬ અ. ૧૧]

અર્થ—હે સૌભાગ્યના ભંડાર રૂપ! આપને મૂકીને હું સ્વર્ગલોક, બ્રહ્મલોક, ચક્રવર્તિ રાજ્ય, પાતાળનું રાજ્ય, અણિમા વિગેરે સિદ્ધિઓ અગર મોક્ષને પણ ઇચ્છતો નથી. [૨૫] ઘુડ વિગેરે હિંસક પ્રાણીથી પીડાએલાં પાંખો વગરનાં બચ્ચાં, જેમ માને જોવા આતુર રહે, ભુખે પીડાએલાં

વાછરડાં જેમ દુધની ઇચ્છા કરે, અને પતિના વિયોગમાં મુંજાએલી સ્ત્રી, જેમ પતિને જોવાની ઇચ્છા કરે, તેમ હે પ્રભુ! મારૂં મન આપને જોવાની ઇચ્છા કરે છે. [૨૬]. હે નાથ! હું કે જે સંસારરૂપી ચક્રમાં મારા પોતાના કર્મથી ફર્યા કરૂં છઉં, અને તમારી માયાના બળથી દેહ –છોકરાં, સ્ત્રીઓ અને ઘરમાં આસક્ત થઇ રહ્યો છઉં. તેને હવે આપના ભક્તોનો સમાગમ થજો; પણ ફરીવાર દેહાદિકમાં આસક્તિ થશો નહિં. [૨૭].

પુરાણોનો તથા રામાયણનો મહિમા નહિં સમજનારા મુસલમાનો, **હક્કેહિંદ, સીતાનાં છીનાળાં** વિગેરે ગ્રન્થો લખીને હિંદુ ધર્મને વગોવે છે. તેઓ તો વિધર્મી, અનાચારી અને માંસાહારી પ્રજા છે; પણ જેઓ હિંદુઓ છો–વળી જેમને વિદ્યાનો અને આચારનો કાંઇક ડોળ છે, તેઓ પુરાણોને અને રામાયણને નિંદે છે, તેમને શું કહીએ!

મુળચંદશા મળરકે ઉઠીને ગામડે જતા હતા, રસ્તામાં ઝાડનું ઠુંઠું દેખીને, રખે તે ચોર હોય, એમ સમજીને પાછા આવ્યા. બે દિવસ સુધી ઘરમાં સંતાઈ રહ્યા. એવી દશા અર્ધદગ્ધ અને શુષ્કવેદાંતિઓની છે. મસીદ આગળ વાજાં દેખીને, જેમ મુસલમાનો હિંદુ ઉપર તુટી પડે છે, તેમ લેભાગુ વેદાંતીઓ, શ્રીમદ્‌ભાગવત અને ભક્તિ ઉપર તુટી પડે છે. કયા જમાનામાં પોતે જીવે છે, તેનું પણ તેમને ભાન નથી. ક્રોધ અને નિંદાનાં કેવાં ફળ છે, તે પણ તેઓ જાણતા નથી. તેના ઉપસંહારમાં એટલુંજ કહીએ કે–ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યનો અનાયાસે લાભ કરી આપે, એવા પ્રચલિત ભાગવત પુરાણથી, તેઓ વિમુખ રહે છે.

હવે બીજો પક્ષ કે જે શ્રીમદ્‌ભાગવતને માને છે તેમની વાત કરીએ—શ્રીમદ્‌ભાગવતની કથા કહેનારા અને કથા સાંભળનારા મનુષ્યોમાંથી પંચાણુ ટકા, શ્રીમદ્‌ભાગવતનું રહસ્ય જાણવા પ્રયત્ન કરતા નથી. કથા કરનારા જાણે છે કે—'ઠીક છે તેમાંથી બે પૈસા પ્રાપ્ત થાય છે;× અને કથા સાંભળનારા જાણે છે–' અમારે ઘેર કથા બેઠી, અગર અમે કથાકારને અમુક વસ્તુ આપી, કથાકાર તો અમારા આશ્રીત છે.' આ પ્રમાણે શ્રોતાવક્તા બેઉ શ્રીમદ્‌ભાગવતના જ્ઞાનથી–રહસ્યથી-નિર્લેપ રહે છે. સાત દિવસમાં જે સમાહ થાય છે, તે માત્ર પાઠ માટે જ છે. વિવેચન માટે નથી. તેમાં પણ કાળ બદલાયો છે–સાત દિવસમાં ભાગવત સંપૂર્ણ કહી શકાય, એવી શક્તિ વક્તામાં રહી નથી. કદાચ વક્તામાં શક્તિ હોય, તો શ્રોતામાં સાંભળવા બેસવાની શક્તિ રહી નથી. કદાચ સાંભળવા બેસે છે, તો સમજવાની શક્તિ હોતી નથી અત્યારે મનુષ્યોના અહાર વિહાર–જીવનક્રમ–બદલાઇ ગયાં છે, તેથી માત્ર પાઠ માટે પણ ઓછામાં ઓછા પંદર દિવસ જોઇએ, અને તે કાર્ય મહાત્મ્યમાં સૂચવ્યા પ્રમાણે શ્રવણદિક્ષા લઇને કરવું જોઇએ. વક્તા પણ પવિત્ર, નિસ્પૃહ અને ભગવાનનો પરમ ભકત જોઇએ. શ્રીમદ્‌ભાગવત ભક્તિશાસ્ત્ર છે, માટે ભગવાનના પવિત્ર ભક્તના મુખથીજ તે સાંભળવું જોઇએ. શ્રોતાવક્તા બેઉને પૂર્ણ ઉત્સાહ અને ખંત જોઇએ. વચ્ચે વચ્ચે ભજન કીર્તન પણ થવાં જોઈએ. ઢોલક, કાંસી-

---

×વક્તાને દક્ષણા આપવાની ના નથી–ભલે તે નિસ્પૃહ હોય, પણ તમારાથી બને તેટલું તેમને આપવું. લાડુ જમનારા તો ઘણા મળે છે, પણ આપણું કલ્યાણ કરનારા–આપણને હરિ ભજાવનારા–સુપાત્ર ક્યાં મળે છે! જે કાંઈ મળે તેથી પોતાનું ગુજરાન ચલાવી, ઉપદેશનું કામ કરે છે, તે બ્રાહ્મણોને ધન્યવાદ છે. જે બ્રાહ્મણો પોતાનો ધંધો છોડીને નાઠા છે. પાપી પેટ માટે જીવને બંધન થાય એવા અધમ ધંધા કરે છે, તે બ્રાહ્મણો ઠપકાને પાત્ર છે.

જોડાં વાગવાં જોઈએ. તેની મજા કાંઈ ઓર છે. હવે તત્ત્વાભ્યાસ સંબંધી ગીતાજીનાં પ્રમાણ આપીએ—

**अनन्यचेताः सततं, यो मां स्मरति नित्यशः ॥**
**तस्याहं सुलभः पार्थ, नित्ययुक्तस्य योगिनः** [ગીતા અ. ૮-૧૪]

**અર્થ**—જે માણસ અનન્યભાવથી નિત્ય નિરંતર મારૂં સ્મરણ કરે છે, તેવા નિત્યયુક્ત યોગીને હું સુલભ છઉં. (૧૪)

ગીતાના અઢારમા અધ્યાયમાં ઘણી ચર્ચા કર્યા પછી છેવટે શ્રીકૃષ્ણ બોલ્યા કે—

**तमेव शरणं गच्छ, सर्वभावेन भारत ॥**
**तत्प्रसादात्परां शांतिं, स्थानं प्राप्स्यसि शाश्वतम् ॥ ६२ ॥**

× × × × +

**सर्वगुह्यतमं भूयः, शृणु मे परमं वचः ॥**
**इष्टोऽसि मे दृढमिति, ततो वक्ष्यामि ते हितम् ॥ ६४ ॥**
**मन्मना भव मद्भक्तो, मद्याजी मां नमस्कुरु ॥**
**मामेवैष्यसि सत्यं ते, प्रतिजाने प्रियोऽसि मे ॥ ६५ ॥**
**सर्वधर्मान्परित्यज्य, मामेकं शरणं व्रज ॥**
**अहं त्वां सर्वपापेभ्यो, मोक्षयिष्यामि मा शुचः ॥ ६६ ॥**

**અર્થ**—હે અર્જુન! તે પરમાત્માને શરણે તું જા. તેની કૃપાથીજ તું પરમશાંતિને અને શાશ્વત ધામને પામીશ. (૬૨)..........હજી છાનું છાનું જે કાંઇ છે તે સાંભળ. તું મને અત્યંત પ્રિય હોવાથી, તારા હિત માટે કહું છઉં કે—મારામાંજ મન રાખ, મારોજ ભક્ત થા, મારૂંજ પૂજન કર, અને મનેજ નમસ્કાર કર; તું મને વ્હાલો હોવાથી તને પ્રતિજ્ઞાપૂર્વક કહું છઉં કે-એમ કરવાથી તું મનેજ પામીશ. (૬૪-૬૫) માટે સર્વ ધર્મોનો પરિત્યાગ કરીને મ્હને એકનેજ શરણ થા. હુ તને સર્વ પાપોથી બચાવી લઈશ. તું શોક ન કર. (૬૬)

**अहं ब्रह्मास्मि । अयमात्मा ब्रह्म ॥ शिवोऽहं ॥ शिवरूपोऽहं ॥ ब्रह्मरूपोऽहं** વિગેરે મહાવાક્યો પણ **સાધનસંપન્ન પુરુષોને** તત્ત્વાભ્યાસ શીખવે છે.

અભ્યાસ એટલે સેવન-Practice; તત્ત્વાભ્યાસ કેવી રીતે થતો હશે?—તે પણ સાંભળો—

**तद्बुद्धयस्तदात्मानस्-तन्निष्ठास्तत्परायणाः ॥**
**गच्छंत्यपुनरावृत्तिं, ज्ञाननिर्धूतकल्मषाः ॥ १७ ॥** [ગીતા અ. ૫]

**અર્થ**—તે પરમાત્મામાંજ બુદ્ધિવાળાં, તેમાંજ મનરાખનારાં, તેમાંજ શ્રદ્ધારાખનારાં, અને તેનેજ પરાયણ રહેનારાં મનુષ્યોનાં સર્વ પાપ નાશ થઇ જઇને, તેઓ જેમાં જન્મમરણ નથી એવું મોક્ષપદ પ્રાપ્ત કરે છે. (૧૭)

જ્ઞાન પ્રાપ્ત થયા પછી અને દેહત્યાગ પહેલાં, તેઓ કેવી રીતે જીવન ગાળતા હશે?—તે પણ સાંભળો.

**मच्चित्ता मद्गतप्राणा, बोधयंतः परस्परम् ॥**
**कथयंतश्च मां नित्यं, तुष्यन्ति च रमंति च ॥** [ગીતા અ. ૧૦-૯.]

અર્થ—તેઓ મારામાંજ મન અને પ્રાણુ રાખીને નિત્ય પરસ્પરમાં મારો બોધ કરે છે-મારૂં કીર્તન કરે છે. તેમ કરવાથી તેમને સદા સંતોષ અને આનંદ પ્રાપ્ત થાય છે.

એકતત્ત્વ કોણે સાચું કેળવ્યું ?—તે પણ કહી દઉં. ૧ ગીરધરલાલરૂપી એક તત્ત્વ મીરાંએ કેળવ્યું. દેવીને મંદિર દર્શને આવતાં દેવીતત્ત્વ બદલાઇને શ્રીકૃષ્ણરૂપે-મોરલીધરરૂપે-દેવીએ મીરાંને દર્શન દીધાં. ૨ મહાન્ દેવીભકત વલ્લભ ધોળા શ્રીનાથજીનાં દર્શને ગયા. શ્રીનાથજીએ પોતાનું સ્વરૂપ સંતાડી દઈ ને, દેવીરૂપે દર્શન દીધાં. ૩ મથુરામાં શ્રી તુલસીદાસજીની પરીક્ષા લેવા માટે પરશુરામ નામના સાધુએ કહ્યું કે-' તમે શ્રી રામના ઉપાસક છો, છતાં અમારા મંદિરમાં શ્રીકૃષ્ણને કેમ પગે લાગો છો ? ત્યારે તુલસીદાસજીએ પ્રભુને કહ્યું કે—

દોહરો—કહા કહું છબી આજકી, ભલે બિરાજો નાથ;
તુલસી મુસ્તક તબ નમે, ધનુષ્યબાણુ લ્યો હાથ—સીયાવર૦

શ્રીકૃષ્ણરૂપ બદલીને શ્રીરામરૂપે પ્રભુએ દર્શન દીધું. ૪ શ્રીવીઠ્ઠલનાથજીના પરમભક્ત તુકારામ, પંઢરપુર જતાં રસ્તામાં રસોઇ કરીને શ્રીઠાકોરજીને થાળ ધરવાની તૈયારીમાં હતા. રોટલીને ઘી ચોપડવા, ઘી ઉનું કરવા મૂકયું હતું. એવામાં કુતરે આવીને રોટલી ઉપાડી-દોટ મૂકી. “ ઉભા રહો, ઉભા રહો-મારા વિઠ્ઠલભગવાન્ ! હું તમને ઘી ચોપડી આપું; પછી રોટલી આરોગો. આજે આવા ઉતાવળા કાં થયા ?” જેમને સર્વાત્મભાવ પ્રગટયો હતો એવા તુકારામજી એમ બોલતાં બોલતાં, તે કુતરાની પાછળ પડયા. ભક્તને થાકેલા જોઇને, કુતરાનું રૂપ બદલી, વીઠ્ઠલ ભગવાનરૂપે પ્રભુ સામા ઉભા રહ્યા. એક તત્ત્વાભ્યાસનું વિવેચન પુરૂં થયું.

ચિત્તની પ્રસન્નતા વિના ચિત્તની એકાગ્રતા સંભવતી નથી. ચિત્તની પ્રસન્નતાને રોકનારા ઇર્ષ્યાદિ ભયંકર માનસીક રોગો છે. તે રોગો કેવી રીતે મટાડવા તે વાત હવે કહે છે—

**सूत्रम्-मैत्रीकरुणामुदितोपेक्षाणां सुखदुःखपुण्याऽपुण्यविषयाणां भावनातः चित्तप्रसादनम् ॥३३॥**

પદચ્છેદ—**सुखं, दुःखं, पुण्यं, अपुण्यं इति विषयाः येषाम् ते, तेषाम् पुरुषाणाम्**-સુખી, દુઃખી, પુણ્યવાન્ અને પાપી પુરુષો પ્રત્યે-( અનુક્રમે ) **मैत्री, करुणा, मुदिता, उपेक्षा च तासाम् मैत्रीकरुणामुदितोपेक्षाणां**-મીત્રાઈ, દયા, મુદિતા અને ઉપેક્ષાની, ( **भावनायाः इति भावनात:** ) ભાવના રાખવાથી **चित्तस्य प्रसादनं चित्तप्रसादनम्**-ચિત્તની પ્રસન્નતા પ્રાપ્ત થાય છે.

અર્થ—(૧) જે પુરૂષ વૈભવોથી સુખી હોય તેની સાથે મૈત્રીભાવ રાખવો, એટલે તેનો દ્વેષ કરવો નહિં. [ સ્નેહ પણ ન કરવો-સ્નેહ કરવાથી રાગ થાય, અને રાગ એ જીવનું બંધન છે. ] (૨) દુઃખી હોય તેના પ્રત્યે દયા રાખવી. [ પણ જડભરતે હરણીના બચ્ચામાં દયા-રાગ કર્યો, તેવો રાગ કયાંઇ રાખવો નહીં. ] (૩) પુણ્યશાળી પુરૂષને જોઇને રાજી થવું-પ્રસન્ન થવું. [ આ હર્ષ પણ અંતે તજવા જેવો છે. ] (૪) પાપીને દેખીને પાપકર્મ માટે તેને ઠપકો દેવો નહીં-એટલે તેમાં ઉદાસીન રહેવું. [ તેનો દ્વેષ કરવો નહીં, કારણકે દ્વેષ જીવને

બંધન કરે છે.] આવી ભાવના રાખવાથી, યોગીને ચિત્તની પ્રસન્નતા પ્રાપ્ત થાય છે. (૩૩)

33. The mind becomes cheerful by the practice of sympathy, compassion, complacency & indifference respectively, towards the happy, the miserable, the pious & the sinful.

૩૩ વિવેચન—

સૂત્ર શૉર્ટહૅન્ડ રાઇટીંગ કહેવાય. તેમાં ઘણું સમજવાનું હોય. આ રાજયોગનું સ્વરૂપ છે. પાછળ ૩૦ મા અને ૩૧ મા સૂત્રમાં જે અંતરાયો બતાવ્યા છે, તે અંતરાયો ૯+૪=૧૩ તથા આ ચાર-કુલ ૧૭ અંતરાયો થયા. આ સત્તર અંતરાયોમાં જે દેહના અંતરાયો છે, તેના કરતાં માનસિક અંતરાયો ભયંકર છે. માનસીક દોષોને શમાવવા, એ રાજયોગની પ્રાપ્તિનો માર્ગ છે-રાજયોગ કેવો હશે તે પણ કહું—

**अमानित्वमदंभित्व-महिंसा क्षांतिरार्जवम् ॥**
**आचार्योपासनं शौचं, स्थैर्यमात्मविनिग्रहः ॥७॥**
**इंद्रियार्थेषु वैराग्य-मनहंकार एव च ॥**
**जन्ममृत्युजराव्याधि-दुःखदोषानुदर्शनम् ॥८॥**
**असक्तिरनभिष्वंगः, पुत्रदारगृहादिषु ॥**
**नित्यं च समचित्तत्व, मिष्टानिष्टोपपत्तिषु ॥९॥**
**मयि चानन्ययोगेन, भक्तिरव्यभिचारिणी ॥**
**विविक्तदेशसेवित्व-मरतिर्जनसंसदि ॥१०॥**
**अध्यात्मज्ञाननित्यत्वं, तत्त्वज्ञानार्थदर्शनम् ॥**
**एतज्ज्ञानमिति प्रोक्त-मज्ञानं यदतोऽन्यथा ॥११॥** (ગીતા અ. ૧૩)

અર્થ—અમાનિપણું, અદંભીપણું, અહિંસા, ક્ષમા, સરલતા, આચાર્યસેવા, પવિત્રતા, સ્થિરતા, મનોનિગ્રહ, ઇંદ્રિયોના વિષયોમાં વૈરાગ્ય, અને અહંકાર રહિતપણું; તેમજ જન્મ, મૃત્યુ, જરા અને વ્યાધિમાં રહેલાં દુઃખ તથા દોષોનું ચિંતવન; કર્મમાં અનાસક્તિ; પુત્ર-સ્ત્રી-ઘર અને ધન ઇત્યાદિમાં અલોલુપતા; ઇષ્ટ તથા અનિષ્ટની પ્રાપ્તિમાં ચિત્તની નિરંતર સમાનતા; તથા મારામાં અનન્ય ભાવયુક્ત અવ્યભિચારિણી ભક્તિ, પવિત્ર એકાંત સ્થળનું સેવન, પ્રાકૃત લોકોના મેળાવડામાં અરૂચી, સદાય અધ્યાત્મજ્ઞાનમાં નિષ્ઠા, અને તત્ત્વજ્ઞાનના અર્થરૂપ પરમાત્માનો સાક્ષાત્કાર-એ તમામનું નામ જ્ઞાન છે. એટલે એ તમામ-જ્ઞાનરૂપી વૃક્ષનાં પુષ્પો છે. એથી જે ઉલટું હોય તે 'અજ્ઞાન' સમજવું.

સાધારણ રીતે મનુષ્યોને સુખી પ્રાણીઓ પ્રત્યે ઈર્ષ્યા થાય છે, દુઃખી પ્રાણીઓ પ્રત્યે તિરસ્કારવૃત્તિ પ્રગટે છે; પુણ્યવાન પુરૂષોના ગુણોમાં દોષ દેખવાની વૃત્તિ પ્રગટે છે, અને પાપીઓ પ્રત્યે ક્રોધ પ્રગટે છે. તે દોષોની નિવૃત્તિ માટે આ સૂત્ર છે. મૈત્રી, કરૂણા, મુદિતા, અને ઉપેક્ષા એ ચારેની ભાવના યથાર્થ રીતે કરવામાં આવે, તો સાધકનું ચિત્ત રાજસ તામસ ધર્મોથી મુક્ત થાય અને સાત્વિક ભાવ આવિર્ભાવ પામે. આ પ્રમાણે નિર્મળ થએલું ચિત્ત

આગળ કહેવામાં આવશે તે ઉપાયોવડે એકાગ્ર થઇ શકશે. માનસીક રોગોમાં રાગ અને દ્વેષ મુખ્ય રોગો છે. તે રોગોની શાંતિથી ચિત્ત પ્રસન્ન થાય છે, એમ ગીતાજી પણ કહે છે—

> रागद्वेषवियुक्तैस्तु, विषयानिन्द्रियैश्चरन् ॥
> आत्मवश्यैर्विधेयात्मा, प्रसादमधिगच्छति ॥६४॥
> प्रसादे सर्वदुःखानां, हानिरस्योपजायते ॥
> प्रसन्नचेतसो ह्याशु, बुद्धिः पर्यवतिष्ठते ॥६५॥ [ગીતા અ. ૨]

અર્થ—જેણે પોતાના મનને વશ કર્યું હોય, તે પુરૂષ રાગદ્વેષરહિત થઇને સ્વાધીન ઇંદ્રિયોવડે વિષયો ભોગવે, તોપણ તે ચિત્તની નિર્મળતા પ્રાપ્ત કરી શકે છે. (૬૪) ચિત્તની નિર્મળતા પ્રાપ્ત થયા પછી, તે પુરૂષનાં સર્વ દુઃખોનો નાશ થાય છે; કારણકે નિર્મળ ચિત્તવાળાની બુદ્ધિ તુરતજ સ્થિર થાય છે. (૬૫)

[**કાલુષ્ય** એટલે દોષ, અને **કલુષિત** એટલે દોષિત. અપકાર એટલે બુરૂં અગર ભુંડું. મળ એટલે પણ દોષ. રાગમાં રાજસવૃત્તિ હોય અને દ્વેષમાં તામસ વૃત્તિ હોય.]

હવે મૈત્રી, કરૂણા, મુદિતા અને ઉપેક્ષા એ ચારે સંબંધી જુદિ જુદિ વાત કરીએ—

**મૈત્રી**—મૈત્રી એટલે દ્વેષાભાવ–દ્વેષનો અભાવ. સ્નેહમાં રાગનું સત્ત્વ સમાઇને રહેલું છે, અને રાગ જીવને બંધન કર્તા છે માટે મૈત્રીનો અર્થ સ્નેહ કરવો નહિં. જડભરતે હરણના બચ્ચામાં સ્નેહરૂપ મૈત્રી કરી–પરિણામે ત્રણ જન્મ લેવા પડયા. રાગ અને ઇર્ષ્યાથી રહિત વર્તન થાય, એટલે પ્રાણી માત્ર પ્રત્યે સમભાવ પ્રગટે તે–મૈત્રી. કોઇનું બગાડવાની વૃત્તિ તથા કોઇ પ્રત્યે તિરસ્કાર વૃત્તિ શમી જાય તે મૈત્રી. તે સંબંધમાં એમ કહેવાય છે કે—

> श्रूयतां धर्मसर्वस्वं, श्रुत्वा चैवावधार्यतां ॥
> आत्मनः प्रतिकूलानि, परेषां न समाचरेत् ॥ [ સ્મૃતિ ]
> आत्मौपम्येन सर्वत्र, समं पश्यति योऽर्जुन ॥
> सुखं वा यदि वा दुःखं, स योगी परमो मतः ॥३२॥ [ગીતા અ. ૬]

સ્મૃતિ કહે છે કે–સર્વના સામાન્ય ધર્મ સાંભળો–અને સાંભળ્યા પછી તેને આચરો. પોતાને જે ન ગમે–દુઃખરૂપ લાગે, તે વર્તન અન્ય પ્રત્યે આચરવું નહિં. હવે ગીતાજી કહે છે કે–હે અર્જુન! જે સાધક સર્વત્ર પોતાના દૃષ્ટાંતથી સુખને અને દુઃખને સમાન ગણે છે, તે સાધકને સર્વ સાધકોમાં મેં શ્રેષ્ઠ ગણ્યો છે. તાત્પર્ય–રાગદ્વેષથી રહિત સાધક જેમ પોતાનું અનિષ્ટ કરતો નથી, તેમ અન્યનું પણ અનિષ્ટ કરતો નથી, અને જેમ પોતાનું ઇષ્ટ કરે છે, તેમ અન્યનું પણ ઇષ્ટ કરે છે. (૩૨)

**કરૂણા**—કરૂણા એટલે દયા. એક પ્રાચીન વાક્ય છે કે—

> प्राणा यथाऽऽत्मनोऽभीष्टा, भूतानामपि ते तथा ॥
> आत्मौपम्येन सर्वत्र, दयां कुर्वन्ति साधवः ॥

જેમ આપણા પ્રાણ આપણને પ્રિય છે, તેમ બીજા પ્રાણીઓને પણ પોતાના પ્રાણ પ્રિય છે, એવા વિચારથી સાધુ પુરૂષો પોતાના પ્રાણની બરાબર સઘળા ઉપર દયા કરે છે.

તાત્પર્ય–દુઃખીને દેખીને–' ભોગ તેનાં, તેનાં એવાં કર્મ હશે, તેમાં અમે શું કરીએ ?' એવો વિચાર કર્યા વિના દુઃખીને મદદ કરવી તેનું નામ કરૂણા. જેમ કુશળ તરીયો પુરૂષ પોતે

તરે, અને બીજાને તારે, તેમ કુશળ પુરૂષે દયા કરવી, પણ દયા કરતાં, તેમાં રાગ કરવો નહીં. રાગ થાય, તો જડભરતની માફક વાસના વધે, ચિત્તવૃત્તિ વિક્ષેપ પામે, અને પુનર્જન્મ પ્રાપ્ત થાય. ઉત્તમ કારૂણીક પુરૂષો બોલે છે.

**सर्वेऽत्र सुखिनः सन्तु, सर्वे सन्तु निरामयाः ॥**
**सर्वे भद्राणि पश्यन्तु, मा कश्चिद्-दुःखमाप्नुयात् ॥**

અર્થ—આ વિશ્વમાં પ્રાણીમાત્ર સુખમાં રહો. તેઓ નિરોગ રહો, સર્વ પ્રાણીઓનું કલ્યાણ થાઓ અને તેઓ કદિ દુઃખ ન પામો.

**મુદિતા**—સત્પુરૂષોને દેખીને અગર સત્કર્મ દેખીને જે પ્રસન્નતા થાય તે મુદિતા. મૈત્રી લૌકીક સુખમાં ઇર્ષ્યારહિતપણું પ્રાપ્ત થાય તે, અને મુદિતા પારલૌકિક સુખમાં ઇર્ષ્યારહિતપણું પ્રાપ્ત થાય તે. મૈત્રીમાં થએલો રાગ બંધન કરે, અને મુદિતામાં થએલો રાગ મુક્તિ તરફ લઇ જાય. જેમ નિર્મળી ડોળા જળને નિર્મળ કરીને, પોતે સમાઇ જાય છે, તેમ મુદિતાનો રાગ મુક્તિને રસ્તે ચડાવીને શમી જાય છે.

**ઉપેક્ષા**—'કરેલાં કર્મ સૌને ભોગવવાં પડે છે, અને તેનો બદલો આપવા માટે ઇશ્વર સાવધાન રહે છે.' તે વાતને બરાબર યાદ રાખીને, પાપીઓ પ્રત્યે અગર પાપ કર્મ પ્રત્યે ઉદાસી રહેવું–ક્રોધ ન કરવો તે ઉપેક્ષા. આ તિરસ્કાર નામના દોષનું વારણ છે.

ઉપલા ચારે વિષયોને ટુંકામાં કહીએ તો કહેવાય કે–નાના પ્રકારના ક્લેશોથી મનુષ્યનું ચિત્ત હમેશાં મલીન–વ્યગ્ર–અશાંત અગર વિક્ષિપ્ત રહે છે. તેનું કારણ માત્ર એટલુંજ છે કે–મૈત્રી, કરૂણા, મુદિતા અને ઉપેક્ષા રૂપી ચાર સાધનોને મનુષ્યો બરાબર કેળવતા નથી. જેમ હથિયાર વિનાનો માણસ યુદ્ધમાં શોભે નહિં, તેમ આ ચાર સાધન વિનાનો માણસ આ સંસારમાં શોભતો નથી. ( સંસારમાં ન શોભે, તે ધર્મમાં તો ક્યાંથીજ શોભે ? ) દાખલા તરીકે–અમુક માણસ આપણા પ્રત્યે અન્યાય ભરેલું વર્તન ચલાવે છે, ત્યારે આપણે પણ તેનો બદલો લેવા તૈયાર થઇએ છઇએ. અને તે પ્રમાણે કર્યા વિના આપણને શાંતિ વળતી નથી. તેનું કારણ એ છે કે આપણું ચિત્ત આપણે વશ નથી. આપણે ઉપર જણાવેલાં સાધનથી રહીત છઇએ. જ્યાં દ્વેષ થાય છે, ત્યાં આપણું ચિત્ત તે પ્રાણી પદાર્થ તરફ દ્વેષના રૂપમાં વહેવા લાગે છે, આ દ્વેષ વૃત્તિથી આપણને સમજણ ન પડે તેવી રીતે, આપણી શક્તિ ક્ષીણ થતી જાય છે. કોઇનું ભુંડું કરવાની વૃત્તિ પ્રગટે, તેની સાથેજ આપણી શક્તિની ક્ષીણતા શરૂ થાય છે. આ સૂત્રદ્વારા જો આપણે આપણી વૃત્તિઓને દબાવી શકીએ, તો ચિત્ત પ્રસન્ન થાય. નિર્મળ થયેલું ચિત્ત સમાધિમાં ઉપયોગી થાય.

**ગમ ખાતાં આવડે છે ?**—લાડુ ખાતાં આવડે, જલેબી ખાતાં આવડે, પેંડા ખાતાં આવડે; માર ખાતાં પણ આવડે; તોપ કે તીર ખાતાં પણ આવડે, પણ ગમ ખાતાં આવડે છે ?

ત્યારે ગમ કોણે ખાધી ? ગમ ખાધી વસિષ્ઠજીએ, નારદાદિ શાંત ઋષિઓએ, અમરિષાદિ ભક્તોએ, ગમ ખાધી ગૌતમ બુદ્ધે, ગમ ખાધી મહાવીર સ્વામીએ, ગમ ખાધી જીસસક્રાઇસ્ટે, શ્રીઆદ્યશંકરાચાર્યજીએ, શ્રીરામાનુજાચાર્યે, શ્રીમદ્ વલ્લભાચાર્યે, શ્રીતુલસીદાસજીએ, શ્રી સ્વામી નારાયણે, નરસિંહ મહેતાએ, તુકારામે, મીરાંએ, કબીર સાહેબે, અને અત્યારે કાંઇક મહાત્મા ગાંધીજીએ ગમ ખાધી. [ કાંકરા સાથે ઘઉં ફેંકી દેનારને મહાત્મા ગાંધીજીના આ મહાન્ ગુણનું દર્શન થશે નહિં. ]

અપૂર્ણ.

**દોહરો.**

ખુંદ્યા તો ધરણી ખમે, કાટ્યા ખમે વનરાય;
કટુ વચન હરિજન ખમે, નિર સમુદ્ર સમાય—સીયાવર૦

વેરનો બદલો વેરથી લેતાં પશુને પણ આવડે છે. બળદનું પુછડું તાણીએ, તો બળદ શીંગડું મારે છે. વેરનો બદલો પ્રેમથી લેતાં આવડે, તે તો પ્રભુના પ્યારા અને ઉંચી કોટીના જીવ ગણાય.

ઉપર પ્રમાણે નિર્મળ થએલા ચિત્તને નીચે પ્રમાણે સ્થિર કરવું.

હવે ચિત્તની એકાગ્રતા સંબંધી વાત થાય છે—

**સૂત્રં-પ્રચ્છર્દનવિધારણાભ્યાં વા પ્રાણસ્ય ॥ ३४ ॥**

( સૂત્રના પછી '**મનસઃ સ્થિતિં સંપાદયેત્**' એટલું અધ્યાહાર સમજવું. )

પદચ્છેદ—**પ્રચ્છર્દનં**-શ્વાસને નાસિકાદ્વારા બહાર કાઢવો તે-રેચક પ્રાણાયામ. **વિધારણં**-પ્રાણવાયુને રેચક કર્યા પછી તે વાયુને બાહ્ય રોકવો તે. ( એટલે બાહ્યકુંભક પ્રાણાયામ. ) **પ્રાણસ્ય**-પ્રાણનું. **પ્રચ્છર્દનં વિધારણં તાભ્યાં પ્રચ્છર્દનવિધારણાભ્યાં**-રેચક પ્રાણાયામ અને બાહ્યકુંભક પ્રાણાયામ કરવાથી ( ચિત્તની એકાગ્રતા થાય છે. )

**અર્થ—પ્રાણવાયુનો રેચક પ્રાણાયામ કરવાથી, અને રેચક કર્યા પછી તે વાયુને બહાર રોકવાથી, એટલે બાહ્યકુંભક પ્રાણાયામ કરવાથી, ( ચિત્તની સ્થિરતા સંપાદન થાય છે. ) [૩૪]**

34. By throwing out and restraining the breath ( our mind can be concentrated. )

૩૪ વિવેચન—

**નોંધ**—પ્રાણવાયુ તથા પ્રાણાયામ સંબંધી જોઇતી સૂચના સાધનપાદના ૪૯ થી ૫૧ મા સૂત્રોમાં ( પાનું ૬૬ થી ૬૯ )માં કરી છે. માટે આ સૂત્રનું વિવેચન વાંચો, તે પહેલાં તે ત્રણે સૂત્રોનું વિવેચન વાંચી જશોજી.

૩૪ થી ૩૯ સુધીના સૂત્રોમાં ચિત્તની એકાગ્રતાના જુદા જુદા ઉપાયો સૂચવ્યા છે. આ ૩૪મા સૂત્રમાં **વા** છે, તે હવે પછીના સૂત્રો સાથે સંબંધ રાખે છે. એટલે-'આ ઉપાય અથવા હવે પછીનો ઉપાય.'

**પ્રચ્છર્દનં**—ઉદરમાં રહેલા વાયુને નાસિકાદ્વારા ધીમે ધીમે બહાર કાઢવો તે. આનું નામ **રેચક** પ્રાણાયામ.

**વિધારણં**—ઉપર પ્રમાણે નાસિકાદ્વારા બહાર નીકળેલા વાયુને, તુરત અંદર પેસવા ન દેતાં બહારજ રાખવો, તેનું નામ વિધારણ. આનું નામ **બાહ્યકુંભક** પ્રાણાયામ. કેટલાએક ટીકાકારની એવી માન્યતા છે કે-' પૂરક વિના કુંભક સંભવે નહિં.' એટલે-રેચક, અને કુંભકની વચ્ચે પૂરક પ્રાણાયામ સમજી લેવો. તેમ સમજી લેતાં, 'વિધારણ' એટલે બાહ્યકુંભક

નહિં, પણ (દેહની) અંદર કુંભક સમજવો. વાસ્તવિક રીતે જોતાં પૂરક વિના કુંભક થઇ શકે છે [ જુવો સાધનપાદ ૪૯ થી ૫૧ ], માટે ઉપર પ્રમાણે માનવાની જરૂર નથી.

પ્રાણને અને ચિત્તને શો સંબંધ છે?—પ્રાણનો નિરોધ થતાં ચિત્તનો નિરોધ થાય?–તેના ખુલાસામાં સાધનપાદને ૬૮ મે પાને કહ્યું છે કે-'**चले वाते चलं चित्तं** વિગેરે.' એટલે વાયુનો નિરોધ થતાં ચિત્તનો નિરોધ થાય છે. દૃષ્ટાંત-ઘડીયાળમાં લોલકને ગતિ આપતાં, ઘડીયાળનો કાંટો ગતિમાન થાય છે; અને લોલકને અટકાવતાં, ઘડીયાળનો કાંટો બંધ થઇ જાય છે. તેમ પ્રાણવાયુ ગતિમાન થતાં ચિત્ત ચંચળ થાય, અને પ્રાણવાયુ અટકાવતાં ચિત્ત અટકે.

તે સંબંધમાં વસિષ્ઠજી કહે છે કે—

**द्वे बीजे चित्तवृक्षस्य, प्राणस्पंदनवासने ।**
**एकस्मिंश्च तयोः क्षीणे, क्षिप्रं द्वे अपि नश्यतः ॥**

**અર્થ**—ચિત્ત રૂપી વૃક્ષના બે બીજ છે. એક પ્રાણસંપદન-શ્વાસપ્રશ્વાસની ક્રિયા, અને બીજી વાસના. એ બન્નેમાંથી એક નાશ થતાં, બીજાનો નાશ ત્વરાથી થાય છે.

તે સંબંધમાં સ્મૃતિ કહે છે કે—'**प्राणायामैर्दहेद्दोषान् ॥**' [ પ્રાણાયામથી દોષોને બાળવા જોઇએ. ] તે સંબંધમાં શ્રુતિ પણ કહે છે કે—

**यथा पर्वतधातूनां, दह्यन्ते धमनान्मलाः ।**
**तथेंद्रियकृता दोषा, दह्यन्ते प्राणनिग्रहात् ॥**

**અર્થ**—પર્વતમાંથી નીકળેલી ધાતુનો મેલ જેમ ધમવાથી બળી જાય છે, તેમ ઇંદ્રિયોએ કરેલા દોષો પ્રાણના નિગ્રહથી બળી જાય છે.

પ્રાણાયામ સંબંધી પતંજલિના વિચાર.—પ્રાણાયામ સંબંધી પતંજલિ ભગવાને ઘણુંજ થોડું વિવેચન કર્યું છે, પરંતુ તેમના પછી થઈ ગયેલા યોગીઓએ પ્રાણાયામ માટે અનેક તત્ત્વોની શોધ કરીને, તેમાંથી એક મહાન્ વિદ્યાની રચના કરી છે.

ચિત્તની એકાગ્રતા માટે હવે બીજું સાધન બતાવે છે.

**सूत्रं-विषयवती वा प्रवृत्तिरुत्पन्ना मनसः स्थितिनिबंधिनी ॥ ३५ ॥**

પદચ્છેદ—**वा**-અથવા. **विषयवती**-શબ્દસ્પર્શાદિ વિષયોવાળી. **प्रवृत्तिः**-ઉત્કૃષ્ટ વૃત્તિ અથવા ઉત્કૃષ્ટ જ્ઞાન. **(यदि) उत्पन्ना**-જો પ્રગટે તો **मनसः स्थितिनिबंधिनी** [**स्थिति** એટલે એકાગ્રતા અને **निबंधिनी** એટલે 'ગોઠવી આપનાર.' **સમગ્ર અર્થ**—'ચિત્તની એકાગ્રતાનો લાભ પ્રાપ્ત થાય.']

અર્થ—અથવા શબ્દસ્પર્શાદિ વિષયોવાળી ઉત્કૃષ્ટ વૃત્તિ પ્રગટે, તો ચિત્તની એકાગ્રતાનો લાભ થાય.

35. Or the mind becomes attracted (or steady) by engrossing cognition of any sensuos enjoyment.

૩૫ વિવેચન—

**વિષયવતી** એટલે ગંધાદિ વિષયોનો સાક્ષાત્કાર કરવાવાળી એટલે-ગંધ, રસ, રૂપ, સ્પર્શ અને શબ્દ નામવાળા પાંચ વિષયોને ભોગવનારી પ્રવૃત્તિ પાંચ પ્રકારની છે.

**પ્રવૃત્તિ** એટલે-'પ્ર' એટલે ઉત્કૃષ્ટ-ઉત્તમ પ્રકારની, અને 'વૃત્તિ' એટલે જ્ઞાન અથવા પ્રજ્ઞા. ઉત્તમ પ્રકારનું જ્ઞાન કરી આપે તે વૃત્તિ.

વિષય તો તજવા જેવા છે-તેમને કલ્યાણકારી કેમ માન્યા ? તેનો ખુલાસો સાંભળો-વિષયો બે પ્રકારના છે-લૌકિક અને દિવ્ય. પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશના દૃશ્યમાન ગંધાદિ વિષયો છે, તે લૌકિક છે. કારણ કે તેનાથી લોકોને ભોગ મળે છે. પંચતન્માત્રા રૂપ સૂક્ષ્મભૂતોમાં જે ગંધાદિ સૂક્ષ્મ વિષયો છે તે દિવ્ય વિષયો કહેવાય છે. કારણ કે સૂક્ષ્મ વિષયોને દેવો ભોગવે છે. લૌકિક વિષયોમાં શાંત-ઘોર-અને મૂઢ નામના ત્રણ ધર્મો છે,. તે સૂક્ષ્મ ગંધાદિમાં નથી. ગંધાદિ વિષયો પાંચ છે, તેથી આ વૃત્તિ પણ પાંચ પ્રકારની છે. ગંધપ્રવૃત્તિ, રસપ્રવૃત્તિ, રૂપપ્રવૃત્તિ, સ્પર્શપ્રવૃત્તિ અને શબ્દપ્રવૃત્તિ—

**ગંધપ્રવૃત્તિ—नासिकाग्रे धारयतोऽस्य या दिव्यगंधसंवित् सा गंधप्रवृत्तिः ॥** વિગેરે વચનોથી ભાષ્યકાર શ્રી વેદવ્યાસ કહે છે કે—' પોતાના નાકના અગ્ર ભાગમાં સંયમથી ચિત્તને એકતાંન કરવાથી દિવ્યગંધની પ્રાપ્તિ થાય છે. આ વૃત્તિનું નામ **ગંધપ્રવૃત્તિ** અને તેનું બીજું નામ **દિવ્યગંધસંવિદ્.**

**સંયમ શું ?—त्रयमेकत्र संयमः** ॥ [ વિભૂતિપાદ સૂત્ર ૪ ]. એક વસ્તુ સંબંધી ધારણા, ધ્યાન અને સમાધિ આ ત્રણે જ્યારે એકત્ર થાય, ત્યારે તેનું નામ સંયમ કહેવાય છે. યાદ રાખવું ઘટે છે કે-ગમે તે ઇંદ્રિયની સાથે ચિત્તનો સંબંધ ન હોય, તો ઇંદ્રિયો ભલે ગમે તે સ્થૂળ વિષયનો સંબંધ કરે, તોપણ તે વિષયનું પ્રત્યક્ષ જ્ઞાન થતું નથી. જ્યારે ઇંદ્રિયની સાથે ચિત્તનો સારી રીતે સંબંધ થાય છે, ત્યારે ઇંદ્રિયમાં એટલું બધું બળ આવી પહોંચે છે કે-તે સૂક્ષ્મપદાર્થોનો પણ ભોગ કરી શકે છે.

**રસપ્રવૃત્તિ—**જીભના અગ્રભાગમાં સંયમદ્વારા ચિત્તને એકાગ્ર કરવાથી દિવ્યરસની પ્રાપ્તિ થાય, તે **રસપ્રવૃત્તિ.** તેનું બીજું નામ **દિવ્યરસસંવિદ્.**

**રૂપપ્રવૃત્તિ—**તાળવામાં ચિત્તને સંયમદ્વારા એકાગ્ર કરતાં દિવ્યરૂપનો સાક્ષાત્કાર થાય, તે **રૂપપ્રવૃત્તિ.** તેનું બીજું નામ **દિવ્યરૂપસંવિદ્.**

**સ્પર્શપ્રવૃત્તિ—**જીભના મધ્ય ભાગમાં ચિત્તને સંયમદ્વારા એકાગ્ર કરતાં દિવ્યસ્પર્શની પ્રાપ્તિ થાય, તે **સ્પર્શપ્રવૃત્તિ.** તેનું બીજું નામ **દિવ્યસ્પર્શસંવિદ્.**

**શબ્દપ્રવૃત્તિ—**જીભના મૂળ ભાગમાં ચિત્તને સંયમદ્વારા એકાગ્ર કરતાં દિવ્યશબ્દની પ્રાપ્તિ થાય, તે શબ્દપ્રવૃત્તિ કહેવાય છે. તેનું બીજું નામ **દિવ્યશબ્દસંવિદ્.** [ આ પ્રવૃત્તિઓ પૃથ્વી, જળ, તેજ વાયુ અને આકાશના અનુક્રમમાં ગોઠવી છે. ]

આ પ્રવૃત્તિઓ ઇશ્વર સાક્ષાત્કાર કરી આપતી નથી; પણ આ તાલીમ ઇશ્વર સાક્ષાત્કારમાં મદદરૂપ છે. અનાત્મ વસ્તુમાં ચિત્તને એકાગ્ર કરતાં, અનાત્મ વસ્તુનો સાક્ષાત્કાર થાય છે; તેમ આત્મવસ્તુમાં ચિત્તને એકાગ્ર કરતાં, આત્મવસ્તુનો લાભ થાય છે. પ્રથમ કોઇ એમ. એ. ની પરીક્ષામાં પાસ થતું નથી; પણ ધીમે ધીમે મેટ્રીક થાય છે, અને જેમ મેટ્રીક તેમ બી. એ; અને જેમ બી. એ. તેમ એમ. એ. થવાય છે. તાત્પર્ય-નાનાં ધોરણો આગળ વધવાનું બળ આપે છે. તે પ્રમાણે અનાત્મ પદાર્થોમાં થએલી એકાગ્રતા આત્મવસ્તુમાં એકાગ્રતા કરી આપે છે. આવા કારણથી શાસ્ત્ર વચનોમાં શંકા કર્યા વિના પ્રયાસ ચાલુ રાખવો.

શંકા—નાસિકાના અગ્ર ભાગમાં ચિત્તને એકાગ્ર કરવાથી દિવ્ય ગંધનો લાભ થાય, તે તો ઠીક, પણ (૧) જીભના મધ્યમાં ચિત્તને એકાગ્ર કરતાં દિવ્ય સ્પર્શનો લાભ થાય. (૨) જીભના મૂળમાં સંયમ કરવાથી દિવ્ય શબ્દનો લાભ થાય, તાલુમાં ચિત્તને એકાગ્ર કરતાં દિવ્યરૂપનો લાભ થાય, એ વાત માની શકાય એવી નથી. આ બાબતના ખુલાસામાં, ગમે એટલું કહીએ તે નકામું છે. આ બાબતમાં તો શાસ્ત્રનાં વચનો ઉપર વિશ્વાસ રાખીને, પ્રયત્ન ચાલુ કરવો. ચાલુ કરેલો સુદૃઢ પ્રયત્ન ધીમે ધીમે સંદેહ દૂર કરી આપશે. શાસ્ત્રમાં શ્રદ્ધા ચિત્તની નિર્મળતા માટે છે, અને વિષયવતી પ્રવૃત્તિ ચિત્તની એકાગ્રતા માટે છે.

ચિત્તની એકાગ્રતાનો હવે બીજો ઉપાય બતાવે છે. હૃદયકમળ શું છે? સુષુમ્ણા નાડી શું છે? યોગીઓ ધ્યાનમાં ચંદ્ર, સૂર્ય ક્યાંથી દેખે છે–તે તમામ વાત હવે કહે છે—

**सूत्रं–विशोका वा ज्योतिष्मती ॥३६॥**

પદચ્છેદ—**विगतः शोकः यस्याः सा विशोका**–શોક અગર દુઃખથી રહિત. **ज्योतिः**–એટલે જ્ઞાન. **ज्योतिः विद्यते यस्यां सा ज्योतिष्मती**–તેજોમય, જ્ઞાનમય. સાત્ત્વિક પ્રકાશ તેજોમય હોય છે. **वा**–અથવા.

**અર્થ—શોકરહિત અને જ્ઞાનમય ઉત્કૃષ્ટ વૃત્તિ ઉત્પન્ન થાય તો ચિત્તની એકાગ્રતાનો લાભ મળી શકે છે. [ રજતમ પરિણામથી' રહિત અને સત્ત્વગુણથી યુક્ત તે. ] ૩૬.**

36. Or by the sorrowless and at the same time full of light condition of mind would conduce to Samadhi.

૩૬ વિવેચન—

ગયા સૂત્રમાં બે ભાગ છે. (૧) **विषयवती वा** (૨) **प्रवृत्तिरुत्पन्ना मनसः स्थितिनिबंधिनी ॥** બીજો ભાગ આ છત્રીશમા સૂત્રને પણ લાગુ પડે છે. એટલે **विशोका वा ज्योतिष्मती प्रवृत्तिरुत्पन्ना मनसः स्थितिनिबंधिनी ॥** એ પ્રમાણે સૂત્રને સમજીને, તેનો અર્થ કરવો.

'**हृदयपुंडरीके धारयतो या बुद्धिसंविद्**' વિગેરે વચનોથી ભાષ્યકાર હૃદયકમળમાં ધ્યાન ધરવાનું કહે છે. હૃદયકમળના ધ્યાનની બાબતમાં સ્મૃતિ કહે છે કે—

**अतिरम्यं हि भूतानां, पञ्चछिद्रमधोमुखं ॥**
**वितस्तिमात्रतो देही, नाभेरूर्ध्वमवस्थितम् ॥१॥**

**यथैवाष्टदलं पद्मं, सुरक्तं मुकुलीकृतम् ॥**
**एवं हृदयपद्मं तत्–लम्बते हृदयस्य खे ॥२॥**

**सोमाग्निरविनक्षत्र–विद्युत्तेजसा युतं ॥**
**भाति विश्वस्य कृत्स्नस्य, ह्याश्रयो योगिनां सदा ॥३॥**

અર્થ—અતિ સુંદર, પાંચ છિદ્રવાળું, ઉંધા મુખવાળું, પ્રાણીઓના શરીરમાં નાભિ (દુંટી)ની ઉપર એક વેંત પ્રદેશમાં રહેલું, આઠ પાંખડીવાળું, અતિ લાલ અને બીડાએલું કમળ છે. તે

કમળ હૃદયદેશના અવકાશમાં લટકે છે. તે કમળ ચંદ્ર, સૂર્ય, અગ્નિ, નક્ષત્ર અને વિજળીના તેજથી યુક્ત છે. યોગીઓને તે સમગ્ર વિશ્વના આશ્રયરૂપ સદા ભાસે છે. [૧ થી ૩.]

આ કમળ રેચક પ્રાણાયામ વડે સવળા મુખવાળું થાય છે, અને પૂરકવડે મીંચે છે. આ સવળા મુખવાળા કમળમાં બ્રહ્મવાદીઓએ ચાર અવસ્થાનાં ચાર સ્થાન કલ્પ્યાં છે. જે સ્થાનમાં ૐકારના ચાર જુદા જુદા ભાગ પણ કલ્પ્યા છે. (૧) જાગ્રતસ્થાનમાં સૂર્યમંડળ અને અકાર છે. (૨) તેના ઉપર સ્વપ્નસ્થાનમાં ચંદ્રમંડળ અને ઉકાર છે. (૩) તેના ઉપર સુષુપ્તિ સ્થાનમાં અગ્નિમંડળ અને મકાર છે. (૪) તેના ઉપર તુરીયસ્થાનમાં પરવ્યોમરૂપ બ્રહ્મનાદ અને અર્ધમાત્રા છે.

મનોવહા નાડી—મનોવહા નાડીને હૃદયકમળ સાથે સંબંધ છે. તે નાડીનું મૂળ આ કમળમાં છે. તે નાડી સહસ્ર શાખાવાળી અને સર્વ તરફ વ્યાપેલી છે. સુષુમ્ણા નાડી તેને અટવાઇને ઉંચે મસ્તક તરફ જાય છે. મનોવહા નાડીમાં રહેલું મન તેજોમય અને અનેક વિષયોના ગોચરપણાને લીધે વ્યાપક જેવું ગણાય છે.

શું મન વ્યાપક ધર્મવાળું છે?—મનોવહા નાડીમાં રહેનારૂં મન શું વ્યાપક છે? તે સંબંધમાં '**न व्यापकत्वं मनसः करणत्वादिन्द्रियत्वाद्वा ॥**'—'મનમાં કરણપણાનો અને ઇંદ્રિયપણાનો ધર્મ છે માટે મનને વ્યાપક ગણી શકાય નહિં.' એમ સાંખ્યશાસ્ત્ર કહે છે. ન્યાય વૈશેષિક અને વેદાંત પણ મનની વ્યાપકતા સ્વિકારતાં નથી. તોપણુ આ ઠેકાણે અહંકારનું કાર્ય સમષ્ટિ મન વ્યાપક છે, એમ સ્વિકારવું.

સુષુમ્ણા—આ નાડી મનોવહા નાડી સાથે અટવાઇને ઉંચે મસ્તક તરફ જાય છે.

**कंदस्य मध्यमे भागे, सुषुम्णा सम्प्रतिष्ठिता ।**
**पृष्ठमध्यस्थितेनास्थ्ना, सह मूर्धानमागता ॥**

અર્થ--યાજ્ઞવલ્કય ગાર્ગીને કહે છે કે-'હે સ્ત્રી! નાભિની નીચે રહેલા કંદના મધ્ય ભાગમાં સુષુમ્ણા રહેલી છે. તે નાડી બરડાના મધ્યમાં આવેલા મેરૂદંડની સાથે મસ્તક સુધી ચાલી જાય છે.

સુષુમ્ણાનું બીજુ નામ **બ્રહ્મનાડી.** બ્રહ્મવાદીઓ કહે છે કે આ નાડીથી બહારના સૂર્યમંડલાદિ પરોવાયેલાં છે. આ નાડી મનુષ્યોના મસ્તકથી સત્યલોકમાં રહેલા હિરણ્યગર્ભ પર્યંત પથરાએલી છે.

'**बुद्धिसत्त्वं हि भास्वरमाकाशकल्पम्**' વિગેરે શબ્દોથી ભાષ્યકાર વેદવ્યાસ કહે છે કે—સુષુમ્ણા નાડી ચિત્તનું નિવાસ સ્થાન છે. જ્યારે સાધક પોતાના ચિત્તને સુષુમ્ણા નાડીમાં એકાગ્ર કરે છે, ત્યારે તે સાત્ત્વિક જ્યોતિઃ સ્વરૂપ આકાશ તુલ્ય પ્રકાશિત ચિત્ત, કોઇ વખત સૂર્યપ્રભારૂપ, કોઇ વખત ચંદ્રપ્રભારૂપ, અને કોઇવાર નક્ષત્રપ્રભારૂપ આકાશથી પ્રતીત થાય છે. [ગમે તે એક રૂપમાં ચિત્ત એકાગ્ર બને છે.] આ પ્રમાણે જ્યોતિઃ સ્વરૂપ ચિત્તનો સાક્ષાત્કાર થાય, તે જ્યોતિષ્મતી પ્રવૃત્તિ કહેવાય છે.

**અસ્મિતામાત્ર જ્યોતિષ્મતી પ્રવૃત્તિ**—હૃદય કમળમાં સૂર્ય, ચંદ્રાદિ જેમ છે, તેમ સાત્ત્વિક અહંકાર પણ છે. સાત્ત્વિક અહંકારનું બીજું નામ **અસ્મિતા** છે. અણુમાત્ર અહંકારનું ધારણાપૂર્વક ચિંતવન થાય, તે **અસ્મિતામાત્ર જ્યોતિષ્મતી** પ્રવૃત્તિ ગણાય છે. અસ્મિતામાં સંયમ કરવાથી ચિત્ત તરંગરહિત મહાસાગરના જેવું શાંત થઇ જાય છે.

આ પ્રમાણે સૂર્યચંદ્રાદિ નાના પ્રકારની પ્રભારૂપ એક પ્રવૃત્તિ, અને બીજી—સત્ત્વગુણમયી પ્રકાશવાળી અસ્મિતા-માત્રારૂપા-એમ બે પ્રકારની જ્યોતિષ્મતી વિષયવાળી પ્રવૃત્તિઓ છે. આ બેઉ પ્રવૃત્તિઓ શોકનો નાશ કરે છે, માટે તે બેઉ **विशोका** કહેવાય છે.

ધ્યાનમાં યાદ રાખવું ઘટે છે કે-હજી સૂર્ય, ચંદ્ર વિગેરે પ્રકાશીત પદાર્થોમાં ચિત્ત જોડાયું; પણ તેને પ્રકાશ આપનાર પરબ્રહ્મમાં ચિત્ત જોડાયું નથી.

ચિત્તની એકાગ્રતાનો વળી બીજો ઉપાય બતાવે છે—

## सूत्रं-वीतरागविषयं वा चित्तम् ॥३७॥

પદચ્છેદ—**वीतरागाणाम् योगिनाम् चित्तम् एव विषयः यस्य तत् वीतरागविषयं चित्तम्**—શુકસનકાદિક જેવા વીતરાગી પુરૂષોના ચિત્તનું ધ્યાન ધરવાથી પણ-ચિત્ત વૃત્તિનો નિરોધ થાય છે.

**અર્થ—શુકસનકાદિક જેવા વીતરાગી પુરૂષોનાં ચિત્તનું, ચિંતવન દ્વારા ધ્યાન ધરવાથી પણ, ચિત્ત એકાગ્ર થઇ શકે છે. [૩૭]**

37. Or when the mind meditates upon those, who were free from attachment.

૩૭ વિવેચન—

વીતરાગ—એટલે વીતરાગી પુરૂષોનું ચિત્ત.

વિષય—એટલે અવલંબન. વીતરાગ વિષય-એટલે વૈરાગ્યવાન્ પુરૂષોના ચિત્તનું અવલંબન.

જુનું જુઓ અને નવું કરો—દરેક ધંધામાં આ નિયમ ચાલુ છે. A man can do what a man has seen. તેમાં માત્ર ઉત્સાહ અને ખંત જોઇએ. [ પ્રેમનો સમાસ ઉત્સાહ અને ખંતમાં આવી જાય છે. પ્રેમ ન હોય, તો તે બે નહોય.] નિશાળમાં ભણનારા વિદ્યાર્થી જેમ ધીમે ધીમે પ્રોફેસર થાય છે, તેમ સંતને સાચાદિલથી સેવનારો પુરૂષ ધીમે ધીમે સંત બને છે. ઉત્સાહ અને ખંતને બદલે, ભય તદ્રૂપ બનવામાં વધારે ગતિ પ્રેરક છે. ભમરીએ કીડાને ડંખ માર્યો. કીડો ગભરાઇ ગયો-ભમરીમાં ચિત્ત જોડાને તદ્રૂપ બન્યો. ભયને રસ્તે ચાલીને તદ્રૂપ થનારની સહન શક્તિ ભયંકર હોય છે. સામાન્ય જીવો તે રસ્તે ચાલી શકતા નથી; માટે પ્રથમ તો સત્શાસ્ત્રોદ્વારા, શ્રી વેદવ્યાસ, શ્રી શુકદેવજી, નારદજી, યાજ્ઞવલ્ક્ય, સનત્કુમાર, વસિષ્ઠજી, દત્તાત્રય વિગેરે સંતોનો મહિમા જાણવો. [પુરાણો, મહાભારત અને ભક્તમાળ સત્પુરૂષોનાં વર્ણન બહુ સારી રીતે કરે છે. ] મહિમા જાણ્યા પછી આપણને જે સત્પુરૂષ પ્રિય હોય, તે સત્પુરૂષના અનાસક્ત ચિત્તનું ધ્યાન ધરવું. ખંત અને ઉત્સાહથી અભ્યાસ વધારવો. પરિણામે તે વિષયમાં ચિત્ત એકાગ્ર થાય છે.

હવે બીજી રીતે ચિત્તને સ્થિર કરવાની વાત કરે છે—

## सूत्रं-स्वप्ननिद्राज्ञानाऽऽलंबनं वा ॥३८॥

પદચ્છેદ—वा-અથવા. **स्वप्नस्य ज्ञानं वा गाढनिद्रायाः ज्ञानं स्वप्ननिद्रा ज्ञानं**-સ્વપ્નમાં [અગર સુષુપ્તિમાં થએલો અનુભવ-થએલું જ્ઞાન. **स्वप्ननिद्राज्ञानं एव**

**आलंबनं यस्य तत् (चित्तम्)** સ્વપ્નમાં અગર ગાઢ નિદ્રામાં જે અનુભવ થયો હોય, તે અનુભવનું આલંબન રાખનારું ચિત્ત પણ, **स्थितिं लभते**-સમાધિને પામે છે.]

**અર્થ—સ્વપ્નામાં અગર ગાઢ નિદ્રામાં જે અનુભવ થાય છે, તે અનુભવનું (જાગ્રતમાં) આલંબન કરવાથી પણ, ચિત્ત એકાગ્ર થઇ શકે છે. [૩૮]**

38. Or by depending on the experience of dream and sleep.

૩૮ વિવેચન—

અહીં 'સ્વપ્ન' શબ્દથી દેવદર્શન, પૂજન, સંત સમાગમ વિગેરે સાત્વિક સ્વપ્નની વાત સમજવી. અને નિદ્રાથી ગાઢનિદ્રા સમજવી. ગાઢનિદ્રામાં મન વિગેરે સર્વનો લય થતાં, જે સ્થિતિ અનુભવાય છે, તેનું ધ્યાન સમજવું.

આ સૂત્રમાં જ્ઞાનનો અર્થ જ્ઞેય કરવો, કારણ કે તે વિષયસૂચક છે. સ્વપ્નનો વિષય-જે કાંઇ સ્વપ્નમાં જોયું હોય તે. સ્વપ્ન એટલે—જે અવસ્થામાં વ્યવહારીક ઇંદ્રિયોદ્વારા જીવને બાહ્ય પદાર્થોનું જ્ઞાન થતું નથી, પણ માત્ર મન વડે મનોમય પદાર્થોનું જ્ઞાન થાય છે, તે અવસ્થા સ્વપ્ન કહેવાય છે. ગાઢ નિદ્રાનો વિષય આનંદ.

સ્વપ્નમાં જે કાંઇ મનોહર જોયું હોય, તે વિષયમાં ચિત્તને સ્થાપીને એકાગ્ર કરવું, અથવા ગાઢ નિદ્રામાં જે આનંદ પ્રાપ્ત થાય છે, તે આનંદમાં ચિત્તને સ્થાપીને એકાગ્ર કરવું, એવો આ સૂત્રનો સ્થૂલ ભાવ છે.

અધ્યાત્મ દૃષ્ટિથી આ સૂત્રમાં કાંઇ વિશેષ જાણવાનું મળે છે તે સંબંધમાં સ્મૃતિકારો કહે છે કે—

> **चराचरं लय इव प्रसुप्तमिह पश्यताम्।**
> **किं मृषा व्यवहारेषु न विरक्तं भवेन्मनः॥**
> **ब्रह्माद्यं स्थावरांतं च प्रसुप्तं यस्य मायया।**
> **तस्य विष्णोः प्रसादेन यदि कश्चित् प्रमुच्यते॥**
> **दीर्घस्वप्नमिमं विद्धि दीर्घं वा चित्तविभ्रमं॥**

**या निशा सर्वभूतानां** વિગેરે શબ્દોથી ગીતાજી પણ ઉપલા સ્મૃતિકારોને ટેકો આપે છે.

તે તમામનો સાર એ છે કે—આ સંસાર પણ એક પ્રકારનું સ્વપ્ન છે. વાસ્તવિક સ્વપ્ન ટુંકા વખતનું છે, અને સંસાર સ્વપ્ન લાંબા વખત માટે છે. વાસ્તવિક સ્વપ્ન જાગ્યા પછી ખોટું જણાય છે, અને સંસારસ્વપ્ન અપરોક્ષ જ્ઞાન થયા પછી ખોટું જણાય છે. સ્વપ્નના મનોહર દેખાવમાં ચિત્ત સ્થાપીને, તેને જેમ એકાગ્ર કરવામાં આવે છે; તે પ્રમાણેજ આ સંસારના મનોહર દેખાવમાં ચિત્તને સ્થાપીને એકાગ્ર કરી શકાય. [મનોહર દેખાવ એટલે શંકર, વિષ્ણુ, અગર સદ્ગુરૂનું વ્હાલું સ્વરૂપ.] સંભાળ રાખવા જેવી એ છે કે—જે વિષયમાં ચિત્તને સ્થાપવામાં આવે, તે વિષય રજોતમોથી રહીત હોવો જોઇએ. હજી જરા આગળ વધીને જોઇએ તો દેખાય કે—તત્ત્વવિદ્ પુરૂષો આ સંસારમાં રહે છે, છતાં ચિત્તની સ્થિરતા સાચવવા માટે, અથવા અનિત્ય પદાર્થોમાં તિવ્ર વૈરાગ્ય કેળવવા માટે, સંસારમાં સ્વપ્નબુદ્ધિથી અગર નિંદ્રાબુદ્ધિથી જીવન ગાળે છે.

આ સૂત્ર તથા ઉપરના સૂત્રોમાં બતાવેલી રીત પ્રમાણે ચિત્ત સ્થિર ન થઇ શકે, તો તે સંબંધમાં હજી વિશેષ ખુલાસો કરે છે તે ભાવથી સાંભળો:—

**सूत्रं–यथाऽभिमतध्यानाद्वा ॥ ३९ ॥**

પદચ્છેદઃ—**वा**–અથવા. **यद् एव अभिमतं तद् एव ध्यायेत् ॥ तत् अपि चित्तम् स्थितिं लभते**–જે પ્રાણી, પદાર્થ અગર દેવ પોતાને પ્રિય હોય, તેનું ધ્યાન ધરવું,–તેમ કરવાથી પણ ચિત્ત એકાગ્ર થઈ શકશે.

**અર્થ—અમુક પ્રાણી, પદાર્થ અગર દેવમાં પ્રીતિ હોય, તો તેમાં ચિત્તની વૃત્તિ જોડવી. તેમ કરવાથી પણ ચિત્તની એકાગ્રતા થઇ શકે છે. [ ૩૯ ].**

**39. Or by meditating according to one's own selection.**

વિવેચન ૩૯—

આડત્રીશમાં સૂત્ર સુધી ચિત્તને એકાગ્ર કરવાની કેટલીક મુકરર વિધિઓ બતાવી. હવે આ ઓગણચાળીશમા સુત્રમાં તેથી આગળ વધીને કહે છે કે ૩૮ સૂત્ર સુધી બતાવેલી વિધિઓ કરતાં તમને ગમે એવી કોઇ બીજીજ રીતે, તમે તમારૂં ચિત્ત સ્થિર કરી શકતા હો તો તેમાં કશો વાંધો નથી;' [તે સુચનામાં એટલું યાદ રાખવું ઘટે છે કે–ધ્યેય રજો–તમોથી રહિત હોવું જોઇએ- કારણ કે રજો દુઃખકર્તા, અને તમો મૂઢતા ઉત્પન્ન કરનાર છે.] ચિત્ત સ્થિર કરવાના બે મુખ્ય રસ્તા છે. એક બાહ્ય પદાર્થો ઉપર ચિત્તને સ્થિર કરવાથી, અને બીજું આંતર્પદાર્થો ઉપર ચિત્તને સ્થિર કરવાથી. બાહ્ય પદાર્થો એટલે રામ–કૃષ્ણાદિ દેવોની મુર્તિઓ અગર સુર્ય–ચંદ્રાદિ દેવોની મુર્તિઓ અગર દીપકમણી વિગેરે.

વ્રજમાં યશોદા પાસે લાડ કરતા–કાલુ કાલુ બોલતા–શ્રીકૃષ્ણમાં તમને પ્યાર હોય, તો તેનું ધ્યાન ધરો. વિદુરને ઘેર ભાવના ભૂખ્યા પ્રભુ કેળાનાં છોડાં આરોગતા હતા, તે તમને ગમતા હોય, તો તેનું ધ્યાન ધરો. કૌશલ્યાના પ્યારા રઘુનંદન ગુરૂ વસિષ્ઠ પાસે ઉપદેશ (યોગવાસિષ્ઠ) સાંભળે છે, તે રૂપ ગમતું હોય, તો તેનું ધ્યાન ધરો. સાધુવેશે શવરીને પાવન કરવા, શવરીના આશ્રમમાં પધારી, બોરાં આરોગે છે, તે રૂપ ગમે, તો તેનું ધ્યાન ધરો, બમ્ ભોળામાં પ્રીતિ હોય તો, તાંડવનૃત્ય કરતા મહાદેવજીનું ચિંતવન કરો.

આંતર્પદાર્થો એટલે આ દેહમાં રહેલા પદાર્થો અગર બ્રહ્માંડમાં રહેલા અદૃષ્ય તત્વો. **अथ य एषोऽन्तरादित्ये हिरण्मयः पुरुषो दृश्यते हिरण्यश्मश्रुः हिरण्यकेश...** વિગેરે શબ્દોથી સામવેદીય છાંદોગ્ય ઉપનિષદ્ કહે છે કે–સૂર્યમંડળમાં સુવર્ણભૂષણથી શણગારેલા અને સોના જેવા ચળકતા, દાઢી મુછવાળા અને ઉજળા કેશવાળા, તથા નખશિખ સુધી સુવર્ણ સરખા પ્રકાશવાળા, પ્રફુલ્લ કમળ જેવા નેત્રવાળા અને જેને યોગીઓ સમાધિમાં જુવે છે, તે પરમાત્માનું નામ **ઉત** છે. એટલે તે પાપોથી રહિત છે. જે પુરૂષ તેનું ધ્યાન ધરે છે, તે પાપોથી રહિત થાય છે.

દેહની અંદર હૃદય કમળમાં ચિત્તવૃત્તિ સ્થાપીને, ચિત્તને એકાગ્ર કરી શકાય છે. [તે વાત આગળ ૧૮૮મે પાને થઇ છે.] કોઇ કોઇ યોગીઓ દેહની અંદર રહેલા ચક્રો તથા ચક્રના અધિષ્ઠાન દેવ ઉપર ચિત્તવૃત્તિ સ્થિર કરીને ચિત્તને એકાગ્ર કરે છે. (અપૂર્ણ.)

**નોંધ**—આ સાલમાં–૧૨+૬ અઢાર વેદાંતના, અને ૩ યોગના એમ એકવીશ ફરમા થઇ ચૂકયા છે.

# સમાધિપાદ—ચાલુ.

ગઈ સાલમાં ૧૯૨ મા પાના ઉપર ૩૯ મા સૂત્રનું વિવેચન શરૂ કર્યું છે. હવે આગળ વધીએ—

[ ખાસ સૂચના—આ ભાગ શરૂ કર્યા પહેલાં, સમાધિપાદનો પૂર્વભાગ વાંચવો ઘટે છે. તેના બાર ફરમા નીકળી ચૂકેલા છે. જોઇએ તો પોસ્ટેજ સાથે દસ આના મોકલો. ]

**ચક્રો સંબંધી થોડી વાત કરૂં—**

**ચક્રો**—બ્રહ્મરંધ્રમાં **અજરામર** નામનું સહસ્ર પાંખડી વાળું **ચક્ર** છે. તેના અધિષ્ટાતાદેવ **શ્રીસદ્‌ગુરૂ** છે. [ પાંખડીએ અક્ષરોથી અંકિત ગણાય છે, એટલે અજરામર ચક્ર સહસ્ર અક્ષરોથી અંકિત છે.] તેની નીચે બન્ને ભ્રકુટીની મધ્યમાં **આજ્ઞાચક્ર** છે. તે **ह** અને **क्ष**, એ અક્ષરોથી અંકિત બે પાંખડીવાળું છે. તેનો અધિષ્ટાતા **દેવ મહેશ્વર** છે. તેનાથી નીચે કંઠના ભાગમાં **વિશુદ્ધચક્ર** છે. તે **अ आ** વિગેરે ૧૬ સ્વર અક્ષરોથી અંકીત-૧૬ પાંખડી વાળું છે. તેનો અધિષ્ટાતા દેવ **જીવાત્મા** છે. હૃદયસ્થાનમાં **અનાહતચક્ર** છે; તે **ચક્ર क થી ठ** સુધીના બાર અક્ષરોથી અંકિત-બાર પાંખડી વાળું છે. તેનો અધિષ્ટાતા દેવ **રૂદ્ર** છે; નાભિના મૂળમાં **મણીપુર નામનું ચક્ર** છે. તે ચક્ર **ड** થી **फ** સુધીના બાર અક્ષરોથી અંકિત-બાર પાંખડી વાળું છે. તેનો અધિષ્ટાતા દેવ **વિષ્ણુ** છે. ઉપસ્થના મૂળમાં **સ્વાધિષ્ઠાન નામનું ચક્ર** છે. તેમાં **ब** થી **ल** એ છ અક્ષરોથી અંકિત-છ **પાંખડી** વાળું ચક્ર છે, તેનો અધિષ્ટાતા **દેવ બ્રહ્મા** છે. ગુદાના મૂળમાં **આધાર** નામનું ચક્ર છે. તેમાં **व श ष स** એ ચાર અક્ષરોથી અંકિત ચાર પાંખડી છે, તેનો અધિષ્ટાતા દેવ શ્રી **ગણેશ** છે. ઉપર પ્રમાણે જ્યાં યોગ્ય લાગે ત્યાં ચિત્તવૃત્તિને સ્થિર કરીને ચિત્તને એકાગ્ર કરવું. ઉત્સાહ, અભ્યાસ અને શ્રદ્ધા વિના આવા કાર્યમાં સિદ્ધિ પ્રાપ્ત થતી નથી; તે વાત સાધકે યાદ રાખવી ઘટે છે.

ચોત્રીશથી ઓગણચાલીશ સુધીના સૂત્રોમાં ચિત્તને એકાગ્ર કરવાની અનેક રીતિએ બતાવી. તે પ્રમાણે ચિત્ત એકાગ્ર થયું છે કે નહિં, તેની ખાત્રી માટે, સૂત્રકાર ચાળીશમું સૂત્ર લખે છે.

**सूत्रं—परमाणुपरममहत्त्वांतोऽस्य वशीकारः ॥ ४० ॥**

પદચ્છેદ—**परमाणुश्च परममहत्त्वंश्च परमाणुपरममहत्त्वे तयोः अन्तः परमाणुपरममहत्त्वांतः**-પરમાણુથી માંડીને પરમ મહતત્ત્વ સુધી-આકાશ સુધી-તમામ પદાર્થો. **अस्य (चित्तस्य) वशीकारः**-ઉપર પ્રમાણે એકાગ્ર થએલા ચિત્તને વશ થાય છે.

**અર્થ**—ઉપર પ્રમાણે કેળવાએલું ચિત્ત પરમાણુથી આકાશ સુધીના દરેક પદાર્થોમાં સ્થિર થઈ શકે છે. [અર્થાત્-જ્યાં ઈચ્છા હોય, ત્યાં ચિત્તને સ્થાપીને એકાગ્ર કરી શકાય છે. **'વશીકાર'** એટલે-**સ્થિર થાય** એવી શક્તિ.] (૪૦)

40 The yogi's mastery extends from the atomic-from the finest atom-to infinity.

૪૦ વિવેચન—

જેમ થરમામીટરથી તાવની ગર્મી માપી શકાય છે, તેમ આ સૂત્રથી ચિત્તની એકાગ્રતા માપી શકાય છે. પદાર્થોમાં નાનામાં નાનું પરમાણું, અને મોટામાં મોટું આકાશ.

પરમાણુંથી આકાશ સુધીના, ગમે તે પ્રાણી પદાર્થ ઉપર ચિત્તવૃત્તિ સ્થિર થઈ શકે, ત્યારે સમજવું કે ચિત્તની એકાગ્રતાનો જય થયો છે.

આ સિવાયના બીજા જેવા તેવા વશીકાર અપરવશીકાર કહેવાય છે. આ વશીકારનું નામ **પરવશીકાર** છે. પરવશીકાર એજ ચિત્તને એકાગ્ર કરવાની વિધિની હદ અગર સીમા છે. તેથી આગળ હવે કોઇ સાધન અગર વિધિ નથી.

આ પ્રમાણે તૈયાર થએલું ચિત્ત, સમાધિનો લાભ કેવી રીતે આપી શકે, તે વાત હવે થશે.

પ્રથમ સમાધિ સંબંધી થોડી વાત કરીએ—

**સમાધિ—આ સમાધિપાદ-એટલે** સમાધિનું પ્રકરણ, ઉત્તમ અધિકારીઓ માટે છે. મધ્યમ અધિકારીઓએ પાતંજલયોગદર્શનનું શ્રવણ અગર અભ્યાસ, સાધનપાદથી શરૂ કરવો જોઇએ. તેટલા માટેજ સાધનપાદથી મેં આ ગ્રન્થ શરૂ કર્યો છે. હવે પછીના ૪૧ મા સૂત્રમાં, એકદમ સમાધિની વાતો શરૂ થશે. જેમણે સાધનપાદ વાંચ્યો નથી, તેમને તે વાત સમજણ પડે એવી નથી. સાધનપાદ વાંચી ગયા હો, તો પણ આપ સૌ સાધનપાદમાં આવો. જુઓ પાનું ૪૫. **यमनियमाऽसनप्राणायामप्रत्याहार-धारणाध्यानसमाधयोऽष्टावङ्गानि ॥ २९ ॥** યમ, નિયમ આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ-એ પ્રકારનાં આઠ, યોગનાં અંગો છે. તેજ પાદના ત્રીશમા સૂત્રથી દરેક અંગોનો જુદો જુદો ખુલાસો કર્યો છે. ૩૦ મા સૂત્રમાં કહ્યું કે-અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ-આ **પાંચ યમો** છે. ૩૧ મા સૂત્રમાં કહ્યું કે-તે **સાર્વભૌમ મહાવ્રત** છે. ૩૨ મા સૂત્રમાં કહ્યું કે-'પવિત્રતા, સંતોષ, તપ, સ્વાધ્યાય, અને ઇશ્વરપ્રણિધાન-એ **પાંચ નિયમો** છે. ૪૫ મા સૂત્ર સુધી દરેકના જુદા જુદા લાભ બતાવ્યા. ૪૬-૪૭-૪૮ સૂત્રોમાં આસન સંબંધી ખુલાસો છે. ૪૯ થી ૫૧ મા સૂત્રોમાં પ્રાણાયામના ખુલાસા છે. ૫૨ મા સૂત્રમાં પ્રાણાયામથી થતા લાભનો ખુલાસો છે. ૫૩ મા સૂત્રમાં કહે છે-'પ્રાણાયામ સિદ્ધ થયા પછી ધારણા થઇ શકે છે' ૫૪ મા સૂત્રમાં પ્રત્યાહારના ખુલાસા છે. (૫૫) મા સૂત્રમાં પ્રત્યાહારનું ફળ જણાવ્યું કે-" પ્રત્યાહારથી ઇંદ્રિયો આધીન વર્તે છે."

સાધનપાદમાં—ઉપર પ્રમાણે સાધનપાદમાં, યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર અને ધારણા-એમ છ-અંગોનું નિરૂપણ થયું. આ સમાધિપાદ માટે ધ્યાન અને સમાધિ-એમ બે અંગોનું નિરૂપણ બાકી રહ્યું.

ધ્યાન માટે, વૃત્તિના નિરોધની જરૂર પ્રથમ હોવાથી, **योगश्चित्तवृत्तिनिरोधः ॥२॥** એ સૂત્રથી પતંજલિ ભગવાને સમાધિપાદનો ઉપદેશ શરૂ કર્યો.

આ વાત મેં આપને ઘણીજ ટુંકામાં કહી. હવે સાધનપાદનાં ઉપર જણાવેલાં સૂત્રોનાં વિવેચન વાંચી જજો. તેથી આગળ સમજણ પડશે.

સમાધિના વિષયને, પાછળ ક્યાં સંબંધ છે, તે વાત મેં કરી; પણ **સમાધિ** એટલે શું? સમાધિથી શા શા લાભ છે? તે વાત હજી બાકી છે. હવે તે વાત સાંભળો-[ સમાધિપાદના

૪૦ સૂત્રો સુધી ધ્યાન-ચિત્તવૃત્તિને એકાગ્ર કરવાની રીત-બતાવી. વચ્ચે વચ્ચે સમાધિ સંબંધિ થોડી સૂચના આપી છે; પણ ચિત્તની એકાગ્રતા ઉપર વિશેષભાર મૂકયો છે. ૪૧ મા સૂત્રથી સમાધિનો વિષય શરૂ થશે.]

**સમાધિની શી જરૂર છે?—સહજાત જ્ઞાન**-સહજાત જ્ઞાન એટલે કુદરતી રીતે જન્મની સાથે મળેલું જ્ઞાન. અહાર, નિદ્રા, ભય, મૈથુન અને પોતાના બાળકો પ્રત્યે પ્રેમ-આટલું જ્ઞાન પશુ, પક્ષી અને મનુષ્ય સૌને સામાન્ય હોય છે.

મનુષ્ય જ્ઞાન—સહજાતજ્ઞાન ઉપરાંત મનુષ્ય પોતાના બુદ્ધિબળનો ઉપયોગ કરીને, અન્યને પીડા કરીને, પોતાનોજ સ્વાર્થ સાધે, જેટલું પ્રત્યક્ષ દેખાય તેજ સાચું માને. **अपरस्परसंभूतं, किमन्यत्कामहेतुकं** । આ જગત્‌ને પરસ્પર કાર્ય કારણતા વિનાજ બનેલું માને, અને-'તેમાં વિષયોના ભોગ સિવાય બીજું કાંઇ નથી,' એવા વિચાર કરે.

**एतां दृष्टिमवष्टभ्य, नष्टात्मानोऽल्पबुद्धयः ॥**
**प्रभवंत्युग्रकर्माणः, क्षयाय जगतोऽहिताः ॥ ९ ॥**
**काममाश्रित्य दुष्पूरं, दंभमानमदान्विताः ॥**
**मोहाद्गृहीत्वाऽसद्ग्राहान्, प्रवर्ततेऽशुचिव्रताः ॥ १० ॥**
**चिन्तामपरिमेयां च, प्रलयांतामुपाश्रिताः ॥**
**कामोपभोगपरमा, एतावदिति निश्चिताः ॥ ११ ॥**
**आशापाशशतैर्बद्धाः, कामक्रोधपरायणाः ॥**
**ईहंते कामभोगार्थ-मन्यायेनार्थसंचयान् ॥ १२ ॥** વિગેરે—[ ગીતા અ. ૧૬ ]

અર્થ—એવા ઉંધા વિચાર કરીને જગત્‌નું બગાડનારા, ઉગ્રકર્મી અને અલ્પબુદ્ધિવાળા નષ્ટાત્માઓ, જગત્‌ને જાણે લુંટીને પાયમાલ કરવા માગતા ન હોય એવા. [૯] કદિ પૂર્ણ ન થાય એવી જે ભોગેચ્છાઓ, તેને સદા આધીન રહીને-દંભ, માન, તથા મદથી ભરેલા દુરાચારીઓ, મોહને લીધે બળતાજ વિચારો કર્યા કરે છે; અને પરિણામે ખોટાં કામોમાં જોડાય છે. [૧૦] 'મોજમજા કરવી એજ સૌથી સારૂં છે' એવા નિશ્ચયવાળા તેઓ હોવાથી, મરતાં સુધી તેને લગતીજ અપાર ચિંતાઓમાં તેઓ ડુબ્યા રહે છે. [૧૧] આશાઓના સેંકડો પાશથી બંધાઇને, તથા કામક્રોધ પરાયણ રહીને, પોતાને મનગમતા ભોગો ભોગવવા માટે, અન્યાયથી ધન ભેળું કરવા તેઓ મથે છે. [૧૨] વિગેરે—

પોતાની બુદ્ધિ પહોંચી ત્યાં સુધી, મનુષ્યે સુખ માટે પ્રયત્ન કર્યો; પણ આખરે ખાત્રી થઇ કે—આ સુખ ક્ષણિક છે. જેમ ઝાંઝવાના જળ દેખીને દોડનારો પુરૂષ આખરે થાકીને બેસી જાય છે, તેમ ક્ષણિક સુખ માટે પ્રયત્ન કરનારો પુરૂષ, દીવાન હોય કે-રાજા હોય-પણ આખરે થાકીને બેસી જાય છે. પોતાની નાભિમાં રહેલી કસ્તુરીની સુગંધથી ઘેલો થએલો કસ્તુરીમૃગ, કસ્તુરીની શોધમાં આખા વનમાં ભટકે છે, આખરે થાકીને બેસી જાય છે. તેમ ક્ષણીક સુખની શોધમાં રખડનારો મનુષ્ય, ઘણું ભટકયા પછી આખરે બેસી જાય છે.

બેસી ગયા પછી વિચાર કરે છે કે-'હું કોણ? કયાંથી આવ્યો? અને પાછો કયાં જઇશ? આ જગત્ શું છે? તેનો કોઇ નિયંતા છે કે નહિં? છે તો તે અવિનાશી છે કે વિનાશી?' આવા અનેક પ્રશ્નોનો જવાબ આપણી બુદ્ધિ આપી શકતી નથી. કારણકે આ પ્રશ્નો બુદ્ધિથી

આઘેરા પ્રદેશના છે. આપણી બુદ્ધિ કહે છે કે-'હું તો અજ્ઞેયવાદી છઉં-જગતનો નિયંતા છે કે નહિં ? વિગેરે બાબતમાં હું ચોક્કસ જવાબ આપી શકતી નથી.' તેથી ખાત્રી થાય છે કે-મનુષ્યની બુદ્ધિ એક ક્ષુદ્ર કુંડાળામાં ગતિ કરી શકે છે. જે પરમતત્ત્વને મનુષ્ય ઘણુંજ મુલ્યવાન માને છે, તે પરમતત્ત્વ બુદ્ધિના એ સાંકડા કુંડાળાની પેલી બાજુએ છે. ભલે બુદ્ધિ જવાબ ન આપી શકે-પણ આ પ્રશ્નોના ઉત્તર મનુષ્યને ઘણાજ જરૂરના છે. તે પ્રશ્નોના સંતોષકારક જવાબ વિના મનુષ્યજીવન અસાર-શુષ્ક-જણાય છે. મનુષ્ય સ્વભાવમાં જે કાંઇ સુંદર અને ગંભીર જણાય છે, તે સર્વનો આધાર, બુદ્ધિની પેલીમેરના પ્રદેશમાંથી, જે ઉત્તર મળ્યા છે, તેના ઉપર રહેલો છે.

દરેક ધર્મના પ્રચારકો અગર મહાન્ પુરૂષો જાહેર રીતે કહેતા આવ્યા છે કે-"અમે આ મહાન્ સત્યો જગતની પેલીમેરના પ્રદેશમાંથી પ્રાપ્ત કર્યાં છે." કોઇ કહે છે કે-'મને સ્વપ્નામાં આવું જ્ઞાન મળ્યું.' કોઇ કહે છે કે-'મને દેવે આવીને આ પ્રમાણે કહ્યું.' કોઇ કહે છે કે-'હું નેત્ર વીંચીને માળા ફેરવતો હતો, ત્યારે મને મહાદેવજીએ આ પ્રમાણે કહ્યું.' અગર-દેવીએ મને નવરાત્રીમાં પડચો દીધો.' આ બધી વાત ઠીક છે; પણ તે કાર્ય અમુક પદ્ધતિસર ગણાય નહિં. યોગશાસ્ત્રે તે કાર્ય પદ્ધતિસર કરી આપ્યું, એટલુંજ નહિં-પણ યોગશાસ્ત્રે વિશેષમાં એમ શીખવ્યું કે-'બુદ્ધિની પેલીમેરનો પ્રદેશ, પૃથ્વીની પેલીમેર નથી, પણ તે પ્રદેશ તો આપણા પોતાના હૃદયમાંજ છે.' તેથી પણ આગળ વધીને, યોગશાસ્ત્ર શીખવે છે કે-'ચિત્તની પોતાનીજ એક ચોક્કસ ઉચ્ચ અવસ્થા છે, કે જે અવસ્થામાં, તે બુદ્ધિ અને અહંભાવની પેલીપાર ઇંદ્રિયાતીત પ્રદેશમાં ચાલ્યું જાય છે. આ પ્રમાણે જ્યારે ઉચ્ચ ભૂમિકામાં ચિત્ત પહોંચી જાય છે, ત્યારે જે જ્ઞાનને એકલી બુદ્ધિ ગ્રહણ કરી શકતી નથી, જ્યાં તર્ક અને વિચારની ગતિ પહોંચી શકતી નથી; તે જ્ઞાન મનુષ્યને પ્રાપ્ત થાય છે. થોડે સુધી બુદ્ધિ ચિત્તની સાથે રહે છે, પછી બુદ્ધિ અટકી જાય છે. બુદ્ધિ અટકે છે ખરી, પણ દૂર રહીને રસ્તો બતાવે છે.

**ચિત્તની અવસ્થાઓ**—જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિ અને તુર્યા-એવી ચિત્તની ચાર અવસ્થાઓ છે-**જાગ્રત્માં** દૃશ્યની સાથે ચિત્તનું તાદાત્મ્ય હોય છે, અને બુદ્ધિજન્યજ્ઞાન હોય છે. તે જ્ઞાન અહંભાવથી યુક્ત હોય છે. **સ્વપ્નમાં**-દૃશ્યના અનુભવમાં ચિત્તનું તાદાત્મ્ય અને બુદ્ધિજન્યજ્ઞાન હોય છે. તે જ્ઞાન પણ અહંભાવથી યુક્ત હોય છે. **સુષુપ્તિમાં**-બુદ્ધિજન્ય જ્ઞાન નહીં, અને અહંભાવ પણ નહિં-તદ્દન અજ્ઞાનદશા. **તૂર્યાવસ્થામાં**-બુદ્ધિની પેલીમેરનું જ્ઞાન-એટલે-બુદ્ધિથી ગ્રહણ ન કરી શકાય તેવું જ્ઞાન-ઇંદ્રિયાતીત જ્ઞાન હોય છે. તે જ્ઞાન અહંભાવથી રહિત હોય છે. સુષુપ્તિ અને તુર્યાવસ્થા-એમ બેઉ અવસ્થામાં, અહંભાવનો નાશ હોય છે. સુષુપ્તિમાં અજ્ઞાન દશામાં અહંભાવનો નાશ હોય છે; અને તુર્યાવસ્થામાં જ્ઞાનદશામાં અહંભાવનો નાશ હોય છે. તેથી સુષુપ્તિ કરતાં તુર્યાવસ્થા શ્રેષ્ઠ ગણાય છે. સુષુપ્તિમાં ગયા પછી જ્ઞાનમાં ફેરફાર થતો નથી. તુર્યાવસ્થામાં ગયા પછી મનુષ્ય મહા જ્ઞાની બની જાય છે. ચિત્તની પ્રસન્નતા વધી પડે છે. સ્વભાવમાં ભારે પરિવર્તન થએલું જણાય છે. આ અવસ્થાનું બીજું નામ **સમાધિ** છે.

આ ચોથી અવસ્થા-સમાધિદશા-જ્ઞાનાતીત ભૂમિકા--નો લાભ મનુષ્યદેહમાંજ થઇ શકે છે. મનુષ્યોમાં પણ જેઓ સંસ્કારી અને સાવધ છે, તેઓજ આ અવસ્થાનો લાભ લે છે.

આ જ્ઞાનાતીત અવસ્થામાં એકદમ-જેમ ફાવે તેમ-પહોંચવામાં ઘણાં જોખમ છે. એમ

કરવા જતાં કેટલાએક ગાંડા થઇ જાય છે, અગર ખોટા વહેમમાં પડે છે. જેમ લાડુ બનાવનારે અમુક પદ્ધતિથી લાડુ બનાવવો પડે છે, તેમ યોગાભ્યાસીઓએ અમુક પદ્ધતિથીજ યોગ સાધવો ઘટે છે. આખી જીંદગીભર વાદવિવાદ કર્યા કરીએ, બુદ્ધિ દોડાવ્યા કરીએ, તર્ક કર્યા કરીએ, પણ જાતે અનુભવ ન લઇએ, ત્યાંસુધી જ્ઞાનાતીત ભૂમિકાનો વાસ્તવ અનુભવ થાય નહિં. તાત્પર્ય–પુસ્તકો અને સદ્ગુરૂ રસ્તો બતાવે ખરાં, પણ અનુભવ જન્યજ્ઞાન તો પંડથીજ મળે. સમાધિદશામાં જવા માટે, મહાત્મા પુરૂષોએ યોગના તમામ અંગોને ક્રમવાર ગોઠવ્યાં છે. અભ્યાસમાં જય મેળવવો હોય, તો–પ્રથમ—

**कृतविद्यो जितः शांतः, सत्यधर्मपरायणः । गुरुशुश्रूषणरतः, पितृमातृपरायणः ॥**
**विध्युक्तकर्मसंयुक्तः, शुचिर्भूत्वा समाहितः ।**
**त्रिकालस्नानसंयुक्तः, स्वधर्मनिरतः सदा ॥** [ યાજ્ઞવલ્ક્ય સંહિતા. ]

આવા થાઓ—કેવા ?–શાસ્ત્રનું જ્ઞાન જોઇએ, જીતેંદ્રિય તથા શાંત થવું જોઇએ. સત્યધર્મમાં, ગુરૂ સેવામાં અને માતાપિતાની સેવામાં તત્પરતા જોઇએ. આશ્રમધર્મનું પાલન કરવું જોઇએ. પવિત્ર રહેવું અને ચિત્તને વારંવાર એકાગ્ર કરતાં શીખવું. પ્રાતઃ મધ્યાન્હ અને સાયંકાળ–ત્રણે સમયે ( નિત્ય કરવા માટે ) સ્નાનાદિક ક્રિયા કરવી જોઇએ, અને પોતાના ધર્મમાં દૃઢ રહેવું જોઇએ. સમાધિ સંબંધી થોડી વાત કરી. એ ત્રણવાર શાંતિથી વાંચીને વિચાર કરજો. કાંઇક વિશેષ સમજાશે.

હવે સમાધિનો વિષય શરૂ થાય છે—

**सूत्रं—क्षीणवृत्तेरभिजातस्येव मणेर्ग्रहीतृग्रहणग्राह्येषु तत्स्थतदंजनता-समापत्तिः ॥ ४१ ॥**

પદચ્છેદ—**अभिजातस्य मणेः इव**–અતિ નિર્મળમણિની માફક–એટલે અતિ ચળકતા નિર્મળમણિમાં જેમ ગમે તે પદાર્થનું પ્રતિબિંબ પડે છે, તેમ **क्षीणाः वृत्तयः यस्य तत् क्षीणवृत्ति ( चित्तम् ) तस्य क्षीणवृत्तेः**-ક્ષીણવૃત્તિવાળા ચિત્તમાં એટલે નિર્મળ અંતઃકરણમાં **ग्रहीतृ** ( આત્મા ), **ग्रहणं** ( ઇંદ્રિય ), **ग्राह्यं** (સ્થૂલ સૂક્ષ્મ તમામ પદાર્થો) **तेषु**–આત્મા, ઈંદ્રિય અને તમામ પદાર્થોમાં [ **तत्-तस्मिन्**-ચિત્તમાં **स्थत्वं**-સ્થિરતા થતાં, એકાગ્રતા થતાં **तत्-तस्मिन्**-તે ધ્યેય વસ્તુમાં. **अंजनता** એટલે સ્વસ્વરૂપનો ત્યાગ કરીને તદ્રૂપ બનવું. તદ્રૂપતા, લવલીનતા. ] **तत्स्थतदंजनता**-ચિત્તમાં કોઇ પણ ધ્યેય વસ્તુની સ્થિરતા થતાં ચિત્ત તે ધ્યેય વસ્તુરૂપ–તદ્રૂપ. [ **सम्यक् आपत्तिः (प्राप्तिः) इति समापत्तिः**-રૂડે પ્રકારે પ્રાપ્ત થાય તે. અહિં **समापत्तिः** નો અર્થ–'સંપ્રજ્ઞાત સમાધિ' કરવો. ] **समापत्तिः**-(એ પ્રમાણે તદ્રૂપ થાય તેનું નામ ) સંપ્રજ્ઞાત સમાધિ.

**અર્થ—નિર્મળમણિમાં ગમે તે પદાર્થનું પતિબિંબ પડતાં, મણિ તે પદાર્થરૂપ–તદ્રૂપ બને છે, તે પ્રમાણેજ ગ્રહિતૃ ( આત્મા ) ગ્રહણ ( ઈંદ્રિય ) અને ગ્રાહ્ય (ગમે તે પદાર્થ )નું ( નિર્મળ થએલા ) ચિત્તમાં પ્રતિબિંબ પડતાં [ એટલે ચિત્તમાં તેની સ્થિરતા ( એકાગ્રતા ) થતાં ] ચિત્ત તેમાં તદ્રૂપ થાય છે. આ સ્થિતિનું નામ સંપ્રજ્ઞાત સમાધિ કહેવાય છે. [૪૧]**

41. In the case of one, when the vrittis ( transformations ) become controlled ( or annihilated ), his mind obtains in concentratedness and sameness of **ग्रहितृ**-the **receiver**, **ग्रहण**-the instrument of reccivnig, and **ग्राह्य**-the external objects, like a trasparent Jewel; or when the vrttis becomes controlled, there is in the mind, entire identity with, and complete absorption in, of **ग्रहितृ**-cogniser, **ग्रहण** cognition and **ग्राह्य**--the cognised like a crystal.

૪૧ વિવેચન—

**संप्रज्ञातसमाधिः—सम्यक् संशयविपर्ययरहितत्वेन प्रज्ञायते भाव्यस्य स्वरूपं यत्र सः संप्रज्ञातः समाधिः ॥** સંશય વિપર્યય રહિતપણાને લીધે, જે સ્થિતિમાં ધ્યેયનું સ્વરૂપ યથાર્થ સમજાય, તે સ્થિતિનું નામ સંપ્રજ્ઞાત સમાધિ. તે **સંપ્રજ્ઞાત** સમાધિ વિતર્ક, વિચાર, આનંદ અને અસ્મિતા એવા ચાર પ્રકારની છે.

સંપ્રજ્ઞાત સમાધિના **ગ્રહિતૃ, ગ્રહણ** અને **ગ્રાહ્ય** એવા ત્રણ પ્રકાર પણ છે. સંપ્રજ્ઞાત સમાધિની ભૂમિકાના ક્રમ પ્રમાણે ગ્રાહ્ય, ગ્રહણ અને ગ્રહિતૃ એ પ્રમાણે ક્રમ રાખવો જોઇએ. **ગ્રાહ્ય** એટલે સ્થૂલ સૂક્ષ્મ પદાર્થો, **ગ્રહણ** એટલે 'ઇંદ્રિય' અને **ગ્રહિતૃ** એટલે 'બુદ્ધિસહિત પુરૂષ'. ગ્રાહ્ય સંપ્રજ્ઞાત સમાધિમાં વિતર્ક અને વિચાર-એમ બે સંપ્રજ્ઞાત સમાધિનો સમાસ થાય છે. ગ્રહણ સંપ્રજ્ઞાત સમાધિમાં આનંદસંપ્રજ્ઞાતનો સમાસ થાય છે. અને ગ્રહિતૃ-સંપ્રજ્ઞાત સમાધિમાં અસ્મિતા સમાધિનો સમાસ થાય છે.

પાછળ આ પાદના ૧૭ મા સૂત્રમાં ૧૩૮ મે પાને-સંપ્રજ્ઞાત સમાધિના ખુલાસા કર્યા છે, તોપણ અહીં કંઇ વિશેષ વાત કરીએ—

'વિતર્ક' અને 'વિકલ્પ' એ બેઉનો અર્થ કલ્પના એકજ છે. માટે તેમાં ભૂલા પડવું નહિં.

**ગ્રાહ્ય** એટલે શું ?—સ્થૂલ સૂક્ષ્મ તમામ પદાર્થો, જડ ચેતન પદાર્થો, પૃથ્વી આદિ **સ્થૂલ** ભૂતો, ગંધાદિ તન્માત્રા, અહંકાર, મહતત્ત્વ અને પ્રકૃતિ સુધીના પદાર્થો.

**वितर्कः—स्थूले साक्षात्कारवती प्रज्ञा वितर्कः ।** સ્થૂલ પદાર્થોમાં સાક્ષાત્કારવાળી પ્રજ્ઞા ( બુદ્ધિ ) થાય, તે **વિતર્કસંપ્રજ્ઞાત સમાધિ** કહેવાય છે, વિતર્કસંપ્રજ્ઞાત સમાધિના બે ભાગ છે. (૧) સવિતર્ક સંપ્રજ્ઞાત અને (૨) નિર્વિતર્ક સંપ્રજ્ઞાત સમાધિ.

**विचारः—सूक्ष्मसाक्षात्कारवती प्रज्ञा विचारः ।** સૂક્ષ્મમાં સાક્ષાત્કારવાળી પ્રજ્ઞા થાય તે **વિચાર સંપ્રજ્ઞાત** સમાધિ કહેવાય છે. વિચાર સંપ્રજ્ઞાતના પણ બે ભાગ છે. ૧ સવિચાર સંપ્રજ્ઞાત અને ૨ બીજી નિર્વિચાર સંપ્રજ્ઞાત.

ઉપર જણાવી તે ગ્રાહ્ય સંપ્રજ્ઞાત સમાધિના (૪) ભાગ થયા, તેમાં આનંદ અને અસ્મિતા સંપ્રજ્ઞાત સમાધિઓના બબ્બે પ્રકાર ઉમેરીએ એટલે કુલ આઠ પ્રકાર થાય.

**आनंदः—इंद्रियसाक्षात्कारवती प्रज्ञा आनंदः ।** ઇંદ્રિયમાં સાક્ષાત્કારવાળી પ્રજ્ઞા થાય, ત્યારે તે **સાનંદસંપ્રજ્ઞાત** સમાધિ કહેવાય છે. આ સમાધિનું બીજું નામ **ગ્રહણ**-

**સંપ્રજ્ઞાત સમાધિ** પણ છે. જ્ઞાનસ્વભાવવાળા સત્ત્વપ્રધાન અહંકારમાંથી ઇંદ્રિયો ઉત્પન્ન થઈ છે, સત્ત્વ ગુણ સુખરૂપ છે. તેથી ઇંદ્રિયો આનંદરૂપ ગણાય છે.

**अस्मिता—अस्मितासाक्षात्कारवती प्रज्ञा अस्मिता।** અસ્મિતામાં સાક્ષાત્કારવાળી પ્રજ્ઞા થાય, ત્યારે તે **સાસ્મિતસંપ્રજ્ઞાત સમાધિ** કહેવાય છે.

**અસ્મિતા શું?**—અસ્મિતાનું બીજું નામ બુદ્ધિ અગર સાત્ત્વિક અહંકાર. સાત્ત્વિક અહંકારમાંથી ઇંદ્રિયો ઉત્પન્ન થઇ છે. તેથી અસ્મિતા એ ઇંદ્રિયોનું સૂક્ષ્મરૂપ છે, અને ઇંદ્રિયો એ અસ્મિતાનું સ્થૂલરૂપ છે. સાત્ત્વિક અહંકારમાં ગ્રહણ કરનાર આત્માનો અંતર્ભાવ છે, તેથી—**आत्मना सहैकीभूता बुद्धिः**—આત્માની સાથે એકરૂપ (તદ્રૂપ) થાય તે બુદ્ધિ.

**સમાધિમાં કેવી રીતે આગળ વધવું?**

**योगारंभे मूर्तहरि-ममूर्तमथ चिन्तयेत् ।**
**स्थूले विनिर्जितं चित्तं, ततः सूक्ष्मे शनैर्नयेत् ॥ स्मृति ॥**

સ્મૃતિકાર કહે છે કે—યોગાભ્યાસના આરંભમાં યોગીએ પ્રથમ સાકાર પરમાત્માનું ધ્યાન ધરવું. પછી નિરાકાર પરમાત્માનું ધ્યાન ધરવું, સ્થૂલમાં સારી રીતે સ્થિર થએલા ચિત્તને યોગીએ ધીમે ધીમે સૂક્ષ્મમાં લઇ જવું. આ નિયમનું પાલન કરવા માટે પ્રથમ વિતર્કા પછી વિચારા, પછી સાનંદા અને છેવટે સાસ્મિતા સંપ્રજ્ઞાત સમાધિનો આદર કરવો.

શુદ્ધ મણિજ સાનિધ્ય પડેલા પદાર્થોના રૂપરંગને ગ્રહણ કરી શકે છે. તેમ રજો તમોથી રહિત—નિર્મળ ચિત્ત ધ્યેયાકાર થઈ શકે છે. ગમે તે ગ્રાહ્ય પદાર્થમાં ચિત્તને એકાગ્ર કરતાં, તે પદાર્થનો રજો તમો દૂર થઇ જશે, અને તેના યથાર્થ રૂપનો સાક્ષાત્કાર થશે. પ્રત્યક્ષ, અનુમાન અને આગમથી જે જાણવામાં ન આવે, તે વાત ધ્યેયકારવૃત્તિ થતાં જાણવામાં આવે છે. (યથાર્થ રૂપને 'અશેષવિશેષ' પણ કહેવામાં આવે છે.)

હવે સવિતર્કા સંપ્રજ્ઞાત સમાધિ સંબંધી ખુલાસો કરે છે—

**सूत्रं—तत्र शब्दार्थज्ञानविकल्पैः संकीर्णा सवितर्का समापत्तिः ॥४२॥**

પદચ્છેદ—**तत्र=ग्रहीतृग्रहणग्राह्यरूपासु समापत्तिषु** ગ્રહીતૃ, ગ્રહણ અને ગ્રાહ્ય નામની ત્રણ સમાધિઓમાં. **शब्दार्थज्ञानानि एव विकल्पाः तैः संकीर्णा** શબ્દ અર્થ અને જ્ઞાનરૂપી જે વિકલ્પો છે, તે વિકલ્પોથીજ જે વ્યાપ્ત છે તે. **सवितर्का समापत्तिः** **સવિતર્કા** સમાધિ કહેવાય છે.

અર્થ—'ગાય' શબ્દ કાનદ્વારા હૃદયમાં આવતાં, ગાયના આકારનું એટલે—અર્થનું—જ્ઞાન થાય, અને પછી ગાયમાં રહેલા ગુણદોષનું પણ જ્ઞાન થાય. એવા ત્રણે પ્રકારના જુદા જુદા વિચારોની હૈયાતી જે સમાધિમાં હોય, તે સમાધિ સવિતર્કા સમાધિ છે. [ગાયના દૃષ્ટાંત પ્રમાણે ગમે તે ધ્યેય વસ્તુમાં શબ્દ, અર્થ, અને જ્ઞાન સમાઇને રહ્યાં છે. તે ત્રણેની હૈયાતી એકી વખતે સમાધિમાં થાય, તે **સવિતર્કા સમાધિ.**]

42. **सवितर्का समापत्तिः**—Argumentative condition (of the concentrated mind) is that-which is mixed up with sound, meaning and resulting knowledge.

૪૨ વિવેચન—

**तत्र**—ઉપર જણાવી તે આઠ પ્રકારની સંપ્રજ્ઞાત સમાધિઓમાં.

**शब्दार्थज्ञानविकल्पैः या संकीर्णा** (વ્યાપ્ત) **सा सवितर्का समापत्तिः**—જેમાં શબ્દ, અર્થ અને જ્ઞાનની કલ્પનાઓ હોય, તો સવિતર્કા સંપ્રજ્ઞાત સમાધિ ગણાય છે.

શબ્દ, **અર્થ** અને જ્ઞાન **શું ?**—કોઇ કાંઇ બોલે છે, ત્યારે આકાશ તત્ત્વના પરમાણુઓનું કંપન શરૂ **થાય** છે. તે કંપન કાન સુધી આવીને, જ્ઞાનતંતુની માર્ફતે તે શબ્દને મન સુધી પહોંચાડે છે. મન તેને ઓળખીને, તે શબ્દથી કયો પદાર્થ અગર પ્રાણી છે, અને તે સંબંધી જે કંઇ જાણવા જેવું હોય, તે તમામને જાણી લે છે. અમુક પ્રાણીપદાર્થને ઓળખવા માટે અમુક અક્ષરોથી ગોઠવેલાં જે પદ, તે શબ્દો કહેવાય છે. તે શબ્દો સાંભળીને જે વસ્તુનો બોધ થાય તે **અર્થ** કહેવાય છે. અને તે વસ્તુને આકારે થએલી જે ચિત્તવૃત્તિ તે **જ્ઞાન** કહેવાય છે. શબ્દ, અર્થ અને જ્ઞાન એ ત્રણેના ધર્મો જુદા જુદા હોવાથી, એ ત્રણે ખરી રીતે જુદા જુદા છે. એક નથી. **શબ્દમાં** અવાજ, ઉચ્ચાર, ધીમેથી, તાણીને, કંઠ, તાલવ્ય વિગેરે ધર્મો છે. **અર્થમાં**, જડતા આકાર, નાનું, મોટું વિગેરે ધર્મો છે. **જ્ઞાનમાં**-પ્રકાશ, અરુપ વિગેરે ધર્મો છે. [એકબીજાના ધર્મો ભિન્ન છે, તેથી તેના આશ્રયરૂપ ધર્મીઓના ધર્મો પણ પરસ્પર ભિન્ન છે, તેમ કહેવાની હવે જરૂર રહી નથી.] દરેક વસ્તુમાં શબ્દ, અર્થ અને જ્ઞાન સમાઇને રહેલા છે, એમ કહેવાની પણ હવે જરૂર નથી, કારણકે તે વાત સમજાઇ ગઇ હશે. શબ્દના અર્થના અને જ્ઞાનના ધર્મો જુદા, પણ તે ત્રણેએ સૂચવેલી વસ્તુ એકજ છે, એમ પણ હવે સમજ્યા હશો.

**વિકલ્પ** અથવા મિથ્યાજ્ઞાન શું ?—એકજ વસ્તુમાં મિથ્યાભેદ દેખાય, અથવા ભિન્ન વસ્તુમાં મિથ્યા અભેદ-એકરૂપતા દેખાય, તેનું નામજ વિકલ્પ અગર મિથ્યાજ્ઞાન.

શબ્દને **અર્થ** તથા જ્ઞાનની સાથે વિકલ્પ છે. અર્થને શબ્દ તથા જ્ઞાન સાથે વિકલ્પ છે, અને જ્ઞાનને શબ્દ તથા અર્થ સાથે વિવકલ્પ છે, ( વિકલ્પ એટલે સમજ્યા છો ને ? ) 'ગાય' વસ્તુ લ્યો. 'ગાય' વસ્તુમાં વૃત્તિ ધ્યેયાકાર કરતાં, ( ગાય ) શબ્દ અને ( ગાય ) જ્ઞાન બેઉ (ગાય) અર્થમાં મિશ્રિત થઇ જાય છે, એટલે શબ્દ, અર્થ, અને જ્ઞાન એમ ત્રણેની એકતાનું ભાન થાય, તો તે સમાધિનું નામ **સવિતર્કા** અથવા **સવિકલ્પસમાધિ** કહેવાય છે.

હજી શબ્દ, **અર્થ** અને જ્ઞાન ત્રણને બરાબર સમજવા પ્રયત્ન કરીએ—આપણા ચિત્ત અગર મનને સરોવર જેવું ધારો. જેમ સરોવરમાં કાંકરી પડતાં તરંગ ઉત્પન્ન થાય છે, તે પ્રમાણે આકાશ (ઇથર)માં પડેલો શબ્દ ધીમે ધીમે કાનદ્વારા હૃદય સરોવરમાં પડે છે. હૃદય સરોવરમાં પડતાં વૃત્તિરૂપી મોજું ઉત્પન્ન થાય છે, આ વૃત્તિરૂપી મોજું તેજ શબ્દનો ભાવ. આ ભાવ તેજ શબ્દનો અર્થ અગર શબ્દનો **આકાર** અગર **વસ્તુ**. અર્થ-( આકાર-અગર વસ્તુ )ની પાછળ વિચાર રૂપી જે વૃત્તિ પ્રગટે તે **જ્ઞાન**. આંદોલન આવે ત્યારેજ તરંગ પ્રગટે. આ આંદોલનો જેમ બહારથી આવે છે, તેમ આપણા મનમાંથી પણ પ્રગટે છે. આ ત્રણે ક્રિયાઓ એટલી બધી ઝડપથી થાય છે કે-આપણે તેને છુટી પાડી શકતા નથી; તેથી આ ત્રણે ક્રિયાના સરવાળાને આપણે જ્ઞાન કહીએ છીએ. તાત્પર્ય-શબ્દયુક્ત અને જ્ઞાનયુક્ત અર્થમાં-જો ધ્યેયાકારવૃત્તિ થાય, તો તે સવિતર્કા સમાધિ ગણાય છે. શબ્દ અને જ્ઞાનથી રહિત વસ્તુમાં જો ધ્યેયાકારવૃત્તિ થાય, તો તે **નિર્વિતર્કા** સમાધિ ગણાય છે. નિર્વિતર્કા પરપ્રત્યક્ષ અને સવિર્તકા અપરપ્રત્યક્ષ સમાધિ ગણાય છે. ( અપૂર્ણ. )

હવે નિર્વિતર્કા સમાધિ સંબંધી વાત થાય છે, ભાવથી સાંભળો—

## सूत्रम्–स्मृतिपरिशुद्धौ स्वरूपशून्येवाऽर्थमात्रनिर्भासा निर्वितर्का ॥४३॥

પદચ્છેદ—**स्मृतेः शब्दार्थस्मरणस्य परिशुद्धौ**-શબ્દ, અર્થ અને જ્ઞાન એ ત્રણેની વિશેષ શુદ્ધિ થતાં-એટલે તે ત્રણેમાંથી વિકલ્પ દૂર થઇ જતાં. **अर्थमात्रं यद् ग्राह्यं तस्य-स्वरूपेण एव निर्भास्यमाना**-માત્ર ધ્યેયનેજ સૂચવનારી **अत एव स्वरूपशून्या इव**-તેથી જાણે પોતાના સ્વરૂપથી રહિત થઇને ધ્યેયને આકારે બની ગઇ ન હોય એવી જે સમાધિ તે **निर्वितर्का**-નિર્વિતર્કા નામની સમાધિ છે.

**અર્થ**-શબ્દ, અર્થ અને જ્ઞાન એ ત્રણેની વિશેષ શુદ્ધિ થતાં, એટલે એ ત્રણેમાંથી વિકલ્પ દૂર થઈ જતાં, માત્ર ધ્યેયનેજ સૂચવનારી (પ્રકાશનારી) હોવાથી, જાણે પોતાના સ્વરૂપથી રહિત થઈને, ધ્યેયાકારે બની ગઇ ન હોય, એવી જે સમાધિ, તે સમાધિનું નામ **નિર્વિતર્કા** સમાધિ છે. [ ૪૩ ].

43. On the memory being purified or dissolved, non-argumentative samadhi is secured, in which the meaning—**अर्थ**-alone is present, as if quite unlike-itself.

૪૩ વિવેચન—

આ નિર્વિતર્કા સમાધિમાં ચિત્ત શબ્દવિષયક-અગર જ્ઞાનવિષયક રહેતું નથી; પણ માત્ર અર્થવિષયક રહે છે. માત્ર અર્થને-વિષય કરીને રહે છે. તે વાત બરાબર સમજાઇ હશે. '**अर्थमात्रनिर्भासा**' શબ્દમાં **मात्र** શબ્દ ઉપલી વાત વિશેષ સ્પષ્ટ કરે છે. શંકા-ત્યારે સવિતર્કાની શી જરૂર છે?—સમાધાન-સવિતર્કા એ નિર્વિતર્કા સમાધિનું દ્વાર છે-પગથીયું છે. સવિતર્કા સમાધિ સારી રીતે સિદ્ધ થયા પછી, નિર્વિતર્કા સમાધિમાં પ્રવેશ થઇ શકે છે.

**स्वरूपशून्या**-સ્ફટીકમણિ સફેદ હોય છે. તેની પાસે લાલ પુષ્પ આવે છે, ત્યારે સફેદમણિ પોતાનું સફેદ સ્વરૂપ તજી, લાલ રૂપ ધારણ કરે છે. તે પ્રમાણે વૃત્તિ ધ્યેયાકાર થતાં, પોતાનું રૂપ તજીને ધ્યેય રૂપે બને છે.

વસ્તુની ઉત્પત્તિ-સૃષ્ટિની ઉત્પત્તિના વિષયમાં દરેક દર્શનકારોએ પોતાના જુદા જુદા મત આપ્યા છે. તે પ્રમાણેજ વસ્તુની ઉત્પત્તિમાં પણ સૌના જુદા જુદા મત છે. દાખલા તરીકે દર્શનકારોએ ઘડાની ઉત્પત્તિ અનેક રીતે માની છે, પણ યોગ શાસ્ત્ર માટે આપણે એવડા ઝઘડામાં ન ઉતરતાં, એટલું યાદ રાખવું કે-માટીમાં અવ્યક્ત રૂપે રહેલો ઘટ, કુંભાર વિગેરેના વ્યાપારથી વ્યક્ત થાય છે-ઘડાના રૂપમાં દેખાય છે. લાકડી વિગેરેના પ્રહારથી ઘડો ફૂટી પણ જાય છે-વ્યક્ત મટી જાય છે. તાત્પર્ય-સર્વથા ઘડાનો અભાવ નથી. એટલે-માટીના પરમાણુઓથી કોઇ વખત ભિન્ન અને કોઇ વખત અભિન્ન, જે સ્થૂલ પરિણામવિશેષ બને છે, તેજ ઘટ છે, એમ જાણવું. આ પ્રમાણે સિદ્ધ થએલો નાનો અગર મોટો દેખાતો, સ્પર્શવાળો, ક્રિયાના આશ્રયરૂપ, અકલ્પિત સ્થૂલરૂપ વસ્તુ અગર પદાર્થ નિર્વિતર્કા સમાધિનો વિષય છે. અવયવ એટલે પરમાણુઓ અને અવયવી એટલે તે વસ્તુ અગર પદાર્થ પોતે. કદિ કોઇ શંકા કરે કે-" નિર્વિતર્કા સમાધિમાં

**અવયવોમાં-પરમાણુઓમાં-વૃત્તિ** તદાકાર થાય છે." તે શંકા ઠીક નથી; કારણુ કે જો એમ હોય, તો **સૂક્ષ્મવિષયા** નિર્વિચારા સમાધિમાં અને **સ્થૂલવિષયા** નિર્વિતર્કા સમાધિમાં, કોઇ પણુ પ્રકારનો ભેદ રહે નહિં.

પરપ્રત્યક્ષ—આ નિર્વિતર્કા સમાધિમાં યોગીને ધ્યેયના-વસ્તુના-અશેષવિશેષનું જ્ઞાન થાય છે; માટે આ સમાધિ પરપ્રત્યક્ષ કહેવાય છે. સવિતર્કાને અપરપ્રત્યક્ષ કહેવાય છે. પર એટલે શ્રેષ્ઠ. ગમે એવા શ્રેષ્ઠ સદ્ગુરૂનો સદુપદેશ પ્રાપ્ત કર્યા પછી, વસ્તુના અશેષવિશેષનું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે-વસ્તુના યથાર્થ સ્વરૂપને સમજવા માટે-યોગીએ આ નિર્વિતર્કા સમાધિ સાધવી પડે છે.

સૂક્ષ્મવિષયાકાર વૃત્તિની સમાધિ બે પ્રકારની છે. **સવિચારા** અને **નિર્વિચારા**. તે સંબંધી હવે સાંભળો—

**સૂત્રમ્–एतयैव सविचारा निर्विचारा च सूक्ष्मविषया व्याख्याता ॥ ४४ ॥**

પદચ્છેદ—**एतया सवितर्कया निर्वितर्कया च एव**-ઉપર જણાવેલી સવિતર્કા અને નિર્વિતર્કા સમાધિ પ્રમાણેજ. **सूक्ष्मविषया सविचारा निर्विचारा च**-સૂક્ષ્મવિષય વાળી સવિચારા અને નિર્વિચારા સમાધિ **व्याख्याता**-નું વર્ણન-નિરૂપણુ-સમજી લેવું.

અર્થ—ઉપર જણાવેલી સ્થૂલવિષયવાળી સવિતર્કા અને નિર્વિતર્કા સમાધિ પ્રમાણેજ, સૂક્ષ્મવિષયવાળી સવિચારા અને નિર્વિચારા સમાધિનું વર્ણન. [૪૪].

44. By this process, (Samadhi) with discrimination and without discrimination, whose objects are finer (or who have reference to subtle elements) are also explained.

૪૪ વિવેચન—

સવિતર્કાના વ્યાખ્યાનથી સવિચારાનું વ્યાખ્યાન સમજવું, અને નિર્વિતર્કાના વ્યાખ્યાનથી નિર્વિચારા સમાધિનું વ્યાખ્યાન થયું, એમ સમજવું.

સવિચારા અને નિર્વિચારામાં ભેદ શો ?-દેશ, કાળ, નિમિત્ત કારણુ વિગેરેથી મિશ્રિત થઇને સૂક્ષ્મ પદાર્થ પ્રતીત થાય છે, ત્યારે તે સવિચારા સમાધિ કહેવાય છે.

દ્રષ્ટાંત-ગંધ એ પૃથ્વીની સૂક્ષ્મ તન્માત્રા છે. ગંધનો વિચાર આવે, તે સાથે ગંધને ગ્રહણુ કરનાર નાસિકાનો વિચાર, અને ગંધને ધારણુ કરનાર પૃથ્વીનો વિચાર, એક સાથે ચિત્તમાં ભેળભેળ થઇ જાય, તો તે સવિચારા સમાધિ સમજવી. નિર્વિચારા સમાધિમાં માત્ર સૂક્ષ્મ તન્માત્રા (ગંધ)નુંજ ભાન રહે છે. તે સિવાયના સર્વ વિચારો લય થઇ જાય છે. સ્થૂલ વિષયની સમાધિ બરાબર સિદ્ધ થયા પહેલાં, સૂક્ષ્મ વિષયની સમાધિ સિદ્ધ થતી નથી. તે કારણુથી સ્થૂલવિષયની સમાધિમાં અભ્યાસનું બળ વધારી, ધ્યેયાકાર પદાર્થમાં ધીમે ધીમે પ્રવાહીપણાની ભાવના કરીને, તેને અતિ સૂક્ષ્મ બનાવતા જવું. આ પ્રમાણે સવિચારા સમાધિમાં પ્રવેશ કરવો. સવિચારા સમાધિનું વારંવાર અનુષ્ઠાન (પાલન) કરવાથી, ધ્યેય વસ્તુના દેશકાળ અને કારણુ વિગેરે ચિત્તમાંથી અદૃશ્ય થઇ જાય છે. પરિણામે અવિકલ્પિત સૂક્ષ્મ અર્થનીજ માત્ર પ્રતીતિ રહે છે. આ સ્થિતિનું નામ નિર્વિચારા સમાધિ.

તન્માત્રાઓ—(૧) **આકાશની** તન્માત્રા **શબ્દ**. (૨) આકાશમાંથી **વાયુની** ઉત્પત્તિ,

વાયુની તન્માત્રા-**સ્પર્શ.** [ વાયુની ઉત્પત્તિ આકાશમાંથી થઇ છે, તેથી આકાશની શબ્દ નામની તન્માત્રાનો, **સ્પર્શ** તન્માત્રામાં સમાસ થયો છે, એમ સમજવું. અથવા સ્પર્શ તન્માત્રા શબ્દ તન્માત્રાથી યુક્ત છે-મિશ્રિત છે, એમ સમજવું. ] (૩) વાયુમાંથી **તેજ** નામના તત્ત્વની ઉત્પત્તિ થઇ છે. તેજની તન્માત્રા **રૂપ** છે. [ ઉપર પ્રમાણે રૂપ નામની તન્માત્રા, શબ્દ અને સ્પર્શ નામની તન્માત્રાઓથી યુક્ત છે-મિશ્રિત છે.] (૪) તેજમાંથી **જળ** તત્ત્વની ઉત્પતિ થઇ છે-જળની તન્માત્રા **રસ** છે. [ઉપર પ્રમાણે રસનામની તન્માત્રા-શબ્દ, સ્પર્શ અને રૂપ નામની તન્માત્રાઓથી યુક્ત છે. ] (૫) જળમાંથી **પૃથ્વી** નામનું તત્ત્વ ઉત્પન્ન થયું છે. પૃથ્વીની તન્માત્રા **ગંધ** છે. [ઉપર પ્રમાણે ગંધ નામની તન્માત્રામાં શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ નામની તન્માત્રાઓનો સમાસ થાય છે. ] ( પ્રધાન તન્માત્રા વિશેષ પ્રમાણમાં હોય, તે વાત તો સમજ્યા હશો. )

સૂક્ષ્મ વિષયની સીમા ક્યાં સુધી ? તે હવે કહે છે—

**सूत्रम्–सूक्ष्मविषयत्वं चालिंगपर्यवसानम् ॥ ४५ ॥**

પદચ્છેદ—**च**-અને **सूक्ष्मविषयत्वं**-સવિચાર નિર્વિચાર સમાધિમાં સૂક્ષ્મવિષય સંબંધી જે વાત થઇ છે તે સૂક્ષ્મપણું. **अलिंगे पर्यवस्यति इति अलिंगपर्यवसानम्**-અલિંગ (પ્રકૃતિ) સુધી છે. **पर्यवसानं**-એટલે હદ અગર મર્યાદા. [ સૂક્ષ્મમાં સૂક્ષ્મ પ્રકૃતિ છે. ]

**અર્થ**—પ્રકૃતિથી બીજો કોઇ સૂક્ષ્મ પદાર્થ નહિં હોવાથી, સૂક્ષ્મતાની છેવટની હદ પ્રકૃતિને ગણી છે. [ ૪૫ ].

45. The finer objects (or the subtle) end with the Pradhan ( the indissoluble ).

૪૫ વિવેચન—

**લિંગ** એટલે ચિન્હ અગર લક્ષણ. **વિશિષ્ટલિંગ** એટલે વધારે જણાઇ આવે એવા ચિન્હો વાળા પંચમહાભૂત, ઇંદ્રિયો વિગેરે; અને **અવિશિષ્ટલિંગ** એટલે-ન જણાઇ આવે એવી તન્માત્રાઓ. **લિંગમાત્રં**-એટલે મહતત્ત્વ અગર બુદ્ધિ તત્ત્વ. **अलिंगं** એટલે પ્રધાન, અથવા પ્રકૃતિ.

સૂક્ષ્મપણું—નિર્વિચારા આદ્ય સમાધિના, વિષયભૂત થએલા પરમાણુઓનું, ઉપાદાન (મૂળ) કારણ પંચતન્માત્રા છે. તન્માત્રાઓનું ઉપાદાન કારણ **અહંકાર** છે. એટલે તન્માત્રાઓથી અહંકાર સૂક્ષ્મ છે. અહંકારનું ઉપાદાન કારણ **મહત્તત્ત્વ** અગર બુદ્ધિ તત્ત્વ છે. મહત્તત્ત્વનું ઉપાદાન કારણ **પ્રધાન** અગર પ્રકૃતિ છે. પ્રકૃતિ **અલિંગ** કહેવાય છે.

લિંગ અને અલિંગમાં ભેદ શો ?—પ્રલય વખતે સૌ પોત પોતાના ઉપાદાન કારણમાં લય પામે, એવો નિયમ છે. જે તત્ત્વ તેના ઉપાદાનમાં લય પામે, તે **લિંગતત્ત્વ** કહેવાય છે; અને જે તત્ત્વ કોઇમાં લય ન પામે, તે **અલિંગ** તત્ત્વ ગણાય છે. મહત્તત્ત્વ સુધી લય પામવાનો ધર્મ છે, તેથી તે લિંગ કહેવાય છે. [ મહત્તત્ત્વ **લિંગમાત્રં** કહેવાય છે. ] પ્રધાનતત્ત્વને લય પામવાનું હોતું નથી; તેથી તે અલિંગ તત્ત્વ કહેવાય છે.

પ્રકૃતિથી આગળ કોઇ સૂક્ષ્મ નથી ?–' **अलिंगात् पुरुषः परः**–અલિંગથી **પુરૂષ** પર છે–સૂક્ષ્મ–છે.' આ શ્રુતિ આ બાબતમાં ભૂલ ખવરાવે છે. માટે સાવધાન રહેવું. લિંગાદિનું નિમિત્ત કારણ પુરૂષ છે, ઉપદાન કારણ પુરૂષ નથી. તેથી પદાર્થોનું નિરતિશય સૂક્ષ્મપણું પ્રધાનમાંજ છે, એમ ભગવાન્ પતંજલિએ કહ્યું છે. ' **जन्माद्यस्य यतः ॥** અગર **तमेव चाद्यं पुरुषं प्रपद्ये, यतः प्रवृत्तिः प्रसृता पुराणी ॥** ગીતા અ. ૧૫ ]' 'આ સચરાચર બ્રહ્મતત્ત્વમાંથી થએલું છે. અને તેથી તે બ્રહ્મતત્ત્વ પ્રધાનથી પણ સૂક્ષ્મ તત્ત્વ છે.' આવી ભૂલવણી સાંભળીને આપણે યાદ કરવું ઘટે છે કે—'**मयाऽध्य क्षेण प्रकृतिः सूयते सचराचरम् ॥** મારી સાનિધ્યથીજ પ્રકૃતિ સચરાચરને ઉત્પન્ન કરે છે.' તાત્પર્ય—બ્રહ્મતત્ત્વ પ્રકૃતિનું ઉપદાન કારણ નથી, પણ **નિમિત્ત** કારણ છે. તેથી પ્રધાન તત્ત્વ ગ્રાહ્ય પદાર્થોની અવધિ–હદ–અગર મર્યાદા છે. પ્રધાન તત્ત્વમાંજ નિરતિશય સૂક્ષ્મપણું છે.

નોંધ—આ સૂત્રમાં પ્રધાન તત્ત્વ સુધી પહોંચીને, ગ્રહણ અને ગ્રહિતૃ સમાધિનો ખુલાસો પણ કરી નાંખ્યો. એટલે સવિતર્કા, નિર્વિતર્કા, સવિચારા, નિર્વિચારા તથા ગ્રહણ અને ગ્રહિતૃના બન્ને પ્રકાર એમ આઠે પ્રકારની સંપ્રજ્ઞાત સમાધિનો સમાસ કરી નાંખ્યો. વિશેષ ખુલાસો નીચે ૪૬ ના વિવેચનમાં છે.

'આ તમામ સબીજ સમાધિ છે,' એમ હવે સૂત્રકાર કહે છે—

## सूत्रं—ता एव सबीजः समाधिः ॥४६॥

પદચ્છેદ—**ताः एव** ઉપર જણાવેલી તમામ સમાધિઓ. [ એટલે સ્થૂલ અગર સૂક્ષ્મને વિષય કરનારી ચાર, ગ્રહણ અને ગ્રહિતૃની ચાર પ્રકારની, તથા પ્રકૃતિ સુધી એવી બીજી અનેક સમાધિઓ. ] **सबीजः समाधिः-बीजेन-आलम्बनेन सह-सबीजः**-સબીજ સમાધિ કહેવાય છે.

**અર્થ—ઉપર જણાવેલી તમામ સમાધિઓ [ એટલે સ્થૂલ–સૂક્ષ્મને વિષય કરનારી ચાર; ગ્રહણ અને ગ્રહિતૃની ચાર, તથા પ્રકૃતિ સુધીના સૂક્ષ્મ તત્ત્વોને વિષય કરનારી બીજી અનેક સમાધિઓ. ] સબીજ (અવલંબનવાળી) સમાધિઓ ગણાય છે. [૪૬]**

46. The above mentioned all constitute seeded-meditation.

૪૬ વિવેચન—

**ताः एव—ताः** એટલે **તે–તે** એટલે ઉપર જણાવેલી અલિંગ પર્યંતની સમાધિઓ. **एव** એટલે 'જ' અગર 'ચોક્કસ રીતે', અગર તમામ.' **ताः एव** એટલે–ઉપર જણાવેલી તમામ સંપ્રજ્ઞાત સમાધિઓ.' '**एव**' શબ્દ ક્યાં મુકવો જોઇએ ? તે સંબંધી ટીકાકારોએ પોતાના અભિપ્રાય આપ્યા છે. **ताः** નો **અર્થ**–' **અ**લિંગ પર્યંતની સમાધિઓ' લઇએ, તો **एव** શબ્દને સૂત્રકારે બરાબર મૂક્યો છે, એમ સમજાય.

એટલું યાદ રાખવું ઘટે છે કે—

૧ ગ્રાહ્ય પદાર્થોનો વિષય અલિંગ સુધી–પ્રકૃતિ સુધી–લંબાવીને તેમાં ગ્રહણ (ઇંદ્રિય) અને ગ્રહીતૃ (સાત્વિક અહંકાર) સમાપત્તિઓનો સમાસ કરી લીધો છે.

૨ **સાનંદ** અને **આનંદમાત્ર** એવા બે પ્રકાર **ગ્રહણ** સમાધિના છે. **સાસ્મિત** અને **અસ્મિતા-માત્ર** એવા બે પ્રકાર **ગ્રહીતૃ** સમાધિના છે. [ આ પ્રમાણે કુલ ૮ પ્રકાર થયા.]

**ગ્રહણ** અને **ગ્રહીતૃ** સંબંધી હજી થોડી વાત કરૂં—આ બેઉ સમાધિ સૂક્ષ્મ પદાર્થોને વિષય કરનારી હોવાથી, તે બેઉનો સમાસ સવિચારા અને નિર્વિચારા સમાધિમાં પણ થઇ શકે છે.

**ગ્રહણ**—[ શ્રોત્ર ઇંદ્રિય લ્યો. ] શ્રોત્ર ઈંદ્રિય છે. તેનું કારણ અહંકાર છે. તેનો વિષય શબ્દ છે. તે ત્રણેની વિચારપૂર્વક ભાવના કરવાથી, સવિચાર ગ્રહણસમાપત્તિ અગર સાનંદ સમાપત્તિ પ્રાપ્ત થાય. અને કેવળ શ્રોત્ર-ઇંદ્રિયમાત્ર-ની ભાવના કરવાથી, નિર્વિચાર ગ્રહણ સમાપત્તિ અગર આનંદમાત્ર સમાધિનો લાભ થાય.

**ગ્રહીતૃ**—અહંકાર ત્રિગુણાત્મક છે. તેનું કારણ મહત્તત્ત્વ છે. વિષય અને કારણ સહિત અહંકારની ભાવના કરવામાં આવે, તો સવિચાર ગ્રહીતૃ સમાપત્તિ અગર સાસ્મિતા સમાપત્તિનો લાભ થાય છે; અને વિષય તથા કારણથી રહિત માત્ર અહંકારનીજ ભાવના કરવામાં આવે, તો નિર્વિચાર ગૃહીતૃ અથવા અસ્મિતામાત્ર સમાધિનો લાભ થાય. [સમાધિ અને સમાપત્તિનો અર્થ એકજ છે. ભૂલા ન પડશો.]

૧૭ મા સૂત્રમાં સબીજ સમાધિના ૮ પ્રકાર બતાવ્યા. ૪૧ મા સૂત્રમાં સબીજના ત્રણ ભેદ બતાવ્યા. પછી તે ત્રણના આઠ પ્રકાર થયા. આઠે પ્રકાર ગ્રાહ્ય સમાપત્તિમાં સમાઇ જાય છે. [ ગ્રાહ્યની હદ અલિંગ સુધી છે. ] અને આઠે સમાધિઓમાં નિર્વિચારા સમાધિ શ્રેષ્ઠ છે. એ વાત આપ હવે સમજી શકયા હશો.

**સબીજ**—પુરૂષતત્ત્વથી ભિન્ન પદાર્થો એટલે પ્રકૃતિ સુધીના તમામ નાના મોટા—સ્થૂલ સૂક્ષ્મ-પદાર્થો-**બીજ** ગણાય છે. અત્યાર સુધી વર્ણવેલી તમામ સમાધિઓમાં આ બીજનું અવલંબન છે; માટે તે તમામ **સબીજ** સમાધિઓ ગણાય છે.

સિદ્ધિઓ—અનાત્મ પદાર્થોની સમાધિથી યોગીઓને ઐશ્વર્ય પ્રાપ્ત થાય છે—સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે; પણ મનુષ્ય જીવનનો અંતિમ લાભ ઐશ્વર્ય નથી. મનુષ્ય જીવનનો અંતિમ લાભ તો પુરૂષતત્ત્વની પ્રાપ્તિમાં છે. માટે હજી આગળ વધવાની જરૂર છે.

નિર્વિચારા સમાધિદ્વારા આગળ વધાશે, તે વાત ભાવથી સાંભળો—

## सूत्रं—निर्विचारवैशारद्येऽध्यात्मप्रसादः ॥ ४७ ॥

પદચ્છેદ—**निर्विचारसमापत्तौ वैशारद्यं** ( પ્રવિણુતા ) **प्राप्तं सति-निर्विचार-वैशारद्ये**-નિર્વિચાર સમાધિમાં પ્રવિણુતા પ્રાપ્ત થતાં **अध्यात्मप्रसादः**-અધ્યાત્મપ્રસાદનો લાભ થાય છે.

અર્થ—નિર્વિચાર સમાધિમાં પ્રવિણુતા પ્રાપ્ત થતાં, અધ્યાત્મપ્રસાદનો લાભ થાય છે. [૪૭]

47. The concentration 'without discrimination' being purified, internat contentment follows.

૪૭ વિવેચન—

નિર્વિચાર સમાધિ શું ?—**निर्विकल्पकल्पाप्रधानान्तसूक्ष्मगोचरा या समापत्तिः सा**-આપણે પૂર્વે કહી ગયા કે-સ્થૂલવિષયા સવિકલ્પ સમાધિથી સ્થૂલવિષયા નિર્વિકલ્પ

સમાધિ શ્રેષ્ઠ છે. તે નિર્વિકલ્પ સમાધિથી સૂક્ષ્મવિષયા સવિચાર સમાધિ શ્રેષ્ઠ છે. તેનાથી વળી નિર્વિચાર સમાપત્તિ શ્રેષ્ઠ છે. આ નિર્વિચાર સમાધિનું વારંવાર અનુષ્ઠાન કરવાથી, બુદ્ધિસત્ત્વની પ્રવિણુતા (ઉત્કૃષ્ટતા) પ્રાપ્ત થાય છે.

બુદ્ધિસત્ત્વની પ્રવિણુતા એટલે શું? તે સાંભળો—**अशुद्ध्या वरणमलाऽपेतस्य** વિગેરે શબ્દોથી ભાષ્યકાર તેનો ખુલાસો કરે છે કે—રજોતમોથી રહિત શુદ્ધ સત્ત્વગુણરૂપ ચિત્તનો ધ્યેયાકાર સ્થિતિ પ્રવાહ—એકાગ્રતાની ધારા, તે બુદ્ધિસત્ત્વની પ્રવિણુતા—વૈશારદ્ય—કહેવાય છે. આ પ્રવિણુતા **અધ્યાત્મપ્રસાદ**ની પ્રાપ્તિ કરી આપે છે.

**અધ્યાત્મપ્રસાદ શું?—आत्मनि सत्त्वप्राधान्या या प्रसन्नता सः अध्यात्मप्रसादः—**અંતઃકરણમાં સત્ત્વગુણની પ્રધાનતાથી જે પ્રસન્નતા થાય, તે અધ્યાત્મપ્રસાદ કહેવાય છે. સૂક્ષ્મભૂતથી માંડીને પ્રકૃતિ પર્યંતના સઘળા પદાર્થોનો એકજ સમયમાં સાક્ષાત્કાર થાય, તે સાક્ષાત્કારનું નામ અધ્યાત્મપ્રસાદ. અધ્યાત્મપ્રસાદની પ્રાપ્તિનાં સંબંધમાં એમ કહેવાય છે કે—

**प्रज्ञाप्रसादमारुह्या—शोच्यः स शोचतो जनान् ।**
**भूमिष्ठानिव शैलस्थः, सर्वान् प्राज्ञोऽनुपश्यति ॥**

અર્થ—ભૂમિ ઉપરના મનુષ્યો જેમ પર્વત ઉપર ચડેલા મનુષ્યને નાના નાના લાગે છે, તેમ પ્રજ્ઞાપ્રસાદ અગર અધ્યાત્મપ્રસાદની પ્રાપ્તિવાળા મનુષ્યને, સંસારનાં મનુષ્યો શોકથી અને ત્રણે પ્રકારનાં દુઃખોથી પીડાએલાં દેખાય છે.

અધ્યાત્મપ્રસાદના અર્થ—સ્ફુટપ્રજ્ઞા, પ્રજ્ઞાપ્રસાદ, આંતરિક પ્રસન્નતા.

આ પ્રજ્ઞાપ્રસાદનું ખાસ નામ શું? તે વાત હવે કહે છે—

**सूत्रं—ऋतम्भरा तत्र प्रज्ञा ॥ ४८ ॥**

પદચ્છેદ—**तत्र**—નિર્વિચારસમાધિની પ્રવિણુતામાં એટલે અધ્યાત્મપ્રસાદની પ્રાપ્તિ થતાં (યોગિને જે પ્રજ્ઞાનો લાભ થાય છે—તે). **ऋतं बिभर्ति** અથવા **प्रकाशयति इति ऋतम्भरा—ऋतम्भरा प्रज्ञा**—સત્યનો પ્રકાશ કરનારી પ્રજ્ઞા. તેમાં કદિ અસત્યનો લેશ હોતો નથી, એ ભાવ છે.

અર્થ—અધ્યાત્મપ્રસાદની પ્રાપ્તિ થતાં, જે બુદ્ધિ પ્રાપ્ત થાય છે, તે બુદ્ધિનું નામ **ઋતંભરાપ્રજ્ઞા** છે. (તેમાં કદિ અસત્યનો લેશ હોતો નથી એ ભાવ છે.) [૪૮]

48. The knowledge or intellect in the above mentioned concentration is truth bearing.

૪૮ વિવેચન—

ઋતંભરાપ્રજ્ઞા એ એક પ્રકારની ચિત્તની વૃત્તિ છે. આ પ્રજ્ઞા વસ્તુના યથાર્થ જ્ઞાનને—સત્ય જ્ઞાનને—આપનારી છે, તાત્પર્ય—તેમાં અસત્યનો જરા પણ લેશ હોતો નથી—તેમાં જરા પણ વિકલ્પજ્ઞાન હોતું નથી. ઋતંભરાના સંબંધમાં સ્મૃતિકાર કહે છે કે—

**आगमेनाऽनुमानेन, ध्यानाभ्यासरसेन च ।**
**त्रिधा प्रकल्पयन् प्रज्ञां, लभते योगमुत्तमम् ॥**

અર્થ—આગમ એટલે શ્રવણ, અનુમાન એટલે મનન અને ધ્યાનાભ્યાસ એટલે નિદિધ્યાસન, એ ત્રણે દ્વારે બુદ્ધિને સૂક્ષ્મ અને શુદ્ધ સત્ત્વગુણમયી કરવાથી, યોગીને ઉત્તમ યોગની પ્રાપ્તિ થાય છે-એટલે યોગી નિર્બીજ સમાધિમાં પ્રવેશ કરે છે.

હવે કહે છે કે—'આગમ અને અનુમાન પ્રમાણથી જે જ્ઞાન ન થાય, તે જ્ઞાન ઋતંભરા પ્રજ્ઞાથી થાય.'

## सूत्रं–श्रुतानुमानप्रज्ञाभ्यामन्यविषया विशेषार्थत्वात् ॥ ४९ ॥

પદચ્છેદ—**श्रुतप्रज्ञा**–શાસ્ત્રનું જ્ઞાન **अनुमानप्रज्ञा**–અનુમાનજ્ઞાન. **–ताभ्याम्**–તે બે જ્ઞાનના કરતાં **विशेषार्थत्वात्**–અર્થના-પદાર્થના યથાર્થ સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે તેથી એમ માનવું પડે છે કે-(**ऋतंभराप्रज्ञा**) **अन्यविषया**–ઋતંભરાપ્રજ્ઞા અન્ય વિષયવાળી છે-વિલક્ષણ વિષયવાળી છે.

અર્થ—ઋતંભરાપ્રજ્ઞાના સામર્થ્યથી ધ્યેયના યથાર્થસ્વરૂપનોસાક્ષાત્કાર થાય છે, તેથી એમ માનવું પડે છે કે-શાસ્ત્રજ્ઞાન અને અનુમાનજ્ઞાનથી ઋતંભરા-પ્રજ્ઞા વિલક્ષણ વિષયવાળી છે-પદાર્થને વિશેષ સ્પષ્ટ કરવાવાળી છે. [૪૯]

49. The intellect obtained from testimony and from inference is very common; while the intellect from the above mentioned Samadhi is of a much higher order, because, it can penetrate where testimony and inference can not go.

૪૯ વિવેચન—

પ્રજ્ઞા-એટલે બુદ્ધિ અગર જ્ઞાન-તે ચાર પ્રકારનું છે—

૧ શ્રુતપ્રજ્ઞા—તેનું બીજું નામ આગમપ્રજ્ઞા-શાસ્ત્ર વાંચવાથી અગર શાસ્ત્ર સાંભળવાથી જે જ્ઞાન થાય તે શ્રુતપ્રજ્ઞા. (શબ્દપ્રજ્ઞાનો સમાસ શ્રુતપ્રજ્ઞામાં કરી લેવો.)

૨ અનુમાનપ્રજ્ઞા—કાર્ય દેખવાથી કારણનું જ્ઞાન થાય તે. ધુમાડો દેખવાથી અગ્નિનું જ્ઞાન થાય તે. દહિં દેખવાથી દુધનું જ્ઞાન થાય તે.

(આ બેઉ પરોક્ષ જ્ઞાન છે, અને તે જાતિગત હોય છે-વ્યક્તિગત હોતાં નથી.)

૩ લૌકિક પ્રત્યક્ષજ્ઞાન—ચક્ષુ આદિ ઇંદ્રિયોથી જે જ્ઞાન તે લૌકિક પ્રત્યક્ષજ્ઞાન.

શાસ્ત્રપ્રજ્ઞા અને અનુમાનપ્રજ્ઞાથી ગાય વિગેરે પદાર્થોનું પરોક્ષજ્ઞાન—વ્યક્તિગત જ્ઞાન—થાય, પણ લોકિક પ્રત્યક્ષજ્ઞાન તો સૂચવે કે-'તે ગાય લાલ છે-કાળી છે-શીંગડા વિનાની છે, નીચી છે.' વિગેરે. તાત્પર્ય-પહેલા બે જ્ઞાનના કરતાં લોકિક પ્રત્યક્ષ જ્ઞાનથી કાંઇક વિશેષ જ્ઞાન પ્રાપ્ત થાય છે.

૪ ઋતંભરાપ્રજ્ઞા—દૂર રહેલું, પૃથ્વી આદિથી ઢંકાએલું, ભૂત ભવિષ્યમાં રહેલું, ભૂત-સૂક્ષ્મ, તન્માત્રા, અહંકાર, મહતત્ત્વ, પ્રકૃતિ અને પુરૂષ જે લૌકીક પ્રત્યક્ષજ્ઞાનથી પ્રાપ્ત થતાં નથી-સમજાતાં નથી, તે તમામ ઋતંભરા પ્રજ્ઞાવડે સમજાય છે-પ્રત્યક્ષ થાય છે.

ભૂત ભવિષ્યના પદાર્થો-એટલે-જે પદાર્થો તેના કારણમાં લય પામી ગયા હોય છે; અને જે પદાર્થો તેના કારણમાંથી ઉત્પન્ન થવાના છે. તે તમામ પદાર્થો ઉપર જણાવ્યું તે પ્રમાણે

ઋતંભરા પ્રજ્ઞાથી પ્રત્યક્ષ થાય છે. સાંખ્યશાસ્ત્રનું નીચલું સૂત્ર ઉપલી વાત સુદૃઢ કરે છે. **'लीनवस्तुलब्धातिशयसम्बन्धाद्वा न दोषः'** ॥ ભૂત તથા ભવિષ્યના પદાર્થો પ્રકૃતિમાં લીન છે. પ્રકૃતિની સાથે યોગવડે ઉપજેલા અસાધારણ સંબંધથી, તે પદાર્થો પ્રત્યક્ષ થાય છે.

શું શાસ્ત્રનું જ્ઞાન નકામું છે ? આ યુગમાં શ્રવણનો મહિમા ઘણો છે; પણ તે સ્થૂલ બુદ્ધિવાળા માટે છે. સૂક્ષ્મ બુદ્ધિવાળા જીજ્ઞાસુઓ શ્રવણથી આગળ વધીને મનન કરે છે. તેથી સૂક્ષ્મ બુદ્ધિવાળા મનુષ્યો મનનથી આગળ વધીને નિદિધ્યાસન કરે છે. શ્રવણ અને મનન બાહ્ય સાધન છે. નિદિધ્યાસન અંતરંગ સાધન છે. જેમને જન્મ મરણનો ભય લાગ્યો નથી; જેમને ગુરૂ ભાવ પ્રગટ્યો નથી; જેઓ એક કલાક પણ કથામાં હાજર રહી શકતા નથી. કદિ હાજર રહે છે તો ૫૯ મીનીટ આમ તેમ ફાંફાં મારે છે, તેમને માટે શ્રવણ પણ નથી. જેમની પાસે માત્ર પાઇ પણ નથી, તેઓ થર્ડ કલાસની ગાડીમાં પણ બેસી શકતા નથી. તેમને માટે માત્ર-**રજળપાટ છે.**

સાર--શ્રુતપ્રજ્ઞા, અનુમાનપ્રજ્ઞા અને લૌકિક પ્રત્યક્ષપ્રજ્ઞા-આ ત્રણે સાધારણ જ્ઞાન છે. કારણ કે-તેથી વસ્તુમાં રહેલા સાધારણ ધર્મો પ્રત્યક્ષ થાય છે; અને ઋતંભરા પ્રજ્ઞા એ અસાધારણ જ્ઞાન છે, તેથી વસ્તુમાં રહેલા અસાધરણ ધર્મો પ્રત્યક્ષ થાય છે.

ઋતંભરા પ્રજ્ઞા સૌથી શ્રેષ્ઠ છે, છતાં અનાદિકાળથી ઘટ્ટ થએલી વાસનાના સંસ્કારો વડે, પરાભવ પામ્યા વિના તે સ્થિર રહી શકશે ?-તે શંકાના નિવારણ માટે સૂત્રકાર આગળ કહે છે-

## सूत्रं—तज्जः संस्कारोऽन्यसंस्कारप्रतिबंधी ॥५०॥

પદચ્છેદ—**तज्जः संस्कारः**—નિર્વિચાર સમાધિથી ઉત્પન્ન થએલો સંસ્કાર. **अन्यान् संस्कारान् प्रतिबध्नाति इति प्रतिबंधी**—બીજા સંસ્કારોને પ્રતિબંધ કરનાર છે.

**અર્થ—નિર્વિચાર સંપ્રજ્ઞાત સમાધિથી ઉત્પન્ન થએલો સંસ્કાર, બીજા ખોટા-વ્યુત્થાન-સંસ્કારનો પ્રતિબંધ કરે છે.** [૫૦]

50. The resulting impression of this Samadhi, stands in the way of impressions (of all previons Samadhies); or it obstructs all those impressions.

૫૦ વિવેચન—

નિર્વિચાર અહીત્ સમાધિની પૂર્વે, સાત પ્રકારની સંપ્રજ્ઞાત સમાધિ છે. તે સાત પ્રકારની સંપ્રજ્ઞાત સમાધિના સંસ્કારોનો સમાવેશ વ્યુત્થાન-ખોટા-હલકા સંસ્કારમાં થાય છે. કારણ કે નિશાને પહોંચનારને વચ્ચેનાં સ્ટેશનો પસાર કરવાં પડે છે. ત્યાં-વચ્ચે-અટકી જવું પાલવતું નથી.

સંસ્કારોનું બળ તમે અનુભવ્યું છે ?-સાંભળો—જ્યારે તમે સંધ્યાવંદનાદિ ક્રિયા કરીને આંખો મીંચીને, એકાગ્રતા સાધવા માટે, એકાંતે અંધારા ઓરડામાં બેઠા હો, ત્યાં ભલે કોઈ ન આવી શકે, પણ તમારા સંસ્કારો તો આવવાના જ. બીજા પ્રસંગે તે સંસ્કારો શાંતિથી ચિત્તના ખુણામાં પડયા રહેશે, પણ જ્યારે તમે તેમને દૂર કરવા પ્રયત્ન કરશો, ત્યારે તેઓ સમગ્ર બળથી તમારી સામે થશે. અટકાવ્યા અટકશે નહિં, અને હઠાવ્યા હઠશે નહિં.

અપૂર્ણ.

તે સંસ્કારો એકાગ્રતાના પ્રયત્નને ચુંથી નાંખવા વાઘની માફક તરાપ મારશે. જેમ અવાવરૂ ઘરમાં મચ્છર, માંકડ, જુવા વિગેરે જીવાત ઘર કરીને રહે છે. કોઇ કોઇ ઘરમાં ભોરીંગ પણ વાસ કરીને રહે છે. તેમ ચિત્તરૂપી જે ઘરમાં, શાસ્ત્રભાવ નથી–ગુરૂભાવ નથી–ઇશ્વરભાવ નથી; સવારથી સાંજ સુધી માયાના પ્રપંચી કાર્યોજ થયા કરે છે, તે ચિત્તરૂપી અવાવરૂ ઘરમાં, અનેક ખોટા સંસ્કારો રૂપી જીવાત ઉભરાએલી રહે છે. રાગ, દ્વેષ, કામ, ક્રોધ અને લોભ રૂપી મોટા ભોરીંગો પણ ત્યાં મુકામ નાંખીને બેઠા જણાય છે. જેમ અવાવરૂ ઘર સાફ કરનારો માણુસ, પાવડા, કોદાળી, ટોપલા, અને સાપ જેવા ઝેરી જાનવરોને પકડવાની જરૂર પડે તો, સાણુસા પણ તૈયાર રાખે છે. તે પ્રમાણેજ અવાવરૂ ચિત્તને સાફ કરવા માટે–યમ, નિયમાદિ સાધનો, અને જરૂર પડે તો સમાધિ રૂપી સાણુસા પણ તૈયાર રાખવા પડે છે. જેમ સાણુસાનો સંસ્કાર સાપના સંસ્કારને દૂર કરે છે, તેમ આ ઋતંભરા પ્રજ્ઞાવાળી સમાધિનો સંસ્કાર, અન્ય ખોટા સંસ્કારોને દૂર કરે છે.

જેમ કરડકણું કુતરૂં બીકણુની પાછળ દોડે છે, અને લાગ મળે તો બીકણુને અવશ્ય કરડી ખાય છે, તેમ બળવાન સંસ્કારો બીકણુ સ્ત્રી પુરૂષોને ડરાવે છે, અને લાગ ફાવે તો તેમને નીસિપાસ કરીને, યોગમાર્ગથી દૂર ફેંકી દે છે. મનુષ્યદેહ પ્રાપ્ત કરીને જેઓ શુભ સંસ્કાર માટે પ્રયત્ન કરતા નથી, તેઓ ધીમેધીમે, તેમને ખબર ન પડે એવી રીતે, મનુષ્યત્વ ખોઇ નાંખે છે. શુભ સંસ્કારોની પ્રાપ્તિ માટે, અને અશુભ સંસ્કારોના નાશ માટેજ મનુષ્યદેહ છે.

ઇંદ્રિવજાવૃત્ત—

**येषां न विद्या न तपो न दानं, ज्ञानं न शीलं न गुणो न धर्मः ।**
**ते मर्त्यलोके भुवि भारभूता, मनुष्यरूपेण मृगाश्चरंति ॥ १३ ॥**

[ ભર્તૃહરિનીતિશતક ]

અર્થ—આ સંસારમાં મનુષ્યદેહ ધારણુ કરીને–જેઓએ વિદ્યા, તપ, દાન, જ્ઞાન, સારો સ્વભાવ–શીલતા, ગુણુ અને ધર્મ જાણ્યા નહિં; એટલે–તેના સંસ્કાર લીધા નહિ, તે મનુષ્યો પૃથ્વીને ભાર આપનારાં છે. તેઓ મનુષ્યરૂપે ફરે છે, પણુ વ્યાજબી રીતે જોતાં–વાસ્તવમાં–તેઓ પશુ છે. (૧૩)

માતાપિતાદિ વડીલો, બ્રાહ્મણો, શાસ્ત્રો, નિશાળો, માસ્તરો, મંદિરો, આચાર્યો, મહંતો, સાધુ–સન્યાસિઓ–એ તમામ શુભ સંસ્કારના દાતા છે. ઉપર જણુાવ્યા તે તમામ, તેમના સેવનથી, શુભ સંસ્કાર આપે છે. જેમ ચકોર મનુષ્યો ઉડતી રજને આંખમાં આવવા દેતા નથી. કોળીયામાં કાંકરો અગર ફોતરૂં આવે, તો થુંકી નાંખે છે; તેમ ચકોર મુમુક્ષુઓએ ખોટા સંસ્કારોને મનમાં પેસવા દેવા નહિં. કંકુ–ગુલાલના વેપારીના હાથ અનાયાસે રંગાય છે; અને કેસર કસ્તુરી વેચનારના હાથ અનાયાસે સુગંધી આપે છે. ખોટા સંસ્કારો પ્રાપ્ત થાય, ત્યાં જવું નહિં. કદિ ખોટા સંસ્કારો પ્રાપ્ત થઇ ગયા હોય; તો સંત અગર સદ્ગુરૂ પાસે માની જવા, અને તેમની સાનિધ્ય, તેમની સેવામાં, અમુક વખત રહીને, ( કુવા ઉપર આવતી જતી દોરડી, જેમ મોટા પત્થરને કાપી નાંખે તેમ ) સેવા અને સાનિધ્ય દ્વારા સંસ્કા-

રોનો નાશ કરવો. ખોટા સંસ્કારોનો નાશ કરવા માટે, માતાપિતા બાળકને શિક્ષા કરે છે. ધણી ધણીયાણીને લડે છે; સરકાર ગુન્હેગારને કેદમાં પુરે છે. ડૉક્ટર સાહેબ દવા પાય છે, અને ચરી પળાવે છે. તેમ સદ્‌ગુરૂ આચારવિચાર દ્વારા શિષ્યોના ખોટા સંસ્કારોનો નાશ કરે છે.

દિનપ્રતિદિન ખોટા સંસ્કારોનું બળ વધતું જાય છે, જેમ મહેતાજીને દેખીને, બાળકો પોળમાંથી નાસી જાય છે, તેમ કળીયુગને દેખીને શુભ સંસ્કારો જગતમાંથી નાસવા લાગ્યા છે.

મીઠું ઝેર—કઢેલા દુધમાં ભળેલો સોમલ-શુભ સંસ્કારને બ્હાને પસરતા અશુભ સંસ્કારો- અત્યારની અંગ્રેજી કેળવણી સોએ પંચાણુ ટકા અશુભ સંસ્કારની દાતા છે. રાજહાટમાં રમતા ઉપદેશકો, આચાર્યો અગર મહંતો, હરદાસો-ભક્તો, રખડતા મુમુક્ષુઓ, અને ખુશામતીઆ બ્રહ્મણો, શુભ સંસ્કારો આપી શકતા નથી.

અધિકાર—શુભ સંસ્કાર મનુષ્યની પ્રતિષ્ટા-કીંમત વધારે છે-અધિકાર આપે છે. અધિકાર મળ્યા પછી યોગ અને જ્ઞાનને રસ્તે આગળ વધતાં વાર લાગતી નથી. શુભ સંસ્કારને સુદૃઢ કરનાર અભ્યાસ છે. માટે અભ્યાસથી કાયર થવું નહિ.

**જ્ઞાન અને યોગમાં ફેર શું ?**—જ્ઞાનથી સંચિત કર્મનો નાશ થાય છે. ક્રિયમાણ કર્મનો સ્પર્શ થતો નથી, પણ પ્રારબ્ધ કર્મ બાકી રહે છે, અને તે ભોગવવાંજ પડે છે. યોગથી પ્રારબ્ધ કર્મ પણ નાશ પામી જાય છે.

> **सांख्ययोगौ पृथग्बालाः, प्रवदन्ति न पण्डिताः ॥**
> **एकमप्यास्थितः सम्य-गुभयोर्विंदते फलम् ॥ ४ ॥**
> **यत्सांख्यैः प्राप्यते स्थानं, तद्योगैरपि गम्यते ॥**
> **एकं सांख्यं च योगं च, यः पश्यति स पश्यति ॥५॥** [ગીતા અ. ૫.]

શ્રીકૃષ્ણ કહે છે કે—"અજ્ઞાનીઓજ કહે છે કે—'સાંખ્યયોગ અને કર્મયોગ જુદા છે.' બાકી પંડિતો એ પ્રમાણે કહેતા નથી, કારણ કે તેમાંથી કોઇ પણ સ્થિતિમાં દૃઢ થએલો મનુષ્ય, બન્ને માર્ગના ફળને ભોગવે છે. (૪) જે મોક્ષસ્થાન સાંખ્યવડે પમાય છે, તે સ્થાન યોગથી પણ પમાય છે; માટે સાંખ્યને અને યોગને જે પુરૂષ એકત્ર જાણે છે, તે પુરૂષજ યથાર્થ જાણે છે. [૫].

જરા આગળ વધીને, આ બે વિષયો તપાસીએ તો જણાય છે કે—સાંખ્યના વિચારો- સાંખ્યનો બોધ-સુદૃઢ કરવા માટે યોગશાસ્ત્ર છે. સાંખ્યશાસ્ત્ર એ વ્યાખ્યાનશાસ્ત્ર અને યોગશાસ્ત્ર એ પ્રયોગશાસ્ત્ર. સાંખ્યશાસ્ત્ર જે કહે છે તેને યોગશાસ્ત્ર પ્રયોગદ્વારા સિદ્ધ કરી આપે છે. સાંખ્યશાસ્ત્રે તો એટલુંજ કહ્યું કે—'મનની નિર્મળતા અને એકાગ્રતા વિના જ્ઞાન પ્રાપ્ત થાય છે.' મનની નિર્મળતા કેવી રીતે પ્રાપ્ત થાય, અને પછી મન કેવી રીતે એકાગ્ર થાય, તે સંબંધી સંપૂર્ણ ખુલાસા યોગશાસ્ત્રે કર્યા.

શંકા—ગૃહીતૃ નિર્વિચાર સમાધિના **એક** પ્રયોગથી વિઘ્ન કરનારા સંસ્કારો દૂર થાય છે, કે **અનેક** પ્રયોગથી ?—એક પ્રયોગથી સમગ્ર સંસ્કારોનો નાશ થતો નથી, માટે અનેક પ્રયોગો કરવા પડે છે. અનેક પ્રયોગો વડે સમાધિ સુદૃઢ થતાં, વિવેકખ્યાતિ-**ઋતંભરા પ્રજ્ઞા** પ્રગટે છે.

શંકા—ઋતંભરા પ્રજ્ઞા પ્રગટયા પછી સંસ્કારો રહેતા હશે ?—ઋતંભરા પ્રગટયા પછી ઋતંભરાનો સંસ્કાર પ્રગટે છે, આ સંસ્કાર પૂર્વના સર્વ સંસ્કારોનો નાશ કરી નાંખે છે.

ઋતંભરા અગર વિવેકખ્યાતિનો ઉદય થયા પછી, ભોગેચ્છા રહેતી નથી. એટલે પરવૈરાગ્ય પ્રાપ્ત થાય છે. ભોગચ્છા હોય, ત્યાં સુધી સંસ્કારો રહે, અને ત્યાં સુધીજ ચિત્ત ચેષ્ટા કર્યા કરે. ચિત્ત ચેષ્ટાવાળું હોય, ત્યાંસુધી સબીજ સમાધિ, અને ચિત્ત ચેષ્ટાથી રહિત થઈ જાય, ત્યારે નિર્બીજ સમાધિ પ્રાપ્ત થાય છે.

હવે નિર્બીજ સમાધિની વાત કરે છે—

**सूत्रं–तस्याऽपि निरोधे सर्वनिरोधान्निर्बीजः समाधिः ॥५१॥**

પદચ્છેદ—**तस्य अपि निरोधे**-તે ઋતંભરા પ્રજ્ઞાના સંસ્કારનો પણ નિરોધ થતાં. **सर्वनिरोधात्**-(તેની સાથે) સર્વ વ્યુત્થાન (ખોટા) સંસ્કારોનો નિરોધ થઇ જવાથી. **निर्बीजः समाधिः**-નિર્બીજ સમાધિ (નો લાભ થાય છે.)

**અર્થ**—તે (ઋતંભરાપ્રજ્ઞાના સંસ્કાર) નો પણ નિરોધ થતાં, તેની સાથે સર્વ (વ્યુત્થાન સંસ્કારો) નો નિરોધ થઇ જવાથી, નિર્બીજ સમાધિનો લાભ થાય છે. [૫૧].

51. When this impression (which obstructs all other impressions) is also restrained, and all others also being restrained, it results in **निर्बीज**-seedless Samadhi.

૫૧ વિવેચન—

**तस्य-तज्जः संस्कारस्य** [જુઓ ૫૦ મું સૂત્ર] ઋતંભરા પ્રજ્ઞાથી ઉત્પન્ન થએલા સંસ્કારનો—એટલે છેલ્લો સબીજ સમાધિનો-**निरोधे**-નિરોધ થતાં.

છેલ્લામાં છેલ્લો સંસ્કાર—છેલ્લામાં છેલ્લો સંસ્કાર ઋતંભરા પ્રજ્ઞાનો છે. જળમાં નિર્મળી નાંખતાં પ્રથમ જળ ડોળાય છે, પછી તે નિર્મળી જળના તમામ કચરાને લઇને (પોતે પણ) તળીએ બેસી જાય છે, તેમ આ છેલ્લો સંસ્કાર પણ, પૂર્વના તમામ સંસ્કાર રૂપી કચરાનો તદ્દન નાશ કરીને, **પોતે પણ શમી** જાય છે. પરિણામે ચિત્ત નિર્મળ ચેષ્ટા રહિત બની જાય છે. સરોવરમાં જળતરંગો શમી જાય છે, ત્યારે જળ નિર્મળ જણાય છે. તે વખતે જળમાં તળીયે પડેલી ચીજ દેખાય છે. આ પ્રમાણે ચિત્તમાંથી વૃત્તિઓ રૂપી તરંગો શમી જતાં, ચિત્તમાં તળીયે રહેલા આત્મતત્ત્વરૂપી પદાર્થનો સાક્ષાત્કાર થાય છે.

**अपि** શબ્દ શું સૂચવે છે?—તે સૂચવે છે કે-જ્ઞાનપ્રસાદરૂપ પરવૈરાગ્યવડે ઋતંભરા-પ્રજ્ઞાનો અને તેના સંસ્કારનો પણ નિરોધ થાય છે.

ચિત્તનો માર્ગ અગર ચિત્તની ભૂમિકાઓ—(૧) સવિતર્ક સમાધિનું સારી રીતે અનુષ્ઠાન થયા પછી, ચિત્ત નિર્વિતર્ક સમાધિ માટે યોગ્ય થયું. (૨) નિર્વિતર્ક સમાધિનું સારી રીતે અનુષ્ઠાન થતાં, સવિતર્ક સમાધિના સંસ્કારોનો નાશ થયો, અને નિર્વિતર્ક સમાધિના સંસ્કારો સુદૃઢ થયા. (૩) ચિત્ત તેથી આગળ વધીને સવિચાર સમાધિમાં પેસે છે. સવિચાર સમાધિનું સારી રીતે અનુષ્ઠાન થયા પછી, નિર્વિતર્ક સમાધિના સંસ્કારો ઘસાઇ જાય છે, અને સવિચાર સમાધિના સંસ્કારો સુદૃઢ થાય છે. (૪) ચિત્ત તેથી આગળ વધીને નિર્વિચાર સમાધિમાં પેસે છે. નિર્વિચાર સમાધિનું સારી રીતે પાલન થયા પછી, સવિચાર સમાધિના સંસ્કારો નાશ પામે છે, અને

નિર્વિચાર સમાધિના સંસ્કારો સુદૃઢ થાય છે. (૫) નિર્વિચાર સમાધિમાં આગળ વધતાં ઋતંભરા પ્રજ્ઞા પ્રગટે છે. ઋતંભરાપ્રજ્ઞાનો પરિપાક થતાં, તેનો સંસ્કાર દૃઢ થાય છે. આ સંસ્કાર એક તરફથી પૂર્વના તમામ સંસ્કારોનો નાશ કરે છે, અને બીજી તરફથી પર વૈરાગ્ય ઉત્પન્ન કરી આપે છે. યોગારંભથી ઋતંભરા પ્રજ્ઞા સુધી, અમુક અમુક સંસ્કારો ચિત્તને ભોગવતા હતા. એટલે ચિત્ત ભોગ્યાવસ્થામાં હતું. (૬) ઋતંભરા પ્રજ્ઞા, તેનો સંસ્કાર અને તે સંસ્કારથી પ્રગટેલો પરવૈરાગ્ય, અને પરવૈરાગ્યથી નાશ પામેલી ભોગ્યાવસ્થા—એ તમામનો નાશ થતાં, ચિત્ત નિષ્ક્રિય બન્યું–ચિત્ત ઉજડ થયું. ચિત્તની આ સ્થિતિનું નામ **નિર્બીજ સમાધિ.** નિર્બીજ સામાધિનું બીજું નામ—અદ્વૈતાવસ્થારૂપ નિર્વિકલ્પ સમાધિ. નિર્બીજ સમાધિમાં શુદ્ધ ચિતિશક્તિ જ—શુદ્ધ ચૈતન્યજ–અવશેષ રહે છે. હવે ચિત્તમાં ધ્યાતા, ધ્યાન અને ધ્યેય–અગર–જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય–એવું કાંઇ હાજર રહેતું નથી. જેમ લાકડાં બાળી રહ્યા પછી, અગ્નિ પોતાના સામાન્ય સ્વરૂપમાં લીન થઇ જાય છે; તેમજ ચિત્ત પણ ભોગ્યાવસ્થાનો નાશ થતાં, નિષ્ક્રિય બનીને, પોતાના સામાન્ય સ્વરૂપમાં, એટલે પ્રકૃતિમાં–લીન થઇ જાય છે. આ પ્રમાણે ચિત્ત પ્રકૃતિમાં લીન થઇ જતાં, **પુરૂષતત્ત્વ** નિરાળું પડી જાય છે. નિરાળું પડેલું પુરૂષતત્ત્વ સ્વસ્વરૂપમાં–ગુણાતીત અવસ્થામાં–નિર્મળ જણાય છે. જેને આત્મસાક્ષાત્કાર કહો છો, જેને આત્મદર્શન કહો છો, તે આ નિર્મળ બ્રહ્મનું દર્શન સમજવું.

જ્યાં સુધી આપણે માતાના ખોળામાં સુતા હતા, ત્યાં સુધી આપણી દુનિયા આપણી માયા–આપણી પ્રકૃતિ–માતાના ખોળા જેવડી હતી. ઘરમાં રમકડાં દેખીને ખોળામાંથી નીચે ઉતર્યા, ત્યારે આપણી માયા–આપણી દુનીયા–ઘર જેવડી થઇ. સરખે સરખા બાળકો દેખીને તેમની સાથે પોળમાં રમવા દોડયા, ત્યારે આપણી દુનિયા પોળ જેવડી થઈ. પછી નિશાળે પહોંચ્યા, એટલે દુનિયાની હદ વધી–માયાનો ઘેરો વધ્યો. પછી ધંધામાં–દેશ પરદેશ–માયાને ઉપાડીને ફરવા લાગ્યા. ઘણા મિત્રો થયા, અને ઘણા વેરી થયા. નાશવંત પદાર્થોમાં જ્યાં ત્યાં મમતા બંધાણી—ચિત્ત ચગડોળે ચડયું.

મનના ચગડોળ (તરંગ)નું સ્વરૂપ કેવું હોય છે. તે શાથી પેદા થાય છે, અને તે કેવી રીતે શમે છે. વિગેરે બાબતોનો બરાબર વિચાર કરીને, પતંજલિ ભગવાને આ યોગશાસ્ત્ર રચ્યું છે.

**આત્મદર્શન અને ધીરજ**—વિલાયત માટે નીકળેલી સ્ટીમર, વિલાયત પહોંચવા પહેલાં, અનેક ઠેકાણે સ્ટેશનો કરે છે, લાંબો દરિયો ખેડે છે, અનેક કષ્ટ વેઠે છે, ત્યારે વિલાયતનાં દર્શન કરે છે. સ્ટીમરમાં બેઠો કે તુરત ‘ હાય ! આ સ્ટીમર બુડશે તો ? ’ હાય ! આતો કોણ જાણે કયારે પહોંચાડશે ?’ એવા અનેક વિચાર કરે, તે અધીરો પુરૂષ વિલાયત જવાને લાયક નથી. તેમ અધીરો સાધક યોગાભ્યાસ માટે લાયક નથી.

**નિર્બીજસમાધિ**—આ ભૂમિકામાં ચિત્તથી તદ્દન મુક્ત થએલું આત્મતત્ત્વ પ્રતીત થાય છે. જે અજર, અમર, શાશ્વત ચૈતન્ય સ્વરૂપ છે, તે તત્ત્વનો લાભ યોગીને આ ભૂમિકામાં થાય છે.

**ભૂમિકા કોની ?**—ભૂમિકા ચિત્તનીજ હોય છે. આત્માની નહિં. તે ચિત્તની એક પ્રકારની સ્થિતિ છે.

**સાધિકાર ચિત્ત**—શબ્દાદિ વિષયો ભોગવવા, તથા યોગાભ્યાસમાં આગળ વધીને, ઋતંભરા પ્રજ્ઞા પ્રાપ્ત કરવી, એમ બે પ્રકારના ચિત્તના અધિકાર છે. ( અધિકાર એટલે ધંધો–

કામકાજ.) આ બેમાંથી ગમે તે ધંધામાં ચિત્ત જોડાય, ત્યારે તે સાધિકાર ચિત્ત કહેવાય છે. સબીજ સમાધિ સુધી ચિત્ત સાધિકાર હોય છે. ચિત્ત અધિકારથી મુક્ત થાય છે, ત્યારેજ નિર્બીજ સમાધિની ભૂમિકારૂપ ચિત્ત બને છે.

**ક્યાં સુધી નિર્બીજ સમાધિનું પાલન કરવું?**—સૌભરી, કચ, શિખિધ્વજ, જનક, પ્રલ્હાદ વિગેરે પોતાના અનુભવથી કહે છે કે—' બે પાંચ વખત નિર્બીજ સમાધિનું અનુષ્ઠાન કરવાથી વિજય પ્રાપ્ત થતો નથી. તેમાં લાગ્યા રહેવાની જરૂર છે. લીંડીપીંપરને જેમ જેમ ઘુંટે, તેમ તેમ તેનો ગુણ વધારે જણાય છે; તે નિયમાનુસાર-નિર્બીજ સમાધિનું અનુષ્ઠાન લાંબા વખત સુધી કરવું જોઇએ.

**રોકડો ધંધો**--રૂપૈયા લાવો, અને માલ લઇ જાઓ—ધર્મને રસ્તે ચાલ્યા આવતા રોતલ [આળસુ] અને અધીરાને બાદ કરીને, ઉત્સાહી સાધકોને આ વાત કરીએ-ભાવથી સાંભળો.

આ સાયન્સ અગર વિજ્ઞાનનો જમાનો છે. વિજળી, જળ, વાયુ, અગ્નિ વિગેરે તત્ત્વોનો બહુ સારી રીતે ઉપયોગ કરીને, તે દ્વારા અનેક સુખ ભોગવવાનો આ જમાનો છે. આકાશમાં એરોપ્લેઇન ઉડી રહ્યાં છે. પૃથ્વી ઉપર રેલ્વે ગાડીઓ દોડી રહી છે. સમુદ્રમાં સ્ટીમરો રસ્તો કાપી રહી છે. કારખાનાઓમાં પણ વિજળી, સ્ટીમ વિગેરે શોધો, પોતાનું કાર્ય કરી રહી છે. કેટલેએક ઠેકાણે ચૂલાની જગ્યા પ્રાઇમસે લીધી છે. ગ્યાસલેટ અગર ગ્યાસના દીવાને ઠેકાણે, વીજળીના દીવાનો પ્રચાર થઇ રહ્યો છે. રથ અને ઘોડાગાડીઓને બદલે મોટરના ભૂંકાર સંભળાઇ રહ્યા છે. વિગેરે અનેક ફેરફારો સૂચવે છે કે-જમાનો બદલાયો છે. જમાનાને રોકડો ધંધો ગમે છે. શ્રદ્ધાનો ઉધાર ધંધો ગમતો નથી. સાયન્સના વિદ્યાર્થીઓ પ્રોફેસર પાસેથી સાયન્સના લેકચરો (વ્યાખ્યાન) સાંભળ્યા પછી, તેના પ્રયોગોની અપેક્ષા રાખે છે, એટલે પ્રયોગોદ્વારા પોતાના અભ્યાસને સુદૃઢ કરે છે. પ્રયોગદ્વારા વ્યાખ્યાનમાં સાંભળેલી વાતનો અનુભવ કરે છે. આ યોગશાસ્ત્ર પણ સાયન્સ શાસ્ત્રના જેવુંજ છે. પ્રયોગ કરનારને સાંભળેલી અગર વાંચેલી વાતની ખાત્રી કરી આપે એવું છે. જેમ કોઇ ખાય તેથી આપણી ભૂખ ભાંગતી નથી. કોઇ દવા પીએ તેથી આપણો રોગ મટતો નથી; તેમ કોઇ પ્રયોગ કરે, તેથી આપણને અનુભવજ્ઞાન થતું નથી. આ પ્રયોગો આપણે પોતેજ કરવા ઘટે છે. થઇ શકે એવા છે. યોગના પ્રયોગો ભગવદ્ પ્રાપ્તિ કરી આપે છે, એટલુંજ નહિં; પણ જીવનને નિયમીત કરે છે. શરીરને નિરોગ કરે છે, અને આયુષ્યની વૃદ્ધિ કરે છે. તેથીજ યાજ્ઞવલ્કય કહે છે કે—

**इज्याचारदमाहिंसा, दानस्वाध्यायकर्मणां ।**
**अयं तु परमो धर्मो, यद्योगेनात्मदर्शनम् ॥**

યજ્ઞ યાગાદિ કરવા, આચાર પાળવો, દમ, અહિંસા, દાન, સ્વાધ્યાય વિગેરે અનેક કર્મોમાં યોગવિદ્યા પરમ ધર્મ છે. કારણ કે તેથી આત્મદર્શન થાય છે.

(યજ્ઞયાગાદિક કર્મો ખોટાં છે, એવો ભાવ નથી, પણ એમ કહે છે કે—' તેથી આગળ વધીને યોગાભ્યાસ કરો.)

મનની એકાગ્રતા વિના યોગ સાધી શકાતો નથી. તેમ મનની એકાગ્રતા વિના કોઇ ધંધો પણ ઉત્તમ રીતે થઇ શકતો નથી. તાત્પર્ય—મનની એકાગ્રતા વ્યવહાર અને પરમાર્થ

એકમાં ઉપયોગી છે. આવા ઉપયોગી સાધન પ્રત્યે હાલમાં સમાજ ઘણો બેપરવા થયો છે. તેને પરિણામે વ્યસનોથી અને કુટેવોથી સમાજ ઘેરાઇ ગયો છે, દુઃખથી ચગદાઇ ગયો છે. આ લોકમાં અગર પરલોકમાં જે કાંઇ ઉત્કૃષ્ટ-ઉત્તમ-દેખાય છે તે માનવની એકાગ્રતાનું પરિણામ છે. મનની એકાગ્રતાવાળો પુરૂષ પ્રકૃતિના ઉંડાણમાં ઉતરી શકે છે; અને જે કાર્ય અદશ્ય અને અશક્ય લાગતું હોય, તેને દશ્ય અને શક્ય બનાવી શકે છે, આવાં પરિણામ જોઇને આપણે કબુલ કરવું પડે છે કે-મનુષ્યના મનની શક્તિ અજબ છે-અમાપ છે. જેમ જેમ તે શક્તિ એકાગ્ર થઇને અમુક વિષયમાં દઢ થતી જાય છે; તેમ તેમ તે વિષયના ઉંડાણમાં રહેલા અનેક ચમત્કારો પ્રકૃતિ તેની પાસે રજુ કરે છે, અને તે જગતની પાસે રજુ કરે છે.

ધાર્મિક ઝઘડા અને યોગશાસ્ત્ર—યોગશાસ્ત્ર **પ્રયોગશાસ્ત્ર** છે. જે કોઈ પ્રયોગ કરે, તેને તે પ્રયોગનું ફળ મળે, તેમ જે કોઇ યોગશાસ્ત્રનો અભ્યાસ કરે, તે પ્રભુનો સાક્ષાત્કાર કરે. સાક્ષાત્કારની બાબતમાં જાતિ, વર્ણ, આશ્રમ, વય અગર વિદ્યા-એવો કોઇ પણ પ્રકારનો ભેદ નથી. ધર્મ, પંથ અગર સંપ્રદાય ચલાવનારા દરેક મહાપુરૂષો યોગી હતા. રાગદ્વેષથી રહિત હતા, ઉંચકોટિના જીવ હતા, તત્ત્વાનુંસંધાન કરી શકતા હતા. એટલે ઇશ્વરનો સાક્ષાત્ અનુભવ કરી શકતા હતા. આ યોગાભ્યાસ જેમ જેમ ઓછો થતો ગયો (પવિત્રજીવનની ન્યુનતા વધતી ગઇ) તેમ તેમ ઇશ્વરના સ્વરૂપસંબંધી ઝઘડા વધ્યા. 'પોતે જે માન્યું તેજ ખરૂં, અને બીજાએ માન્યું તે ખોટું.' એવો દુરાગ્રહ ફેલાયો. આ બાબતમાં સ્વામી શ્રી વિવેકાનંદજી કહે છે કે— 'Why is there so much disturbance, so much fighting and quarrelling in the name of God? There has been more bloodshed in the name of God, than for any other cause; because people never went to the fountain-head. They were content only to give a mental assent to the customs of their forefathers, and wanted others to do the same. **અર્થ**—ઇશ્વરના બ્હાના નીચે આ સંસારમાં જે ધાંધલ ચાલે છે, તેવું ધાંધલ બીજા કોઇપણ કારણસર ચાલ્યું નથી, ઇશ્વરના બ્હાના નીચે જે ક્લેશ અને ઝઘડા થતા આવ્યા છે, અને ખુનામરકી ચાલી છે; તેવા ક્લેશ અને ઝઘડા અને તેટલી ખુનામરકી બીજા કોઇપણ કારણસર થઇ નથી. તેનું કારણ માત્ર એટલુંજ છે કે— ઝઘડા અને મારામારી કરનારાઓમાંના કોઇ ધર્મના ખરા ઉંડાણમાં ઉતર્યા નથી. પૂર્વજોના આચારોનેજ ધર્મ સમજીને તેઓ સંતોષ માને છે. તેઓ ઇચ્છે છે કે—'બીજાઓ પણ અમારૂં અનુકરણ કરે, અમને અનુસરે, અમારો ધર્મ પાળે.'

તાત્પર્ય—યોગશાસ્ત્ર સાર્વભૌમ ધર્મ છે. ગીતા, ભાગવત, ઉપનિષદો વિગેરે સત્શાસ્ત્રોને દઢ કરનાર છે, પરધર્મીઓને પણ ઝઘડા મુકાવીને એકત્ર કરનાર છે, માટે દરેક સત્પુરૂષે અને દરેક સન્નારીએ યોગશાસ્ત્રનો પ્રચાર કરવો જોઇએ.

સાધનપાદ—આ ગ્રન્થને સારી રીતે સમજી શકાય, ભણી શકાય, અને આચરણમાં પણ મુકી શકાય, એવા હેતુથી, આપણે પ્રથમ સાધનપાદ (ક્રિયાયોગ) તૈયાર કર્યો છે. યોગશાસ્ત્રમાં રસ લેનાર સ્ત્રી અગર પુરૂષે, શું શું તૈયાર રાખવું જોઇએ, તે તમામ સાધનપાદમાં સૂચવ્યું છે. કીંમત ૦-૮-૦

**સમાધિપાદના ઉપસંહારમાં**—થોડા વિષયો આપને ફરી યાદ કરાવી જાઉં તો ઠીક-ભાવથી સાંભળો—

અભ્યાસનો સમય—આ ક્રિયા સવારસાંજ બે વખત નિયમસર અવશ્ય કરવી જોઇએ. સૂર્યનારાયણ આભમાંથી લાલરંગે નીકળીને, આકાશ તથા પૃથ્વીને લાલ સોનેરી બનાવી રહ્યા હોય તે સમય સવારમાં, અને પોતાની ફરજ અદા કરીને લાલરંગે આભમાં સમાઇ જવાની તૈયારી કરતા હોય, તે સમયે સાંજે. આ બે સમય સમુદ્ર અગર નદીને કાંઠે બેસીને, અગર પર્વતની ઉંચીનીચી ખીણોમાં રહીને જોવાથી, કાંઇ ઓર આનંદ પ્રાપ્ત થાય છે. આ બે સમયે સમસ્ત પ્રકૃતિ હમેશના કરતાં વિશેષ શાંતભાવ ધારણ કરે છે. તેની શાંત અસર શરીર ઉપર અને મન ઉપર ત્વરાથી થાય છે. અનુકુળ પવન વાળું વહાણ જેમ ત્વરાથી આગળ ચાલે છે, તેમ અનુકુળ પ્રકૃતિવાળું મન ત્વરાથી શાંત—એકાગ્ર-થઇ શકે છે.

અભ્યાસીનું ભોજન—'**नात्यश्नतस्तु योगोऽस्ति**' વિગેરે વચનોથી શ્રીકૃષ્ણે ગીતા-૬-૧૬, ૧૭માં કહ્યું છે કે-'યોગના સાધકે-અતિ અહાર કરવો નહિં, ઉપવાસ પણ ન કરવો, અતિ નિદ્રા તેમ ઉજાગરો પણ ન કરવો. બહુ મહેનત પણ ન કરવી, તેમ આળસુ થઇને પડયા પણ ન રહેવું. અત્યંત વિલાસ અને અત્યંત દેહદમન એ યોગાભ્યાસની ગતિ અટકાવનારાં છે. ખોરાકની અસર સ્વભાવ ઉપર-મન ઉપર પ્રબળ રીતે થાય છે, તે વાત તો આપ સમજી શકો એવી છે. યોગાભ્યાસીએ સાત્ત્વિક અન્નનો અહાર કરવો. તેલ મરચાં રાઇ હિંગ વિગેરે ધમકારા—છમકારાથી અલગ કરવું. સવારસાંજની ક્રિયા ભોજન કર્યા પહેલાંજ કરવી. ક્રિયા કર્યા પછી જરૂર જણાય તો રાત્રે સૂક્ષ્મ અહાર લેવો.

અભ્યાસનું સ્થળ—નદિના એકાંત તટ, અને પહાડની નિર્ભય કંદરાઓ-ગુફાઓ યોગાભ્યાસ માટે ઘણાંજ ઉત્તમ છે, પણ અત્યારે તેનો લાભ સૌથી લઇ શકાય એવું-નથી. તેટલા માટે તમારા મકાનમાં હવા પ્રકાશવાળો અમુક ઓરડો પસંદ કરવો. તેને વાળી ઝાડી સાફ રાખવો. ગૌમુત્ર અને ગાયના છાણથી અવારનવાર તેને પવિત્ર કરતા રહેવું. તે ઓરડામાં કદી સુવું નહિં, ત્યાં બેસીને ગામ ગપાટા મારવા નહિં. નિંદાને અગર ગાળાગાળીને ત્યાં પ્રવેશ કરવા દેવો નહિ. ત્યાં બેસીને અપવિત્ર વિચારો કરવા નહીં. અપવિત્ર શરીરે ત્યાં આવવું નહિં. યોગાભ્યાસ અને તત્ત્વજ્ઞાનની જે મશ્કરી કરતા હોય, તેવાં મનુષ્યોને ત્યાં લાવવાં નહિં. સવારસાંજ તે ઓરડામાં ધૂપ કરવો, ઘીના દીવા કરવા, અને સારાં સુગંધીદાર પુષ્પો લાવીને ઇષ્ટને શણગારવા.

ઓરડામાં પોતાની બેઠકની સામે-બરાબર નજર પડે-વારંવાર વાંચી શકાય એવી રીતે, નીચેનો શ્લોક ગોઠવવો—

**सर्वेऽत्र सुखिनः सन्तु, सर्वे सन्तु निरामयाः ।**
**सर्वे भद्राणि पश्यन्तु, मा कश्चिद् दुःखमाप्नुयात् ॥**

કુદરતી ઉત્તમ દેખાવનો ખ્યાલ આપે એવાં, અગર **વિરક્ત** સંતોનાં ચિત્રો, દીવાલ ઉપર લટકાવવાં. જીવને ઉત્તમ ભૂમિકામાં ઉપાડી જાય એવાં-તત્ત્વનાં બેચાર પુસ્તકો પણ ત્યાં રાખવાં. ઓરડાની બહાર પાંચદશ પુષ્પનાં કુંડા અગર વેલ રાખવાની સગવડ હોય, તો તે સગવડનો લાભ લેવા ચૂકવું નહિં. આ પ્રમાણે કરવાથી તે ઓરડાનું વાતાવરણ ઘણુંજ પવિત્ર થઇ જશે. તેમાં ગયા પછી મનની ગમે એવી વ્યગ્રતાનો ત્વરાથી નાશ થશે. દેહાભિમાનને બહાર તજીને તે ઓરડામાં જવું.

આવી અલગ ઓરડાની સગવડ, દરેકને હોઇ શકે નહિં, તેઓએ પોતાથી બને તેટલી સગવડ પોતાના ઘરમાં, અગર કોઇ દેવ મંદિરમાં કરી લેવી.

**સાધકનું આસન—**

**शुचौ देशे प्रतिष्ठाप्य, स्थिरमासनमात्मनः**
**नात्युच्छ्रितं नातिनीचं, चैलाजिनकुशोत्तरम् ॥ ११ ॥**

વિગેરે શ્લોકોથી ગીતાના છઠ્ઠા અધ્યાયમાં શ્રીકૃષ્ણ કહે છે કે–'પવિત્ર સ્થાનમાં અતી ઉંચું નહીં, તેમ અતી નીચું નહિં; અને દર્ભાસન ઉપર મૃગચર્મ અને વસ્ત્ર પાથરીને, તે આસન ઉપર બેસીને મનને એકાગ્ર કરીને, ચિત્ત અને ઇંદ્રિયોને ક્રિયારહિત કરીને, અંતઃકરણની વિશુદ્ધિ માટે યોગાભ્યાસ કરવો. [ ૧૧-૧૨ ] શરીર, માથું અને ડોકને સીધાં, અચળ અને સ્થિર રાખીને, દિશાઓ તરફ આસપાસ ન જોતાં, નાકની અણી ઉપર દ્રષ્ટિને સ્થિર કરવી.'

આ પ્રમાણે સ્થિર થયા પછી '**सर्वेऽत्र सुखिनः सन्तु**'–વિગેરે શબ્દો વાળો જે શ્લોક સામે લટકાવી રાખ્યો છે, તેના અર્થનું નીચે પ્રમાણે સ્મરણ અને મનન કરવું–'આખી સૃષ્ટિમાં સર્વત્ર આનંદ અને શાંતિ પ્રસરી રહો, જેઓ મને દુશ્મન માનતા હોય, અગર હું જેને દુશ્મન માનતો હોઉં, તેનું પણ કલ્યાણ થાઓ-સૌની આપદાઓ ટળી જાઓ, સૌ નિરોગી બનો, સઉ સુખનાં દર્શન કરો, અને દુઃખ પામો નહિં.' વિગેરે શબ્દોવાળું શુભ વાતાવરણ પ્રથમ તમારા મનમાં પ્રસરાવી દો. પ્રાણવાયુને આ રંગમાં રંગીને તે વાયુને રગેરગમાં વહેવા દો. થોડીવારમાં મગજ અને મન આ શુભ વિચારોથી ઉભરાઇ જશે–હૃદય મલકાઇ જશે. છલકાઈ જશે. આ પ્રમાણે ઉભરાઇ જતી ભાવનાઓને, ચારે દિશામાં જવા દો—

બીજાંને સુખી ઇચ્છવાથી, તમે પોતે સુખી થશો. બીજાંને નિરોગી ઇચ્છવાથી તમે પોતે રોગરહિત થશો. બીજાંને દુઃખથી રહિત ઇચ્છવાથી, તમે પોતે દુઃખથી રહિત થશો.

વ્હાલાં હરિજનો! વ્હાલાં સાધકો!–હવે આ પાદ (અધ્યાય)ને સમાપ્ત કરીએ. તે પહેલાં આપને કહી દઇએ કે–આપ ગમે તે હશો, પણ તમારે આ કરવાનું છે. આ વિના આ નથી. ઘરમાં હીરામોતીના કોથળા ભર્યા હોય, પણ શેર અન્ન વિના ઓડકાર નહિં આવે. લ્યો ત્યારે ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ.

**इति श्रीपातंजले [1]सांख्यप्रवचने योगशास्त्रे समाधिपादः समाप्तः ॥**

| | |
|---|---|
| **અમદાવાદ** મોક્ષમંદિર,<br>સંવત ૧૯૮૪ ફુલડોલ ઉત્સવ. | ટીકાકાર તથા પ્રકાશક,<br>**રામશંકર મોનજી ભટ્ટ.** |

[1] આ યોગશાસ્ત્રમાં સાંખશાસ્ત્રનું પતિપાદન બહુ સારી રીતે કર્યું છે. આ સેશ્વરસાંખ્ય છે.

# શ્રીપાતંજલ યોગદર્શન.

## વિભૂતિપાદ.

### પ્રકરણ ત્રીજું.

ટીકાકાર અને પ્રકાશક-રામશંકર મોનજી ભટ્ટ, મોક્ષમંદિર-અમદાવાદ.
અમદાવાદ—ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

વ્હાલાં હરિજનો !

આ પણ શ્રી સદ્ગુરૂની કૃપા-શ્રીહરિની દયા. શ્રી સદ્ગુરૂને તથા શ્રીરણછોડરાયને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરીને, આ પ્રકરણ શરૂ કરીએ.

**નોંધ**—મૂળ ગ્રન્થમાં સમાધિપાદ, સાધનપાદ, વિભૂતિપાદ અને કૈવલ્યપાદ એમ ગોઠવ્યા છે. સમાધિપાદ ઉત્તમ અધિકારીઓ માટે છે, માટે મેં તેને સાધનપાદ પછી ગોઠવ્યો છે. સાધન વિના સિદ્ધિ પ્રાપ્ત થાય નહીં. મધ્યમ અને મંદ અધિકારીઓએ સાધનપાદ પ્રથમ વાંચવો. સાધનપાદ અને સમાધિપાદ વાંચ્યા પહેલાં, આ વિભૂતિપાદ વાંચવો, તે રેતીમાં હોડીને થામ્યા જેવો પ્રયત્ન છે. તે બેઉ પાદ અહીંથી મળશે-સાધનપાદના ૦-૮-૦ સમાધિપાદના ૦-૧૨-૦ પોસ્ટેજ જુદું.

આ પાદ (પ્રકરણ) શરૂ કર્યા પહેલાં, કેટલીએક જાણવા જેવી વાત કહી દઇએ—

**વિભૂતિ**—વિભૂતિ એટલે ઐશ્વર્ય અગર સિદ્ધિઓ. મોક્ષ અગર કૈવલ્યનું નિરૂપણ કરનારાં શાસ્ત્રો સિદ્ધિઓની પ્રશંસા કરતાં નથી. મોક્ષ અગર કૈવલ્યની ઇચ્છાવાળા મુમુક્ષુઓ સિદ્ધિઓનો અનાદર કરે છે. જો તેઓ સિદ્ધિઓમાં ફસાતા નથી, તોજ તેઓ કૈવલ્યની પ્રાપ્તિ કરે છે. 'આમ છે ત્યારે આ કૈવલ્ય શાસ્ત્રમાં, સિદ્ધિઓનું નિરૂપણ કરવાની શી જરૂર છે ?' એવો પ્રશ્ન અનાયાસે થાય. તે પ્રશ્નના ઉત્તરમાં જાણવાનું કે-પ્રકૃતિ સુધીના જડ વિષયક પદાર્થોની સમાધિ કરવાથી, તે તે પદાર્થોના ઐશ્વર્યની (સિદ્ધિની) પ્રાપ્તિ થાય છે; તેમ પુરૂષ વિષયક સમાધિથી પુરૂષની પ્રાપ્તિ-પુરૂષનો સાક્ષાત્કાર-અવશ્ય થશે, એવી ખાત્રી માટે આ પ્રકરણમાં વિભૂતિઓનું નિરૂપણ કર્યું છે. [ સાધનપાદના ૩૫ થી ૪૫ સુધીના સૂત્રોમાં થોડી સિદ્ધિઓનું નિરૂપણ થયું છે. ]

સિદ્ધિઓ શું ?—સામાન્ય બળથી અગર યાંત્રીક બળથી જે ન બની શકે, તે સિદ્ધિઓ.

સિદ્ધિઓના પ્રકાર—સિદ્ધિઓ ઘણા પ્રકારની છે, તેમાંથી થોડી ગણાવું—

જ્ઞાનસિદ્ધિ—સામાના મનનું જ્ઞાન, સર્વ પ્રાણીઓની ભાષાનું જ્ઞાન, જન્મ મરણનું જ્ઞાન, તારાની ગતિનું જ્ઞાન, સૂક્ષ્મ પદાર્થોનું જ્ઞાન, ઢંકાઇને રહેલા પદાર્થોનું જ્ઞાન, દૂર દેશની વાત

સાંભળવાનું જ્ઞાન, દૂરદેશમાં રહેલા અગર મરણ પામેલા સિદ્ધ પુરૂષોનાં દર્શન, ભૂત ભવિષ્યનું જ્ઞાન, પૂર્વ જન્મનું જ્ઞાન, પ્રતિભાનું જ્ઞાન, વિગેરે. છેવટે પુરૂષ (આત્મા)નું જ્ઞાન.

ક્રિયાસિદ્ધિઓ—અગ્નિ જેવું તેજસ્વી શરીર કરવાની સિદ્ધિ, અંતર્ધાન થવાની સિદ્ધિ, ભૂખ તરસ ન લાગે એવી સિદ્ધિ, મૈત્રીબળ કરૂણાબળ અને મુદિતાબળની પ્રાપ્તિરૂપ સિદ્ધિ, શરીર હલકું કરવાની સિદ્ધિ, આકાશગમન સિદ્ધિ, જળ ઉપર ચાલવાની સિદ્ધિ, પરકાયા પ્રવેશની સિદ્ધિ, વિગેરે.

નવી શોધખોળથી પ્રાપ્ત થએલી સિદ્ધિઓ–વિચારસંક્રમણ (brain-Telegraphy) મેસ્મેરીઝમ, વાયરલેસટેલિગ્રાફી, હીપનોટીઝમ, ક્લોરોફોર્મથી મુર્છા અવસ્થા, વિચારવાંચન [ thought-reading ], સંસ્કારસંક્રમણ [ Psychometry સાઇકોમેટ્રિ ] વિગેરે.

સમયાનુસાર ઉપલી સિદ્ધિઓ સંબંધી આગળ ખુલાસા થશે.

**સંયમ**—આ અધ્યાય શરૂ કર્યા પહેલાં **સંયમ** શબ્દ સંબંધી થોડું જાણી લઇએ; કારણકે સંયમ સંબંધી આ અધ્યાયમાં ઘણી ચર્ચા છે. આ અધ્યાયના પહેલા સૂત્રમાં **'ધારણા'** સંબંધી વિવેચન છે; બીજા સૂત્રમાં **'ધ્યાન'** સંબંધી વિવેચન છે; ત્રીજા સૂત્રમાં **'સમાધિ'** સંબંધી વિવેચન છે. ચોથા સૂત્રમાં ધારણા, ધ્યાન અને સમાધિ–તે ત્રણેનું એકત્ર નામ **'સંયમ'** પાડયું છે–[ **त्रयमेकत्र संयमः** ]

**અષ્ટાંગ યોગ**—યમ, નિયમ આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ, એમ આઠ અંગ છે. તેમાંથી પ્રથમના પાંચ (યમ, નિયમ, આસન, પ્રાણાયામ, અને પ્રત્યાહાર)નું નિરૂપણ સાધનપાદમાં કર્યું છે, અને તે પાંચ બહિરંગ સાધન ગણાય છે. ધારણા, ધ્યાન અને સમાધિ એમ ત્રણ અંગનુ નિરૂપણ આ વિભૂતિપાદમાં છે. આ ત્રણે, અંતરંગ સાધન છે. 'આ ત્રણે અંતરંગ સાધન છે,' એમ કહેવા સાથે, તે પણ કહી દેવું જોઇએ કે–આ ત્રણે **સબીજ સમાધિના** અંતરંગ સાધન છે, અને **નિર્બીજ સમાધિના** બહિરંગ સાધન છે. [ આ અધ્યાયમાં જુઓ આગળ સૂત્ર ૮ મું–**तदपि बहिरंगं निर्बीजस्य ॥८॥** ]

સમાધિપાદ—સમાધિના વિષયનું નિરૂપણ કરવા માટે, સમાધિપાદ નામનો ખાસ અધ્યાય પાતંજલિ ભગવાને લખ્યો છે. તે પાદના ૩૫ મા સૂત્રથી વૃત્તિની એકાગ્રતા સંબંધી સૂત્રો આપ્યાં છે; તોપણ મધ્યમ અને મંદ અધિકારીઓ માટે તે વિષય તે પાદમાં અધૂરો રહ્યો છે. એટલે–સમાધિનું સંપૂર્ણ વર્ણન સમાધિપાદમાં આવી જતું નથી. યમ, નિયમ, આસન, પ્રાણાયામ અને પ્રત્યાહાર એમ પાંચ અંગનું સ્પષ્ટિકરણ સાધનપાદમાં કર્યું, અને ધારણા, ધ્યાન, અને સમાધિનું નિરૂપણ આ વિભૂતિપાદમાં થશે.

હવે આ વિભૂતિપાદ શરૂ કરીએ. પ્રથમ સૂત્ર ધારણા સંબંધી છે.

## सूत्रं–देशबंधश्चित्तस्य धारणा ॥ १ ॥

પદચ્છેદ—**देशः**–નાભિચક્ર, હૃદય અગર નાકની અણી અગર શિવ, વિષ્ણુ વિગેરેની મૂર્તિઓ. **बंधः**–અન્ય વિષયોનો ત્યાગ કરીને એક વિષયમાં સ્થિર થવું તે–એકાગ્ર થવું તે. **देशबंधः–देशे चित्तस्य बंधः**–નાભિચક્ર, હૃદય અગર શિવવિષ્ણુ વિગેરેની મૂર્તિમાં ચિત્તની એકાગ્રતા કરવી તેનું નામ. **धारणा**–ધારણા.

**અર્થ—ચિત્તને અમુક દેશમાં ( એટલે અમુક ધ્યેયમાં ) સ્થાપવું તે ક્રિયાનું નામ ધારણા.** [ ૧ ].

1 Dharna or Contemplation is holduig the mind on to some particular objcet.

૧ વિવેચન—

**દેશઃ-દેશ શું ?**–' દેશ ' એટલે ધ્યાનમાં લેવા લાયક પ્રાણીપદાર્થ. તેના બે પ્રકાર છે. [૧] સબીજ સમાધિમાં પ્રકૃતિ પર્યંતના સ્થૂલ સૂક્ષ્મ તમામ પ્રાણી પદાર્થો. [૨] નિર્બીજ સમાધિમાં પુરૂષતત્ત્વ. પ્રથમ પ્રકારના હજી બે પ્રકાર છે. [૧] આધ્યાત્મિક અને [૨] બાહ્ય.

**આધ્યાત્મિક શું ?**–પૃથ્વી આદિ પાંચ તત્ત્વો, મનુષ્યના સ્થૂલ શરીરથી બાહ્ય તથા આંતર અવયવો–જેવા કે–હૃત્પદ્મ, નાભિચક્ર, મણિપુર ચક્ર, અનાહત ચક્ર વિગેરે ચક્રો. મસ્તકમાં રહેલી જ્યોતિ, અને શરીરની બહારનાં–જેવાં કે–નાસિકાની અણી, જીભની અણી, જીભનો મધ્યભાગ, ભ્રકુટીનો મધ્ય ભાગ, તાળવું, માથા ઉપર બાર આંગળ વિગેરે.

માથા ઉપર બાર આંગળના સંબંધમાં શ્રીકૂર્મપુરાણુ કહે છે કે–' **शिखाग्रे द्वादशांगुल्ये कल्पयित्वाऽथ पंकजम् ॥** '–' માથા ઉપર બાર આંગળની ઉંચાઇએ એક કમળની ભાવના કરીને, તેમાં ચિત્તની ધારણા કરવી. ' લિંગ શરીરમાં રહેલી ઉષ્ણતા માથા ઉપર બાર આંગળ ઉંચાઇ ઉપર અનુભવાય છે માટે તેને ધારણાનો દેશ ગણ્યો છે.

**બાહ્ય શું ?**—શિવવિષ્ણુ આદિ દેવોની મૂર્તિઓ. શ્રી સદ્‌ગુરૂનું સ્થૂલ શરીર અગર તેમની છબી, સૂર્ય, ચંદ્ર, ધ્રુવ, નક્ષત્ર, દીવાની શીખા, મણિ વિગેરે ચળકતા પદાર્થો, પર્વતનું શિખર, સમુદ્રની સપાટી, અગર આકાશનું પોલાણ.

'દેશ'ના સંબંધમાં ગીતાજી કહે છે કે—

**हृत्पुण्डरीके नाभ्यां, वा मूर्ध्नि पर्वतमस्तके ।**
**एवमादिप्रदेशेषु, धारणा चित्तबन्धनम् ॥**

અર્થ—'હૃદયકમળમાં, નાભિમાં, માથામાં, અથવા પર્વતના શિખરમાં અને એવાજ બીજા પ્રદેશમાં બ્રહ્મભાવના પૂર્વક ચિત્તને સ્થાપવું તે ધારણા કહેવાય છે.'

'દેશ'ના સંબંધમાં શ્રી વિષ્ણુપુરાણુ કહે છે કે—

**प्राणायामेन पवनं, प्रत्याहारेण चेंद्रियम् ।**
**वशीकृत्य ततः कुर्यात्-चित्तस्थानं शुभाश्रये ॥**
**मूर्तं भगवतो रूपं, सर्वोपाश्रयनिःस्पृहम् ।**
**एषा वै धारणा ज्ञेया, यच्चित्तं तत्र धार्यते ॥**

પ્રાણાયામવડે પવનને વશ કરવો, અને પ્રત્યાહારવડે ઈંદ્રિયોને વશ કરવી, પછી પોતાને જે ગમે તે ધ્યેયમાં ચિત્તની ધારણા કરવી. સર્વ સ્થળમાં સ્પૃહા વિનાનું ભગવાનનું જે સાકારરૂપ છે, તેમાં ચિત્તને ધારણ કરવું, તે ધારણા કહેવાય છે.

આ યુગમાં ડાકોરમાં થોડો કાળ રહીને, શ્રી રણછોડરાયની મૂર્તિમાં ધારણા કરવા જેવું છે.

ગરૂડપુરાણમાં ધારણા માટે દસ આધ્યાત્મિક ધ્યેય બતાવ્યાં છે.

**बंधः**—રોકાણ, એકાગ્રતા–એક સરખો પ્રવાહ–**चित्तस्य बंधः**–ચિત્તનું અમુક ધ્યેયમાં રોકાણ. ચિત્તનો અમુક ધ્યેયમાં એક સરખો પ્રવાહ અગર ચિત્તની અમુક ધ્યેયમાં એકાગ્રતા.

ધારણા—એકાગ્ર કરેલું અગર રોકેલું ચિત્તનું બળ. વરાળયંત્રોમાં વરાળનું એકઠું કરેલું બળ વરાળયંત્ર ચલાવે છે. બેટરીમાં વિદ્યુતનું એકઠું કરેલું બળ સંદેશા વિગેરે અનેક ચમત્કાર કરે છે; તેમ ધ્યેયમાં એકાગ્ર કરેલું ચિત્ત ધ્યેયના સૂક્ષ્મ રૂપે રહેલા અનેક ચમત્કારોનો સાક્ષાત્કાર કરાવે છે.

ધારણા કેટલા વખત માટે હોય?–'धारणा पंचनाडिका [સ્કંદપુરાણ] ધારણા પાંચ ઘડી હોય છે.' પાંચ ઘડી એટલે બે કલાક થાય. તે સંબંધમાં ગરૂડ પુરાણ કહે છે કે–બાર પ્રાણાયામ કરતાં જેટલો સમય થાય, તેટલો સમય સાધકે પોતાના મનને બ્રહ્મમાં ધારણ કરવું. ૨૪ અને ૩૬ માત્રાના સમયવાળો પ્રાણાયામ અનુક્રમે મધ્યમ અને તીવ્ર ગણાય છે: તાત્પર્ય–ધારણાનો સમય ઘડી બે ઘડી નથી પણ તેથી વધારે છે.

ધારણા કરવાનો અધિકાર ક્યારે પ્રાપ્ત થાય?–યમ, નિયમ, આસન, પ્રાણાયામ અને પ્રત્યાહાર આ પાંચ અંગો સિદ્ધ થયા પછી, સાધક ધારણાના વિષયમાં પેસી શકે. પૂર્વજન્મના ઉત્તમ સંસ્કારોને લીધે, ઉત્તમ અધિકારીઓને યમાદિ અંગો અનાયાસે સિદ્ધ થઇ જાય છે.

હવે ધ્યાન સમ્બંધી સૂત્ર છે—

**सूत्र–तत्र प्रत्ययैकतानता ध्यानम् ॥२॥**

પદચ્છેદ—**तत्र**-ધારણાના વિષયમાં એટલે ધ્યેયમાં. [**प्रत्ययाः**–(સજાતીય) વૃત્તિઓ.] **प्रत्ययानां एकतानता**–સજાતીય વૃત્તિઓની એકાગ્રતા. **ध्यानम्**–તે ધ્યાન.

**અર્થ—સજાતીય વૃત્તિઓની ધ્યેયમાં (લાંબા વખત સુધી) એકાગ્રતા કરવી તે ધ્યાન કહેવાય. અથવા ધ્યેયમાં સજાતીય વૃત્તિઓની એકાગ્રતાનો પ્રવાહ ચાલે તે ધ્યાન. [૨]**

2 Unbroken flow of knowledge in that particular objcet is Dhyana or absorption.

૨ વિવેચન—

ધ્યાન એટલે શું?—

**तद्रूपप्रत्ययैकाग्र्य-संततिश्चान्यनिःस्पृहा ॥**
**तद्ध्यानं प्रथमैरंगैः, षड्भिर्निष्पाद्यते नृप ॥**

શ્રી વિષ્ણુપુરાણમાં કેશિધ્વજ મુનિ જનકને કહે છે કે–'હે રાજન! અન્યની સ્પૃહા રહિત પરમાત્માના સ્વરૂપમાં જે એકાગ્રતાનો પ્રવાહ ચાલે, તે ધ્યાન કહેવાય છે. ધ્યાનની સિદ્ધિ ધ્યાન પૂર્વેનાં યમાદિ છ અંગોથી થાય છે.

'પ્રત્યય' એટલે વૃત્તિ.

કેટલા સમય સુધી ધ્યાન કરવું? ગરૂડપુરાણ કહે છે કે–

**तस्यैव ब्रह्मणि प्रोक्तं, ध्यानं द्वादश धारणा ॥**

બાર પ્રાણાયામના સમય જેટલી એક ધારણા, અને બાર ધારણા જેટલા સમયમાં એક ધ્યાન થાય.

સ્કંદ પુરાણ કહે છે કે-**ध्यानं स्यात् षष्टि नाडिकं** । ૬૦ ઘડી (૨૪ કલાક) સ્થિર થાય તે ધ્યાન.

હવે સમાધિનું નિરૂપણ કરે છે—

**सूत्रं–तदेवाऽर्थमात्रनिर्भासं स्वरूपशून्यमिव समाधिः ॥३॥**

પદચ્છેદ—**तत् ध्यानम् एव**-તે ધ્યાનજ, **समाधिः**-સમાધિ છે **अर्थमात्रः निर्भासः** (પ્રકાશ) **यस्मिन् तत् अर्थमात्रनिर्भासं**-જ્યારે તે ધ્યાનમાં ધ્યેય સ્વરૂપનોજ પ્રકાશ હોય છે-ધ્યેયાકાર વૃત્તિ થઇ ગઇ હોય છે ત્યારે તેમ થવાથી **इव**-જાણે **स्वरूपेण शून्यं स्वरूपशून्यं**-ધ્યાન લક્ષણથી શૂન્ય.

**અર્થ—જે ધ્યાનમાં વૃત્તિ ધ્યેયાકાર થઇ જાય છે, અને તેમ થવાથી વૃત્તિ જાણે પોતાનું સ્વરૂપ ખોઇ નાંખે છે-ધ્યાન લક્ષણથી રહિત થઈ જાય છે, ત્યારે તે ધ્યાનજ સમાધિ કહેવાય છે.** [૩]

3 The same whan conscious only of that particular–objcel as if giving up its own form or as if unconscious of itself is Somadhi or trance.

૩ વિવેચન—

**विजातीयवृत्तिच्छिन्ना धारणा । अविच्छिन्नं ध्यानम् । तत् च ध्येयध्यानध्यातृस्फूर्तिमत् तत् यदा ध्येयमात्रस्फूर्तिमद्भवति तदा सः समाधिः** ॥ પદબોધિની ટીકા કહે છે કે-વિજાતીય વૃત્તિઓને દબાવીને સજાતીય વૃત્તિઓને એકજ ઠેકાણે સ્થાપવી તે ધારણા. તે સ્થાપેલા વિષયમાં વૃત્તિનો પ્રવાહ ચાલવા દેવો તે **ધ્યાન.** ધ્યાનની ક્રિયામાં ધ્યેય ધ્યાન અને ધાતૃ ત્રણે હાજર હોય છે. તેથી આગળ વધીને-બીજા બેને તજીને-ધ્યેયાકાર વૃત્તિ કરવી, તે **સમાધિ. સમાધિ** અવસ્થામાં ધ્યાતા અને ધ્યાનથી રહિત ધ્યેયમાં વૃત્તિ સ્થિર થાય છે. જેમ જળમાં પડેલી મીઠાની પુતળી જળાકાર થઇ જાય છે, તેમ ધ્યેય વિષયક ધ્યાન પણ ધ્યેય સ્વરૂપજ થઇ જાય છે ત્યારે તે સમાધિ જાણવી. ધ્યાન તથા સમાધિમાં એટલો ભેદ છે કે-ધ્યાનમાં ધ્યાતા, ધ્યેય તથા ધ્યાન ત્રણે જણાય છે, અને સમાધિમાં ધ્યાતા અને ધ્યાન ધ્યેયમાં તદ્રૂપ બનીને રહે છે. સૂત્રમાં **मात्र** શબ્દ સૂચવે છે, કે સમાધિમાં **ध्येय** સિવાય બીજું કાંઇ નથી.

સમાધિનો કાળઃ—બાર ધ્યાન કરતાં જેટલો સમય લાગે, તેટલો સમય સાધકે સમાધિમાં રહેવું. એટલે બાર દિવસ સમાધિમાં રહેવું. ગરૂડપુરાણ અને સ્કંદ પુરાણ આ મુદત માટે એકમત છે.

હવે—ધ્યાનથીજ ધ્યેયનું ભાન થાય છે, ત્યારે ધ્યાનને 'સ્વરૂપશૂન્ય' કેમ કહેવાય? તેના બચાવમાં **इव** શબ્દ મૂકયો છે–'કે જાણે'. તાત્પર્ય-મીઠું જળમાં ભળી ગયું, તેથી મીઠાનો સર્વથા અભાવ થયો નથી. મીઠું જળમાં છે, પણ જળ રૂપે જણાય છે, તેમ ધ્યાનનો સર્વથા અભાવ થયો નથી, પણ ધ્યાન ધ્યેયમાં તદ્રૂપ બની ગયું છે. ધ્યાન ધ્યેય રૂપે જણાય છે.

હવે ધારણા, ધ્યાન અને સમાધિ માટે એક શબ્દ વાપરે છે —

**सूत्रं—त्रयमेकत्र संयमः ॥ ४ ॥**

પદચ્છેદ—**त्रयम्**-ધારણા, ધ્યાન અને સમાધિ. **एकत्र**-એકજ વિષયમાં કરવામાં આવે ત્યારે **संयमः**-તે સંયમ કહેવાય છે.

અર્થ—ધારણા, ધ્યાન, અને સમાધિ-એ ત્રણ (જ્યારે) એકજ વિષયમાં કરવામાં આવે, ત્યારે તે (ક્રિયાનું નામ) **સંયમ** (કહેવાય છે). [ ૪ ]

4 When the above mentioned three are practised together in one and the same objcet, they three constitute Samyama.

૪ વિવેચન—

આ તાંત્રિક પરિભાષા અથવા યોગીક ભાષા કહેવાય છે.

**एकत्र** એટલે એકજ ધ્યેયમાં ધારણા, ધ્યાન અને સમાધિ ત્રણે ક્રમવાર બને, ત્યારે તે ત્રણેને બદલે 'સંયમ' શબ્દ વાપરવો એ ભાવ છે.

હવે સંયમના જયનું ફળ બતાવે છે—

**सूत्रं—तज्जयात् प्रज्ञाऽऽलोकः ॥ ५ ॥**

પદચ્છેદ—**तत्**-સંયમ. **तस्य जयात् तज्जयात्**-સંયમનો જય કરવાથી-ધારણા ધ્યાન અને સમાધિ સિદ્ધ થયા પછી. [ **प्रज्ञा**-ઋતંભરા પ્રજ્ઞા. **आलोकः**-પ્રકાશ. ] **प्रज्ञायाः आलोकः प्रज्ञालोकः**-ઋતંભરા પ્રજ્ઞાનો પ્રકાશ થાય છે.

અર્થ—સંયમનો જય થવાથી [એટલે ધારણા, ધ્યાન અને સમાધિ એકજ ધ્યેયમાં બરાબર સિદ્ધ થયા પછી] ઋતંભરા પ્રજ્ઞાનો પ્રકાશ થાય છે. [૫]

5. If Samyama is successfully secured, it results in lucidity of the intelct.

૫ વિવેચન—

**तत् तस्य जयात्**-અભ્યાસના બળથી સંયમને દઢ કરવો તે સંયમનો જય.

**प्रज्ञायाः आलोकः**-વિજાતીય વૃત્તિઓને દબાવી દઈને સજાતીય વૃત્તિઓ વડે ધ્યેયાકાર વૃત્તિ કરવાથી, બુદ્ધિની નિર્મળતા વધેછે. બુદ્ધિની નિર્મળતા એજ સંયમના જયનું ફળ સમજવું.

સંયમનો જય કેવી રીતે થાય તે વાત કહે છે —

**सूत्रं—तस्य भूमिषु विनियोगः ॥६॥**

પદચ્છેદ—**भूमिषु**-સમાધિપાદમાં જણાવેલી સવિતર્કાદિ આઠ ભૂમિકાઓમાં **तस्य विनियोगः**-સંયમનો વિનિયોગ કરવો.

અર્થ—(સંયમના જય માટે) સમાધિપાદમાં જણાવેલી સવિતર્કાદિ ભૂમિકાઓમાં સંયમનો વિનિયોગ કરવો. [ વિનિયોગ વિ-વિશેષ, નિયોગ એટલે જોડાવું. 'વિશેષ જોડાવું' એટલે લાગ્યા રહેવું. ] [૬]

6. To secure samyama, practice should be made in stages.

૬ વિવેચન—

સંયમની સિદ્ધિ માટે ઉતાવળા થઇને દોડવું નહીં, પણ આગળ સમાધિપાદમાં જણાવેલી સવિતર્કા સમાધિથી દરેક ભૂમિકાનો અનુક્રમે જય કરવો. [ તે વિષય ત્યાંથી વાંચવો. ]

સંયમી પુરૂષે દંભ અને મોહથી રહિત રહેવું. એટલે-અમુક ભૂમિકા સિદ્ધ થયા પહેલાં દંભથી આગળ વધવું નહિં, અને સિદ્ધિઓ પ્રાપ્ત થાય, તો તેમાં લોભાવું નહીં.

ધારણા, ધ્યાન અને સમાધિ સબીજ સમાધિના અંતરંગ સાધન છે એમ હવે કહે છે—

## सूत्रं–त्रयमन्तरंगं पूर्वेभ्यः ॥७॥

પદચ્છેદ—**पूर्वेभ्यः**-ધારણાદિથી પૂર્વના યમાદિ પાંચ અંગો છે તે અંગોથી. **त्रयम् अन्तरंगं**-ધારણાદિ ત્રણ અંતરંગ છે. ( આ સૂત્રમાં '**सबीजस्य**' શબ્દનો અધ્યાહાર સમજવો. કારણકે આ સૂત્ર સબીજ સમાધિને લાગુ પડે છે. આ વાત ૮ માસૂત્રમાં '**निर्बीजस्य**' શબ્દ મૂકીને સ્પષ્ટ કરી છે. )

**અર્થ**—(સબીજ સમાધિમાં) ધારણાદિથી પૂર્વના જે યમાદિ પાંચ અંગો છે તે અંગોથી, ધારણાદિ ત્રણ અંગ અંતરંગ છે. એટલે-સબીજ સમાધિમાં યમાદિ પ્રથમ પાંચ અંગ બહિરંગ છે, અને ધારણાદિ ત્રણ અંગ અંતરંગ છે. (૭)

7. These three are more internal than those five whfch preceed.

૭ વિવેચન—

યમ, નિયમ, આસન, પ્રાણાયામ અને પ્રત્યાહારથી આ ત્રણ ( ધારણા, ધ્યાન અને સમાધિ ) અંગો શ્રેષ્ઠ છે, સંપ્રજ્ઞાત સમાધિને નજીકનાં છે. એવો આ સૂત્રનો ભાવ છે. ધારણા, ધ્યાન અને ( સંપ્રજ્ઞાત ) સમાધિથી વિવેકખ્યાતિ અને પર વૈરાગ્યની પ્રાપ્તિ થાય છે. તેથી અસંપ્રજ્ઞાત ( નિર્બીજ ) સમાધિમાં વિવેકખ્યાતિ અને પર વૈરાગ્ય એ બેઉ અંતરંગ સાધન, અને ધારણાદિ ત્રણ બહિરંગ સાધન છે. આ વાત ૮ મા સૂત્રમાં કહેશે. એટલું યાદ રાખવું ઘટે છે કે-સર્વ અંગોનો વિષય એકજ હોવાથી, બહિરંગ અને અંતરંગ બેઉ જાતનાં અંગો યોગમાં ઉપકારક છે-તજી દેવાં જેવાં નથી. યમાદિ પાંચ અંગો ઉપર ધારણાદિ ત્રણ અંગોનો આધાર છે. ધ્રુવાદિ ઉત્તમ અધિકારીઓને બહિરંગ સાધન સિદ્ધ કરવામાં બહુ વખત જતો નથી એ ભાવ છે.

નિર્બીજ સમાધિમાં ધારણાદિ ત્રણ બહિરંગ છે એમ હવે કહે છે—

## सूत्रं–तदपि बहिरंगं निर्बीजस्य ॥८॥

પદચ્છેદ—**तत् अपि**-ધારણાદિ ત્રણ અંતરંગ છે તોપણ. **निर्बीजस्य बहिरंग**-નિર્બીજ સમાધિનાં બહિરંગ સાધન છે.

**અર્થ**—ધારણાદિ ત્રણ સબીજ સમાધિના અંતરંગ સાધન છે, તોપણ તે ત્રણે નિર્બીજ સમાધિના બહિરંગ સાધન છે. [ નિર્બીજ સમાધિનું અંતરંગ સાધન પરવૈરાગ્યજ છે. ] [૮]

8. In the case of seedless samadhi these three are even external.

૮ વિવેચન—

આગલા સૂત્રમાં સબીજ સમાધિમાં ધારણાદિ ત્રણે અંતરંગ કહ્યાં હતાં. આ સૂત્રમાં નિર્બીજ સમાધિમાં તે ત્રણેને બહિરંગ કહ્યાં છે. ૭ મા અને ૮ મા સૂત્રોને બરાબર સમજવા માટે, અંતરંગનો અર્થ 'નીકટ' કરવો; અને બહિરંગનો અર્થ 'દૂર' કરવો.

નિર્બીજ સમાધિના અંતરંગ સાધન કોણ?—' વિવેકખ્યાતિ અને પરવૈરાગ્ય.' વિવેક ખ્યાતિ પણ ધીમે ધીમે પર વૈરાગ્યમાં સમાઇ જાય છે. એટલે પરવૈરાગ્યજ નિર્બીજ સમાધિનું અંતરંગ—નીકટનું—સાધન છે.

ચિત્ત ત્રિગુણાત્મક છે ગુણોનો સ્વભાવ ચંચળ છે, તેથી ચિત્ત એક સરખી સ્થિતિમાં રહી શકતું નથી. ત્યારે સાધક યોગીનું ચિત સાધક દશામાં કેવું રહેતું હશે? તેનો હવે ખુલાસો કરે છે—

**सूत्रं—व्युत्थाननिरोधसंस्कारयोरभिभवप्रादुर्भावौ, निरोधक्षणचित्तान्वयो निरोधपरिणामः ॥ ९. ॥**

પદચ્છેદ—[**व्युत्थानं**-સંપ્રજ્ઞાત અગર સબીજ સમાધિ સુધીની ચિત્તના તમામ ભૂમિકાઓના સંસ્કારો. **निरोधः**-નિર્બીજ સમાધિ અગર અસંપ્રજ્ઞાત સમાધિ સુધીની ચિત્તની એકાગ્રતાની પરંપરા. **अभिभवः**-તિરોભાવ, નાશ, **प्रादुर्भावः**-આવિર્ભાવ અગર ઉદય **अन्वयः**-સંબંધ.] **व्युत्थाननिरोधाभ्यां जनितौ यौ संस्कारौ तयोः अभिभवप्रादुर्भावौ**-નીચલી ભૂમિકાઓથી ઉત્પન્ન થયેલા સંસ્કારનો જ્યારે અસ્ત થાય છે, અને તેથી શ્રેષ્ઠ ભૂમિકાઓથી ઉત્પન્ન થએલા સંસ્કારનો જ્યારે ઉદય થાય છે, ત્યારે તે બન્ને સંસ્કારોની સાથે **निरोधक्षणचित्तस्य अन्वयः**-નિરોધ કાળના ચિત્તનો જે સંબંધ છે, તે સંબંધનું નામ **निरोधपरिणामः**-નિરોધપરિણામ છે.

**અર્થ—નીચલી ભૂમિકાઓથી ઉત્પન્ન થએલા સંસ્કારનો જ્યારે અસ્ત થાય છે, અને તેથી શ્રેષ્ઠ ભૂમિકાઓના સંસ્કારનો ઉદય થાય છે, ત્યારે તે બન્ને સંસ્કારોની સાથે નિરોધકાળના ચિત્તનો જે સંબંધ છે, તે સંબંધનું નામ નિરોધપરિણામ છે. [ ૯ ]**

9. Impressions of sampragnat samadhi when disappear and those of control when appear; the mind which persists in that moment of control, is said to attain the controlling modifications.

૯ વિવેચન—

વ્યુત્થાનની હદ—સંપ્રજ્ઞાત સમાધિ સુધી વ્યુત્થાનની હદ સમજવી. માત્ર અસંપ્રજ્ઞાત (નિર્બીજ) સમાધિજ વ્યુત્થાનની હદની બહાર સમજવી.

ભાવ એ છે કે સાધકના ચિત્તમાંથી ક્ષણે ક્ષણે વ્યુત્થાન સંસ્કારોનો નાશ થાય છે, અને નિરોધ સંસ્કારોનો પ્રવેશ થાય છે. [ઘડામાં જેટલું–પાણી ભરાય, તેટલી હવા ઓછી થાય.]

(અપૂર્ણ.)

ગયા અંકમાં ૨૨૪ મે પાને ૯ મા સૂત્રનું વિવેચન શરૂ કર્યું છે. તે સંબંધી આગળ સાંભળો-

**व्युत्थानसंस्काराश्चित्तधर्मा न ते प्रत्ययात्मका इति** વિગેરે શબ્દોથી ભાષ્યકાર કહે છે કે-વ્યુત્થાનસંસ્કાર એ ચિત્તના ધર્મ છે વૃત્તિના ધર્મો નથી; માટે વૃત્તિનો નાશ થએ, વ્યુત્થાન સંસ્કારોનો નાશ થાય નહિં. વ્યુત્થાન સંસ્કારોનો નાશ નિરોધ સંસ્કારથીજ થશે. એ ભાવ છે. વ્યુત્થાન સંસ્કારોનું ઉપાદાન કારણ ચિત્ત છે. વૃત્તિ તેનું ઉપાદાન કારણ નથી.

પરિણામ એટલે શું?—એક સ્થિતિ મુકીને બીજી સ્થિતિમાં આવવું તે પરિણામ. દુધનું દહીં થવું તે. દુધ ધર્મી અને દહીં ધર્મપરિણામ.

**सूत्रं–तस्य प्रशांतवाहिता संस्कारात् ॥१०॥**

પદચ્છેદ—**संस्कारात्**-નિરોધના સંસ્કારથી. **तस्य**-ચિત્તનો. **प्रशांतवाहिता**-પ્રવાહ ચપળ મટીને પ્રશાંત (સાત્વિક) થાય છે.

અર્થ—નિરોધના સંસ્કારથી તેનો (ચિત્તનો) પ્રવાહ ચપળ મટીને પ્રશાંત (સાત્વિક) થાય છે, અથવા નિરોધસંસ્કારની પરંપરાનો પ્રવાહ ચિત્તમાં વધતો જાય છે. [૧૦]

10. By the impressions of control, the flow of mind becomes more quiet—more Satwic.

૧૦ વિવેચન—

**प्रशांतवाहिता-प्रशांतं वहति इति प्रशांतवाहि तस्य भावः प्रशांतवाहिता**-શાંતિનું પાલન થાય તેવી ચિત્તની સ્થિતિ. નિરોધનો અભ્યાસ વધે તો નિરોધનો સંસ્કાર સુદૃઢ થાય, અને વ્યુત્થાન સંસ્કારો ઢીલા પડીને ચિત્તમાંથી ઉખડી જાય. વ્યુત્થાન સંસ્કારો જેમ જેમ ઉખડવા લાગે, તેમ તેમ ચિત્તમાં ચપળતાનો નાશ થાય, અને શાંતિનો વધારો થાય. યાદ રાખવા જેવી વાત એ છે કે—વ્યુત્થાન સંસ્કારનો સમૂળો નાશ. અને નિરોધ સંસ્કારનો સંપૂર્ણ ઉદય, એકદમ થઇ શકતો નથી. પણ ધીમે ધીમે અભ્યાસ દ્વારા થાય છે. તાત્પર્ય-ચિત્ત નિરોધ સંસ્કારની પરંપરા ધારણ કરે, તે દરમિયાન ચિત્ત અચળ થતું નથી. પણ ચળ રહે છે. માત્ર ચિત્તની પરિણામમાળા સ્થિર થાય છે. પાંચ પાંચ કરતાં જેમ સોની રકમ એકઠી થાય, તેમ પરિણામમાળા ધીમે ધીમે ચિત્તને સ્થિર કરી આપે છે;—જેમ જળનો સ્વભાવ નીચાણમાં દોડવાનો છે, તેમ ચિત્તનો સ્વભાવ વ્યુત્થાન (ખોટા) સંસ્કાર તરફ દોડવાનો છે. પ્રમાદ કરનારના ચિત્તમાં વ્યુત્થાન સંસ્કારનું બળ વધતું જાય છે, માટે સાધકે પ્રમાદ કરવો નહિં, વિદ્યાર્થીઓને વિદ્યા સંપન્ન કરવામાં, વેપારીઓને ધંધા રોજગારમાં, કારીગરોને કારીગરીમાં, કવિઓને કવિતા લખવામાં, લેખકોને ગ્રન્થ લખવામાં, રોગીઓને રોગ મટાડવામાં, જ્ઞાનીઓને જ્ઞાન સંપાદન કરવામાં, ભક્તોને ભગવાનને રીજવવામાં, અને યોગીઓને યોગ સાધવામાં, ચિત્તની શાંતિ ઘણોજ લાભ કરી આપે છે.

પ્રશાંત થએલા ચિત્તને આગળ ક્યાં લઇ જવું, તે વાત હવે સાંભળો—

**सूत्रं–सर्वार्थतैकाग्रतयोः क्षयोदयौ चित्तस्य समाधिपरिणामः ॥ ११ ॥**

પદચ્છેદ—**चित्तस्य**-ચિત્તની **सर्वार्थतायाः क्षयः**-સર્વાર્થતાનો ક્ષય એટલે-સર્વાકાર થવું તેનો નાશ. **एकाग्रतायाः उदयः**-અને એકાગ્રતાનો ઉદય થાય તે **समाधिपरिणामः**-(ચિત્તનું) સમાધિપરિણામ છે.

**અર્થ**—ચિત્તનું સર્વાકાર થવું તે જ્યારે અટકે, એટલે ચિત્તની ચપળતાનો જ્યારે નાશ થાય, અને ચિત્તની એકાગ્રતાનો જ્યારે ઉદય થાય; ત્યારે **સમાધિ-પરિણામ** પ્રાપ્ત થયું, એમ કહેવાય છે. [૧૧]

11. At the moment when **chitta** ceases to catch many objects, and becomes concentrated on only one object, the **chitta** gets the modification called **samadhi.**

૧૧ વિવેચન—

ઉપલા સૂત્રમાં ચિત્તની પ્રશાંતવાહિતા સ્થિતિ કહી. અનેક મન ગમતા પદાર્થો મળે, તેથી પણ ચિત્ત પ્રસન્ન અગર શાંત રહે. તેવી પ્રસન્નતા અગર તેવી શાંતિ સાધકને કામની નથી, એમ સ્પષ્ટ કરવા માટે આ સૂત્રમાં કહ્યું કે-'ચિત્તમાંથી સર્વાર્થતાનો ત્યાગ કરવો, અને ચિત્તને એકજ વિષયમાં જોડવું.' સર્વાર્થતા અને એકાગ્રતા એ બેઉ ચિત્તના ધર્મો છે. 'ક્ષય'નો અર્થ નાશ ન કરતાં 'તિરોભાવ કરવો, અને 'ઉદય'નો અર્થ 'ઉત્પત્તિ' ન કરતાં 'આવિર્ભાવ' કરવો; કારણકે વાસ્તવિક રીતે ચિત્ત વિક્ષેપરૂપી ધર્મનો ત્યાગ કરે છે, અને એકાગ્રતારૂપી ધર્મનો સ્વિકાર કરે છે. તે બન્ને ધર્મોમાં ચિત્ત પરોવાયેલું હોવાથી, સર્વાર્થતાનો ત્યાગ અને એકાગ્રતાના સ્વિકાર કરતી વખતે, ચિત્તની જે સ્થિતિ હોય છે, તે સ્થિતિનું નામ **સમાધિપરિણામ** કહેવાય છે.

હવે એકાગ્રતા પરિણામની વાત કરે છે.

**सूत्रं-ततः पुनः शान्तोदितौ तुल्यप्रत्ययौ चित्तस्यैकाग्रतापरिणामः ॥१२॥**

પદચ્છેદ—**ततः पुनः**-સમાધિ પરિણામે પહોંચ્યા પછી **शान्तः उदितश्च तुल्यौ प्रत्ययौ**-જ્યારે ચિત્તની શાંત થઇ ગએલી વૃત્તિ, અને ઉદય પામેલી વૃત્તિ સજાતીય રહે, એટલે બેઉ વૃત્તિઓ એક સરખી (નિરોધલક્ષણવાળી) રહે, ત્યારે **चित्तस्य एकाग्रतापरिणामः**-ચિત્તને એકાગ્રતાપરિણામ પ્રાપ્ત થયું, એમ કહેવાય છે.

**અર્થ**—સમાધિ પરિણામે પહોંચ્યા પછી, ચિત્તની શાંત થઇ ગએલી વૃત્તિ અને ઉદય પામેલી વૃત્તિ સમજાતીય રહે, એટલે બેઉ વૃત્તિઓ નિરોધલક્ષણવાળી રહે, ત્યારે ચિત્તને **એકાગ્રતાપરિણામ** પ્રાપ્ત થયું, એમ સમજવું. [૧૨]

12. After reaching to the above result, when the impression that is past, and that which is present are similar, the **chitta** gets the modification called the **Acagrata or concentration.**

૧૨ વિવેચન—

ચિત્ત ધર્મી છે, અને નિરોધપરિણામ છે. સમાધિપરિણામ તથા આ એકાગ્રતાપરિણામ ચિત્તના ધર્મો છે. જેમ જળમાં તરંગ ઉભા થાય, તેમ ચિત્તમાં વૃત્તિઓ ઉભી થાય. વૃત્તિઓ ઘણા પ્રકારની હોય છે. ઘણા પ્રકારની મટીને એકજ પ્રકારની વૃત્તિઓ ચિત્તમાં આવે અને

જાય-ઉત્પન્ન થાય અને લય પામે. એટલે જે વૃત્તિ પૂર્વે હતી, તેના જેવીજ તેની પાછળ પ્રગટ થાય. વચ્ચે કોઇ અન્ય પ્રકારની વૃત્તિ પેસી ન જાય. એવી ચિત્તની સ્થિતિ પ્રાપ્ત થાય; ત્યારે તેને **એકાગ્રતાપરિણામ** કહેવામાં આવે. સજાતીય વૃત્તિઓનો અવિચ્છિન્ન પ્રવાહ ચાલુ રહે, તે એકાગ્રતાપરિણામ. સંપ્રજ્ઞાત સમાધિનો પરિપાક એકાગ્રતાપરિણામથી થાય છે.

**નિરોધપરિણામ અને સમાધિપરિણામમાં ફેર શું?**—તોફાને ચડેલા છોકરાને તોફાન કરતો અટકાવવો, તે નિરોધપરિણામ અને પછી તેને ભણવાને રસ્તે ચડાવવો, તે સમાધિપરિણામ. રજોતમોના રંગમાં રમતા ચિત્તને સાત્વિકતા તરફ ખેંચવું, એ નિરોધપરિણામ. સાત્વિક થએલા ચિત્તને યોગદ્વારા સમાધિને રસ્તે ચડાવવું, અમુક ધ્યેયમાં જોડવું, તે સમાધિપરિણામ. નિરોધપરિણામમાં અને સમાધિપરિણામમાં ચિત્ત એકી વખતે વ્યુત્થાન સંસ્કારને તજે છે, અને નિરોધ સંસ્કારને પકડે છે. ચિત્તમાં એકી વખતે બે વિજાતીય વૃત્તિઓના છેડા મળે છે.

**સમાધિપરિણામ અને એકાગ્રતાપરિણામમાં ફેર શું?**—સમાધિ પરિણામમાં વ્યુત્થાન વૃત્તિના તિરોભાવ સાથે નિરોધવૃત્તિ ચિત્તમાં આવે છે. વ્યુત્થાન વૃત્તિનો છેડો નિરોધવૃત્તિના છેડાને અડકે છે. એટલે વિજાતીય વૃત્તિની પછી સજાતીય વૃત્તિ હોય છે. એકાગ્રતાપરિણામમાં નિરોધવૃત્તિની પાછળ નિરોધવૃત્તિ ચાલી આવે છે. એટલે સમજાતીય વૃત્તિનો અવિચ્છિન્ન પ્રવાહ ચાલ્યો આવે છે. તાત્પર્ય-સમાધિપરિણામ એ સંપ્રજ્ઞાત સમાધિનું આરંભરૂપ છે, અને એકાગ્રતાપરિણામ એ સંપ્રજ્ઞાતસમાધિનું પરિપાક રૂપ છે. પૂર્વે આપણે કહ્યું છે કે, બારગણી એકાગ્રતાથી એક **ધારણા**, બારગણી ધારણાથી એક **ધ્યાન**, અને બારગણા ધ્યાનથી એક **સમાધિ**. અહીં ઉપર કહ્યું કે—એકાગ્રતાપરિણામ સંપ્રજ્ઞાત સમાધિનું પરિપાક રૂપ છે. તાત્પર્ય-એકાગ્રતા અને એકાગ્રતાપરિણામ એ બેઉ શબ્દના ભાવ જુદા છે. એકાગ્રતા એટલે **સંપ્રજ્ઞાત સમાધિની** શરૂઆત.

વિશેષ જાણવા જેવું એ છે કે—સમાધિ કાળમાં યોગી રહે, ત્યાં સુધીજ સજાતીય (નિરોધ) વૃત્તિઓ રહે, અને સમાધિમાંથી ઉઠયા પછી પાછી વિજાતીય વૃત્તિઓ ચિત્તમાં આવે. આથી ખાત્રી થાય છે કે-સંપ્રજ્ઞાત (સબીજ) સમાધિથી આગળ વધીને, યોગીએ નિર્બીજ સમાધિનો અભ્યાસ કરવો જોઇએ..

સોળમા સૂત્રમાં ભૂતભવિષ્યના જ્ઞાનની સિદ્ધિની વાત છે. તે સૂત્ર બરાબર સમજાવવા માટે તે વિષય નીચેના સૂત્રથી શરૂ કરે છે—

**सूत्र-एतेन भूतेंद्रियेषु धर्मलक्षणावस्थापरिणामा व्याख्याताः ॥ १३ ॥**

પદચ્છેદ—**एतेन**-આગળના સૂત્રોમાં ચિત્તના પરિણામનું નિરૂપણ કર્યું, તેથી સમજી લેવું કે **भूतेषु इंद्रियेषु च**-પૃથ્વી આદિ પંચભૂતોમાં અને ચક્ષુ આદિ ઇંદ્રિયોમાં **धर्मलक्षणा, लक्षणलक्षणा, अवस्थालक्षणा च इति परिणामाः संति इति धर्मलक्षणाऽवस्थापरिणामाः**-ધર્મપરિણામનું, લક્ષણપરિણામનું અને અવસ્થાપરિણામનું **व्याख्याताः**-નિરૂપણ થઇ ચૂક્યું.

**અર્થ—આગળના સૂત્રોમાં ચિત્તના પરિણામનું નિરૂપણ કર્યું, તેથી પૃથ્વી આદિ પંચ મહાભૂતોમાં અને ચક્ષુ આદિ ઇંદ્રિયોમાં, ધર્મપરિણામ, લક્ષણપરિણામ અને અવસ્થાપરિણામનું નિરૂપણ થઇ ચૂક્યું. [૧૩]**

13. By the above explaination, the three-form, character and condition-in fine or in gross matters, and in the organs are also explained.

૧૩ વિવેચન—

ઉપલા સૂત્રોમાં નિરોધપરિણામ, સમાધિપરિણામ અને એકાગ્રતાપરિણામ, જે ચિત્તના ધર્મો છે, તે સંબંધી વાત કરી. હવે પંચ મહાભૂતોમાં અને અગ્યાર ઇંદ્રિયોમાં ધર્મપરિણામ, લક્ષણપરિણામ અને અવસ્થાપરિણામ થાય છે, તે સંબંધી નિરૂપણ કરે છે.

**પરિણામ શું ?**—વિકાર પામવો અગર એકમાંથી બીજે રૂપે થવું, તે પરિણામ. દહીં એ દુધનું પરિણામ છે. દુધનું વિકાર પામેલું રૂપ છે.

યોગ સિદ્ધાંત પ્રમાણે પુરૂષ સિવાયના પ્રકૃતિ આદિ તમામ પદાર્થો ક્ષણપરિણામી છે. તેથી પંચમહાભૂતો અને અગીયાર ઇંદ્રિયો ઉપરાંત, પ્રકૃતિ, મહતત્ત્વ, અહંકાર અને તન્માત્રાઓમાં ત્રણે-ધર્મપરિણામ, લક્ષણપરિણામ અને અવસ્થાપરિણામ-રહેલાં છે.

**તત્ત્વાંતરપરિણામ શું ?**—જેમાં આગળ વિકાર થાય, તેમાં તત્ત્વાંતરપરિણામ થાય. દુધમાં અને દહીંમાં તત્ત્વાંતર પરિણામ છે. છાશમાં તે નથી. તે પ્રમાણે પ્રકૃતિ, મહતત્ત્વ, અહંકાર અને તન્માત્રાઓમાં તત્ત્વાંતર પરિણામ છે, અને પંચમહાભૂત તથા ઇંદ્રિયોમાં તત્ત્વાંતર પરિણામ નથી.

**ધર્મપરિણામ શું ?**—ધર્મી પોતાના સ્વરૂપે હાજર રહે, અને તેમાં પૂર્વધર્મનો તિરોભાવ થાય, અને અન્યધર્મનો પ્રાદુર્ભાવ થાય, તે ધર્મીનો ધર્મપરિણામ કહેવાય. દૃષ્ટાંત–માટી ધર્મી છે. પિંડરૂપ ધર્મ છે. પિંડરૂપ ધર્મ તજીને ઘડારૂપ ધર્મ ધારણ કરે, ત્યારે તે માટીનો ધર્મપરિણામ થયો, એમ કહેવાય. માટીરૂપી ધર્મીને પિંડરૂપ પૂર્વ ધર્મ સાથે, અને ઘટરૂપ ઉત્તર ધર્મ સાગે સંબંધ છે. ધર્મીના એક ધર્મનો લોપ કરીને, બીજા ધર્મને પ્રગટ કરવો, તે, ધર્મપરિણામ કહેવાય. દુધમાં દ્રવત્વ ધર્મ છે, તેને મેળવીને તેમાં સ્થૂલત્વ કરવું, તે ધર્મપરિણામ. એક લાલ ઘડાને ભઠ્ઠીમાં મૂકવાથી કાળો થાય. આમાં ઘડો ધર્મી. લાલાશ અને શ્યામતા–એ તેના ધર્મો–લાલાશનો લોપ અને શ્યામતાનો ઉદય, તે ઘડાનું ધર્મપરિણામ.

**લક્ષણપરિણામ શું ?**—લક્ષણનો અર્થ 'અધ્વા' અગર 'કાળ' સમજવો. કાળ ત્રણ પ્રકારનો છે. ભવિષ્ય, વર્તમાન અને ભૂત. [ભવિષ્ય એટલે 'અનાગત.'] અનાગતાધ્વા, વર્તમાનાધ્વા અને અતીતાધ્વા એ ત્રણ અધ્વાનાં નામ છે. ત્રણ પ્રકારનો લક્ષણપરિણામ છે.

**અધ્વન્** એટલે રસ્તો. જે રસ્તે આપણે ચાલીએ છીએ, તેના ત્રણ ભાગ હોય છે. (૧) ચાલવાનો બાકી તે–અનાગતાધ્વા. (૨) ચાલીએ છીએ તે–વર્તમાનાધ્વા. (૩) જે ભાગ ઉપરથી ચાલી ગયા છઇએ તે ભાગ અતીતાધ્વા.

ધર્મી પોતાને સ્વરૂપે વિદ્યમાન રહીને, અનાગત અવસ્થામાંથી વર્તમાન અવસ્થાને પામે, તે ધર્મીનું **લક્ષણપરિણામ** ગણાય. દૃષ્ટાંત–યોગી જ્યારે સમાધિ દશામાં હોય છે ત્યારે વ્યુત્થાન સંસ્કાર પોતાના વર્તમાન લક્ષણને છોડીને અતીતલક્ષણને પામે છે; અને નિરોધ સંસ્કાર પોતાના અનાગત લક્ષણનો ત્યાગ કરીને, પોતાના વર્તમાન લક્ષણને પામે છે. તાત્પર્ય–જે વર્તમાનઅધ્વામાં છે તે અતીત અધ્વામાં જાય છે. અને જે અનાગત અધ્વામાં છે, તે વર્તમાન અધ્વામાં આવે છે. આ જે કાળનો ફેરફાર તે લક્ષણપરિણામ.

**અવસ્થાપરિણામ શું?**—લક્ષણપરિણામે પહોંચ્યા પછી એકજ અધ્વામાં રહીને એ અવસ્થાનો સંબંધ રાખવો તે અવસ્થાપરિણામ. વર્તમાન અધ્વામાં રહેલો ઘડાનું ધીમે ધીમે નવો મટીને જુનો થવું, તે અવસ્થાપરિણામ. જુવાન થયા પછી ધીમે ધીમે વૃદ્ધ થવું, તે અવસ્થા પરિણામ.

ત્રણ પરિણામમાં મુખ્ય કોણ?—ધર્મપરિણામ મુખ્ય છે. બીજા બે પરિણામ ગૌણ છે. ધર્મ અને ધર્મીમાં પણ વાસ્તવિક ભેદ નથી, તોપણ ધર્મી ત્રણે કાળમાં એકને એક રહે છે. અને ધર્મ બદલાય છે. માટીનો પિંડ-માટીનો ઘડો અને માટીના ઠીબકાં વિગેરે.

એટલું યાદ રાખવું કે-માટી નિત્ય છે છતાં તે કૂટસ્થ નથી. કૂટસ્થ તો એક આત્માજ છે. જેમ માટી નિત્ય છે તેમ માટીનો ઘડો પણ નિત્ય છે. વર્તમાનકાળમાં તે દૃશ્ય હોય છે, અને ભૂત તથા ભવિષ્યકાળમાં તે સૂક્ષ્મ રૂપે માટીમાં રહેલો છે. ઘડો પણ કૂટસ્થ નથી. સર્વદા વિદ્યમાન રહેવું-સદા નિત્ય રહેવું એટલોજ કૂકસ્થનો અર્થ નથી. નિત્યતાની સાથે સદા એક રસ રહેવું, તે કૂટસ્થ ગણાય છે.

પંચભૂત—વસ્તુમાત્ર ત્રિગુણાત્મક છે. અને **चलं च गुणवृत्तम्** ॥ ગુણોનો સ્વભાવ ચંચળ છે, માટે-દરેક વસ્તુ પરિણામી છે. જેમ ચિત્તમાં ત્રણ પ્રકારના પરિણામ છે તેમ પંચ મહાભૂત તથા ઇંદ્રિયોમાં ત્રણ પ્રકારના પરિણામ છે. ભૂતનું જે કાર્ય હોય તે ભૌતિક કહેવાય છે. મનુષ્યાદિ પ્રાણીઓના શરીરો અને ઘટાદિ પદાર્થો ભૌતિક છે. તે પૃથ્વી આદિ ભૂતોરૂપ ધર્મીના ધર્મપરિણામ છે. ભૂતોનાં પરમાણુઓ જ્યારે પોતાનું રૂપ તજીને, મનુષ્યાદિના શરીર રૂપે અથવા ઘટાદિરૂપે પરિણામ પામે છે, ત્યારે તે પંચમહાભૂતોનો ધર્મપરિણામ થાય છે. મનુષ્યાદિનાં શરીર અગર ઘટાદિ બન્યા પહેલાં, પરમાણુઓના જે ધર્મો હતા, તે વર્તમાન અધ્વામાં હતા. મનુષ્યાદિનાં શરીર અને ઘટાદિ બન્યા પછી, પરમાણુઓ અતીતાધ્વા સાથે સંબંધ વાળાં થયાં. આ ધર્મપરિણામનો લક્ષણપરિણામ થયો. લક્ષણપરિણામે પહોંચ્યા પછી મનુષ્યાદિમાં કૌમાર, યૌવન, વૃદ્ધત્વ વિગેરે અવસ્થાપરિણામ થયા. ઘટાદિ પદાર્થો ઉત્પન્ન થયા પછી અન્યક્ષણથીજ ક્રમે ક્રમે તેમાં નવાપણું મટવા માંડયું, અને જુનાપણું વધવા માંડયું. એ તેના લક્ષણપરિણામનો અવસ્થાપરિણામ થયો. આ પ્રમાણે બીજા ચાર ભૂતોનું સમજવું. તે સંબંધી થોડી વાત કરી લઇએ.

**જળ**—તેનો ધર્મ રસ. રસનો લક્ષણપરિણામ અને અવસ્થા પરિણામ ઉપર પ્રમાણે સમજી લેવો.

**તેજ**—દાહક પ્રકાશરૂપ ધર્મ. તેનો લક્ષણ પરિણામ અને તેનો અવસ્થાપરિણામ.

**વાયુ**—સ્પર્શ ગતિરૂપ ધર્મ. તેનો લક્ષણપરિણામ અને તેનો અવસ્થાપરિણામ.

**આકાશ**—શબ્દરૂપ ધર્મ. તેના લક્ષણપરિણામ અને તેનો અવસ્થાપરિણામ.

તન્માત્રાઓ, અહંકાર, મહતત્વ અને પ્રકૃતિમાં પણ એ ત્રિવિધ પરિણામો વિદ્યમાન છે. પ્રકૃતિનો ધર્મપરિણામ મહતત્ત્વ. મહતત્ત્વનો ધર્મપરિણામ અહંકાર. અહંકારનો ધર્મપરિણામ તન્માત્રાઓ અને ઇંદ્રિયો. તન્માત્રાઓનો ધર્મપરિણામ પાંચ મહાભૂતોના અણુઓ. તેમના લક્ષણ પરિણામ અને અવસ્થા પરિણામ ઉપર પ્રમાણે સમજી લેવા.

ગુણોના ચંચળપણાને લીધે જે વસ્તુમાં એક વખત રાગ થાય, તે વસ્તુમાં કોઇ વખત

દ્વેષ પણ થાય. એટલે રાગ અને દ્વેષરૂપી ધર્મો ચિત્તમાં રહેલા છે. કોઇ અમુક વખત વ્યક્ત હોય, તો કોઇ અમુક વખત અવ્યક્ત હોય છે.

**ઇંદ્રિયોના ત્રણ ધર્મ**—નિલાદિ વિષયોનું જ્ઞાન તે ઈંદ્રિયોનું ધર્મપરિણામ, નિલાદિ જ્ઞાનનું વર્તમાન લક્ષણવાળું થઈ જવું તે લક્ષણપરિણામ. અને વર્તમાન દશામાં રંગનું સ્ફુટત્વ અગર ઝાંખું પડવું તે લક્ષણપરિણામનું અવસ્થાપરિણામ સમજવું.

ઉપર પ્રમાણે અખિલ જગત ક્ષણે ક્ષણે પરિણામ પામનારૂં છે, માટે વિવેકીએ તેમાં નિત્યત્વની કલ્પના કરવી નહીં.

હવે આ ત્રણે પરિણામ ચિત્તને લાગુ પાડીએ—

ચિત્તનું ધર્મપરિણામ—ચિત્ત ધર્મી. વ્યુત્થાન અને નિરોધ એ બે તેના ધર્મો છે. વ્યુત્થાનનો તિરોભાવ અને નિરોધનો પ્રાદુર્ભાવ થાય, ત્યારે ચિત્તરૂપી ધર્મીનું ધર્મપરિણામ થાય, આ બાબતનો વિશેષ ખુલાસો ૯મા સૂત્રમાં છે.

ચિત્તનું લક્ષણપરિણામ—ઉપર પ્રમાણે ચિત્તનું ધર્મપરિણામ થયા પછી, વ્યુત્થાન સંસ્કાર વર્તમાનાધ્વામાંથી અતીતાધ્વામાં ગયા; અને નિરોધ સંસ્કાર અનાગતાધ્વામાં હતા તે વર્તમાન અધ્વામાં આવ્યા. આ ચિત્તનું લક્ષણપરિણામ. આ બાબતનો ખુલાસો પણ નવમા સૂત્રમાં છે.

ચિત્તનું અવસ્થાપરિણામ—ઉપર પ્રમાણે લક્ષણ પરિણામ થયા પછી નિરોધ સંસ્કાર બળવાન દશામાં આવે-સમાધિપરિણામ મટીને એકાગ્રતાપરિણામને પામે, અને તેથી આગળ આગળ વધે, તે ચિત્તનું અવસ્થાપરિણામ સમજવું. અવસ્થાપરિણામમાં તે અવસ્થાઓના ભેદની ધારા દરેક ક્ષણે ચાલ્યા કરે છે, અને ધર્મી તો એનો એજ રહે છે. ધર્મીમાં ભેદ થતો નથી.

કુલ પરિણામો—

A ૧ નિરોધપરિણામ (૨) સમાધિપરિણામ અને (૩) એકાગ્રતાપરિણામ.

B ૧ ધર્મપરિણામ (૨) લક્ષણપરિણામ અને (૩) અવસ્થાપરિણામ. (૪) તત્ત્વાંતરપરિણામ.

હવે ધર્મીનું સ્વરૂપ બતાવે છે—

**સૂત્રં—શાંતોદિતાऽव्यपदेश्यधर्मानुपाती धर्मी ॥૧૪॥**

પદચ્છેદ—**શાંતઃ**-ભૂતકાળ **उदितः**-વર્તમાનકાળનું **अव्यपदेश्यः**-ભવિષ્યકાળ **इति धर्माः तेषां अनुपाती**-એવા ધર્મોમાં જે હૈયાત રહે છે-વ્યાપીને રહે છે તે **धर्मी**-ધર્મી કહેવાય છે. [ સૂત્રની શરૂઆતમાં '**तत्र**' અધ્યહાર લેવું. ]

નોંધ—મૃતિકાદિ દ્રવ્ય ધર્મી છે, અને પિંડ, ઘટ વિગેરે તેના ધર્મ છે.

**અર્થ—ભૂત, વર્તમાન અને ભવિષ્ય ત્રણે સ્થિતિમાં જે ઘટાદિ ધર્મ છે તે ધર્મોમાં જે સર્વદા પરોવાઇને-વ્યાપીને-રહેલ છે, તે ધર્મી છે. [૧૪]**

14. The substratum is that which is correlated properties either of past, present of future.

૧૪ વિવેચન—

શાંત અગર અતીત—જે ધર્મ પોતાનો વ્યાપાર કરી રહ્યો હોય તે. ભૂતકાળની સ્થિતિ.

ઉદિત અગર વર્તમાન—જે ધર્મ પોતાનો વ્યાપાર કરતો હોય તે. વર્તમાનકાળની સ્થિતિ.

અવ્યપદેશ્ય અગર અનાગત—જે ધર્મ પોતાના કારણમાં શક્તિરૂપે વિદ્યમાન હોય તે. ભવિષ્યકાળની સ્થિતિ.

શાંત, ઉદિત અને અનાગત એ ત્રણે ધર્મોમાં જે પદાર્થ આશ્રયરૂપે સંબંધ રાખતો હોય, તે ધર્મી કહેવાય છે, દૃષ્ટાંત-[૧] માટી એ ધર્મી છે. માટીમાંથીજ ઘડો થાય, અને રેતીમાંથી ન થાય. સુવર્ણમાંથી દાગીનો થાય, અને માટીમાંથી દાગીનો ન થાય. ચૂર્ણ, પિંડ અને ઘટમાં માટી આશ્રયરૂપે વ્યાપીને રહે છે. [૨] સુવર્ણ ધર્મી છે અને કડું કંઠી વિગેરે ઘાટ તેના ધર્મો છે. ઘડામાં જળ ભરી લાવવું વિગેરે કાર્ય ઘડાથી થાય છે. તે કાર્ય કરવાની શક્તિ ઘડામાં છે-(ધર્મમાં) છે, ધર્મી (માટી)માં નથી. ઘડાની અનાગત અવસ્થા અગર અતીતાવસ્થા, જળ ભરવું વિગેરે વ્યવહાર કરી શકતી નથી.

અતીત અવસ્થા અને અનાગત અવસ્થામાં ફેર શું ?—તે બેઉ અવ્યકત છે—અદૃશ્ય છે. તો પણ અતીત અવસ્થામાં ઉદિત થવાની શકિત નથી, અને અનાગત અવસ્થામાં ઉદિત થવાની શક્તિ છે. નૈયાયિકો અતીત અને અનાગત અવસ્થા માનતા નથી; પણ આપણે તેમ કરવું નહીં, કારણ કે-સાંખ્ય, યોગ અને વેદાંત તે બેઉ અવસ્થાનો સ્વિકાર કરે છે. મહાભારતના યુદ્ધમાં જે જે યોદ્ધાઓ મરી જવાના હતા, તે તમામને શ્રીકૃષ્ણે [ગીતા અ. ૧૧ માં] મરી ગએલા બતાવ્યા. જૈગીષમુનિએ પોતાના દશ કલ્પના પાછલા જન્મો જોયા. બીજમાં વૃક્ષ સમાઈને રહે છે-અનુકુળતા પ્રાપ્ત થતાં વ્યકત થાય છે. અને જેમ વૃક્ષો બીજમાં અને પૃથ્વીમાં સંતાઈને રહે છે. તેમ ફળફુલ વૃક્ષોમાં અવ્યકત રહે છે. દેશકાળાદિકની અનુકુળતા પ્રાપ્ત થતાં, તેઓ વ્યકત થાય છે. સ્થાવરોના પરિણામની અસર જંગમ ઉપર થાય છે અને જંગના પરિણામની અસર સ્થાવર ઉપર થાય છે.

આ પ્રમાણે ધર્મીનું પ્રતીપાદન કરીને, ધર્મીમાં અનેક પરિણામ હોવાનું શું કારણ છે તે હવે કહે છે—

**सूत्रं—क्रमाऽन्यत्वं परिणामाऽन्यत्वे हेतुः ॥१५॥**

પદચ્છેદ— **परिणामस्य अन्यत्वं तस्मिन्**-(ધર્મોના) પરિણામના ભેદોમાં. **क्रमस्य अन्यत्वं**-ક્રમના ભેદ **हेतुः**-કારણરૂપ છે.

**અર્થ—ધર્મના પરિણામના ભેદોમાં ક્રમના ભેદ કારણરૂપ છે. [૧૫].**

15. The change of order is the cause of many fold evolution.

૧૫ વિવેચન—

**क्रमः-धर्माणां यः क्रमः नियत-पूर्ववर्तिता पौर्वापर्य**-ધર્મોની ચાલી આવતી પરંપરા-માળા. **तस्य अन्यत्वं-भेदः-बहुविधत्वं**-તેમાં ભેદ અગર બહુ પ્રકારપણું.

કેટલાએક વિદ્વાનોની એવી માન્યતા છે કે-'એક ધર્મીનો ધર્મ, લક્ષણ અને અવસ્થારૂપ એકજ પરિણામ છે. પણ તેના ધર્મ, લક્ષણ અને અવસ્થારૂપ બહુ પરિણામો નથી. એક ધર્મીનાં બહુ પરિણામો માનવાથી આકસ્મિકપણાનો પ્રસંગ આવે છે." આ માન્યતાને તોડવા માટે સૂત્રકાર આ સૂત્રમાં ક્રમ અને ક્રમના ભેદ બતાવે છે; તથા 'ક્રમના ભેદથી પરિણામો બદલાય છે. દૃષ્ટાંત—માટી એક ધર્મી છે. પ્રથમ તેની ચૂર્ણાવસ્થા-ભૂકો થાય છે. પછી

તેમાં પાણી ભેળવીને તેને ખુંદતાં-કચરતાં, તેજ માટીની પિંડાવસ્થા થાય છે, પછી કુંભારોએ ચાક ઉપર તે પિંડાને ચડાવીને તેનો અમુક ઘાટ બનાવ્યો, તેથી તેજ માટીની ઘટાવસ્થા થઇ. ઘડો ફુટી જતાં તેની ઠીબો થઇ. પછી તેની ઠીંકરીઓ થઇ. છેવટે ભૂકો થઇને પૃથ્વીની માટીમાં તે ઘડો મળી ગયો. આ સર્વ ફેરફારોમાં-પરિણામોમાં-માટી હાજર હતી, માટે તે ધર્મી છે. આ બધા પરિણામ ક્રમના ભેદને લીધે થયા છે, એ વાત હવે કહેવી પડે એમ નથી-સમજાય એવી છે.

આ ધર્મ પરિણામોમાં અનાગત, વર્તમાન અને અતીત અધ્વાનો ક્રમ લગાડીએ, તો લક્ષણ પરિણામના ભેદ માલુમ પડે છે. અનાગત અને વર્તમાન એ બે અધ્વા લક્ષણોનો ક્રમ છે, અતીત ભાવ ક્રમ નથી. કારણ કે તેમાંથી અનંતર અન્ય ભાવ નથી. લક્ષણ પરિણામો જાણ્યા પછી, ક્ષણોની પરંપરાની ક્રમે ક્રમે, દરેક પદાર્થોમાં નવાપણાનું મટવું, અને ક્રમે ક્રમે જુનાપણાનું વધવું, તેનો વિચાર કરીએ, તો ખાત્રી થાય છે કે-આ ધર્મીઓમાં અવસ્થા પરિણામો પણ છે. કેટલાએક પદાર્થો ઘણે કાળે નવા મટીને જુના થાય છે, અને કેટલાએક પદાર્થો થોડા સમયમાં નવા મટીને જુના થાય છે. ડાંગરાદિ અનાજને બહુ સંભાળથી કોઠીમાં રાખી હોય, તો પણ ઘણે કાળે બહાર કાઢતાં, તેનો ભૂકો થઇ જાય છે. વસ્ત્રોને બહુ સંભાળથી પેટીમાં મૂકયાં હોય, તો પણ ઘણે કાળે તે સડી જાય છે. આ ફેરફાર પ્રતિક્ષણે થતા પરિણામના ક્રમે કરીને થાય છે. આ ફેરફાર ક્રમ વિના અકસ્માત થઇ પડતો નથી. જરા વિશેષ વિચાર કરીને જોઇએ તો જણાય છે કે-આ સમગ્ર જગત્ ધર્મીનાજ પરિણામો રૂપ છે.

ધર્મીનું વિશેષ સ્વરૂપ—વાસ્તવિક રીતે જોતાં પ્રકૃતિજ મુખ્ય ધર્મી છે. અને તે સિવાયના તમામ પ્રકૃતિના પરિણામ ધર્મો છે.

ચિત્તના ધર્મો—'**चित्तस्य द्वौ धर्मौ**' વિગેરે શબ્દોથી ભાષ્યકાર કહે છે કે-ચિત્તના બે પ્રકારના ધર્મો છે. ૧ પ્રત્યક્ષ રૂપ ધર્મો, અને બીજા પરોક્ષરૂપ ધર્મો. પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, નિદ્રા, સ્મૃતિ, રાગ, અને દ્વેષાદિ વૃત્તિઓએ પ્રત્યક્ષ ધર્મો છે; અને (૧) નિરોધ, (૨) કર્મ, (૩) સંસ્કાર, (૪) પરિણામ, (૫) જીવન, (૬) ચેષ્ટા, (૭) શકિત એ સાત પરોક્ષધર્મ છે. નિરોધ એટલે નિર્બીજ સમાધિ. કર્મ એટલે પાપપુણ્ય રૂપી કર્મ. સંસ્કારો સ્મૃતિ દ્વારા વિદિત થાય. જીવન શ્વાસોચ્છ્વાસથી વિદિત થાય. ચેષ્ટા એટલે ક્રિયા ઇંદ્રિયોદ્વારા પ્રગટે. શક્તિ સ્થૂળરાગાદિને જોઇને સૂક્ષ્મરાગાદિનું ભાન થાય.

આ પંદર સૂત્રોમાં ધારણા ધ્યાન અને સમાધિને-એટલે સંયમને સુદૃઢ કરવા માટે, જેટલી જોઇએ તેટલી સૂચના આપી. હવે-સિદ્ધિરૂપી ફળની વાત શરૂ કરે છે. પ્રથમ ભૂતભવિષ્યના જ્ઞાનની વાત કરે છે.

**सूत्र-परिणामत्रयसंयमादतीताऽनागतज्ञानम् ॥१६॥**

પદચ્છેદ—**परिणामानां त्रयं परिणामत्रयं तस्मिन् संयमः तस्मात् परिणामत्रयसंयमात्**-ધર્મ, લક્ષણ અને અવસ્થા નામના ત્રણ પરિણામોમાં, (ધારણા ધ્યાન અને સમાધિરૂપ) સંયમ કરવાથી **अतीताऽनागतज्ञानम्**-ભૂત અને ભવિષ્યનું જ્ઞાન.

**અર્થ—ધર્મ, લક્ષણ અને અવસ્થા નામના ત્રણ પરિણામોમાં, [ધારણા, ધ્યાન અને સમાધિરૂપ] સંયમ કરવાથી, યોગીને ભૂત અને ભવિષ્યનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. [૧૬]**

અપૂર્ણ.

16. The knowledge of past and furture results from Samyama on the Transformations.

૧૬ વિવેચન—

અગર જો કે આ સિદ્ધિયો ઇશ્વર પ્રાપ્તિમાં-કૈવલ્યમાં-વિઘ્નરૂપ છે; તોપણ તેથી ખાત્રી થાય છે કે-આ શરીરમાં ચિત્તની શક્તિ કાંઇ અજબ છે. સિદ્ધિઓથી આગળ વધીને, ચિત્ત પરમાત્માના પ્રાપ્તિ કરી આપે છે. ચિત્ત સંબંધી થોડું વિચારીએ—

**ચિત્ત અને ચિત્શક્તિ**—મનુષ્યના મગજમાં રહીને ક્રિયા કરતી જે કોઈ શક્તિ છે, તે ઉષ્ણુતા, વરાળ, વિજળી વિગેરે તમામ જાતની શકિતઓ કરતાં મહાન્ છે. વરાળ અને વિજળીના મોટામાં મોટા યંત્રોમાં, અને નાનામાં નાના યંત્રોમાં, 'હું છઉં' એવા પ્રકારની જ્ઞાનશક્તિની પ્રતીતિ જોવામાં આવતી નથી, તેમજ તે યંત્રોની રચનામાં જે કાંઇ સુધારો વધારો કરવો ઘટે છે, તે સુધારો વધારો માણસોજ અલગ રહીને કરે છે. વનસ્પતિ અને પ્રાણીઓનાં શરીરમાં સુધારો વધારો કોઇ જુદીજ રીતે થાય છે. મનુષ્ય શરીરમાં 'હું છઉં' એ પ્રકારનું જ્ઞાન, સામાન્ય દૃષ્ટિથી જોનારને સામાન્ય જણાય છે, અને સૂક્ષ્મદૃષ્ટિથી જોનારને-વિશેષદૃષ્ટિથી જોનારને-મહાન્ જણાય છે. તાત્પર્ય-દુનિયાને ડોલાવે, અને અને આખા વિશ્વને મોહ પમાડે, એવું જ્ઞાન મનુષ્યના શરીરમાં રહેલું છે. જ્ઞાનને વસવાનું મુખ્ય સ્થાન મનુષ્યનું મગજ છે. મગજ એ જ્ઞાનશકિતનું કાર્યાલય છે. હારમોનીયમ, પીયાનો, વરાળ અને વીજળીનાં એનજીનો, એરોપ્લેઇન, વિજળીના દીવા, ફોનાગ્રાફ, રેડીયો વિગેરે જે કાંઈ જનસમાજને છક્ક કરી રહ્યાં છે, તે તમામ પ્રથમ મનુષ્યના મગજમાં સૂક્ષ્મરૂપે ઘડાયાં. પછી સમાજે તેમને દેખ્યાં. આથી ખાત્રી થાય છે કે-જડયંત્રોમાં રહેલી ગમે એવી મહાન્ શક્તિઓનું બીજ, મગજમાં રહેલી કોઇ અજબ-કોઇ સૂક્ષ્મ-શકિતમાં છે. આ સૂક્ષ્મ અગર અજબ શકિતનું નામ '**ચિત્શકિત.**'

વરાળયંત્રમાં રહેલી ઉષ્ણુતાશકિત, વિદ્યુત્શક્તિ અને ચિત્શકિત આ ત્રણ શક્તિઓ આ જગત્માં મુખ્ય છે. આ ત્રણેમાં ચિત્તશકિત કયું સ્થાન ભોગવે છે, તેનો વિચાર કરીએ—

પ્રથમ તો ગમે તે શકિતના બે મુખ્ય ભાગ છે. I ક્રિયામાણુશકિત એટલે પ્રત્યક્ષ ચાપલ્ય શકિત [ actual energy or motion]. II સંચિતશક્તિ અથવા બીજરૂપ ક્રિયાશકિત-સ્થિરતા અથવા નિરુદ્ધચાપલ્ય. [ Potential energy or Rest ]. ગતિશક્તિ અગર ક્રિયમાણુ શક્તિ પરિણામ પામીને-આકર્ષણુ, પ્રસરણુ, ઉષ્ણુતા, પ્રકાશ, લોહચુંબક, વિદ્યુત્ વિગેરે નામોથી ઓળખાતા અનેક રૂપો ધારણુ કરે છે. પ્રયોગોદ્વારા ગતિમાંથી-ઉષ્ણુતા, ઉષ્ણુતામાંથી વિદ્યુત્, વિદ્યુત્માંથી પ્રકાશ, પ્રકાશમાંથી અગર વિદ્યુત્માંથી આકર્ષણુ વિગેરે ફેરફારો થઇ શકે છે. આ ક્રિયમાણુશકિત જ્યારે નિરુદ્ધાવસ્થામાં આવે છે, ત્યારે તે સંચિતશકિત કહેવાય છે.

સંચિતશકિત ક્રિયમાણુશકિતના સ્વરૂપમાં કેવી રીતે પરિણામ પામે છે, તે સાંભળો—

૧. કોયલાને સળગાવતાં કોયલાના પરમાણુઓમાં એકઠી થઇને સંતાઇ રહેલી શક્તિમાં, રસાયન વ્યાપારની ક્રિયા ઉત્પન્ન થઇ. રસાયન વ્યાપારથી [ Cold contracts heat expends ] પરમાણુઓનો વિકાસ થયો-પરમાણુઓમાં ગતિ ઉત્પન્ન થઇ. આ ગતિથી ઉષ્ણુતા ઉત્પન્ન થઇ.

ઉષ્ણતાથી પાણી ગરમ બન્યું, અને પરિણામે પાણીની વરાળ ઉત્પન્ન થઇ. આ વરાળને વરાળની પેટીમાં એકઠી કરવાથી–એકત્રીત કરવાથી–વરાળનું બળ વધે છે. આ બળ એન્જીનના ચક્રોને હડસેલે છે. એન્જીન ગતિમાં આવતાં તેની પાછળ મોટી ટ્રેન ખેંચાય છે. આ પ્રમાણે કોયલામાં સંચિત થએલી–એકત્રીત થએલી–દાહકશકિત ક્રિયામાણશકિતમાં પરિણામ પામી.

૨. ગંધક, સુરોખાર અને કોયલો અમુક પ્રમાણમાં લઇને તેનો દારૂ બનાવાય છે. એટલે તે ત્રણેમાં વહેંચાયલી શકિતને એકત્રીત કરવામાં આવે છે. ગોળાની સાથે તે દારૂ એક તોપમાં ઠાંસી ઠાંસીને ભરવામાં આવે છે. આ પ્રમાણે સંચિત્ર ( એકત્રીત ) થએલી શક્તિને સળગાવતાં ભયંકર ધડાકો થાય છે.

આ પ્રમાણે વિજળીની બેટરીમાં એકઠી કરેલી શકિત, ક્રિયમાણશકિતમાં બદલાઈ જતાં, મોટાં કાર્ય કરી આપે છે. વરાળયંત્રમાં તમામ ક્રિયા અગર ગતિનું પ્રેરક જેમ એન્જીનજ છે, તેમ મનુષ્યના શરીરમાં મગજ છે. મગજને શાંતિ મળે છે, ત્યારે શક્તિ સંચિત થાય છે, અને મગજ કામકાજ કરે છે તે ક્રિયમાણશકિત–motion–કહેવાય છે.

હવે આપણે આપણા મૂળવિષય તરફ આવો. વરાળશકિત, વિદ્યુતૂશકિત અને ચિતૂશકિત–આ ત્રણે શક્તિઓમાં ચિતૂશકિતનું સ્થાન કયાં છે ? તે આપણો પ્રશ્ન હતો.

વરાળશકિત અને વિદ્યુતૂશકિત બેઉ ઉષ્ણ છે, અને બેઉ ઘણી બળવાન્ શકિતઓ છે; તોપણ સંદેશા પહોંચાડવા વિગેરે જે નાજુક કામ, વિદ્યુત્ કરી શકે છે, તે કામ વરાળશકિત કરી શકતી નથી. વિદ્યુતૂશકિત વરાળ શકિતનાં દરેક કામ કરી શકે છે; પણ વરાળશકિત વિદ્યુત્ શકિતનાં દરેક કામ કરી શકતી નથી. એટલે વરાળશકિતના કરતાં વિદ્યુતૂશકિત વધારે બળવાન્ છે.

વિદ્યુત અને ચિતૂશકિતના સ્વરૂપને સમજવા માટે, આપણે એક તારઓફીસમાં જઇએ. તારઓફીસમાં એક બેટરી હોય છે. તેમાં વિદ્યુત્ ઉત્પન્ન થાય છે. બેટરી, તારનું યંત્ર અને ઓફીસમાંથી બહાર નીકળતાં તારના દોરડાંઓ–એમ ત્રણ સાધનો, સંદેશો મોકલવાનાં મૂખ્ય સાધનો છે. તારના યંત્રની અને બેટરીની વચ્ચે, તારના દોરડાનો એક કડકો જોડેલો હોય છે, તે દ્વારા બેટરીમાં ઉત્પન્ન થએલી વિદ્યુતની શકિત તારના યંત્રમાં આવે છે. આ સંબંધ તોડી નાંખીએ, તો તારના યંત્રમાં વિદ્યુત્ શક્તિ આવી શકતી નથી, અને પરિણામે સંદેશા મોકલવાનું કામ અટકી જાય છે. ઓફીસમાંથી જે દોરડાં બહાર નીકળે છે, તેમને તારના યંત્ર સાથે સંબંધ હોય છે. તે સંબંધ જો તોડી નાંખીએ, તો સંદેશા ઓફીસની બહાર જઇ શકે નહીં. હવે આપણે આપણા શરીરમાં આવો–ચિત્તશક્તિ, મગજ અને જ્ઞાનતંતુઓ, આ ત્રણ સાધનો, શરીરમાં અનેક ક્રિયાઓ કર્યા કરે છે. જેમ બેટરીમાં વિદ્યુત્ ઉત્પન્ન થાય છે, તેમ જીવમાં–ચૈતન્યશકિતમાં–ચિતૂશકિત ઉત્પન્ન થાય છે. બેટરી હોય ત્યાં સુધીજ વિદ્યુત્ હોય, તેમ જીવ હોય ત્યાં સુધીજ ચિત્-શકિત હોય. મરણની સાથેજ ચિતૂશકિતનો પણ તે શરિરમાંથી નાશ થઇ જાય છે. જેમ વિદ્યુત્ તારના યંત્રને પ્રેરણાશકિત અને ક્રિયાશકિત આપે છે, તેમ ચિતૂશકિત મગજને પ્રેરણાશકિત અને ક્રિયાશક્તિ આપે છે. ચિતૂશકિત અને મગજ વચ્ચેનો સંબંધ તૂટી જાય, તો પ્રેરણાશકિત અને ક્રિયાશકિતનો નાશ થાય. કલોરોફોર્મથી બેશુદ્ધ કરેલા પ્રાણીઓના શરીરમાં, ચિતૂશકિત અને મગજનો સંબંધ તોડી નાંખવામાં આવે છે. આ સંબંધ પાછો જોડતાં ન આવડે, તો પ્રાણી મરી જાય છે. મૂર્ચ્છાવસ્થામાં પણ આ સંબંધ તુટી જાય છે. તે સંબધ પાછો ન જોડાય–એટલે જો મૂર્ચ્છા ન વળે, તો પ્રાણી મરી જાય છે. કલોરોફોર્મની બેશુદ્ધિમાં અને મૂર્ચ્છાની

બેશુદ્ધિમાં, શરીરમાં જીવ છે, અને જીવ છે તો ચિત્શક્તિ પણ હૈયાત છે; માત્ર મગજ સાથેથી તેનો સંબંધ તૂટી ગયો છે. મરણ પછીની સ્થિતિમાં શરીરમાં જીવ નથી, માટે ચિત્શક્તિ પણ નથી; એટલે-ચિત્શક્તિનો અને મગજનો સંબંધ સદાને માટે તૂટી ગયો છે. મરી ગએલા અને કલોરોફોર્મથી, બેશુદ્ધ કરેલા પ્રાણીઓના શરીરના અવયવોની ક્રિયા, વિદ્યુત્ મગજદ્વારા કરી શકે છે. તેથી સિદ્ધ થાય છે કે-જીવતા શરીરમાં જેમ મગજ છે, તેમ મૃત શરીરમાં અગર બેશુદ્ધ થએલા શરીરમાં પણ મગજ છે. ચિત્શક્તિ વિદ્યુત્નો કરંટ-પ્રવાહ-છે, અને મગજશક્તિએ તારનું યંત્ર છે. એટલે મગજમાં જે જે પ્રેરણાઓ અગર ક્રિયાઓ થાય છે, તે ચિત્શક્તિને લીધે જ થાય છે. આ પ્રમાણે ચિત્શક્તિનો અને મગજનો શો સંબંધ છે, તે વાત આપણે કરી.

[ નોંધ—ચિત્શક્તિનું જેવું તેવું કામ, કોઇ વખત વિદ્યુત્ ટુંક વખત માટે કરી શકે છે. ]

હવે મગજને અને જ્ઞાનતંતુઓને શો સંબંધ છે તે વાત કરીએ-જેમ તારઓફીસમાંથી નીકળતા, અને તારઓફીસમાં આવતા સંદેશા, તારના દોરડાં ઉપર થઇને જાય છે અને આવે છે; તેમ મગજમાંથી નીકળતી અને મગજમાં લેવાતી સૂચનાઓ, જ્ઞાનતંતુઓ દ્વારા જાય છે, અને આવે છે.

હવે વિદ્યુત્શક્તિ અને ચિત્શક્તિનો વિશેષ વિચાર કરીએ-વિદ્યુત્શક્તિ અને ચિત્શક્તિ-બેઉ એકજ પ્રકૃતિના અંશો છે, અને એક બીજાનું કાર્ય અમુક અંશમાં કરી આપે છે, તોપણ તેમના સંયોગમાં ભેદ હોવાથી, તે બેઉમાં કરોડોગણો ભેદ છે. સાદિ ઉષ્ણુતા કદિ પણ વિદ્યુત્નાં કાર્યો કરી શકતી નથી. જ્યારે પોતે વિદ્યુતના સંયોગદ્વારા વિદ્યુત્રૂપ થઇ જાય છે, ત્યારે તે વિદ્યુત્નાં કાર્યો કરી શકે છે. તે પ્રમાણેજ વિદ્યુત્ ચિત્શક્તિનાં કાર્યો કરી શકતી નથી. અને જે કાંઇ તેવું દેખાય છે, તે મગજયંત્રની મદદથીજ થાય છે. આથી એમ પણ સિદ્ધ થાય છે કે-વસ્તુતઃ સર્વશક્તિ એકજ છે, અને સર્વત્ર વ્યાપક છે. તેમના ભિન્ન ભિન્ન વ્યાપાર ઉપરથીજ, તેમને ઓળખવા માટે જુદાં જુદાં નામ આપવામાં આવ્યાં છે. ઉષ્ણુતામાં કાંઇ આકર્ષણુશક્તિ નથી, પણ જ્યારે ઉષ્ણુતા શક્તિ આગળ વધીને વિદ્યુત્શક્તિમાં પરિણામ પામે છે, ત્યારે તેનામાં વિદ્યુત્ના તમામ ધર્મો પ્રગટ થાય છે; અને તેનું નામ 'ઉષ્ણુતા' મટીને 'વિદ્યુત્' થાય છે. જ્યારે વિદ્યુત્નું બળ વધીને ચિત્શક્તિમાં રૂપાંતર પામે છે, ત્યારે વિદ્યુત્માં ચિતશક્તિના ધર્મો પ્રગટ થાય છે. ઉષ્ણુતાને વિદ્યુત્માં પરિણામ પામતાં જેટલો સમય લાગે છે, તેથી કરોડગણો સમય વિદ્યુત્ને ચિતશક્તિમાં પરિણામ પામતાં લાગે છે. તાત્પર્ય-ચિત્શક્તિ સૌથી શ્રેષ્ઠ છે. પશ્ચિમના વિદ્વાનો શિત્શક્તિને, વ્હાઇટલ પાવર, વ્હાઇટલ એનર્જી, વ્હાઇટલ ફોર્સ, લાઇફ, કૅાન્સીઅસનેસ વિગેરે નામો આપે છે.

ચિત્શક્તિ એજ વિચારશક્તિ છે. ચિત્શક્તિ એ પૂર્વ અને સૂક્ષ્મરૂપ છે. અને મન અગર વિચારશક્તિ એ ઉત્તર અને સ્થૂલરૂપ છે. વાણી અને બાહ્ય ક્રિયાઓ છે, તે તેના કરતાં વધારે ઉત્તર અને વધારે સ્થૂલરૂપ છે. તાત્પર્ય ચિત્તશક્તિ સૌથી સૂક્ષ્મ છે.

**શક્તિઓના વેગ અને તેને રોકવાનું પરિણામ—**[ પ્રસરણ એટલે ફેલાવું અગર વેગ ]. દરેક પદાર્થ પ્રસરણ ધર્મને આધીન છે. પાણી તેલ વિગેરે પ્રવાહી પદાર્થોમાં પ્રસરણ શક્તિ વધારે છે. નક્કર પદાર્થો પણ સૂક્ષ્મ રીતે પ્રવાહી છે. બે ધાતુઓ પાસે પાસે રાખવામાં આવે, તો જેમ દુધની અંદર પાણી મળી જાય, તેમ તે બે ધાતુઓનાં રજકણો સૂક્ષ્મ પ્રવા-

રૂપે પરસ્પરમાં મળી જાય છે. એવું પ્રયોગો ઉપરથી સિદ્ધ થઇ શકે છે. પ્રવાહી અને નક્કર પદાર્થોના કરતાં, પવનમાં પ્રસરણશક્તિ વધારે છે. પવનના કરતાં ઉષ્ણુતા અને વિદ્યુત્‌માં પ્રસરણશક્તિ વધારે છે. ઉષ્ણુતાના અને વિદ્યુત્‌ના કરતાં ચિત્‌શક્તિમાં પ્રસરણશક્તિ વધારે છે.

ઉષ્ણુતા અગર પ્રકાશનો વેગ એક સેકંડમાં ૧૮૦૦૦ માઇલ છે, વિદ્યુત્‌નો વેગ, ૨,૮૮૦૦૦ માઇલ છે; અને ચિત્‌શક્તિ (Nervons force) નો વેગ સેકંડમાં ૨૨,૬૫,૧૨૦ માઇલ છે. આ તો બાહ્ય વેગની વાત કરી, મગજમાં અને મગજમાંજ વિચારોના સ્ફુરવાનો, શમવાનો અને બદલવાનો વેગ એથી પણ વધારે હોવો જોઇએ. આપણું મન એક ક્ષણમાં આખા વિશ્વમાં ફરી આવે એવું બળવાન્ છે. તાત્પર્ય-વિશ્વની તમામ શક્તિઓના કરતાં ચિત્‌શક્તિનો વેગ કલ્પનાથી પર છે.

ચિત્‌શક્તિમાં અગર વિચારશક્તિમાં સર્વથી અત્યંત પ્રસરણશક્તિ છે.

**વેગની નિરૂદ્ધાવસ્થા**—જેમ જેમ આ વેગને રોકવા પ્રયત્ન થાય છે, તેમ તેમ આ વેગ બહાર નાસી જવા માટે બહુ જોર કરે છે. વરાળયંત્રમાં બોઇલર મજબૂત ન હોય, તો ચારે તરફથી રોકેલી વરાળ, બૉઇલર તોડીને નાસી જાય છે. બૉઇલર મજબૂત હોય, તો રોકેલી વરાળનું એકત્રીત થએલું-સંચિતબળ (Potential Energy) ગમે ત્યાં કામે લગાડતાં કાર્ય કરી આપે છે. વિદ્યુત્‌ના વેગનો નિરોધ કરવાથી, એકત્રીત થએલું બળ પણ મહાનં કાર્ય કરી આપે છે. યોગશાસ્ત્ર ચિત્‌શક્તિનાં નિરોધનાં અનેક સાધનો અને અનેક યુક્તિઓ બતાવીને, સિદ્ધિરૂપી ફળનું હવે નિરૂપણ કરે છે. વૃત્તિનું અગર વિચારનું જે બળ નકામું ચાલ્યું જાય છે, તેનો નિરોધ કરવામાં આવે, તો તેનાથી વિશ્વમાં અસાધારણ કાર્યો સાધી શકાય. જેમ વરાળ અમુક પ્રકારનું દ્રવ્ય છે, અને અમુક રીતે તેનો નિરોધ તથા ઉપયોગ કરતાં, અમુક લાભ પ્રાપ્ત થાય છે; તેમ ચિત્‌શક્તિ, મન અને વિચાર એ પણ અમુક પ્રકારનું દ્રવ્યજ છે. અમુક રીતે તેનો નિરોધ અને સદુપયોગ કરવામાં આવે, તો વિદ્યાભ્યાસમાં, કળાઓની શોધોમાં, નવા નવા ગ્રન્થો લખવામાં, મોટા મોટા તંત્રો અગર કારભાર ચલાવવામાં ઘણો લાભ થાય; અને છેવટે ધારણા, ધ્યાન અને સમાધિનો લાભ આપીને પરમાત્માનાં દર્શન પણ કરાવે છે.

ઉષ્ણુતા સર્વ વ્યાપક છે, છતાં દીવાસળીમાં યોગ્ય યુક્તિથી તેને એકત્રીત કરી રાખી છે, અને જરૂર જણાય ત્યારે તેનો ઉપયોગ કરવામાં આવે છે.

ચિત્ત અને સંયમ સંબંધી આ પ્રમાણે થોડી વાતો કરી હવે આગળ વધીએ.

**ભૂતભવિષ્યનું જ્ઞાન**—સંયમ સંબંધી આગળ ઘણી વાત કરી છે. તે બરાબર યાદ રાખવી. જ્યારે મન વસ્તુના બાહ્ય ભાગનો પરિત્યાગ કરીને, કેવળ તેના આભ્યંતરિક ભાગમાં તન્મય થવાની યોગ્યતા પ્રાપ્ત કરે છે, અને દીર્ઘ અભ્યાસ વડે જ્યારે ક્ષણ માત્રમાંજ એકાગ્ર બનીને, તે સ્થિતિમાં સ્થિર રહી શકે છે. ત્યારેજ સંયમ સંપૂર્ણ રીતે સિદ્ધ થયો ગણાય છે. આ અવસ્થા પ્રાપ્ત કરી લીધા પછી જો કોઇને ભૂત, ભવિષ્ય જાણવાની ઇચ્છા થાય. તો તેને માત્ર સંસ્કાર ઉપર સંયમ કરવાની જ જરૂર રહે છે. કેટલાએક સંસ્કાર વર્તમાન સમયમાં કાર્ય કરી રહ્યા હોય છે, કેટલાએક સંસ્કારોનું કાર્ય પૂરૂં થઇ ચૂકેલું હોય છે; અને કેટલાએક સંસ્કાર ભવિષ્યમાં ફળ આપનારા હોય છે. જ્યોતિષ શાસ્ત્રથી ભૂત ભવિષ્યનું જ્ઞાન થાય છે, પણ તે ગણીત શાસ્ત્રના નિયમ પ્રમાણે આંકડા મૂકીને, અને હસ્તરેખા વિગેરે

જોઇને થાય છે. ચિત્ત પોતે શુદ્ધ સત્ત્વગુણી હોવાને લીધે પ્રકાશરૂપ છે. તેથી તમામ પદાર્થોને જાણી લેવાની શક્તિ ધરાવે છે. રજોગુણ અને તમોગુણરૂપી આવરણથી ચિત્તની શક્તિ ઘટે છે. આવરણનો ભંગ સંયમથી થાય છે.

આજકાલ ભૂત ભવિષ્યનું જ્ઞાન મેળવવા—કાજળી, ત્રિકાળદર્શી આયનો, અંજન, ક્રિસ્ટલ ગેઝીંગ, ટેબલ ટીપીંગ, પ્લેંચેટ, હજરત બોલાવવા, પ્રેતને બોલાવવું, ત્રિકાળદર્શી વિંટી વિગેરે સાધનો વપરાય છે; પણ તેથી જે જ્ઞાન પ્રાપ્ત થાય છે તે 'ખરૂંજ છે.' એમ કહી શકાતું નથી. વિચાર શક્તિદ્વારા પણ ત્રિકાળનું જ્ઞાન પ્રાપ્ત છે. આ વિધાને Psychometry સાઇકોમેટ્રી—કહેવામાં આવે છે. ઉપર જણાવેલા અખતરાઓ સંપૂર્ણ સંતોષ આપી શકતા નથી, તોપણ દરેકમાં મનની એકાગ્રતાની બહુ જરૂર પડે છે. માટે આવા અખતરા કરવાની ઇચ્છાવાળા મનુષ્યોએ પ્રથમ યોગાભ્યાસ કરવો ઘટે છે.

હવે સર્વ પ્રાણીઓની વાણીના જ્ઞાનની સિદ્ધિ સંબંધી સૂત્ર છે.

**સૂત્રં—शब्दार्थप्रत्ययानामितरेतराध्यासात् संकरस्तत्प्रविभागसंयमात् सर्व-भूतरुतज्ञानम् ॥ १७ ॥**

પદચ્છેદ—**शब्दश्च अर्थश्च प्रत्ययश्च** (જ્ઞાન), **तेषां शब्दार्थप्रत्ययानां**—શબ્દ, અર્થ અને જ્ઞાનનું. **इतरेतरेषां अध्यासः तस्मात्**—અરસપરસ આરોપ કરવાથી. **संकरः**—અરસપરસના શેળભેળની પ્રતીતિ થાય છે. પરંતુ જે માણસ **तेषां प्रतिभागे संयमात्**—તે ત્રણેના જુદા જુદા ભાગમાં સંયમ કરે છે તેને **सर्वभूतानां रुतस्य ज्ञानम्**—સર્વ પ્રાણીઓની વાણીનું જ્ઞાન થાય છે.

**અર્થ—શબ્દ, અર્થ અને જ્ઞાનનો અરસપરસ આરોપ કરવાથી, એટલે ત્રણેમાં એકી વખતે સંયમ કરવાથી, અરસપરસના શેળભેળની પ્રતીતિ થાય છે; પરંતુ જે માણસ તે ત્રણેને જુદા પાડીને, તે ત્રણેમાં જુદો જુદો સંયમ કરી શકે છે, તે પુરૂષને સર્વ પ્રાણીઓની વાણીનું જ્ઞાન થાય છે. [૧૭].**

17. By making Samyama on word, its meaning and its knowledge, which are commonly confused, the knowledge of all animal-sounds comes out-results.

૧૭ વિવેચન—

**तत्र शब्दार्थज्ञानविकल्पैः संकीर्णा सवितर्का समापत्तिः ॥४२॥** [સમાધિપાદ].

શબ્દ અર્થ અને જ્ઞાન સંબંધી સમાધિપાદમાં ૪૨મા સૂત્રે નિરૂપણ થયું છે. ક્રમપૂર્વક ઉચ્ચારેલા અથવા ગોઠવેલા યોગ્ય અક્ષરોથી બનેલા ગાય આદિ પદો છે, તે પદો **શબ્દ** કહેવાય છે. તેવા શબ્દો વડે જે વસ્તુનો બોધ થાય, તે વસ્તુ **અર્થ**—કહેવાય છે; અને તે વસ્તુને આકારે જે ચિત્તવૃત્તિ થાય, તે જ્ઞાન કહેવાય છે. અન્વય વ્યતિરેક વડે તપાસ કરનારની દૃષ્ટિએ શબ્દ, અર્થ અને જ્ઞાન એ ત્રણેના ધર્મો જુદા જુદા જણાય છે. તે ત્રણે જુદા જુદા છે, એક નથી. શબ્દના ઉદાત્ત અને અનુદાત્તાદિ ધર્મો છે. અર્થના જડતા અને મૂર્તત્વાદિ ધર્મો છે.

અને જ્ઞાનના પ્રકાશ અને અમૂર્તત્વાદિ ધર્મો છે. મિથ્યા જ્ઞાન **વિકલ્પ** કહેવાય છે. ગાય એવો માત્ર શબ્દ, ગાય એવો માત્ર અર્થ (શીંગડા પુંછડાવાળું ચોપગું પ્રાણી), અને ગાય એવું માત્ર જ્ઞાન (પ્રત્યય) વસ્તુતાએ ભિન્ન ભિન્ન છે. તો પણ પરસ્પર અધ્યાસરૂપ વિકલ્પથી, લોક વ્યવહારમાં તેમનું શેળભેળ રૂપે. એટલે અવિભાગવડે ગ્રહણ થાય છે. આવા વિકારનું નામ **સંકર** (અ-વિભાગ) કહેવાય છે. આ સંકરને તજીને શબ્દ, અર્થ અને પ્રત્યયમાં જુદો જુદો સંયમ કરવાથી યોગીને સર્વ પ્રાણીઓની વાણીનું જ્ઞાન થાય છે.

દૃષ્ટાંત—મેં એક શબ્દ સાંભળ્યો. તે શબ્દે પ્રથમ તો બાહ્ય પ્રદેશમાં આંદોલન પ્રગટ કર્યાં. તે આંદોલનોએ કાનદ્વારા ચિત્તમાં વૃત્તિ ઉત્પન્ન કરી. તે વૃત્તિમાં શબ્દ, અર્થ અને જ્ઞાન ત્રણે શેળભેળરૂપે પ્રતીત થયાં. આ ત્રણેને શેળભેળ નહી કરતાં, તે ત્રણેને યથાર્થ ઓળખીને, ત્રણેમાં જુદા જુદા સંયમ કરવામાં આવે, તો પ્રાણી માત્રની વાણીનું જ્ઞાન પ્રાપ્ત થાય.

આથી સિદ્ધ થાય છે કે-પશુ પક્ષીઓને પણ ભાષા હોય છે.

હવે પૂર્વજન્મના જ્ઞાનની વાત કરે છે—

**सूत्रं-संस्कारसाक्षात्करणात् पूर्वजातिज्ञानम् ॥ १८ ॥**

પદચ્છેદ—**संस्काराणां साक्षात् करणं तस्मात् संस्कारसाक्षात्करणात्**—સંસ્કાર સંબંધી સંયમ કરવાથી સંસ્કારોનો સાક્ષાત્કાર થતાં. **पूर्वजातेः ज्ञानम्**-પૂર્વજાતિનું જ્ઞાન થાય છે.

અર્થ—સંસ્કારો સંબંધી સંયમ કરવાથી, સંસ્કારોનો સાક્ષાત્કાર થતાં, યોગીને પૂર્વ જાતિનું જ્ઞાન થાય છે. [૧૮].

18. By making Samyama on impressions, the knowledge of past life results.

૧૮ વિવેચન—

આ સૂત્રને પૂર્વજન્મ અને સૂક્ષ્મ દેહ અગર લિંગ શરીર સાથે સંબંધ છે—

**शरीरं यदवाप्नोति, यच्चाप्युत्क्रामतीश्वरः ॥**
**गृहीत्वैतानि संयाति, वायुर्गंधानिवाशयात् ॥८॥** [ગીતા. અ. ૧૫].

**અર્થ**—વાયુ જેમ પુષ્પાદિકમાંથી ગંધને લઇને ચાલ્યો જાય છે, તેમ જીવાત્મા જ્યારે આ સ્થૂલ દેહમાંથી બહાર નીકળે છે, ત્યારે મન સહિત ઇંદ્રિયોને સાથે લઇને નીકળે છે. અને બીજા સ્થૂલદેહમાં પેસે છે, ત્યારે મન સહિત ઇંદ્રિયોને સાથે લઇને પેસે છે. (૮).

જીવ એટલે ઉપાધિ યુક્ત ચૈતન્ય. તેનું બીજું નામ 'લિંગશરીર'-'સૂક્ષ્મશરીર.' 'લિંગદેહ'-'સૂક્ષ્મદેહ'-'વાસના શરીર' વિગેરે.—સ્રગ્ધરા—

**नायाति प्रत्यगात्मा, प्रजननसमये, नैव यात्यंतकाले।**
**यत्सोऽखण्डोऽस्ति लैंगं, मन इव विशति, प्रव्रजत्यूर्ध्वमर्वाक् ॥**
**तत्कार्श्यं स्थूलतां वा, न भजति वपुषः, किंतु संस्कारजातैः।**
**तेजोमात्रा गृहीत्वा, व्रजति पुनरिहा-याति तैस्तैः सहैव ॥ २८॥**
[ વેદાંતકેસરી. ]

કહે છે કે-' અંતરાત્મા કયાંઇ જતો આવતો નથી. પણ અંતઃકરણયુકત જીવાત્મા-એક દેહમાંથી નીકળે છે, અને બીજા દેહમાં અંતઃકરણને સાથે લઇને પેસે છે.' વિગેરે.

સાર એ છે કે-જીવાત્મા નવા નવા દેહ ધારણ કરે, પણ તેનો લિંગદેહ-તેનું અંતઃકરણ-તો એનું એજ હોય છે. અંતઃકરણ એનું એ છે, તેથી અંતઃકરણમાં એક ખૂણે પૂર્વ જન્મના સંસ્કારો પણ પડયા હોય છે. પૂર્વ જન્મના સંસ્કારોનો સંયમ કરવાથી, પૂર્વ જન્મનું જ્ઞાન પ્રાપ્ત થાય છે, એવો આ સૂત્રનો ભાવ છે.

**લિંગદેહની અને સંસ્કારોની થોડી વાત કરીએ—**

લિંગદેહ—શુદ્ધ ચેતન અને માયાના તાદાત્મ્ય સંબંધથી, જે એક નવું વિલક્ષણ સ્વરૂપ થાય છે, તે જીવ કહેવાય છે. લિંગદેહમાં માયા એટલે-અંતઃકરણ, જ્ઞાનેંદ્રિયો, કર્મેંદ્રિયો, પ્રાણ અને સૂક્ષ્મ ભૂતો. માયાના બે પ્રકાર-અવિદ્યા અને વિદ્યા. અવિદ્યાના ભોગસંસ્કારોનો અંત આવે છે, ત્યારે તેમાંથી રજો તમોગુણ નિર્બળ થઇ જઇને સત્ત્વગુણની પ્રબળતા પ્રગટે છે, અને વિદ્યાના ભોગસંસ્કારોનો અંત આવે છે, ત્યારે તેમાં રજો તમોગુણની પ્રબળતા વધે છે. જેમ માયા ત્રિગુણાત્મક છે તેમ અંતઃકરણ પણ ત્રિગુણાત્મક છે. અંતઃકરણના કાર્યો અને સંસ્કારો પણ ત્રિગુણાત્મક છે. અંતઃકરણની નિર્મળતા એજ યોગશાસ્ત્રનો પાયો. એજ જ્ઞાનનું અને મોક્ષનું દ્વાર. પરકાયાપ્રવેશમાં પણ, આ લિંગદેહ લઇને જીવાત્મા પરકાયામાં પ્રવેશ કરે છે.

**સંસ્કારો**—આ જગત્‌માં માયાના કાર્યરૂપ, અથવા પ્રકૃતિજન્ય, અથવા આપણા અનુભવમાં આવતાં કોઇ પણ પ્રાણી પદાર્થ વસ્તુતઃ સ્થિર નથી. માત્ર ઇશ્વરતત્ત્વ ( બ્રહ્મ ) જે સર્વ પ્રાકૃત પ્રાણી પદાર્થોમાં પરોવાઇને રહેલું છે, તેજ સ્થિર અથવા સ્થિતિમાં છે. જેવી રીતે લોહચુંબક સ્થિર રહીને સમીપમાં રહેલા લોઢાને ક્રિયાયુકત કરે છે, તેમ પરમતત્ત્વ સર્વમાં રહીને, સર્વને ગતિમાન રાખે છે. પ્રકૃતિની મર્યાદામાં જેમ દ્રવ્ય સર્વત્ર વ્યાપક છે, તેમ વિચાર અગર મન પણ સર્વત્ર વ્યાપક છે. તાત્પર્ય-જગત્‌માં કોઇ પદાર્થ સ્થિર નથી. સમગ્ર પદાર્થો ગતિમાન છે. આ ગતિ આંદોલન [ Vibration ] રૂપ છે. આ વિશ્વમાં જે જે ફેરફાર થાય છે, તે આંદોલન મુલક છે. મૂલ દ્રવ્ય એક છતાં અનેક રૂપે જણાય છે, તે પણ આંદોલનને લીધે છે. ચામડાથી મઢેલા નગારાને ડંકો મારવાથી, જે અવાજ થાય છે, તે અવાજ હવામાં મોજાં પેદા કરે છે. હવાનાં મોજાં ઉપર થઇને, તે અવાજ આપણા કાનના જ્ઞાનતંતુઓ સાથે અફળાય છે. પાણીથી ભરેલા તપેલાને ઠોકર મારવાથી, જેમ પાણીમાં મોજાં ઉત્પન્ન થાય છે, તેમ હવામાં કોઇપણ અવાજ પડવાથી હવામાં મોજાં ઉત્પન્ન થાય છે. જરા આગળ વધીને જોઇએ તો-આ મોજાંઓમાં રહેલા અણુઓ ગતિમાન થાય છે. નક્કર પદાર્થોને ધકકો વાગવાથી તેના અણુઓ પણ ગતિમાન્ થાય છે, પણ તે ગતિ ખુલ્લી આંખે દેખી શકાતી નથી-યંત્રદ્વારા જોઇ શકાય છે. કપુરાદિ પદાર્થોનાં અણુઓ, હવાના મોજાં ઉપર થઇને નાકના જ્ઞાનતંતુઓને મળે છે. નાકના જ્ઞાનતંતુઓ આ સમાચાર મગજમાં પહોંચાડે છે. દરેક પદાર્થો દ્રવ્યા કરે છે-ગતિમાં છે. એ નિયમને આધારે જે જે પદાર્થો નજરે પડે છે, તેનાં અણુઓ આંખના જ્ઞાનતંતુને મળે છે. આંખના જ્ઞાનતંતુઓ આ સમાચાર મગજને પહોંચાડે છે.

આ પ્રમાણે બાહ્ય પદાર્થોના આઘાતો (પડછંદા). જ્ઞાનતંતુઓ માર્ફતે વહી જઇને, મગજમાં અમુક સ્થળે અથડાય છે, અને ત્યાં અમુક પ્રકારની સૂક્ષ્મ રસાયનક્રિયા કરે છે. તે રસાયન ક્રિયાથી ત્યાંના પરમાણુઓ અમુક આકારવાળા થઇને રહે છે. આ છાપો લાંબા કાળ સુધી ભુંસાતી નથી. આઘાતનું જેટલું અને જેવું બળ હોય છે, તેના પ્રમાણમાં મગજમાં છાપ પડે છે. આ સંસ્કારો મગજના એક ખુણામાં પડયા રહે છે. શેઠની તેજુરીમાં પડેલા દાગીના શેઠ માગે ત્યારે, જેમ ડાહી સ્ત્રી હાજર કરે છે; તેમ મગજરૂપી તેજુરીમાં પડેલા સંસ્કાર, જીવાત્મા માગે, ત્યારે સ્મૃતિરૂપી સ્ત્રી હાજર કરે છે. આ બાબતમાં વિશેષ જાણવા જેવી વાત એ છે કે–દેહના નાશની સાથે, લિંગદેહનો નાશ થતો નથી. સૂક્ષ્મ ઇંદ્રિયો સહિત મનનો પણ નાશ થતો નથી; તેથી મગજરૂપી પેટીમાં આ જન્મના તેમજ પૂર્વજન્મના સંસ્કારો ભરેલા હોય છે. યોગવિદ્યાદ્વારા તીવ્ર કરેલી દૃષ્ટિથી–બુદ્ધિથી–યોગીઓ પૂર્વજન્મના સંસ્કારોને ઓળખી શકે છે. પૂર્વજન્મના સંસ્કારોનો સંયમ કરવાથી, યોગીને પૂર્વજન્મનું જ્ઞાન થાય છે, એવો આ સૂત્રનો ભાવ છે.

વર્તમાન સંસ્કારો ઉપરથી ભવિષ્યના જન્મનું જ્ઞાન, યોગીઓ સંયમદ્વારા સિદ્ધ કરી શકે છે. સંયમ કરવાથી જે જ્ઞાન પ્રાપ્ત થાય છે, તે જ્ઞાન સામાન્ય જ્ઞાનથી વિશેષ હોય છે. એટલે સંસ્કારોનો સંયમ કરવાથી, સંસ્કારો સાથે સંબંધ રાખનારા દેશકાળાદિકનું જ્ઞાન પણ યોગીને પ્રાપ્ત થાય છે.

આ સિદ્ધિનો કોને અનુભવ થયો ! તેના જવાબમાં ભાષ્યકાર, કહે છે કે—

'ભગવાન્ **જૈગીષવ્ય**ને દસ મહાકલ્પ પર્યંતના પોતાના પૂર્વ જન્મોનું જ્ઞાન હતું. તે લિંગદેહ વડે વિહાર કરતા હતા, તે વખતે તેમને ભગવાન્ **આવટ્ય**નો સમાગમ થયો. વિગેરે.

હવે પરચિત્તના જ્ઞાન સંબંધી બે સૂત્રો કહે છે—

## सूत्रं-प्रत्ययस्य परचित्तज्ञानम् ॥ १९ ॥

પદચ્છેદ—[**प्रत्यय**-એટલે 'પરચિત્ત.'] **प्रत्ययस्य** (**संयमात्**)-પરચિત્તનો સંયમ કરવાથી. **परचित्तज्ञानं**-પારકાના ચિત્તનું જ્ઞાન પ્રાપ્ત થાય છે.

**અર્થ—પરચિત્તનો સંયમ કરવાથી પરનાચિત્તનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. [૧૯].**

19. By making Samyama on other's mind, its knowledge comes out.

## सूत्रं-न च तत्सालंबनं तस्याऽविषयीभूतत्वात् ॥ २० ॥

પદચ્છેદ—**च**-પણ **तस्य आलंबनस्य** -**अविषयीभूतत्वात्**-પરચિત્તના વિષયનો સંયમ કરવામાં આવતો નથી તેથી, [**आलंबनेन** (વિષયથી) **सहितं सालंबनम्**-વિષય સહિત [ચિત્ત.] **तत् सालंबनं न भवति**-વિષયસહિત પર ચિત્તનું જ્ઞાન થતું નથી.

**અર્થ—પરચિત્તના વિષયનો સંયમ કરવામાં આવે, તોજ પરચિત્તનું વિષય સહિત જ્ઞાન પ્રાપ્ત થાય છે. [૨૦].**

20. The object of the mind, being not the object of the samyama, the object of the mind is not known.

૧૯-૨૦ વિવેચન—

યોગવાર્તિકકાર 'પ્રત્યય'નો અર્થ 'પોતાના ચિત્તની વૃત્તિ' કરે છે, પણ તેમ કરવાથી સંયમનો મૂખ્ય નિયમ તૂટે. સંયમનો મૂખ્ય નિયમ એવો છે કે-જે વિષયનો સંયમ કરવામાં આવે, તે વિષયનું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થાય. એટલે પોતાના ચિત્તનો સંયમ કરવાથી, પરના ચિત્તનું જ્ઞાન પ્રાપ્ત ન થાય.

પૂર્વજન્મના સંસ્કારોનો સંયમ કરવાથી પૂર્વજન્મના દેશકાળાદિ જ્ઞાન પણ પ્રાપ્ત થાય છે, તે પ્રમાણે ચિત્તનો સંયમ કરવાથી ચિત્તના વિષયોનું જ્ઞાન પ્રાપ્ત થાય કે કેમ? તે શંકાના નિવારણ માટે ૨૦મું સૂત્ર છે.

**न च सालंबनं तस्याविषयीभूतत्वात्** ॥૨૦॥ એવો પાઠ પણ છે. યોગવાર્તિકકાર આ સૂત્રને ભાષ્યની પંક્તિમાં લે છે, અને વાચસ્પતિમિશ્ર, ભોજવૃત્તિકાર, યોગમણિપ્રભાકર વિગેરે ટીકાકારો આને સૂત્રરૂપે સ્વિકારે છે.

વિચારવાંચન-Thought reading, થોટરીડીંગ-સામાના વિચાર જાણી લેવા, તે વિદ્યા. સામાના મુખ ઉપર હર્ષનાં ચિહ્ન દેખીને, હર્ષ સાથે તેના ચિત્તનો સંયમ કરવામાં આવે, તો હર્ષનું કારણ યોગીના જાણવામાં આવે છે. સામાના મુખ ઉપર ગ્લાની જોઇને, ગ્લાની સાથે ચિત્તનો સંયમ કરવામાં આવે, તો ગ્લાનીનું કારણ યોગીના જાણવામાં આવે. યુરોપ અમેરિકાના તત્ત્વજીજ્ઞાસુ લોકોએ આ સિદ્ધિ માટે ઘણો વિચાર કર્યો જણાય છે. પણ તેઓ દ્રશ્યના ઉપર ઘણોજ આધાર રાખે પડે છે; તેથી તેમનો આ મહાન્ પ્રયત્ન યોગવિદ્યા જેટલો સફળ થયો નથી. [ભરતખંડ જેવા દેશમાં અવતરીને, માત્ર પેટ ભરવા જેટલું, ને દુનિયામાં 'મારી વાહ વાહ કહેવાય' એટલુંજ જેણે જાણ્યું-અનુભવ્યું, અને તે માટેજ જેણે આ માનવદેહ તોડી ફોડી નાંખ્યો, તેમના કરતાં યુરોપના તત્ત્વજીજ્ઞાસુ લોકો ઘણા ભાગ્યશાળી છે.

આ પાદના ૩૪મા સૂત્ર **हृदये चित्तसंविद्** ॥ માં કહે છે કે-હૃદયમાં સંયમ કરવાથી ચિત્તનું જ્ઞાન થાય છે. તાત્પર્ય-હૃદય અને ચિત્ત એ બેઉ કોઈ જુદાં તત્ત્વ નથી. ચિત્તનું જ્ઞાન, એટલે ચિત્તમાં શા વિચારો છે? તેનું જ્ઞાન.

વિચારો સંબંધી પશ્ચિમનો એક વિદ્વાન્ લખે છે કે-'Thoughts, like other forms of vibration, become materializations, possessing potential energy, to arouse like vibrations in other minds. The great truth underlying this fact, is just dawning on the horizon of modern science, but the day is not distant, when it will be fully recognized and accepted, as the explanation for many occurances veiled in mystory. There is in fact no power for good or evil, so great as concentrated thought.'

ભાવાર્થ—વિચાર એ એક પ્રકારની મગજમાં થતી **આંદોલન ક્રિયા** છે. આંદોલનના બીજા પ્રકારોની પેઠે, આ વિચારરૂપ ક્રિયા પણ યોગ્ય યુક્તિથી, જડપદાર્થના આશ્રયથી એકત્રીત થાય છે. એકત્રીત થયા પછી તેમનામાં એક પ્રકારની બળ પ્રગટ કરવાની અદ્ભુત શક્તિ

બંધાય છે. આ શક્તિ બીજા માણસોના મગજમાં તેવાજ પ્રકારની આંદોલનક્રિયારૂપ વિચારો પ્રગટ કરવા સમર્થ થાય છે. આ બાબતમાં જે સત્ય સમાએલું છે, તે હાલના વિદ્વાનોના જાણવામાં હજુ હમણાંજ આવ્યું છે. પરંતુ ઘણા બનાવોનાં કારણો જે હાલ અજ્ઞાનથી સમજાતાં નથી, તેવા બનાવોનું મૂળ કારણ આ વિચારોના એકત્રીત થએલા બળમાં છે, એમ સિદ્ધ કરી આપવાનો સમય અને સ્વિકારવાનો સમય હવે બહુ દૂર નથી. ટુંકામાં સંયમથી એકાગ્ર થએલી વિચારશક્તિ જેવું, લાભ અગર હાનિનું મોટું સાધન બીજું કાંઇજ નથી.

જેમ દીવામાંથી પ્રકાશનાં કિરણો નીકળ્યા કરે છે, તેમ મનમાંથી અમુક પ્રકારનાં સામર્થ્યવાળાં વિજળી જેવાં કિરણો નિકળ્યા કરે છે. મનના સામર્થ્યનો સર્વ મનુષ્યો ઉપયોગ કરે છે; પણ તે ઉપયોગ મનના સામર્થ્યના યથાર્થ જ્ઞાન વિના અજાણપણે થાય છે. અજાણપણે થએલો ઉપયોગ, જોઇએ તેવા લાભને, કવચિત્‌જ પ્રગટાવે છે. મનમાંથી નીકળતા અત્યંત સૂક્ષ્મ સામર્થ્યના જ્ઞાનવાળા પુરૂષો, પ્રત્યેક જમાનામાં થઇ ગયા છે, અને હજી થયા કરે છે. એમ છતાં મનુષ્યોનો મોટો ભાગ, મનમાંથી વહેતા મનના સામર્થ્યના સ્વરૂપથી, અજાણ્યો છે. હાલમાં પશ્ચિમની પ્રજાઓનું લક્ષ્ય આ વિષય ઉપર બહુ લાગ્યું છે, અને તેમના અનુભવથી લખાએલા ગ્રન્થો, આ દેશમાં ઘણે ઠેકાણે વંચાય છે. મનનો અભ્યાસ કરવાનો વેગ ઘણામાં પ્રગટયો છે. માનસીક અને આધ્યાત્મિક પ્રદેશો મનુષ્યો માટેજ છે. જે મનુષ્યો આ બે પ્રદેશો ઉપર ગમન કરે છે તે મનુષ્યો માનવજીવન સફળ કરે છે.

મન મનુષ્યના આખા શરીરમાં વ્યાપીને રહ્યું છે, અને તેથી કરીને આખા શરીરમાંથી મનના સામર્થ્યનાં કિરણો ન્યૂનાધિક પ્રમાણમાં નીકળ્યા કરે છે, તોપણ મનના વ્યાપારોનું મૂખ્ય મથક મગજ છે, તેથી મગજમાંથી મનનાં બળવાન્ કિરણો નિકળતા, આપણે અનુભવીએ છઇએ. વિજળીનો અભ્યાસ કરનારા સારી રીતે જાણે છે કે—જે યંત્રમાં વિજળી ઉત્પન્ન થાય છે, તે યંત્રમાંથી પુષ્કળ વિજળી નકામી ચાલી જાય છે. તેમ મગજમાં ઉત્પન્ન થતી માનસીક શક્તિ [ ચિત્‌શક્તિ ] મગજમાંથી પુષ્કળ નકામી ચાલી જાય છે. આ બેઉ શક્તિનો નકામો વ્યય અટકાવવા પ્રાશ્ચાત્ય વિદ્વાનો મથે છે. ચિત્‌શક્તિનો [ અગર મનના સામર્થ્યનો] નકામો વ્યય અટકાવવા માટે, હિંદના પ્રાચીન ઋષિઓએ, બહુ વિચાર કર્યો જણાય છે. તે વિચારના ફળરૂપે આ [ પાતંજલયોગદર્શન ] શાસ્ત્ર છે. એક સ્થળેથી બીજે સ્થળે વિજળીનો પ્રવાહ મોકલાય છે, ત્યારે પણ તે પ્રવાહનું સામર્થ્ય અમુક પ્રમાણમાં હવામાં ઉડી જાય છે. ચોમાસાની ઋતુમાં તારના સંદેશા ઉપર બહારના વાતાવરણની અસર પ્રગટ રીતે અનુભવાય છે. તે પ્રમાણેજ રજોતમો ગુણના વાતાવરણમાં મનનું ઘણું સામર્થ્ય ઉડી જતું અનુભવાય છે. એક ડાહ્યો પુરૂષ અગર ડાહી સ્ત્રી, રજોતમોથી રંગાએલાં હોય, ત્યારે તેમનું ઘણું ડહાપણ—તેમના મનનું ઘણું સામર્થ્ય—ઘણા પ્રમાણમાં નકામું વહી જાય છે. પરિણામે જુવાનીનું સુખ બરાબર ભોગવ્યા પહેલાં, તે સ્ત્રીપુરૂષો બુઢ્ઢાં બની જાય છે, અને મરણાધીન થઇ જાય છે. ગીતામાં શ્રીકૃષ્ણ અર્જુનને વારંવાર કહે છે કે—'**तस्मात् योगी भवार्जुनः ।**' હે અર્જુન ! તેથી તું યોગી થા.' મનના સામર્થ્યથી આલોક અને પરલોક બેઉ સાધી શકાય છે.

આપણને અનુભવ છે કે—કેટલાએક મનુષ્યોનું વાતાવરણ બહુજ ચમત્કારી હોય છે. તેમના વાતાવરણમાં જ્યારે આપણે પ્રવેશ કરીએ છઇએ, ત્યારે આપણા અંતઃકરણમાં વિલક્ષણ શાંતિ, આનંદ અને ઉચ્ચ ભાવો પ્રગટે છે. આ વાતાવરણ તે બીજું કાંઇ નહીં,

પણ તેમણે સાચવી રાખેલાં (મનનાં) વિદ્યુન્મય સામર્થ્યનાં કિરણો છે. યાદ રાખવા જેવી બાબત એ છે કે-મનુષ્યની આસપાસનું વાતાવરણ તેના મનના સામર્થ્યના કિરણો ઉપર આધાર રાખે છે. જેમ બને તેમ રજોતમોથી મનને નિવૃત્ત કરવું, પછી મનમાંથી સ્રવી જતું વિદ્યન્મય સામર્થ્ય અટકાવવું. આ પ્રમાણે આપણી આજુબાજુ બળવાન્, શાંત અને ચમત્કારિક વાતાવરણ ઉત્પન્ન કરી શકાય. આ કળા સિદ્ધ કરવા પ્રત્યેક ડાહ્યા મનુષ્યે પ્રયત્ન કરવો જોઇએ. આ પ્રયત્નની સફળતા આલોકની અને પરલોકની ઉન્નતિનાં દર્શન કરાવે છે.

ઝીણો ઝાંખો દીવો આપણને કદિ ગમતો નથી, કારણ કે તેમાંથી પ્રકાશનાં ઘણાંજ નિર્બળ કિરણો વહે છે. કેટલાંએક મનુષ્યો પ્રતિ મનુષ્યોનું અને પશુપક્ષીઓનું બહુ આકર્ષણ થાય છે; અને કેટલાંએક મનુષ્યોથી, મનુષ્યો અને પશુપક્ષીઓ વેગળાં રહે છે. તેનું કારણ મનના સામર્થ્યનાં કિરણો છે. મનના સામર્થ્યને જેમ જેમ એકત્રીત કરવામાં આવે, [એટલે જેમ જેમ મનનો સંયમ કરવામાં આવે ] તેમ તેમ મનનું સામર્થ્ય વધે છે. તેમ તેમ મનના કિરણોનો પ્રકાશ અને કિરણોની ગતિ પણ વધે છે.

મનના આ કિરણોની અસર પશુ પક્ષી ઉપર થાય છે, અને વૃક્ષો ઉપર પણ થાય છે. કેટલાએકની દેખરેખ નીચે થોડે ખર્ચે અને થોડી તકલીફે પશુ પક્ષી રૂષ્ટપુષ્ટ થાય છે, અને વૃક્ષો ખીલે છે; ત્યારે કેટલાએકની દેખરેખ નીચે, ઘણે ખર્ચે અને ઘણી તકલીફે, પશુ પક્ષી તથા વૃક્ષો સૂકાય છે. સંવર્ધનકરનાર સમભાવ અથવા પ્રેમ, પુષ્કળ પ્રમાણમાં દર્શાવવાથી પશુ પક્ષી રૂષ્ટપુષ્ટ થાય છે, અને છોડવા ખીલે છે. આ વાત પ્રયોગો વડે સિદ્ધ થએલી છે. આવાં શાંતિવાળાં અને પ્રેમભર્યાં અંતઃકરણ, કદા વેરીનાં અંતઃકરણને પણ બદલી શકે છે. આવાં અંતઃકરણનો જ્ઞાનપૂર્વક ઉપયોગ થાય, તો ઘણો લાભ થાય.

આથી એમ પણ સમજી શકાય છે કે-મનુષ્યના મનમાં ઉત્પાદક અને સંવર્ધક સામર્થ્ય રહેલું છે; અને આ સામર્થ્ય ગમે ત્યાં વિજળીની પેઠે પ્રેરી શકાય છે. નિરોગ મનુષ્યના વિચારના આંદોલનો માંદાના રોગને મટાડી શકે છે. માંદાની સારવારમાં કંકાસી, ક્રોધી, અને ધોખા કરનારને કદિ રાખવા નહીં. જે ઘરમાં કલહ અને કંકાસ ચાલ્યા કરતો હોય, તે ઘરનાં પશુ, પક્ષી અને છોડ નિસ્તેજ રહે છે; જે ઘરમાં સદા આનંદ હોય છે ત્યાંનાં પશુ પક્ષી અને છોડ આનંદમય જણાય છે. જળ ભરવા માટે જતી મંડન પંડિતની દાસીઓને, શ્રીશંકરાચાર્યે પૂછ્યું કે-'મંડન પંડિતનું ઘર કયું ? તેના જવાબમાં કહ્યું કે—

> स्वतः प्रमाणं परतः प्रमाणं, कीरांगना यत्र गिरं गिरंति ॥
> द्वारस्थनीडांतरसन्निरुद्धा, जानीहि तन्मंडनपंडितौकः ॥ ६ ॥
> फलप्रदं कर्म फलप्रदोऽजः, कीरांगना यत्र गिरं गिरंति ॥
> द्वारस्थनीडांतरसन्निरुद्धा, जानीहि तन्मंडनपंडितौकः ॥ ७ ॥
> जगद्ध्रुवं स्याज्जगदध्रुवं स्यात्, कीरांगना यत्र गिरं गिरंति ॥
> द्वारस्थनीडांतरसन्निरुद्धा, जानीहि तन्मंडनपंडितौकः ॥ ८ ॥

[ શ્રીશંકરદિગ્વિજય ]

'વેદનું વચન પોતાથીજ પ્રમાણ છે ? કે બીજાં શાસ્ત્રોના વચનોથી પ્રમાણ છે ?' એવા પ્રકારનો સંવાદ જે ઘરના દ્વારમાં બાંધેલા પાંજરામાં બેઠેલી પોપટીઓ કરે છે, તે દ્વાર મંડન પંડિતનું જાણવું. વિગેરે–' રામના નિવાસથી દંડકારણ્ય ખીલી નીકળ્યું, અને શ્રીકૃષ્ણના નિવાસથી વૃંદાવન રમણીય બન્યું.

મનમાંથી વહેતા વિદ્યુન્મય કિરણોના સ્વરૂપને, જ્યારે આપણે યથાર્થ સમજીએ, ત્યારે મનદ્વારા દૂરના દેશોમાં સંદેશા પહોંચાડવાની વિદ્યામાં આપણને શંશય રહેતો નથી.

જ્ઞાનપૂર્વક, જેમ વિચારનાં આંદોલનો પ્રેરી શકાય છે, તેમ અજાણતાં પણ અન્ય મનુષ્યોના મગજમાં વિચારનાં આંદોલનો આપણે નિત્ય પ્રેરીએ છીએ, અને અન્ય મનુષ્યનાં વિચારનાં આંદોલનો આપણા મગજમાં જમા પણ થાય છે. જે મનુષ્યોની સાથે ઘણા પ્રમાણુમાં આપણું મન મળેલું હોય છે, તેમના વિચારો આપણા મનમાં પ્રવેશે છે. તેમના વિચારોજ પ્રવેશે છે એટલુંજ નહીં, પણ તેમની સ્થિતિની અસર આપણા મન ઉપર થાય છે. આવા કારણુથીજ આપણા સ્નેહીને, દૂરદેશમાં, કાંઇ આપત્તિ આવી પડે છે, તેના ભણકારા અનાયાસે, **પત્ર આવ્યા પહેલાં,** આપણા મનમાં સ્ફુરે છે. કોઇ કોઇ વખત સ્વપ્નદ્વારા તે સમાચાર મળે છે.

દૃષ્ટાંત–અભીમન્યુના મોતના સમાચાર કોઇદ્વારા મળ્યા પહેલાં, અર્જુનને હૃદયમાં સ્ફુર્યા હતા. ૧૮૫૭ ના બળવાના સમાચાર તાર ટપાલ વિના, કલકત્તામાં પહોંચ્યા હતા. તે વખતે આ વિષયથી અજ્ઞાન લોકો આ વાતને હસી કાઢતા હતા. હવે તો વિજળીની મદદથી, તારનાં દોરડાં વિના સંદેશા ચાલે છે. આ શોધ **સીનોરમારકોનીકે** નામના શોધકે, પ્રથમ ઇટાલીમાં કરી. ત્રીશ ત્રીશ માઇલને અંતરે વિજળીની બેટરીઓ રાખીને, તેણે ખાલી આકાશદ્વારા સંદેશા મોકલ્યા. તેણે સિદ્ધ કરી આપ્યું કે, આકાશના ઇથર નામના સૂક્ષ્મ પદાર્થ ઉપર, વિદ્યુતના આંદોલનો–સંદેશા–પસાર થઇ શકે છે. મનુષ્યનું મગજ પણ વિજળીની બેટરી જેવું છે. એક બેટરી બીજી બેટરીમાં પોતાનું આંદોલન પ્રેરી શકે છે, એ નિયમને આધારે એક મગજ પોતાના વિચારરૂપી આંદોલન બીજાના મગજમાં ફેલાવી શકે છે. આ વિદ્યાનું નામ '**વિચાર સંક્રમણ**–Brain Telegraphy, અથવા મેન્ટલ ટેલીપથી Mental telepathy. આ વિદ્યાની ખીલવણી માટે અમેરિકામાં અને યુરોપમાં કોલેજો સ્થપાણી છે, અને સારી રીતે કેળવાએલાં મગજ, ઘણે દૂર છતાં, ઇથરદ્વારા સંદેશા મોકલે છે અને લે છે.

આજ કાલ સુધરેલા દેશોમાં સ્પીરીચ્યુએલીઝમ, મેસ્મેરીઝમ, હિપનોટીઝમ વિગેરે યોગ-વિદ્યાને લગતા અખત્રા કરવામાં આવે છે. સ્પીરીચ્યુએલીઝમની વિદ્યાથી મુવેલા માણુસના આત્મા સાથે વાતચીત કરી શકાય છે. સ્વીટઝરલૅંડમાં **જીનોવા** શહેરમાં **મેસ્મર** નામનો વિદ્વાન્ થયો. તેના નામ ઉપરથી મેસ્મેરીઝમ શબ્દ ઉત્પન્ન થયો. આ વિદ્યાના બળથી માણુસને ઉંઘાડી દેવામાં આવે છે. આ વિદ્યાની મદદથી ઘણાના રોગ મટાડી શકાય છે. આ પ્રમાણે ઉંઘી ગયેલા મનુષ્યના મનને પ્રેરવાથી, પેટી, પટારા વિગેરે સ્થળે મૂકેલી ગુપ્ત વસ્તુનું તેને જ્ઞાન થાય છે. હિપ્નોટીઝમ, પર્સનલ મેગનેટીઝમ, એનિમલમેગનેટીઝમ, ઇલેકટ્રિકલબાયોલોજી, ઇલેકટ્રિકલસાઇકોલોજી, અનકોન્સીયસ સીરીબ્રેશન વિગેરે અનેક અખત્રાઓ મેસ્મેરીઝમને મળતા છે. આ તમામ અખતરાઓ યોગ વિદ્યાના આભાસો છે. તે મનની એકાગ્રતા વિના સંભવતા નથી, માટે આવા અખત્રા કરનારાને, એકાગ્રતાનો–સંયમનો, યથાર્થ રીતે અભ્યાસ કરવો પડે છે.

હવે અંતર્ધ્યાનસિદ્ધિની વાત કરે છે—

**सूत्रं—कायरूपसंयमात् तद्ग्राह्यशक्तिस्तम्भे**

**चक्षुःप्रकाशाऽसम्प्रयोगेऽन्तर्द्धानम् ॥२१॥**

પદચ્છેદ—**कायरूपसंयमात्**–પોતાના શરીરના રૂપનો સંયમ કરવાથી. **तस्य ग्राह्यशक्तेः**

**स्तंभः तस्मिन् तद्ग्राह्य-शक्तिस्तंभे**-તે સ્વરૂપની ગ્રાહ્યશક્તિનું રોકાણુ થવાથી. **चक्षुः प्रकाशस्य असंप्रयोगे**-બીજાની આંખના પ્રકાશ સાથે યોગીના શરીરનો સંબંધ તુટવાથી **अन्तर्द्धानम्**-યોગીનું શરીર અંતર્ધ્યાન થાય છે.

**અર્થ—પોતાના શરીરના રૂપમાં સંયમ કરવાથી, શરીરના રૂપની ગ્રાહ્ય-શક્તિનું રોકાણુ થતાં, બીજાની આંખના પ્રકાશ સાથે પોતાના શરીરનો સંબંધ તુટે છે; તેથી યોગીનું શરીર અંતર્ધ્યાન ( અદૃશ્ય ) થાય છે. [૨૧]**

21. By Samyama on the form of the body, the power of comprehension being suspended, and the connection between the light and the eye being severed, the Yogi's body becomes unseen.

૨૧ વિવેચન—

પૃથ્વી આદિ પંચ મહાભુતથી બનેલા શરીરને અમુક પ્રકારનું રૂપ હોય છે. આંખનો વિષય રૂપ છે. શરીરમાંથી રૂપ ખેંચી લેવામાં આવે, તો શરીર અદૃસ્ય થઈ જાય. યોગી રૂપનો સંયમ કરીને, શરીરમાંથી રૂપને ખેંચી લેછે; તેથી તેને કોઇ જોઇ શકતું નથી.

ભાષ્યકારે છેવટમાં જણાવ્યું છે કે-'**एतेन शब्दाद्यन्तर्धानमुक्तं वेदितव्यम् ॥**' રૂપના સંયમ પ્રમાણે શબ્દાદિ વિષયોનો સંયમ કરવાથી શબ્દાદિનું અંતર્ધ્યાન સમજી લેવું. ઉપરના ભાષ્યમાં '**एतेन शब्दाद्यन्तर्धानमुक्तं**' વાળું જે વાક્ય છે. તેને ભોજવૃત્તિકારે સૂત્ર રૂપે લીધું છે.

આ પ્રમાણે કોઈ પણ પ્રાણી પદાર્થના શબ્દ, સ્પર્શ, રસ અને ગંધનો સંયમ કરવાથી, તે તે વિષય સાથે સંબંધ રાખનારી ઇંદ્રિયોથી, તે તે વિષયો અંતર્ધ્યાન થઇ જાય છે. આ સિદ્ધિ જેમ જેમ પરિપકવ થાય છે, તેમ તેમ યોગી માત્ર સંકલ્પ બળથી, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધમાંથી ગમે તે વિષયને તેને અનુકુળ રહેનારી ઈંદ્રિયની સત્તામાંથી ખેંચી લે છે. તાત્પર્ય-શબ્દનો સંયમ કરવાથી તેનો અવાજ કોઇ સાંભળી શકતું નથી, વિગેરે. દેવદાનવોના યુદ્ધમાં દાનવો અદૃશ્ય થઇને લડતા હતા.

હવે મરણના જ્ઞાનની સિદ્ધિ સંબંધી સૂત્ર છે.

**सूत्रं—सोपक्रमं निरुपक्रमं च कर्म तत्संयमादपरान्तज्ञानमरिष्टेभ्यो वा ॥२२॥**

પદચ્છેદ—[ **उपक्रमः**-પ્રારંભ ] **सोपक्रमं निरुपक्रमं च कर्म**-સોપક્રમ અને નિરૂક્રમ એમ બે પ્રકારનું કર્મ છે. **तस्य संयमात्**-તે કર્મનો સંયમ કરવાથી **वा**-અથવા **अरिष्टेभ्यः**-ત્રણ પ્રકારના અરિષ્ટોના જ્ઞાનથી **अपरान्तस्य ज्ञानं अपरान्तज्ञानं**-શરીર વિયોગનું જ્ઞાન [ એટલે મરણનું જ્ઞાન ] પ્રાપ્ત થાય છે.

**અર્થ—સોપક્રમ અને નિરૂપક્રમ એટલે ફલ આપવાનો જેણે આરંભ કર્યો છે એવું, અને ફળ આપવાનો આરંભ કર્યો નથી એવું, એમ બે પ્રકારનું કર્મ છે. તે કર્મમાં સંયમ કરવાથી અથવા અરિષ્ટોના જ્ઞાનથી, યોગીને મરણનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. [૨૨].**

22. Karma is of two kinds-active and dormant. By Samyama on them or by portents, knowledge of death is obtained.

૨૨ વિવેચન—

**सोपक्रमं** અને **निरुपक्रमं** નામના બે પ્રકારનાં કર્મ છે. **सोपक्रमं**–'ઉપક્રમ' એટલે ફળદાન રૂપ વ્યાપાર, અને 'સોપક્રમં' એટલે ફળદાનરૂપ વ્યાપારથી યુક્ત. જે કર્મ પોતાનું ફળ આપવા લાગી ગયું છે, અને હજી થોડાં ફળ દેવાં જેનાં બાકી છે, તે કર્મનું નામ સોપક્રમં.

**निरुपक्रमं**—[ ઉપક્રમનો અર્થ ઉપર કહ્યો છે તે ધ્યાનમાં રાખવો. ] જે કર્મ વર્તમાનકાળમાં ફળદાન રૂપ વ્યાપારથી રહિત છે, અને કાળાંતરે ફળ દેવાનું છે, તે નિરૂપક્રમ કર્મ કહેવાય છે.

ટુંકામાં—સોપક્રમં એટલે જેનાં ફળ અનુભવાય છે તે; અને નિરૂપક્રમં એટલે જેમાં ફળ હવે પાકવાનાં છે, અનુભવવાનાં છે તે.

આ બેઉ પ્રકારનાં કર્મોમાં સંયમ કરવાથી, યોગીને પોતાના મરણનું જ્ઞાન થાય છે; એટલે–' અમુક વખતે અને અમુક ઠેકાણે આ શરીરનો વિયોગ થશે ' એવું યોગી જાણી શકે છે.

**वा**—અથવા. એટલે બીજી રીતે પણ મરણનું જ્ઞાન થાય છે.

**अरिष्टं**—'અરિ' એટલે દુશ્મન, અને ' ઇષ્ટ ' એટલે વ્હાલું. દુશ્મનને જે વ્હાલું, એટલે 'દુઃખ.' આ સૂત્રમાં અરિષ્ટ એટલે–'દુઃખનું ચિન્હ', એટલે–'મરણ સૂચક ચિન્હ'. શાસ્ત્રોમાં જણાવેલાં મરણ સૂચક ચિન્હોથી પણ મરણનું જ્ઞાન થાય છે. ચિન્હોથી મરણનું જ્ઞાન થાય, તે કોઈ પણ પ્રકારે સિદ્ધિ ગણાય નહી; તોપણ સૂત્રકારે આ સૂત્રમાં 'અરિષ્ટ' શબ્દ મૂકયો છે, માટે તેનું નિરૂપણ કરીએ. મુખ્યત્વે કરીને અરિષ્ટ ત્રણ પ્રકારનાં છે—આધ્યાત્મિક, આધિભૌતિક, અને આધિદૈવિક.

આધ્યાત્મિક અરિષ્ટો—બે હાથની આંગળીઓથી, કાનના બેઉ તરફનાં છિદ્રો બરાબર બંધ કરીને, પ્રાણવાયુનો અવાજ સાંભળવો. જો તે અવાજ ન સંભળાય તો મરણ નજદીક છે એમ જાણવું. આંખને બંધ કરવાથી અગ્નિના કણ જેવો પ્રકાશ ન દેખાય, નાસિકાનો અગ્રભાગ ન દેખાય, અને જીભનો અગ્રભાગ ન દેખાય, ત્યારે મરણ નજદીક છે એમ જાણવું.

આધિભૌતિક અરિષ્ટો—મરણ પામેલાં મનુષ્યનાં દર્શન થાય, સ્મશાન અને આભડેલાં સ્ત્રી પુરૂષોનાં દર્શન થાય. રોકકળ સંભળાય, વિગેરે.

આધિદૈવિક અરિષ્ટો—વિષ્ણુ અમર વિષ્ણુના પાર્ષદોનાં દર્શન થાય. યમદૂતનાં દર્શન થાય, વિષ્ણુ ચરણની લાલચવાળા સંતનાં દર્શન થાય. સ્વર્ગલોક અમર વૈકુંઠલોકનાં દર્શન થાય વિગેરે.

**विपरीतं वा सर्वं** વિગેરે વચનોથી ભાષ્યકાર સૂચવે છે કે–જે તે નથી છતાં તે તે જણાય, અસત્ય સત્ય જણાય, અને સત્ય અસત્ય જણાય, તે પણ મરણ સૂચક ચિન્હ છે.

સ્કંદ પુરાણ કહે છે કે—

**कृपणोऽपि वदान्यः स्याद्, वदान्यः कृपणो यदि ॥**
**प्रकृतेर्विकृतिश्चेत् स्यात्-तदा पंचत्वमृच्छति ॥**

કૃપણનું ઉદાહરણ આપીને બુદ્ધિના ફેરફારનું સૂચન કરે છે. તે પણ મરણસૂચક ચિહ્ન છે.

'પર' એટલે હિરણ્યગર્ભ. તેનો અંત એટલે પરાંત. પરાંત એટલે મહાપ્રલય. હિરણ્યગર્ભથી ભિન્ન અન્ય પ્રાણીઓનો અંત તે **અપરાંત**. અપરાંત એટલે જીવોનું મરણ. મરણ જેવો એક

ભય નથી. મરણનું જ્ઞાન જાણવાની સૌને જીજ્ઞાસા હોય છે; પણ તે વાત પ્રભુએ અજ્ઞાની-ઓથી ગુપ્ત રાખી છે, અને જ્ઞાનીઓને માટે ખુલ્લી રાખી છે. જ્ઞાનીઓને અને યોગીઓને મરણ એ કોઇપણ પ્રકારે ભયનો વિષય હોતો નથી. પ્રાણી માત્રને મરણ એ ચોક્કસ પ્રકારની આફત છે, છતાં જે સ્ત્રી પુરૂષો મરણના ભયથી નિર્ભય થવા પ્રયત્ન કરતા નથી-સંતશાસ્ત્રોને સેવતા નથી, યમનિયમો પાળતા નથી-મરણ પછી મારૂં શું થશે? તેનો વિચાર કદિ કરતા નથી-તે વિચાર જ્યાં થતો હોય, ત્યાં ( સમાગમમાં-સત્સંગમાં ) કદિ જતા નથી, કદિ જાય છે તો દિન બનીને કાંઇ સાંભળતા નથી, તેઓ ખરેખર ઠપકાને પાત્ર છે.

મુંબઇથી કરાંચી જતી સ્ટીમરો જ્યાં જ્યાં સ્ટેશન આવે છે, ત્યાં ત્યાં દિશા બદલે છે, તેમ મુમુક્ષુઓએ પોતાની દિશા બદલવી જોઇએ. સાઠવરસ લગભગ પહોંચે, તેમણે તો કોઇ કોઇ વખત મનુષ્યત્વને વટીને દેવત્વ અનુભવવું જોઇએ. લીલાં તોરણ આંગણે બાંધીને, સ્થિતિ અનુસાર ધામધૂમ કરીને, પ્રયાણોત્સવ [મરણોત્સવ] ઉજવવો જોઇએ. વ્યવહાર નીપટાવવા માટે જેમ જીવીતક્રિયા કરવામાં આવે છે; તેમ વાસનાઓ નિપટાવવા-સંકેલી લેવા-પ્રયાણોત્સવ કરવો જોઇએ. આવા વિચારો કોઇ વખત થાય, તો અમને રૂબરૂ મળજો-ખુલાસો કરીશું. અમારૂં શરીર ન હોય, ત્યારે ખંતથી અમારી પ્રત્રિકાઓ વાંચજો. તે કહેશે. ]

**નિદ્રા, મૂર્ચ્છા, મરણ, અને સમાધિ**—આ ચારે સંબંધી થોડો વિચાર કરીએ. આ ચારેને મનની સાથે નીકટનો સંબંધ છે, અને મનને મગજની સાથે નીકટનો સંબંધ છે. તેથી આ ખુલાસો મગજથી શરૂ કરીએ.

મગજ—માથાની ખોપરીમાં બે મગજ રહેલાં છે. એક 'આગલું મગજ', અને બીજું 'પાછલું મગજ'. આગલું મગજ બે ગોલાર્ધવાળું અને ૭ પાંખડીઓવાળું છે; તે ખોપરીના આગલા ભાગ ઉપર પથરાએલું છે. અને પાછલું મગજ માથાની ખોપરીના પાછળ આવેલા નીચલા ભાગમાં પથરાએલું છે. આ બન્ને મગજમાંથી **જ્ઞાનરજ્જુ** (સુષુમ્ણાનાડી) નીકળીને, બરડાની કરોડના મણકાઓમાં થઇને, છેક ગુદા સુધી પહોંચેલ છે. તે જ્ઞાનરજ્જુમાંથી જ્ઞાનતંતુઓની અને ગતિતંતુઓની ૩૧ જોડ બહાર નીકળે છે; અને તેની હજારો શાખા પ્રતિશાખાઓ બહાર નીકળીને, ઉપરના બન્ને મગજમાંથી વહેતી-પ્રાપ્ત થતી-શક્તિને શરીરના દરેક આંતર બાહ્ય વિભાગો ઉપર પહોંચાડે છે.

**મનનું સ્થાન**—મનનો ભાસ આખા શરીરમાં-ખુણે ખાંચરે-તમામ ઠેકાણે છે, તો પણ તેનું મુખ્ય સ્થાન આ બે મગજ વચ્ચે છે-બે મગજના સાંધારૂપ મન છે.

બે પ્રકારના જ્ઞાનતંતુઓ—(૧) ઇચ્છા પ્રમાણે ચાલનારા જ્ઞાનતંતુઓ, અને (૨) ઇચ્છા ન હોય તો પણ તે પોતાનું કામકાજ કર્યાજ કરે, એવા જ્ઞાનતંતુઓ. પ્રથમના 'ઐચ્છિક જ્ઞાનતંતુઓ' કહેવાય છે, અને બીજા નંબરના-'અનૈચ્છિક જ્ઞાનતંતુઓ' કહેવાય છે. ઐચ્છિક જ્ઞાનતંતુઓ આગલા મગજમાંથી નીકળે છે, અને અનૈચ્છિક જ્ઞાનતંતુઓ પાછાલા મગજમાંથી નીકળે છે. બન્ને મગજમાંથી નીકળતા આ-બે પ્રકારના-જ્ઞાનતંતુઓ સુષુમ્ણા નાડીમાં એકત્રીત થાય છે; અને શરીરના છેક છેલ્લામાં છેલ્લા વિભાગો સુધી તેઓ પોતપોતાનું કામકાજ કરે છે.

**આગલું મગજ**—ઐચ્છિકજ્ઞાનતંતુઓનો, અને પ્રબલ વિદ્યુત્‌જ્ઞાનરસનો તે મહાન ભંડાર છે. મનને જે જે ઇચ્છા થાય છે, તે ઐચ્છિકજ્ઞાનતંતુઓ મારફત ચાલુ રહે છે. આપણી ઇચ્છા પ્રમાણે હાથ લંબાવવો, સંકોચવો, ઉભાથવું, સુઇજવું, અથવા તો જોવું, સાંભળવું, વિચાર

કરવો, સ્વાદ લેવો, વિગેરે વિષય સુખ ભોગવવાં, તે ઐચ્છિકક્રિયાઓ કહેવાય છે. ઐચ્છિકક્રિયાઓ ઐચ્છિક જ્ઞાનતંતુઓદ્વારા કરાય છે.

**પાછલું મગજ**—અનૈચ્છિક જ્ઞાનતંતુઓનો અને નિર્બળ વિદ્યુત્જ્ઞાનરસનો તે મહાન્ ભંડાર છે. હૃદયનું ધડકવું, ફેફસાનું ઉંચું નીચું થવું, મુખમાં મુકેલા જળ અગર અન્નને યોગ્ય માર્ગે થઇને હોજરીમાં લઈ જવા, ત્યાં તેમાંથી રસ ખેંચી લેવો, અને મળમૂત્રને જુદા પાડીને શરીરમાંથી બહાર કાઢવા, વિગેરે શારીરિક ક્રિયાઓ, આપણે ઇચ્છીએ કે ન ઇચ્છીએ, પણ થયાજ કરે છે; માટે તે ક્રિયાઓનું નામ અનૈચ્છિક ક્રિયાઓ કહેવાય છે. આ તમામ ક્રિયાઓ અનૈચ્છિકજ્ઞાનતંતુઓ દ્વારા થયા કરે છે.

**નિદ્રા**—હજી આગળ વધીએ તો જણાય છે કે-આપણી **ઐચ્છિકશક્તિઓ** આપણી જાગ્રત્ અવસ્થામાં પ્રબળ સ્થિતિમાં હોય છે. આ શક્તિઓ થાકી જાય છે, ત્યારે માણસને નિદ્રાની જરૂર પડે છે. નિદ્રારૂપી વિશ્રાંતિદ્વારા આ શક્તિઓ તાજી થાય છે.

**મરણ**—શ્વાસ લેવો, હૃદયનું ધડકવું, અન્ન પચાવવું, અન્નનો રસ કરવો, મળમુત્ર રૂપી કચરાનો ત્યાગ કરવો, વિગેરે ક્રિયાઓ કરનારી અનૈચ્છિક શક્તિઓની વાત, ઐચ્છિક શક્તિઓના વ્યવહારથી જુદી છે. એટલે પ્રાણી માત્રના જન્મથી અનૈચ્છિક ક્રિયા શરૂ થાય છે, અને પ્રાણીના મરણ પર્યંત તે ક્રિયાઓ અટકતી નથી. જ્યારે અટકે છે ત્યારે પ્રાણીનું મરણ થયું, એમ કહેવાય છે.

**નિદ્રા અને મરણ**—નિદ્રા અને મરણમાં મહાન્ અંતર છે. મરણ રૂપ શાંત સ્થાને પહોંચવાની મુસાફરીના માર્ગમાં, ઘડી બે ઘડી આરામ લેવાની નિદ્રા રૂપી ધર્મશાળા છે. જે મુસાફર વચ્ચે મુકામ કરતો નથી, તે ધારેલે મુકામે ત્વરાથી પહોંચે છે, તેમ જે મનુષ્ય ઉંઘતો નથી, તે ત્વરાથી મરણાધીન થાય છે. તાત્પર્ય-જીવવાની આશાવાળાએ-આરોગ્યની પરવાવાળાએ-દિવસમાં પાંચ છ કલાક ઉંઘવું જોઇએ. પૂર્વે કોઈ કોઇ દેશમાં ગુન્હેગારોને ઉંઘવા દેવામાં આવતા નહીં, અને આ પ્રમાણે તેમનું જીવન ટુંકાવવામાં આવતું હતું.

અનૈચ્છિક શક્તિઓ ઉપર ઐચ્છિક શક્તિઓની અસર-ઐચ્છિક શક્તિઓના કરતાં અનૈચ્છિક શક્તિઓ નિર્બળ છે, તેથી ઐચ્છિક શકિતઓની અસર અનૈચ્છિક શકિતઓ ઉપર ત્વરાથી થાય છે. એક માણુસ આખો દિવસ ઐચ્છિક શકિતઓ દ્વારા બહુ કામકાજ કરે છે ત્યારે તેની અનૈચ્છિક શકિતઓ ઢીલી પડે છે; એટલે તેની આરોગ્યતાને ધકકો લાગે છે.

આખો દિવસ કામકાજ કરવાથી ઐચ્છિક શક્તિઓ થાકી જાય છે. રાત્રે ઉંઘ લઇએ છઇએ, ત્યારે તે શક્તિઓ પાછી તાજી થાય છે, એટલે બીજા ભારે કામ કરવાની શક્તિ પ્રાપ્ત કરે છે. ઐચ્છિક શક્તિઓની સાથે ઇંદ્રિયોને, મનને અને મગજને પણ આરામ મળે છે. આરામ સાથે આરોગ્ય પ્રાપ્ત થાય છે-આરોગ્યની સમતોલતા પ્રાપ્ત થાય છે. સવારમાં આપણી નાડીના ટકોરા સમતોલ હોય છે. સાંજે તે ટકોરા બહુ ઉતાવળા હોય છે. રાત્રે ઉંઘ રૂપી વિશ્રાંતિ લીધા પછી સવારમાં આરોગ્ય સમતોલ થાય છે. આરોગ્ય સમતોલ કરવામાં ન આવે, તો ધીમે ધીમે ધબકારા ઉતાવળા ચાલે છે, અને ત્રણ ચાર દિવસે એક મીનીટમાં ૧૨૦ સુધી ટકોરા વધીને, તીવ્ર તાવ જેવી ઉષ્ણતા શરીરમાં વ્યાપી જાય છે, અને માણસ મરણ પામે છે.

મૂર્ચ્છા—મૂર્ચ્છાવસ્થામાં ચિત્ શક્તિનો સંબંધ મગજથી તૂટી જાય છે. કલોરોફાર્મ સુંઘાડ્યા પછી, પણ-આવી સ્થિતિ હોય છે. આ અવસ્થામાં ચિત્તને આંતર બાહ્ય કોઈ પણ પ્રકારનું જ્ઞાન હોતું નથી. જો આ સંબંધ પાછો ન જોડાય, તો પ્રાણી મરણ પામે છે.

ઐચ્છિક શક્તિઓ નિદ્રાદ્વારા નવું બળ પ્રાપ્ત કરે છે, અને અનૈચ્છિક શક્તિઓ મરણદ્વારા, નવું શરીર-નવું ચેતન-નવા શારીરિક સંચા પ્રાપ્ત કરે છે.

**સમાધિ**—અથવા યોગનિદ્રા-' અનૈચ્છિક શક્તિઓનો શ્રમ ઉતારવા માટે, એક મરણુજ ઉપાય છે. ' એમ આગળ આપણે કહ્યું, પણ તે સામાન્ય વાત છે. તેમાં વિશેષ વાત એ છે કે-યોગીઓ યોગનિદ્રા અથવા સમાધિદ્વારા અનૈચ્છિક શક્તિઓને અટકાવી દે છે-વિરામ દે છે; અને તે વિરામ દ્વારા તે શક્તિઓનું બળ વધારે છે. સમાધિમાં યોગીઓ ખાધા પીધા વિના, લોહીના હરવાફરવા વિના, હૃદયના ધડકવા વિના, અને શ્વાસોશ્વાસ લીધા વિના લાંબા કાળ સુધી જીવી શકે છે. કેવળકુંભકપ્રાણાયામની સ્થિતિમાં અનૈચ્છિક શક્તિઓને વિરામ મળે છે. યાદ રાખવું કે-તે વખતે હૃદયકોશમાંનું પ્રાણુરંધ્ર બંધ થએલું હોતું નથી; તેથી અનૈચ્છિક જ્ઞાનતંતુઓ વ્યાપારશૂન્ય થયા હોય છે, તોપણ હજારો વરસ જીવી શકાય છે. હિંદના શાસ્ત્રોને અને સંતોને આ વાત નવી નથી. હિરણ્યકશીપુ, રાવણ, કર્દમ, ધ્રુવ, ચ્યવન, કૃષ્ણુબળદેવ વિગેરે અનેક યોગીઓએ યોગનિદ્રાના (સમાધિના) ચમત્કાર બતાવ્યા છે; અને શાસ્ત્રકારોએ તે નોંધી લીધા છે. મુસલમાની રાજની અશાંતિમાં યોગવિદ્યાને કાટ ચડી ગયો. મુસલમાનોએ હિંદુ ધર્મ સ્વિકાર્યો નહીં, પણ યોગવિદ્યા તો સ્વિકારી.

' પિક્ચર મૅગેઝાઈન ' નામના અંગ્રેજી માસીકમાં થોડા વરસ ઉપર એવી વાત આવી હતી કે—

પંજાબના શીખ સરદાર રણુજીતસિંહના વખતમાં [ ઈ. સ. ૧૮૩૮ માં ] એક ફકીરે યોગવિદ્યાના અખતરા કર્યા હતા. તેની ખાત્રી કરવા રણુજીતસિંહે તેને પોતાની પાસે બોલાવ્યો. તે ફકીર બ્રહ્માનંદમાં મસ્ત રહેતો હતો. તે ફકીર દરબારમાં આવીને રાજાને સલામ કરી, સામે ઉભો રહ્યો.

**રણુજીતસીંહ**—તમારી સમાધિનો દેખાવ મારે નજરે જોવો છે, તે તમે મને બતાવશો?

**ફકીર**—આપને અને આપના અમીરોને-સૌને-બતાવીશ. તે માટે જોઇએ તેવી તૈયારી કરો, પછી મને બોલાવજો.

**રણુજીતસીંહ**—કેવા પ્રકારની તૈયારી જોઇએ ?

**ફકીર**—' ત્રણુ હાથ લાંબી છોબંધ ગુફા કરાવો. તે ગુફા બે ત્રણુ માથોડા ઉંડી હોવી જોઇએ. સમાધિ કરવા વખતે એક મીણુનો ગોળો, શણુનો મજબૂત કોથળો, અને તાળા કુંચીવાળી મજબૂત પેટી તૈયાર રાખવાં. સમાધિ થયા પછી કોથળાને અને પેટીને સીલ કરવા માટે લાખ, સીક્કો વિગેરે તૈયાર રાખવાં. વિશેષ હકીકત પછી કહીશ. ' એમ કહીને ફકીર રજા લઇને વિદાય થયો. થોડા દિવસમાં રણુજીતસિંહે ઉપર પ્રમાણે તૈયારી કરી, અને તે દેખાવ જોવા માટે પોતાના અમીરોને અને સ્નેહીઓને નોતર્યા. જનરલ વ્હેંચુરા અને કેપટન વેદ નામના બે યુરોપિયન ઓફીસરો પણ તે વખતે ત્યાં હાજર હતા. સઘળી તૈયારીઓ થયા પછી ફકીરને બોલાવ્યો. ફકીરે ત્યાં આવીને સૌને સલામ કરીને કહ્યું કે-' આ મીણુથી હું મારાં કાન તથા નાકનાં (૪) છિદ્રો પ્રથમ બંધ કરીશ. પછી મારી જીભને બેવડી વાળી દઇને કંઠનું દ્વાર બંધ કરીશ. પછી કોથળામાં બેસીને સમાધિ કરીશ. સમાધિ થયા પછી તમારે આ કોથળામાં

મને પૂરીને સીવી લેવો. તે ઉપર તમારી સીલ કરવી. પછી આ સીલબંધ કોથળો (આ) પેટીમાં મૂકીને, પેટીને તાળું વાસીને, પેટીને સીલ કરવી. પછી તે પેટી આ ગુફામાં પધરાવીને, ગુફા ઉપર કચરી કરીને માટી ભરવી, અને ઉપર કાંઇ વાવેતર પણ કરવું. તે વાવેતર પાકયા પછી લણી લેજો. એટલે લગભગ આઠ દસ માસે મને બહાર કાઢજો. મને બહાર કાઢયા પછી મારા તાળવા ઉપર ઠંડુ જળ રેડજો, એટલે હું જાગ્રત થઇ જઇશ.' આ પ્રમાણે કહીને, ફકીરે એક લંગોટ સિવાય બાકીનાં તમામ કપડાં કાઢી નાંખ્યાં. પ્રેક્ષકોને સલામ કરીને, નાક તથા કાનનાં છિદ્રો મીણથી બંધ કર્યાં. જીભને બેવડી વાળીને કંઠનું દ્વાર બંધ કર્યું. પછી કોથળામાં બેસીને સમાધિ કરી. નાડીનો ધબકારો તથા હૃદયનો ધબકારો બંધ પડી ગયો. સૌ જોઇને ચકિત થઇ ગયા. પછી સૌના દેખતાં કોથળામાં ફકીરને પૂરીને, કોથળો સીવી લઇને સીલ કરી. તે કોથળો પેટીમાં મૂકીને પેટીને તાળું દીધું. ત્યાં પણ સીલ કરી. તે પેટી ગુફામાં મૂકીને ગુફાને માટીથી પુરી દીધી. તે ઉપર અનાજ વાવ્યું. અનાજ લણી લીધા પછી–લગભગ દસેક માસે–ગુફા ખોલવાનો દિવસ મુકરર થયો. પ્રેક્ષકોને આમંત્રણ મળતાં, સૌ હાજર થયા. ઉપર જણાવેલા અંગ્રેજ અમલદારો સિવાય બીજા અંગ્રેજો પણ ત્યાં આવી પહોંચ્યા હતા. સૌની સમક્ષ જમીન ખોદી નાંખી. તેમાંથી પેટી કાઢીને પેટીમાંથી કોથળો કાઢયો. કોથળાનો સીલ તોડી ફકીરને બહાર કાઢયો. તે વખત શરીર ઠંડુગાર હતું. નાડી હતીજ નહીં. ઠંડુ જળ તાળવા ઉપર રેડતાં, માથામાં ગરમી આવી. જીભ બેવડી વળી ગઈ હતી, તે એકવડી થઇ ગઇ. કાનમાંથી અને નાકમાંથી મીણ લઇ લેવામાં આવ્યું. શ્વાસોશ્વાસ ચાલવા લાગ્યા. હાથ પગ હાલવા લાગ્યા. આંખો પણ ઉઘડી. આશરે બે ત્રણ કલાક પછી ફકીર ખુશમીજાજમાં આવી ગયો. અને હતો તેના કરતાં વધારે તેજથી–નવીનતાથી–વાતચીત કરવા લાગ્યો. તાત્પર્ય–થાકનું એક પણ ચિન્હ તેનામાં હતું નહીં. અંગ્રેજ અમલદારોએ તે ફકીરનું ચિત્ર પડાવી લીધું, અને તે સંબંધી સંપૂર્ણ હેવાલ, વિલાયતમાં પ્રસિદ્ધ થવા માટે, વિલાયતના છાપાવાળા ઉપર મોકલ્યો.

**જ્ઞાનેશ્વરમહારાજ**—જ્ઞાનેશ્વરી ગીતાના લેખક **જ્ઞાનેશ્વર મહારાજે** દક્ષીણમાં આળંદી ગામમાં, સંત મહાત્માઓનો મોટો મેળાવડો કરીને, સૌના સમક્ષ [તા. ૨૫–૧૦–૧૨૯૬ ઇ.સ.] સમાધિ લીધી હતી. તે પછી ત્રણસે વરસે **એકનાથ** નામના સંતને જ્ઞાનેશ્વર મહારાજે સ્વપ્નદ્વારા સૂચવ્યું કે–હું જે ગુફામાં છઉં, ત્યાં એક વૃક્ષનું મૂળ બહુ વધી પડવાથી, તે મારા શરીરને પીડે છે, માટે તે મૂળ કપાવી નાંખો.' આ આજ્ઞાથી એકનાથ મહાત્માએ, આળંદીમાં આવીને, જ્ઞાનેશ્વર મહારાજનું સમાધિ સ્થાન ખોદાવ્યું. ભોંયરામાં ત્રણસે વરસ પછી પણ જ્ઞાનેશ્વર મહારાજનું શરીર પ્રથમની સ્થિતિમાં હતું. પાસે પીતળની દીવીમાં દીવો બળતો હતો, અને પાસે જ્ઞાનેશ્વરી ગીતાના પાનાં મૂકેલાં હતાં.

**સેંટઝેવિયર**–પોર્ટુગીજ ગોવામાં સેંટઝેવિયર નામના એક સંતે લગભગ ત્રણસે વરસ પહેલાં જીવતાં સમાધિ લીધી હતી. તેમના શિષ્યોના આગ્રહથી તે સંતે રજા આપી છે કે, 'દર ત્રીશ વરસે મારા શરીરને ગુફામાંથી બહાર લાવજો. તેનાં દર્શન કરી, તેને નવરાવી પછી ગુફામાં પાછું મુકી દેજો. આ ક્રિયા દર ત્રીશ વરસે થાય છે, અને હજારો લોકો દર્શને આવે છે. સેંટઝેવિયરનું શરીર જીવતા મનુષ્યના શરીર જેવુંજ રહી શકયું છે.

આ પ્રમાણે નિદ્રા, મૂર્છા, મરણ અને સમાધિ સંબંધી વાતો કરી. આ દેહના ઉપર યોગીઓની કેટલી સત્તા છે, તેનો ખ્યાલ કાંઇક આવ્યો હશે.

હવે માનસીક બળ પ્રાપ્તિની સિદ્ધિનું સૂત્ર છે—

**सूत्रं-मैत्र्यादिषु बलानि॥ २३ ॥**

પદચ્છેદ—**मैत्र्यादिषु**-મૈત્રી, કરૂણા, મુદિતા એ ત્રણ ભાવનામાં સંયમ કરવાથી **बलानि**-મૈત્રાદિ બળ પ્રાપ્ત થાય છે.

**અર્થ—મૈત્રી, કરૂણા અને મુદિતા એ ત્રણે ભાવનામાં સંયમ કરવાથી, મૈત્રાદિ બળ પ્રાપ્ત થાય છે. (૨૩).**

23. By making Samyama on friendship &c, the yogi obtains strength in respective qualities.

**૨૩ વિવેચન—**

સમાધિપાદના ૩૩ મા સૂત્રમાં મૈત્રી, કરૂણા, મુદિતા, અને ઉપેક્ષા સંબંધી નિરૂપણ થઇ ચૂકેલું છે. મૈત્રી, કરૂણા, અને મુદિતા એ ભાવનામુલક છે, તેથી તેમાં સંયમ થઇ શકે છે. ઉપેક્ષા ભાવનાથી રહિત છે-ત્યાગ સ્વરૂપ છે. તે અહીં લેવાની નથી. જે મનુષ્યને મૈત્રી કરૂણા અને મુદિતાનું બળ વધારવું હોય, તેમણે તે ત્રણેમાં સંયમ કરવો. તેમ કરવાથી યોગી સર્વનો મિત્ર થઇને રહે છે, અને કરૂણા અને મુદિતાની મૂર્તિરૂપ પોતે બને છે.

હવે શારીરિક બળ પ્રાપ્તિની સિદ્ધિનું સૂત્ર છે—

**सूत्रं-बलेषु हस्तिबलादीनि ॥ २४ ॥**

પદચ્છેદ—**बलेषु**-હસ્તિ વિગેરેના બળમાં સંયમ કરવાથી. **हस्तिबलादीनि**-હસ્તિ વિગેરેનું બળ પ્રાપ્ત થાય છે.

અર્થ—હસ્તિ વિગેરેના બળમાં સંયમ કરવાથી, હસ્તિ વિગેરેનું બળ પ્રાપ્ત થાય છે. [૨૪].

24. By making Samyama on the strength of elephants and others, the yogi obtains strength of the respective animals.

**૨૪ વિવેચન—**

વનમાં વિચરતા યોગીઓ સિંહને કાન થોભીને ઉભો રાખે છે, હાથીને પુછડું પકડીને ઉભો રાખે છે. દક્ષીણમાં ચાંગદેવજી વાઘ ઉપર બેસીને ફરતા હતા. શ્રીકૃષ્ણે સાત બળદને એકી વખતે નાથી દીધા હતા, વિગેરે યોગની સિદ્ધિઓ છે.

**આદિ**—શબ્દ સૂચવે છે કે-હાથી અને એવાં બીજાં બળવાન પ્રાણીયો.

પૃથ્વી વિગેરેથી ઢંકાએલા અને જ્યાં દૃષ્ટિ ન પહોંચી શકે ત્યાં દૂર રહેલા પદાર્થોનું જ્ઞાન યોગીઓને કેવી રીતે થાય છે? તે સિદ્ધિનું હવે નિરૂપણ કરે છે—

**सूत्रं-प्रवृत्त्याऽऽलोकन्यासात् सूक्ष्मव्यवहितविप्रकृष्टज्ञानम् ॥ २५ ॥**

પદચ્છેદ—**प्रवृत्तिः**-જ્યોતિષ્મતી પ્રવૃત્તિ. **तस्याः आलोकः**-ને પ્રવૃત્તિનો સાત્ત્વિક પ્રકાશ. **तस्मिन् न्यासात्-तस्मिन् संयमात्**-તે પ્રકાશને સંકલ્પના બળથી જોડવાથી **सूक्ष्मश्च व्यवहितश्च विप्रकृष्टश्च तेषां ज्ञानं**-પરમાણુ આદિ સૂક્ષ્મ, પૃથ્વી આદિથી ઢંકાએલા, અને અત્યંત દૂર રહેલા પદાર્થોનું જ્ઞાન પ્રાપ્ત થાય છે.

**અર્થ—જ્યોતિષ્મતિ પ્રવૃત્તિના સાત્વિક પ્રકાશમાં સંયમ કરવાથી, પરમાણુ આદિ સૂક્ષ્મ, પૃથ્વી આદિથી ઢંકાએલા, અને અત્યંત દૂર રહેલા પદાર્થોનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. [૨૫].**

25. By making Samyam on the effulgent light, the yogi obtains knowledge of the fine, the obstructed and the remote.

**૨૫ વિવેચન—**

**आलोकः** એટલે સાત્વિક પ્રકાશ. અત્યારનું વિજ્ઞાનશાસ્ત્ર સર્ચલાઇટ સુધી શોધ કરી શક્યું છે. સર્ચલાઇટથી જે દેખાય તે પણ આંખનોજ વિષય. આંખના વિષયથી જે પર–બહાર–પેલી મેર–તે આલોક. અંધારી રાત્રીમાં સર્ચલાઇટ ચંદ્રના જેવો પ્રકાશ આપે છે.

**प्रवृत्तिः–ज्योतिष्मती प्रवृत्तिः**–સમાધિપાદના ૩૬ મા સૂત્રમાં જ્યોતિષ્મતી પ્રવૃત્તિ સંબંધી નિરૂપણ થયું છે. જ્યોતિષ્મતી પ્રવૃત્તિના અભ્યાસથી મનની સ્થિરતા પ્રાપ્ત થાય છે. સ્થિરતા પ્રાપ્ત થઇ, એટલે મનમાં સાત્વિક પ્રકાશનો અનુભવ થાય છે. આ સાત્વિક પ્રકાશને પરમાણુ આદિ સૂક્ષ્મ પદાર્થોમાં, અગર ભૂમિ આદિથી ઢંકાએલા પદાર્થોમાં, અગર અસંત દૂરના સુમેરૂ આદિ પર્વત ઉપર રહેલી ઔષધી આદિ પદાર્થોમાં, સંકલ્પ વડે જોડવાથી, યોગીને તે તે વસ્તુનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થાય છે. તાત્પર્ય–બાહ્યેંદ્રિયોથી જેનું જ્ઞાન થતું નથી, તેનું જ્ઞાન સાત્વિક પ્રકાશને સંકલ્પ વડે જોડવાથી અનાયાસે થાય છે.

નવી શોધ—હાલમાં **એકસ** કિરણોની શોધ થઇ છે. તે કિરણોદ્વારા પોસ્ટમાં અને જકાતખાતામાં જતાં આવતાં પારસલોમાં શું છે તે તપાસી શકાય છે. શરીરની અંદરના ભાગ તપાસવા માટે ડોકટરો એકસ કિરણોનો ઉપયોગ કરે છે.

લોક ચૌદ છે, આલોકના પદાર્થોના ઉપરાંત ચૌદે લોકનું જ્ઞાન કેવી રીતે થાય? તે સિદ્ધિનું હવે નિરૂપણ કરે છે—

**सूत्रं–भुवनज्ञानं सूर्ये संयमात् ॥ २६ ॥**

પદચ્છેદ—**सूर्ये संयमात्**–સૂર્યમાં સંયમ કરવાથી. **भुवनज्ञानं**–ચૌદલોકનું જ્ઞાન થાય છે.

**અર્થ—સૂર્યમાં સંયમ કરવાથી, ચૌદલોકનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. [૨૬]**

26. By making Samyama on the Sun, the yogi obtains knowledge of the worlds.

**સૂર્ય**—જેમ અનેક બ્રહ્માંડો છે, તેમ અનેક સૂર્યો છે. દરેક બ્રહ્માંડનું કેંદ્ર–મધ્યબિંદુ–સૂર્ય ગણાય છે. દરેક સૂર્યની આસપાસ ફરતા ગ્રહોને ઉપગ્રહો કહેવામાં આવે છે. આપણી ગ્રહમાળાનો મુખ્ય પ્રેરક આપણો સૂર્ય છે. આપણી ગ્રહમાળામાં કેટલાએક ગ્રહોનું જ્ઞાન ખગોળવેત્તાઓએ મેળવ્યું છે, અને કેટલાક ગ્રહો હજી અંધારામાં છે–અજ્ઞાનમાં છે. જે પૃથ્વી ઉપર આપણે વસીએ છઇએ તે પણ ગૃહમાળાનો એક ગૃહ છે.

સૂર્યમાં આટલી બધી ગરમી શાથી?— કોઇ વિજ્ઞાનશાસ્ત્રી કહે છે કે–'અત્યંત વિશાળ બળતા પદાર્થોનો સૂર્યમાં સમુહ છે.' કોઇ કહે છે કે 'સૂર્ય તે એક બળતી ભઠ્ઠી છે.' કોઇ કહે છે કે–'ઓગળેલા સીસાનો અગર લોખંડનો રસ તેમાં ભર્યો છે.' કોઇ કહે છે કે–

'રેડિયમ પદાર્થને મળતાં દ્રવ્યનો તે બનેલો છે.' શાસ્ત્રો કહે છે કે-'તે એક દેવ છે. સૂર્ય જેવું જે કાંઇ દેખાય છે, તે પણ દેવી છે.' પૃથ્વીથી અદ્દર ચાલવું, આકાશમાં મરજીમાં આવે ત્યાં ફરવું, દેખાવું અને અંતર્ધ્યાન થવું, વિગેરે જેમ દૈવીશક્તિઓ છે, મનુષ્ય કલ્પનાની પેલીમેરની વસ્તુ છે; તેમ સૂર્ય રૂપી દૃશ્ય પદાર્થ પણ મનુષ્ય કલ્પનાની પેલીમેરની વસ્તુ છે.

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય જેઓ દ્વિજ છે, જેઓ યજ્ઞોપવિતના અધિકારી છે. જેઓ હમેશાં સંધ્યાવંદનાદિ નિત્ય કર્મ કરે છે, તેમને સૂર્ય—**सवितृ** ઉપાસ્ય દેવ છે. વેદમાં સૂર્યનો ઘણો મહિમા બતાવ્યો છે. **इमं विवस्वते योगं, प्रोक्तवानहमव्ययम्॥** ગીતા અ. ૪–૧ વિગેરે વચનો સૂર્યને મહાન્ યોગી કહે છે. યાજ્ઞવલ્કય સૂર્ય પાસેથી બ્રહ્મવિદ્યા શીખ્યા હતા. કુંતાજીના ઉદરથી ઉત્પન્ન થએલો **કરણ** સૂર્યપુત્ર કહેવાય છે. મનુ, ઇક્ષ્વાકુ, રામચંદ્ર વિગેરે સૂર્યવંશી રાજા કહેવાય છે. ગોકર્ણે સૂર્યને અટકાવીને, ધુંધુકારીના ઉદ્ધારની વાત પૂછી હતી. પારસીઓ પણ સૂર્યને પૂજે છે. મુસલમાનો પણ સૂર્યને અનુસરીને નિમાજ પઢે છે. તાત્પર્ય–સૂર્ય કોઇ બળતો પહાડ અગર પદાર્થ નથી. તેમાં કાંઇક વિશેષ છે.

સાર લેવા જેવી વાત એ છે કે-સૂર્યમાંથી કાંઈ અજબ શક્તિ પ્રવાહરૂપે-કિરણરૂપે-વહ્યા કરે છે. તે ગ્રહોને જીવન આપે છે. સૂર્યના કિરણ વિના પૃથ્વી ઉપર જીવન હોઇ શકેજ નહીં. આ જીવનને યોગી લોકો **પ્રાણ** કહે છે. વિદ્યુત્ શક્તિ સર્વવ્યાપક છે, તોપણ તેનો સંગ્રહ કરીને ઘનીભૂત સ્થિતિમાં, તેનો પ્રવાહ ઉત્પન્ન કરવા માટે, **ડાઈનમો** જેવા યંત્રની જરૂર પડે છે; તેમ પ્રાણ પણ સર્વવ્યાપક છે, તોપણ સૂર્ય તેનું શોષણ કરીને, તેનો ઘનીભૂત સ્થિતિમાં કિરણરૂપે પ્રવાહ ઉત્પન્ન કરે છે. આ પ્રવાહ (જીવન) આસપાસ ફરતા ગ્રહોને બક્ષાજ કરે છે. તાત્પર્ય–સૂર્ય પ્રાણનો મૂળ ભંડાર છે; અને પ્રાણી માત્રના જીવનનો આધાર છે. સવારમાં ત્રણ ચાર કલાકસુધી સૂર્યનાં કિરણો જીવનશક્તિથી ભરપૂર હોય છે. સૂર્યાસ્ત પહેલાં બે ત્રણ કલાક સૂર્યનાં કિરણો મૃદુ હોય છે, પણ સવારના કિરણો જેટલાં તે જીવનદાતા હોતાં નથી. બપોર થતાં તેમાંથી જીવનશક્તિ ઘટતી જાય છે. આરોગ્યની પરવા વાળાએ પ્રકાશ અને હવાની બહુ પરવા રાખવી. પ્રકાશ અને હવા આશ્ચર્યકારક પૌષ્ટિક પદાર્થો છે. બને તેમણે સૂર્યના મૃદુ કિરણમાં સ્નાન કરવું. એટલે ખુલ્લા મેદાનમાં અગર અગાશીમાં અગર જ્યાં સૂર્યનાં મૃદુ કિરણો છૂટથી મળતાં હોય ત્યાં-ખુલ્લે શરીરે હરવું ફરવું. ક્ષયરોગવાળાને તથા નબળા બાંધાના સ્રીપુરૂષોને આ ક્રિયા ઘણી ઉપયોગી છે. તેઓએ પ્રાણથી ભરપૂર હવાનો પૂર્ણ શ્વાસ લેવો. પહેરવાનાં કપડાંને અને પાથરવાનાં ગોદડાં તળાઇઓ વિગેરેને, અવાર નવાર સૂર્યના તડકામાં સૂકવવાં.

આ સૂત્રમાં 'સૂર્ય' એટલે 'સૂર્યદ્વાર' એટલે સુષુમ્ણા નાડી સમજવી. તેમાં સંયમ કરવો.

**ભુવન**—ભુવન ચૌદ છે. તેમાં (૭) લોક, અને (૭) પાતાળ.

૭ લોક—ભૂર્લોક, ભુવર્લોક, સ્વર્લોક, મહર્લોક, જનલોક, તપલોક અને સત્યલોક. [ આ સાતે એક એકથી ઉપર છે. ]

૭ પાતાળ—મહાતલ, રસાતલ, અતલ, સુતલ, વિતલ, તલાતલ અને પાતાળ. [ આ સાતે એક એકથી નીચે છે. ]

ભુવનની રચના સંબંધી ઘણા મતમતાંર છે. શ્રીમદ્ ભાગવત છેલ્લો ગ્રન્થ છે. તેમાં પાંચમા સ્કંધે ભુવનોનું વર્ણન છે. ભુવનો સંબંધી વિશેષ જાણવાની ઇચ્છા થાય તો તેમાંથી વાંચવું.

હવે તારામંડળ સંબંધી સૂત્રો વાંચીએ—

**सूत्रं–चंद्रे ताराव्यूहज्ञानम् ॥ २७ ॥**

પદચ્છેદ—**चंद्रे**–ચંદ્રમાં સંયમ કરવાથી **ताराव्यूहस्य ज्ञानम्**-તારામંડળનું જ્ઞાન પ્રાપ્ત થાય છે.

**અર્થ**—ચંદ્રમાં સંયમ કરવાથી તારામંડળનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. (૨૭)

27. By making Samyam on the moon, the yogi obtains knowledge of the cluster of stars.

**सूत्रं–ध्रुवे तद्गतिज्ञानम् ॥ २८ ॥**

પદચ્છેદ—**ध्रुवे**-ધ્રુવમાં સંયમ કરવાથી. **तासां तारकाणां गतिज्ञानम्**-તારાઓની ગતિનું જ્ઞાન પ્રાપ્ત થાય છે.

**અર્થ**—ધ્રુવમાં સંયમ કરવાથી તારાઓની ગતિનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. (૨૮)

28. By making Samyama on the pole star, the yogi obtains the knowledge of the motions of the stars.

૨૭–૨૮ વિવેચન—

ચંદ્ર અને ધ્રુવ બેઉ સંયમના પદાર્થો છે. ચંદ્ર ગતિમાન્ છે અને ધ્રુવ સ્થિર છે. ચંદ્ર કે જે અસ્થિર છે, તેનો સંયમ કરવાથી તારાઓના સ્થાનનું જ્ઞાન થાય છે, અને ધ્રુવ કે જે સ્થિર છે, તેમાં સંયમ કરવાથી તારાઓની ગતિનું જ્ઞાન થાય છે. અમુક તારો અમુક રાશિમાં અમુક સમયમાં ફરી રહેશે એવું ભાન થાય છે. સૂર્યાદિકના રથોમાં સંયમ કરવાથી સૂર્યાદિકના રથોની ગતિનું જ્ઞાન થાય છે.

વિજ્ઞાનશાસ્ત્રીઓએ દુર્બિનની મદદથી ખગોળશાસ્ત્રનું ઘણું જ્ઞાન પ્રાપ્ત કર્યું છે, તોપણ તે આંખનો વિષય છે. યોગીઓ જે જ્ઞાન પ્રાપ્ત કરે છે, તે આંખથી પર વિષય છે.

સૂર્યની હૈયાતીમાં તારાઓ દેખાતા નથી, માટે ચંદ્ર અને ધ્રુવને સંયમના વિષયો લીધા જણાય છે.

હવે શરીરની રચના જોવા સંબંધી સિદ્ધિ છે.

**सूत्रं–नाभिचक्रे कायव्यूहज्ञानम् ॥ २९ ॥**

પદચ્છેદ—**नाभिचक्रे**-શરીરમાં રહેલા નાભિચક્રમાં સંયમ કરવાથી. **कायव्यूहज्ञानं**-શરીરરચનાનું જ્ઞાન થાય છે.

**અર્થ**—શરીરમાં રહેલા નાભિચક્રમાં સંયમ કરવાથી, શરીરરચનાનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. (૨૯)

29. By making Samyama on the navel circle, the yogi gets the knowledge of the constitution of the body.

૨૯ વિવેચન—

શરીર રચના—' કાયવ્યૂહ ' એટલે 'શરીરરચના.' શરીરમાં કયે ઠેકાણે કફ, વાત, પીત, વીર્ય, લોહી વિગેરે છે, તેનું ભાન થાય છે. અમુક નાડી કયે ઠેકાણે છે ? ક્યાંથી ક્યાં સુધી તેને સંબંધ છે ? વિગેરે વિગેરે યોગી જોઇ શકે છે. એક્સ કિરણોની મદદથી, ડૉક્ટરો આવી કાંઇક તપાસ કરી શકે છે, પણ તે આંખનો વિષય છે. યોગીઓ દિવ્યદૃષ્ટિથી તે જોઇ શકે છે.

**નાભિ**—નાભિ શરીરનું કેંદ્ર છે. ત્યાં મણિપુર ચક્ર છે. તે નાડીઓનું મોટું જંકશન સ્ટેશન છે. ગર્ભમાં આવેલા બાળકનું નાભિચક્ર પ્રથમ ઉત્પન્ન થાય છે. તાત્પર્ય—નાભિચક્ર દેહનું મૂળ છે.

ભૂખ અને તૃષાથી કેવી રીતે નિવૃત્તિ થાય, તે સિદ્ધિનું હવે નિરૂપણ કરે છે—

**सूत्रं—कण्ठकूपे क्षुत्पिपासानिवृत्तिः ॥३०॥**

પદચ્છેદ—**कण्ठकूपे**-કંઠના ખાડામાં સંયમ કરવાથી. **क्षुत्पिपासानिवृत्तिः**-ભૂખ અને તરસની નિવૃત્તિ થાય છે.

**અર્થ**—કંઠના ખાડા જેવા ભાગમાં સંયમ કરવાથી, ભૂખ અને તરસની નિવૃત્તિ થાય છે. (૩૦)

30. Samyama on the pit of the throat, results in the cessation of hunger and thirst.

૩૦ વિવેચન—

**કંઠકૂપ**—ગળાના આગલા ભાગ ઉપર ખાડાની આકૃતિવાળો જે ભાગ છે, તે કંઠકૂપ કહેવાય છે. કંઠકૂપમાં પ્રાણાદિકનો સ્પર્શ થાય ત્યારે મનુષ્યને ભૂખ અને તૃષા પીડે છે. કંઠકૂપમાં સંયમ કરવાથી પ્રાણાદિકના સ્પર્શની નિવૃત્તિ થાય છે. તેને પરિણામે ભૂખ અને તૃષાની પણ નિવૃત્તિ થાય છે. આ સિદ્ધિ ખેચરીમુદ્રાથી સિદ્ધ થાય છે.

ચિત્તની સ્થિરતા સંબંધી હવે કહે છે.

**सूत्रं—कूर्मनाड्यां स्थैर्यम् ॥३१॥**

પદચ્છેદ—**कूर्मनाड्यां**-કાચબાના આકારની નાડીમાં સંયમ કરવાથી. **स्थैर्यम्**-સ્થિરતા પ્રાપ્ત થાય છે.

**અર્થ**—કાચબાના આકારની નાડીમાં સંયમ કરવાથી, સ્થિરતા પ્રાપ્ત થાય છે. (૩૧)

31. Samyama in Kurma-nadi results in steadiness or fixity of the body.

૩૧ વિવેચન—

કૂર્મનાડી—કંઠકૂપની નીચેના ભાગમાં કૂર્મનાડી છે. તે ગુંચળું વળીને સર્પાકારે રહે છે. તેને **કુંડલિની** પણ કહે છે.

હવે સિદ્ધ પુરૂષનાં દર્શન સંબંધી કહે છે—

**सूत्रं–मूर्धज्योतिषि सिद्धदर्शनम् ॥ ३२ ॥**

પદચ્છેદ—**मूर्धनि यत् ज्योतिः**–માથામાં જે સાત્વિક પ્રકાશ છે. **तस्मिन्**–તેમાં સંયમ કરવાથી **सिद्धदर्शनम्**–દિવ્ય પુરૂષોનાં દર્શન થાય છે.

**અર્થ**—માથામાં રહેલા પ્રકાશમાં સંયમ કરવાથી, સિદ્ધ પુરૂષોનાં દર્શન થાય છે. (૩૨).

32. Samyama on the light of the head, results in the sight of the Sidhas-

૩૨ વિવેચન—

**मूर्द्धज्योतिः**—માથામાં રહેલો પ્રકાશ. કપાળના મધ્યમાં બ્રહ્મરંધ્ર નામનું એક છિદ્ર છે. તે છિદ્રની મધ્યે જે જ્યોતિ–પ્રકાશ–છે, તે **मूर्द्धज्योतिः** કહેવાય છે.

હવે સર્વજ્ઞતાનો ઉપાય બતાવે છે—

**सूत्रं–प्रातिभाद्वा सर्वम् ॥ ३३ ॥**

પદચ્છેદ—**प्रातिभं**–વિવેક ખ્યાતિરૂપ જ્ઞાનનું આરંભસ્વરૂપ. **वा**–અથવા **प्रातिभात्**–પ્રાતિભજ્ઞાનથી. **सर्वम्** સર્વ પદાર્થોનું જ્ઞાન થાય છે.

**અર્થ**—અથવા અતીત, અનાગત, સૂક્ષ્મ અને વ્યવહિત પદાર્થોના જ્ઞાનનું સ્વાભાવિક સામર્થ્ય, જે મનમાં સંતાઈ રહેલું હોય છે, તે વિવેકજ્ઞાન માટે કરેલા સંયમના દઢ અભ્યાસથી, જે પ્રાતિભજ્ઞાન પ્રાપ્ત થાય છે, તે પ્રાતિભજ્ઞાનથી સર્વ પદાર્થોનું જ્ઞાન થાય છે. (૩૩).

33. Pratibha enables the yogi to know everything.

૩૩ વિવેચન—

**वा**–આમ અગર આમ. એટલે ઉપર જણાવેલા સંયમો ન ફાવે તો પ્રાતિભજ્ઞાનથી પણ આ સિદ્ધિઓ પ્રાપ્ત થઇ શકે છે.

**प्रातिभज्ञानं**–અગર પ્રતિભાનું જ્ઞાન–કોઇના ઉપદેશ વિના, કોઇ પણ પ્રકારની અપેક્ષા વિના, વિજળીના ઝબકારાની માફક, અનાયાસે મનમાંથી જે જ્ઞાન પ્રગટે, તે **પ્રાતિભ**જ્ઞાન કહેવાય છે. તે બુદ્ધિની એક પ્રકારની વિશેષ શક્તિ–Inspiration–છે. જ્યારે યોગી બુદ્ધિ સત્ત્વ ઉપર સંયમ કરીને તેનો સાક્ષાત્કાર કરે છે, ત્યારે તેને પ્રાતિભજ્ઞાન પ્રાપ્ત થાય છે. પ્રાતિભજ્ઞાન પછી વિવેકખ્યાતિ પ્રગટે છે. પ્રાતિભજ્ઞાનને ભાષ્યકાર સંસારતારક જ્ઞાન કહે છે.

**सर्वम्**—સર્વનું જ્ઞાન થઇ શકે છે.

હવે ચિત્તના જ્ઞાનની વાત કરે છે—

**सूत्रं–हृदये चित्तसंविद् ॥३४॥**

પદચ્છેદ—**हृदये**–હૃદયમાં સંયમ કરવાથી. **चित्तसंविद्**–ચિત્તનું જ્ઞાન પ્રાપ્ત થાય છે.

**અર્થ**—હૃદયમાં સંયમ કરવાથી ( વૃત્તિસહિત ) ચિત્તનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. (૩૪)

34. Samyama on heart results in knowledge of the mind.

૩૪ વિવેચન—

હૃદયમાં નાનું કમળ છે તેમાં ચિત્તનો વાસ છે. પરના હૃદયમાં સંયમ કરવાથી વૃત્તિ સહિત પરના ચિત્તનું જ્ઞાન પ્રાપ્ત થાય છે.

**हृदिस्थाने स्थितं ब्रह्म, तच्च पद्ममधोमुखम् ।**
**उर्ध्वनालमधोबिंदु, तस्य मध्ये स्थितं मनः ॥**

[ યોગશિખા ઉપનિષત્ ]

કહે છે કે—બ્રહ્મપુરરૂપ હૃદયપ્રદેશમાં નીચે મુખ કરીને રહેલું એક નાનકડું કમળ છે. તે ચિત્તના નિવાસનું સ્થાન છે. પોતાના હૃદય કમળમાં સંયમ કરવાથી યોગીને પોતાના ચિત્તમાં રહેલી વાસનાઓનું જ્ઞાન થાય છે, અને પરના હૃદય કમળમાં સંયમ કરવાથી ત્યાં રહેલા રાગાદિનું જ્ઞાન થાય છે.

[ આગળ ૧૯ અને ૨૦ સૂત્રો પરચિત્ત સંબંધીજ છે. ]

**हृदये**—સૂત્રમાં આવેલા 'હૃદય' શબ્દથી 'હૃદયકમળ' સમજવું.

હવે પુરૂષજ્ઞાનની સિદ્ધિનું નિરૂપણ કરે છે.

**सूत्र–सत्त्वपुरुषयोरत्यन्ताऽसंकीर्णयोः प्रत्ययाऽविशेषो भोगः परार्थत्वात् स्वार्थसंयमात् पुरुषज्ञानम् ॥ ३५ ॥**

પદચ્છેદ—[ **सत्त्वं**-બુદ્ધિતત્ત્વ, **पुरुषः**-ચિદાત્મા ] **अत्यंत असंकीर्णयोः सत्त्व पुरुषयोः**-અત્યંત ભિન્ન જણાતા બુદ્ધિતત્ત્વનું અને પુરૂષનું **प्रत्ययस्य अविशेषः**-**प्रत्ययाऽविशेषः**-અભેદજ્ઞાન, એક બીજાના ધર્મની શેળભેળતા **भोगः**-ભોગ કહેવાય છે. **परार्थत्वात्** ભોગરૂપી જ્ઞાન જો કે બુદ્ધિનો ધર્મ છે, તોપણ બુદ્ધિ પુરૂષને અર્થે હોવાથી, એ ભોગ રૂપ બુદ્ધિનો ધર્મ પણ પુરૂષને અર્થે છે, તેથી [ **स्वार्थप्रत्ययः**-પુરૂષનેજ આલંબન કરવા વાળી વૃત્તિ ] **स्वार्थे संयमात्**-પુરૂષને આલંબન કરવા વાળી વૃત્તિમાં સંયમ કરવાથી **पुरुष-ज्ञानम्**-ચિદાભાસનું જ્ઞાન થાય છે.

અર્થ—અત્યંત ભિન્ન જણાતા બુદ્ધિતત્ત્વ અને ચિદાભાસનું અભેદ જ્ઞાન ભોગ કહેવાય છે. ચિત્તની બે વૃત્તિ-પ્રેયસ્ અને શ્રેયસ્. પ્રેયસ્ એટલે ભોગવૃત્તિ. તે પરાર્થવૃત્તિ છે; અને શ્રેયસ્ તે ભોગનો ત્યાગ કરનારી અને પરમાત્માને વિષય કરનારી વૃત્તિ છે. તે વૃત્તિનું બીજું નામ સ્વાર્થવૃત્તિ છે. સ્વાર્થવૃત્તિ ( અગર સ્વાર્થપ્રત્યય ) ચિદાભાસને આલંબન કરવાવાળી વૃત્તિ છે. સ્વાર્થપ્રત્યયમાં સંયમ કરવાથી ચિદાભાસનું જ્ઞાન થાય છે-ચિદાભાસનો સાક્ષાત્કાર થાય છે. [૩૫]

35. Enjoyment results from the non-discrimination of the soul & (सत्त्व) sattva, which are absolutely different. This enjoyment being for another, the knowledge of **Purusha** results from Samyama on Himself.

૩૫ વિવેચન—

**सत्त्वं**—બુદ્ધિ. 'બુદ્ધિ' અને 'બુદ્ધિસત્ત્વ' માં ફેર શું?—બુદ્ધિ ત્રિગુણાત્મક પ્રધાનનું કાર્ય છે; તો પણ બુદ્ધિના ઉપાદાન કારણમાં સત્ત્વગુણનું પ્રાધાન્ય હોય છે, તેથી 'બુદ્ધિ' ને બદલે 'બુદ્ધિસત્ત્વ' પણ કહેવાય છે.

**परार्थत्वात्**—બુદ્ધિ પુરૂષને માટે હોવાથી. 'પર' એટલે પુરૂષ.

**पुरुषः**—ચિદાત્મા.

**બુદ્ધિ અને પુરૂષમાં ફેર શું?**—રજોતમોથી મેલી થએલી બુદ્ધિ પુરૂષથી ભિન્ન રહેજ; પણ સત્ત્વગુણ વાળી અત્યંત નિર્મળ બુદ્ધિ પણ પુરૂષથી ભિન્ન છે, કારણ કે બુદ્ધિ જડ અને પરિણામી છે, અને પુરૂષ ચેતન અને અપરિણામી છે. બુદ્ધિ ભોગ્ય અને પુરૂષ ભોક્તા છે. બુદ્ધિ પુરૂષના પ્રતિબિંબનું પાત્ર છે.

**ભોગ**—બુદ્ધિથી પુરૂષમાં દેખાતો ફેરફાર. એટલે સુખ, દુઃખ, મોહ વિગેરે બુદ્ધિની વૃત્તિઓ છે. તે વૃત્તિઓ શુદ્ધ ચૈતન્યમાં પ્રતિબિંબીત થતાં પુરૂષમાં સુખ દુઃખાદિનો આરોપ થાય છે. આરોપ થતાં પુરૂષ કહે છે કે-'હું સુખી છઉં-હું દુઃખી છઉં' વિગેરે. આ પ્રમાણે પુરૂષનું બુદ્ધિ સાથે શેળભેળ થવું તેનું નામ **ભોગ**, આ ભોગ બુદ્ધિમાં રહેલો હોવાથી દશ્ય છે, અને ભોક્તા પુરૂષનો ઉપકારક છે. આ ભોગને માટે અગર આ ભોગનાં સમયમાં, બુદ્ધિની જે વૃત્તિ ચૈતન્યને વિષય કરે છે, તે વૃત્તિનું નામ **परार्थप्रत्यय** કહેવાય છે. [ પ્રત્યય એટલે વૃત્તિ. ]

પરાર્થ પ્રત્યયમાં સંયમ કરવાથી વૃત્તિ પુરૂષને વિષય કરી શકે છે ખરી, પણ આ પુરૂષ દશ્ય છે તેથી તે શુદ્ધ પુરૂષ નથી. આ વિષયને વધારે સહેલાઇથી સમજવા માટે સાંભળો-વૃત્તિના બે પ્રકાર છે. એક પ્રકાર **परार्थ**-સુખ દુઃખાદિનો આકાર ધારણ કરે છે, અને બીજો પ્રકાર **स्वार्थ**-ચૈતન્યનો આકાર ધારણ કરે છે. વિષય તૃષ્ણાને જ્યાં સુધી સારી રીતે નિવૃત્ત કરી ન હોય, ત્યાં સુધી વૃત્તિમાં શુદ્ધ ચૈતન્ય આવી શકતું નથી.

**विज्ञातारम् अरे केन विजानीयात् ॥श्रुति॥** યાજ્ઞવલ્ક્ય મૈત્રેયિનીને કહે છે કે-'હે સ્ત્રિ! જે આત્મા દૃષ્ટા છે-દશ્ય નથી, તેને પુરૂષ કેવી રીતે જાણે?' તાત્પર્ય-સ્વાર્થમાં સંયમ કરવાથીજ શુદ્ધ ચૈતન્યનું જ્ઞાન થાય છે.

શુદ્ધ આત્માને પુરૂષ જાણે છે? કે બુદ્ધિ જાણે છે?-પુરૂષ જ્ઞ છે; અને બુદ્ધિ જડ છે. જ્ઞ અને જ્ઞાતા એ બે કર્તવ્ય પ્રદેશ છે. તે પુરૂષમાં કેમ સંભવે છે? તેથી આગળ વધીને જોઇએ અને તર્ક કરીએ તો વેદ પણ આત્માને માટે 'નેતિ-નેતિ' કહે છે. **यतो वाचो निवर्तते, अप्राप्य मनसा सह॥** તે વાણી અને મનનો વિષય નથી. ઋતંભરા પ્રજ્ઞા પણ આત્માને સર્વાંશે ગ્રહણ કરી શકતી નથી. ત્યારે—

**उद्धरेदात्मनाऽऽत्मानं, नात्मानमवसादयेत् ॥**
**आत्मैव ह्यात्मनो बंधु-रात्मैव रिपुरात्मनः ॥५॥** [ ગીતા અ. ૬ ]

વિગેરે સૂચવે છે કે—જેમ આંખનો સૂર્ય આકાશના સૂર્યને દેખાડી શકે છે, તેમ અંતરાત્મા આત્માને ઓળખાવે છે. પ્રથમ તો મુમુક્ષુએ આત્માને જાણવા માટે પોતાના મનથી સતત પ્રયત્ન કરતાં રહેવું. જે જ્ઞાન મળે તે પ્રાપ્ત કરતા રહેવું.

**પાઠાંતરની નોંધ—**

ભોજવૃત્તિ અને યોગચંદ્રિકા પ્રમાણે—

" **सत्त्वपुरुषयोरत्यंतासंकीर्णयोः प्रत्ययाविशेषाद् भोगः परार्थान्यस्वार्थे संयमात् पुरुषज्ञानम् ।** "

યોગવાર્તિક પ્રમાણે—

" **सत्त्वपुरुषयोरत्यंतासंकीर्णयोः प्रत्ययाविशेषो भोगः परार्थात् स्वार्थ-संयमात् पुरुषज्ञानम् ॥** "

ભાષ્યકાર વેદવ્યાસ, શ્રી વાચસ્પતિમિશ્ર, અને યોગમણિપ્રભાકારે સ્વિકારેલો પાઠ આપણે સૂત્રમાં લીધો છે.

[ બુદ્ધિ અને પુરૂષ સંબંધી આગળ ૪૯ મું સૂત્ર છે. ૫૦ મા અને ૫૫ મા સૂત્રમાં આત્મસાક્ષાત્કારની વાતો છે. આત્મસાક્ષાત્કારનું નામ 'મહાસિદ્ધ' છે. ]

ઉપર જણાવેલા પુરૂષજ્ઞાન રૂપી મુખ્ય ફળ પ્રાપ્ત થયાં પહેલાં, વચ્ચે કયો લાભ થાય છે ? તેનું હાલ નિરૂપણ કરે છે.

**सूत्रं-ततः प्रातिभश्रावणवेदनाऽऽदर्शास्वादवार्ता जायन्ते ॥ ३६ ॥**

પદચ્છેદ—**ततः**-સ્વાર્થસંયમથી ચિદાભાસનું જ્ઞાન થાય અને **प्रातिभं**-અન્ય સહાય વિના યોગથી ઉપજેલા જ્ઞાનથી સૂક્ષ્મ, ઢંકાએલા, ઘણા દૂરના અતીત અને અનાગત પદાર્થોનું જ્ઞાન થાય તે. **श्रावणं**-દિવ્ય શબ્દો સાંભળવાની શક્તિ. **वेदनं**-દિવ્ય સ્પર્શ ગ્રહણ કરવાની શકિત. **आदर्श**-દિવ્ય રૂપને ગ્રહણ કરવાની શકિત. **आस्वादः**-દિવ્ય રસને ગ્રહણ કરવાનું જીભનું સામર્થ્ય તે. **वार्ता**-દિવ્ય ગંધને ગ્રહણ કરવાની નાસિકાની શક્તિ તે.

**અર્થ—**તેથી એટલે ચિદાભાસને વિષય કરનારી બુદ્ધિની વૃત્તિમાં સંયમ કરવાથી-પ્રાતિભ, શ્રાવણ, વેદન, આદર્શ, આસ્વાદ અને વાર્તા એ છ ઐશ્વર્યનો લાભ થાય છે. [૩૬]

36. Thet the Yogi obtains the knowledge belonging to Pratibha, ( supernatural ) hearing, touching, seeing, tasting, and smelling.

૩૬ વિવેચન—

**ततः**—સ્વાર્થસંયમ કરવાથી. એટલે સ્વાર્થ સંયમ કર્યા પછી, અને આત્મસાક્ષાત્કાર કર્યા પહેલાં, પ્રાતિભજ્ઞાન પ્રાપ્ત થાય છે.

**પ્રાતિભજ્ઞાન** શું કહેવાય ?—( આગળ ૩૩ મા સૂત્રમાં પ્રાતિભજ્ઞાનનું વર્ણન છે.) અન્ય સહાય વિના યોગના બળથી શુદ્ધ થએલા મનમાં પરમાણુ જેવા સૂક્ષ્મ, વ્યવહિત ( પૃથ્વી આદિથી ઢંકાએલા ), વિપ્રકૃષ્ટ ( દૂર દેશમાં રહેલા ), અતીત (ભૂતકાળમાં થઇ ગએલા), અને અનાગત ( ભવિષ્ય કાળમાં થવાના ) પ્રાણી પદાર્થોને તથા બનાવોને યથાર્થ જાણવાનું જે બળ, તે **પ્રાતિભજ્ઞાન** કહેવાય છે.

**श्रावणं**—'શ્રવણ' (સાંભળવું), તે ઉપરથી શ્રાવણ શબ્દ થયો છે. અહીં દિવ્ય શબ્દો સાંભળવાનું સામર્થ્ય અગર દૂરના શબ્દો સાંભળવાનું જે બળ, તે **श्रावणं** કહેવાય છે.

**वेदनं**—દિવ્ય સ્પર્શને અગર દૂરના સ્પર્શને ગ્રહણ કરવાનું જે બળ તે **वेदनं** કહેવાય છે. **आदर्श**—દિવ્યરૂપને અગર દૂરના રૂપને ગ્રહણ કરવાનું આંખનું જે બળ તે **आदर्श** કહેવાય છે. **आस्वादं**—દિવ્ય રસને અગર દૂરના રસને ગ્રહણ કરવાનું જીભનું જે બળ તે **आस्वादं** કહેવાય છે. **वार्ता**—દિવ્યગંધને અગર દૂરના ગંધને ગ્રહણ કરવાનું નાસિકાનું જે બળ તે **वार्ता** કહેવાય છે.

પ્રાતિભજ્ઞાનથી સૂક્ષ્મ, વ્યવહિત વિગેરે પદાર્થોનું જ્ઞાન થાય છે, તે હવે કહેવાની જરૂર નથી. આ તમામ સ્વાર્થસંયમના ગૌણ લાભ છે, મુખ્ય લાભ તો આત્મસાક્ષાત્કાર છે; તે પણ હવે કહેવાની જરૂર નથી.

**પ્રાણવિનિમય**—આ સિદ્ધિને પ્રાણવિનિમય નામની વિદ્યા સાથે નિકટનો સંબંધ છે. તે સંબંધી થોડી વાત કરી દઉં. પ્રાણવિનિમયના પ્રયોગો યુરોપમાં, અમેરિકામાં અને આ દેશની કેળવાએલી પ્રજામાં સુવિદિત છે. મી. મણિભાઇ નથુભાઇએ ' પ્રાણવિનિમય ' નામનો એક ગ્રન્થ બહાર પાડયો હતો. પ્રાણવિનિમયના પ્રયોગો સિદ્ધ કરે છે કે–અમુક સંસ્કાર પામેલી મનુષ્યબુદ્ધિ સર્વજ્ઞતાના પ્રદેશમાં જઇ શકે છે. સ્થૂળ ઇંદ્રિયોથી જે જ્ઞાન પ્રાપ્ત થતું નથી, તે જ્ઞાન આ પ્રયોગોદ્વારા પ્રાપ્ત થઇ શકે છે.

પ્રાણવિનિમયનો પ્રયોગ કરનાર **વિધાયક** કહેવાય છે; અને જેના ઉપર તે પ્રયોગ કરવામાં આવે છે તે **વિધેય** કહેવામાં આવે છે. વિધાયકના મનોબળની અસર વિધેયના મન ઉપર થાય છે. એટલે વિધેયનું મન વિધાયકના મનને અનુસરે છે જેમનું મન ઘણું બળવાન્ હોય, તે પુરૂષ વિધાયક થઇ શકે છે. મન બળવાન્ એટલે ઘડી ઘડીમાં કજીયા કરે–હઠ કરે–જેને તેને ડરાવે, તે મન નહીં; પણ ગમે એવી આપત્તિમાં જે ગભરાય નહીં, મીજાજ ખુએ નહીં; કામ, ક્રોધ અને લોભના પુરમાં તણાય નહીં, તેનું મન બળવાન્ ગણાય છે. જે પુરૂષ પોતાના મન ઉપર કાબુ રાખી શકતો નથી, તે વિધાયક થવાને યોગ્ય નથી. દુનિયામાંની અમૂલ્યમાં અમૂલ્ય વસ્તુઓ કરતાં પણ આ શક્તિ અમૂલ્ય છે. જીવનના દરેક માર્ગમાં આ શક્તિ ઉપયોગી છે. મહાત્મા ગાંધીએ આપણને આવું કાંઇક બતાવ્યું.

પ્રયોગની શરૂઆતમાં વિધેયને તંદ્રા આવે છે–વિધેય બગાસાં ખાય છે. પછી ધીમે ધીમે તેની આંખો વીંચાતી જાય છે. પછી તે ઉંઘી જાય છે. અમેરિકામાં **સજેસ્ટીવ ફોન** અગર ચક્કર ફરતા દર્પણ (રીવોલ્વીંગ મીરર) નામના યંત્રની મદદથી વિધેયને ઉંઘાડી દેવામાં આવે છે.

આ ઉંઘ મૂર્છાને મળતી આવે છે. તે ગાઢ સુષુપ્તિના જેવી હોય છે. ક્લોરોફોર્મ સુંઘાડયા પછી મનુષ્યની જે સ્થિતિ થાય છે, તે સ્થિતિને આ સ્થિતિ મળતી આવે છે, તાત્પર્ય–વિધેયનું શરીર જડ યંત્ર જેવું બની જાય છે. આ સ્થિતિમાં વિધાયકના મનોબળને વિધેયનું મનોબળ તદ્દન આધીન થઇ જાય છે. આ સ્થિતિમાં વિધાયકની મરજી પ્રમાણે પદાર્થોના સ્વાદ વિધેય અનુભવે છે. જળના પ્યાલાને 'લ્યો આ દુધ છે પી જાઓ,' એમ કહીને વિધાયક આપે, તો વિધેયને તે જળ દુધ જેવું લાગે છે. કાગળના ટુકડાઓને ' લ્યો આ પુષ્પ છે, સુંઘો' એમ કહીને વિધાયક વિધેયને આપે, તો તે કકડા પુષ્પો હોય, એમ તેને જણાય છે, વિગેરે. આ સ્થિતિમાં વિધાયકના શબ્દ સિવાય બીજો કોઇ પણ શબ્દ અગર

અવાજ તે સાંભળતો નથી. જેમ સ્વપ્નનો અનુભવ મનુષ્ય જાગ્રતમાં કહી શકે છે; તેમ પ્રાણુ-વિનિમયની ક્રિયાઓ, વિધેય જાગ્રત થયા પછી કહી શકતો નથી. પ્રયોગના સમયમાં 'અમુક વાત યાદ રાખજો' એમ વિધાયક વિધેયને કહે, તો તેટલીજ વાત વિધેય જાગ્રતમાં કહી શકે છે. વિધાયકના મનમાં ભૂત અને વર્તમાનકાળની જે જે વાતો હોય તે પ્રયોગના સમયમાં પૂછતાં વિધેય કહી દે છે. વિધાયક ભૂતકાળની કોઇ વાત ભૂલી ગયો હોય. તો તે વાત પણુ વિધેય પ્રયોગના સમયમાં કહી શકે છે.

**વિશ્વદૃષ્ટિ** અગર પરાગ્દૃષ્ટિ–તેથી આગળ વધીને ધીમે ધીમે વિધેયને વિશ્વદૃષ્ટિ પ્રાપ્ત થાય છે. આ સ્થિતિમાં લિંગદેહની ઐચ્છિક અને અનૈચ્છિક શક્તિઓ પૂરેપૂરી આવિર્ભાવ પામે છે. એટલે સર્વ ઇંદ્રિયોનું દિવ્ય સામર્થ્ય પ્રગટે છે. આ શક્તિને વધારે સ્પષ્ટ રીતે કહીએ તો કહેવાય કે–વિધેયનુ પ્રાણુતત્ત્વ, સ્થુલ ઉપાધિનો પ્રતિબંધ દૂર કરીને, વિશ્વમાં વ્યાપી રહેલા સૂક્ષ્મ પ્રાણુતત્ત્વની સાથે મળી જાય છે. તે દ્વારા તેને સઘળી વસ્તુઓ દૃષ્ટિગોચર થાય છે. વિશ્વદૃષ્ટિને દેશકાળાદિનો પ્રતિબંધ નડતો નથી. ભૂત ભવિષ્યની વાત તે કહી શકે છે. યુરોપાદિ દૂર દેશોમાં બનેલી વાત પણુ તે કહી શકે છે. માનસીક ગતિથી ગમે તે દેશોમાં તે જઇ શકે છે. ત્યારે ત્યાંના ચોક્કસ ટાઇમની અને ત્યાં બનતા પ્રસંગોની સાચી માહીતિ આપી શકે છે. સુવેલાં માણુસોને પણુ તે જોઇ શકે છે. કોઇ સ્થળની વાત પૂછીએ, ત્યારે તે કહે છે કે 'હવે હું ત્યાં પહોંચ્યો ? અગર હવે હું ત્યાં જાઉં છઉં'. આ શબ્દો સાંભળીને આપણુને એવો ખ્યાલ આવે છે કે–તે હવામાં તરતો હશે.

આ પ્રયોગ વખતે વિધેયનાં ઇંદ્રિયોનાં સ્થાન બદલાઇ જાય છે, કારણુ કે કાનમાં કોઇ વાત કહે, તો તે સાંભળી શકતો નથી. હાથની આંગળીઓનાં ટેરવાં પાસે અગર પેટ પાસે જે વાત કહેવામાં આવે, તે વાત તે સાંભળી શકે છે. ચક્ષુ ઇંદ્રિયનું સ્થાન પણુ બદલાઇ જાય છે; કારણુ કે પ્રયોગના સમયમાં વિધેયની આંખો મીંચેલી હોય છે, તોપણુ તે દૂર દેશના પદાર્થોનું વર્ણુન કરી શકે છે, સંતાડેલા પદાર્થો કયાં છે ? તે પણુ તે કહી શકે છે.

**પ્રત્યગ્દૃષ્ટિ**—વિશ્વદૃષ્ટિથી આગળ વધતાં, વિધેય પ્રત્યગ્દૃષ્ટિની આનંદમય ભૂમિકામાં આવે છે. એટલે અત્યાર સુધી વિધેયની બાહ્યદૃષ્ટિ હતી, હવે તેને આંતરદૃષ્ટિ થાય છે. એટલે વિશ્વદૃષ્ટિમાં વિધેય બહારના પદાર્થો જોઇ શકતો હતો, અને પ્રત્યગ્દૃષ્ટિમાં વિધેય પોતાના અંતરના પદાર્થો જોઇ શકે છે. આ સ્થિતિને બીજી રીતે કહીએ તો વિશ્વદૃષ્ટિમાં વિધેયનો વિજ્ઞાનમય કોશ જાગ્રત રહે છે, પ્રત્યગ્દૃષ્ટિમાં સર્વનો કારણુ દેહમાં લય થઇ જાય છે, અને આનંદમય કોશમાં પ્રાણુસહિત અંતઃકરણુની સ્થિતિ થાય છે. આ સ્થિતિની પરિપાકદશાનું નામ સમાધિ અગર તુર્યાવસ્થા. આ સ્થિતિમાં વિધેય વિધાયકની આજ્ઞા માનતો નથી.

આટલું સાંભળ્યા પછી આપ સહેલાઇથી સમજી શકશો કે–પ્રાણુવિનિમયના પ્રયોગો બહુ ચમત્કારી છે; પણુ તે તમામ પરતંત્ર છે, વિધેય વિધાયકને સ્વાધીન રહીને ક્રિયા શરૂ કરે છે. વિધેયનું પોતાનું માનસીક બળ ઘણું ઓછું હોય છે. યોગશાસ્ત્રાનુસાર ક્રિયા કરનાર યોગી કોઇને આધીન રહીને ક્રિયા શરૂ કરતો નથી.

આવી અનેક સિદ્ધિઓ મુખ્ય ફળરૂપે નથી. યોગીએ તેથી આગળ વધવાની જરૂર છે. કાચા યોગી સિદ્ધિઓમાં લપટાય છે. તેથી સિદ્ધિઓને હવે વિઘ્નરૂપ કહે છે–

## सूत्रं–ते समाधावुपसर्गा व्युत्थाने सिद्धयः ॥ ३७ ॥

પદચ્છેદ—**ते**-ઉપર જણાવ્યા તે ૭ ઐશ્વર્ય. **समाधौ उपसर्गाः**-સમાધિમાં વિઘ્નો છે. અને **व्युत्थाने सिद्धयः**-વ્યુત્થાનમાં સિદ્ધિયો છે. [ ૩૭ ]

**અર્થ—ઉપર જણાવ્યા તે ઐશ્વર્યો, સમાધિમાં વિઘ્નરૂપ છે, અને વ્યુત્થાનમાં સિદ્ધિયો છે. [ ૩૭ ] અથવા-ઉપર જણાવેલી સિદ્ધિઓ વ્યવહારદશામાં ઐશ્વર્યરૂપ છે, તોપણ સમાધિમાં–આત્મસાક્ષાત્કારમાં–વિઘ્નરૂપ છે.**

37. These are obstacles in the way of Samadhi, but they are powers in the worldly state.

૩૭ વિવેચન—

**ते**-પ્રાતિભજ્ઞાનથી પ્રાપ્ત થતી સિદ્ધિઓ.

**समाधौ**—સાક્ષાત્કારજનક સમાધિમાં; અગર આત્મસાક્ષાત્કારની બાબતમાં:

**उपसर्गाः**—ઉપદ્રવો, વિઘ્નો. સામાન્ય રીતે સિદ્ધિઓ રાજસ દ્રવ્યની વૃદ્ધિ કરનારી છે, માટે તેને વિઘ્નરૂપ ગણી છે. સમાહિત ચિત્તવાળો સિદ્ધિઓથી ઠગાતો નથી. આત્મસાક્ષાત્કાર પાસે આ સિદ્ધિઓ અત્યંત તુચ્છ છે.

**व्युत्थाने सिद्धयः**—વ્યવહારદશામાં અગર સમાધિ સિવાયના સમયમાં આ સિદ્ધિઓ ઐશ્વર્યરૂપે છે.

રહસ્ય ગ્રન્થોમાંજ સિદ્ધિઓનો અનાદર છે. રહસ્ય જાણનારા સંતોજ સિદ્ધિઓનો અનાદર કરે છે, અને 'સિદ્ધિઓમાં ન લલચાવું,' એવો ઉપદેશ કરે છે–બાકી તમામ સંતો અને શાસ્ત્રો, સિદ્ધિઓની પાછળ મચી રહ્યા છે. સંસારીઓને અને ત્યાગીઓને–સૌને–સિદ્ધિઓ જ ગમે છે.

દૃષ્ટાંત—કાંકરીએ એક સંત પધાર્યા હતા. સંત ચમત્કારી હતા. એક વણીક બહુ ખંતથી સંતની સેવા કરતો હતો. 'પરમાત્માને પામવાની આ વણીકને બહુ જીજ્ઞાસા છે' એમ જાણીને સંતે એકવાર પૂછ્યું–' કેમ બચ્ચા ! તારે કાંઇ ઇચ્છા છે ? '

વણીક—ઇચ્છા તો ઘણી છે.

તેને પરમાત્માનો પરમ ભક્ત જાણીને સંતે કહ્યું–' માગ ! માગ ! '

વણીક—પૈસાની જરૂર છે. પૈસા હોય તો સંસાર સુખરૂપ થાય.

એટલું સાંભળીને સંતે પોતાના આસનનો એક છેડો ઉંચો કરીને કહ્યું–' લે લે ત્યારે. ' નરી સોનામહોરો દેખીને, વણીકે ખભે નાંખવાની પછેડી પાથરી. લેવાય તેટલી સોનામહોરો લઇને પોટલી બાંધી. કુબેરને પ્રસન્ન કરીને ફોતરાંની માગણી કરે, એવી વણીકની સમજણ જોઇને સંતને બહુ ખેદ થયો. વણીક પોટલી ઉપાડીને સંતને 'સીતારામ' કહીને ચાલતો થયો, ત્યારે સંતે કહ્યું–' લક્ષ્મીને જોઇને રાજી થયો, તેથી હવે તને પ્રભુ નહીં મળે. '

વણીક—' કાંઈ ફીકર નહીં–આપજી ! પ્રભુને પહોંચી વળશું; અને નહીં મળે, તો તેના વિના ચલાવી લેશું. ' એમ કહી તે વણીક ગયો. તે ફરી દેખાયો નહીં.

વિગેરે–અનેક ઠેકાણે જે કાંઇ રૂડું (સત્કર્મ) થાય છે; તેમાંથી પંચાણું ટકા સિદ્ધિયો માટે–ઐશ્વર્ય માટે–કીર્તિ માટે–બાળગોપાળ માટે–ધંધારોજગાર માટે–અગર સામાનું નખોદ કાઢીને, પોતાનાં મૂળ ઉંડાં ઘાલવા માટે થાય છે. શ્રીઠાકોરજી માટે થતું નથી. પોતાના વાસ્તવ કલ્યાણુ માટે થતું નથી. સમજુ હો–તો ચેતી જજો.

હવે પરકાયામાં પ્રવેશરૂપ સિદ્ધિનું નિરૂપણુ કરે છે—

**सूत्रं–बंधकारणशैथिल्यात् प्रचारसंवेदनाच्च चित्तस्य परशरीरावेशः ॥ ३८ ॥**

પદચ્છેદ—**बंधकारणस्य शैथिल्यात्**–બંધનના કારણુરૂપ ધર્મ અને અધર્મને શિથિલ કરવાથી **च**–અને **प्रचारः**–નાડીનો સમુહ. **प्रचारसंवदेनात् च**–ચિત્તના આવવા જવાના માર્ગરૂપ નાડીઓના યથાર્થ જ્ઞાનથી. **चित्तस्य परशरीरावेशः**–ચિત્તનો પરશરીરમાં પ્રવેશ થાય છે.

અર્થ—(એક શરીરમાં) ચિત્તના બંધનના કારણરૂપ ધર્મ અને અધર્મને શિથિલ કરવાથી, અને ચિત્તના ગમનાગમનના ( આવવા જવાના ) માર્ગરૂપ નાડીઓના યથાર્થજ્ઞાનથી, ચિત્તનો પરશરીરમાં પ્રવેશ થઈ શકે છે. [ ૩૮ ]

38. When the cause of bondage becomes loose, and the yogi obtains knowledge of channels of the nerves, for coming and going out of chitta, he can enter another's body.

૩૮ વિવેચન—

**बंधकारणं**—બંધનનું કારણુ. પાપ અને પુણ્ય અગર ધર્મ અને અધર્મ, જીવના બંધનનું કારણુ છે. મન ચંચળ છે, અને આત્મા સર્વવ્યાપક છે, તોપણુ તેઓ એક દેહમાં બંધન ભોગવીને, પાપ–પુણ્યનાં ફળ ભોગવે છે. જ્ઞાન અને યોગદ્વારા યોગી જ્યારે ધર્માધર્મના સંસ્કારોને શીથીલ કરી નાંખે છે, ત્યારે તેનું ચિત્ત અને તેનો આત્મા સર્વ શરીરમાં આવજા કરી શકે છે.

**च**—નો અર્થ 'અને' કરવો. 'અથવા' ન કરવો. તે સૂચવે છે કે–પરકાયા પ્રવેશ માટે–'બંધનકારણુ'ને શિથિલ કરવું, એટલોજ ઉપાય નથી, પણુ તે સાથે ' પ્રચારસંવેદન ' પણુ કરવું. પ્રચારસંવેદન સંબંધી નીચે નોટ છે.

**प्रचारसंवेदनं**—ચિત્તના આવવા જવાના માર્ગ રૂપ નાડીઓ છે. તે **પ્રચાર** કહેવાય છે. આ નાડીઓનું નામ **ચિત્તવહા** પણુ કહેવાય છે. જે નાડીયોમાં લોહી વહે છે, તે રક્તવહા કહેવાય છે. જે નાડીયોમાં પ્રાણુ વહે છે તે પ્રાણુવહા નાડીઓ કહેવાય છે, અને જે નાડીયોમાં ચિત્ત વહે છે–આવ જા કરે છે–તે ચિત્તવહા નાડીયો કહેવાય છે. પ્રચારમાં સંયમ કરવાથી જે જ્ઞાન પ્રાપ્ત થાય, તે ' પ્રચારસંવેદન ' કહેવાય છે.

'**यथा मधुकरराजानं मक्षिका उत्पतन्तमनूत्पतंति**' વિગેરે શબ્દોથી ભાષ્યકાર કહે છે કે–જેમ મધમાખોની રાણી, એક પુષ્પમાંથી ઉડે છે; અને બીજા પુષ્પ પર બેસે છે, ત્યારે તેની સાથેની તમામ મધમાખીઓ પ્રથમ પુષ્પમાંથી ઉડે છે અને બીજા પુષ્પમાં બેસે છે. તે પ્રમાણે ચિત્ત એક દેહમાંથી બહાર નીકળે છે, ત્યારે તેની સાથે તમામ ઇંદ્રિયો બહાર

નીકળી જાય છે; અને ચિત્ત જ્યારે બીજા શરીરમાં પેસે છે, ત્યારે તમામ ઈંદ્રિયો સહીત બીજા શરીરમાં પેસે છે. આ પ્રવેશ મૃતદેહમાં તેમ જીવતા દેહમાં પણ થઇ શકે છે. જીવતા દેહમાં આ પ્રવેશ થાય છે, ત્યારે જીવતા દેહના ચિત્ત અને ઈંદ્રિયોનો કબજો રાખીને પોતે કામ કરે છે.

**शरीरं यदवाप्नोति, यच्चाप्युत्क्रामतीश्वरः ।**
**गृहीत्वैतानि संयाति, वायुर्गंधानिवाशयात् ॥ ८ ॥**

[ગીતા અ. ૧૫]

અર્થ—વાયુ જેમ ગંધને પુષ્પાદિકોમાંથી બીજા સ્થાને લઇ જાય છે, તેમ મન તથા ઇંદ્રિયોનો સ્વામી જીવાત્મા, મન તથા ઇંદ્રિયોને એક શરીરમાંથી નીકળીને બીજા શરીરમાં જતી વખતે સાથે લઇ જાય છે.

તાત્પર્ય—મરણ વખતે જેમ થાય છે, તેમ એક દેહમાંથી બીજા દેહમાં યોગી પ્રવેશ કરે છે, ત્યારે થાય છે.

**मुखाद्बहिर्द्वादशांते, रेचकाभ्यासयुक्तितः ।**
**प्राणे चिरं स्थितिं नीते, प्रविशत्यपरां पुरीम् ॥** [યોગવાસિષ્ઠ]

પરકાયા પ્રવેશના સંબંધમાં યોગવાસિષ્ઠ કહે કે-'રેચકનો મુખથી બહાર બાર આંગળ ઉપર ચિરકાલ પ્રાણનો કુંભક કરવાથી યોગીને પરકાયા પ્રવેશ કરવાનું સામર્થ્ય આવે છે.'

ચંડીપાઠ—ચંડીપાઠ બેસાડવાથી, અગર ભુવાના ડાકલાં વાગે છે ત્યારે, જીવતા શરીરમાં ભૂત પ્રવેશ કરીને, તે શરીરની ઈંદ્રિયો સહીત મનનો કબજો કરીને, તે શરીરથી પોતે ભોગ ભોગવે છે.

**इति शिष्यवर्गमनुशास्य यमिप्रवरो विसृष्टकरणोऽधिगुहम् ।**
**महिपस्य वर्ष्म गुरुयोगबलोऽविशदातिवाहिकशरीरयुतः ॥ १०४ ॥**
**अंगुष्ठमारभ्य समीरणं नयन्, करंध्रमार्गाद् बहिरेत्य योगवित् ।**
**करंध्रमार्गेण शनैः प्रविष्टवान्, मृतस्य यावच्चरणाग्रमेकधीः ॥ १०५ ॥**

[શ્રીશંકરદિગ્વિજય સર્ગ ૯ મો]

અર્થ—સન્યાસિઓમાં ઉત્તમ અને મહાયોગી શ્રીશંકરાચાર્યે પોતાના દેહને સાચવવાની શિષ્યોને ભલામણ કરીને, ગુફાની અંદર પોતાના સ્થૂળ દેહનો ત્યાગ કરીને, પાંચ જ્ઞાનેંદ્રિયો પાંચ પ્રાણ, પાંચ કર્મેંદ્રિયો, મન અને બુદ્ધિ એ સત્તર તત્ત્વો વાળું લિંગ શરીર લઇને અમરક રાજાના શરીરમાં પ્રવેશ કર્યો. [૧૦૪] યોગને જાણનારા અને એકાગ્ર બુદ્ધિ વાળા શંકરાચાર્ય, પોતાના પગના અંગુઠાથી માંડીને અનુક્રમે બ્રહ્મરંધ્ર પર્યંત પ્રાણવાયુને લઇ જઇને, બ્રહ્મરંધ્રના માર્ગથી પોતાનાં શરીરમાંથી બહાર નીકળ્યા-પછી મરી ગએલા અમરક રાજાના શરીરન બ્રહ્મ-રંધ્રના માર્ગથી, ધીરે ધીરે તેના પગના અગ્ર સુધી પેઠા. ૧૦૫

**सूत्र–उदानजयाज्जलपङ्ककंटकादिष्वसंग उत्क्रांतिश्च ॥ ३९ ॥**

પદચ્છેદ—**उदानजयात्**-ઉદાન વાયુનો જય કરવાથી. **जलपङ्ककंटकादिषु असंगः**-જળ, કાદવ અને કાંટામાં યોગી ચાલી શકે છે. યોગીની ગતીને તે અટકાવી શકતાં નથી. **च** અને **उत्क्रांतिः**-પોતાની મરજી પ્રમાણે દેહત્યાગ કરે છે.

અર્થ—ઉદાનવાયુનો જય કરવાથી, જળમાં, કાદવમાં અને કાંટામાં, યોગી વિના હરકતે ચાલી શકે છે; અને યોગી પોતાની મરજી પ્રમાણે દેહત્યાગ પણ કરી શકે છે. [૩૯]

39. By conquering the current called Udana, the yogi does not sink in water or in swamps. He can walk on thorns &c. He can die at his will also.

**પ્રાણવાયુ**—પ્રાણવાયુ ઈંદ્રિયોના કરતાં ઉત્તમપદ ભોગવે છે, કારણકે પ્રાણ હોય ત્યાં સુધીજ ઈંદ્રિયો દેહમાં ક્રિયા કરતી જણાય છે. પ્રાણવાયુ નીકળી ગયા પછી કોઇ પણ ઈંદ્રિય ક્રિયા કરી શકતી નથી. તેથી પ્રાણવાયુનું બીજું નામ **જીવન** છે. [ સામવેદીય છાંદોગ્ય ઉપ ૫-૧-૧ ]. ક્રિયાના ભેદથી અને સ્થાનના ભેદથી પ્રાણ વાયુના પાંચ પ્રકાર છે. (૧) પ્રાણ (૨) અપાન (૩) વ્યાન (૪) ઉદાન અને (૫) સમાન. આગળ સાધન પાદમાં ૬૬-૬૭ મે પાને પંચપ્રાણનું વિવેચન થયું છે.

ઉદાનવાયુ—નાસિકાના અગ્રથી બ્રહ્મરંધ્ર પર્યંત ઉદાનવાયુ છે. ઉદાનવાયુ કંઠમાં રહીને અન્ન અને જળને જુદા પાડે છે. જ્યારે ઉદાનવાયુ સાવધાન નથી હોતો, ત્યારે અંતર્વાશ જાય છે-અન્ન અને જળ પોતાના યોગ્ય માર્ગને ચૂકી જાય છે; ત્યારે આપણે ગભરાઇ જઇએ છઇએ. તે ભૂલ સુધારવા માટે છીંક આવે છે-બોંબાર્ડમેન્ટ થાય છે. ઉદાન વાયુ બગડે છે ત્યારે હેડકી, બકારી-ઓડકાર વિગેરે રોગ થાય છે. કંઠ સ્થાનમાં ઇડા નામની નાડીમાં ઉદાન-વાયુ સ્વપ્નાવસ્થાનો અનુભવ કરે છે.

ઉદાન વાયુમાં સંયમ કરવાથી અન્ય પ્રાણોનો વ્યાપાર બંધ થઇ જાય છે, અને ઉદાનનો જય થાય છે. જય એટલે ઉદાનની પ્રબળતા વધે છે, તેને પરિણામે યોગીનું શરીર અત્યંત હલકું થઇ જાય છે. તેથી યોગી નદીના અગર સમુદ્રના અગાધ જળ ઉપર, પૃથ્વી ઉપર ચાલે છે તેવી રીતેજ, ચાલી શકે છે. કાદવ અને કાંટા ઉપર પણ ચાલી શકે છે. તલવારની ધાર ઉપર પણ ચાલી શકે છે.

આદ્ય શંકરાચાર્યજી અને એવા બીજા યોગીઓએ આવા અખતરા ઘણીવાર કર્યા છે. પ્રાચીન ગ્રન્થ પ્રકાશક શેઠ ગોવર્ધનદાસ લક્ષ્મીદાસના ' શ્રીમદ્ વલ્લભાચાર્ય જન્મચરિત્ર નામના સંવત ૧૯૫૪ ની સાલના ગ્રન્થમાં લખે છે કે-' દેહત્યાગ વખતે શ્રી આચાર્ય મહાપ્રભુજીએ ગંગાજીના પ્રવાહ ઉપર થોડીવાર ચાલીને, મધ્ય ભાગમાં પદ્માસન કરી પોતાના દેહને અંત-ર્ધાન કર્યો.'

**उत्क्रान्तिः-तेषां मरणं अपि स्वेच्छया भवति ॥** [ પદબોધિની ટીકા ] તે યોગીનું મરણ મરજી પ્રમાણે થાય છે. રામાયણમાં **શરભંગ** અને મહાભારતમાં **ભીષ્મ** વિગેરે મહાત્માઓ આ સિદ્ધિની સત્યતા સૂચવે છે.

હવે સમાન વાયુના જયથી થતા લાભની વાત કરે છે—

**सूत्रं—समानजयाज्ज्वलनं** ॥ ४० ॥

પદચ્છેદઃ—**समानजयात्**-સમાન વાયુનો જય કરવાથી. **ज्वलनं**-યોગી પોતાના શરી-રમાંથી અગ્નિ પ્રગટ કરી શકે છે.

**અર્થ—સંયમદ્વારા સમાનવાયુનો જય કરવાથી, યોગી પોતાના શરીરમાંથી અગ્નિ પ્રગટ કરી શકે છે. (૪૦)**

40. By conquering the current called samana, the yogi is surrounded by a blaze of light.

૪૦ વિવેચન—

**સમાનવાયુ**—આ વાયુ હૃદયથી નાભી સુધી રહે છે. ખેતર વચ્ચે આવેલો કુવો, જેમ પોતાના ધોરીયાદ્વારા, કયારાઓમાં જળ પહોંચાડીને આખા ખેતરને લીલુંછમ રાખે છે, તેમ ખાધેલા અન્નજળના રસને શરીરની રગેરગમાં ફેલાવીને, શરીરને લીલુંછમ રાખવાનું કામકાજ **સમાન** વાયુ કરે છે. સમાનવાયુ જઠરાગ્નિને ચારે તરફથી વીંટીને રહે છે. યોગી જયારે સમાનમાં સંયમ કરીને, સમાન વાયુને પ્રબળ કરે છે, ત્યારે જઠરાગ્નિ ઉત્તેજીત થાય છે; તેથી યોગીનું શરીર અગ્નિના જેવું ચળકે છે. સમાનના જયથી ઉત્તેજીત થએલા અગ્નિવડે સતીઓ તથા યોગીઓ પોતાના દેહને બાળીને ભસ્મ કરે છે. દક્ષના યજ્ઞમાં સતી પાર્વતીએ સમાનના જયથી, અગ્નિ પ્રગટાવી પોતાના દેહને ભસ્મ કર્યો હતો.

**નોંધ**—ઉપલા સૂત્રને બદલે યોગચંદ્રિકામાં ॥ **समानजयात् प्रज्वलनं** ॥ એવો પાઠ છે. તેના અર્થમાં ફેરફાર નથી.

હવે દિવ્ય શ્રોત્રની પ્રાપ્તિરૂપ સિદ્ધિની વાત કરે છે—

**सूत्रं-श्रोत्राऽऽकाशयोः संबंधसंयमाद्दिव्यं श्रोत्रम् ॥ ४१ ॥**

પદચ્છેદ—**श्रोत्राऽऽकाशयोः संबंधे संयमात्**-કાનના અને આકાશના સંબંધમાં સંયમ કરવાથી. **दिव्यं श्रोत्रं**-દિવ્ય શ્રોત્ર પ્રાપ્ત કરી શકે છે.

**અર્થ—કાનના અને આકાશના સંબંધમાં સંયમ કરવાથી, યોગીને દિવ્ય શ્રોત્રનો લાભ થાય છે. (૪૧)**

41. Samyama on the relation between the sky (akasha) & the sense of hearing, results in divine hearing.

૪૧ વિવેચન—

આકાશનો વિષય 'શબ્દ'–'અવાજ' છે. તેની ઇંદ્રિય શ્રોત્ર (કાન) છે. આકાશ શ્રોત્રના આધારરૂપ છે. શ્રોત્ર આધેય છે. તેથી આકાશનો અને શ્રોત્રનો આધારઆધેય રૂપ સંબંધ કહેવાય છે. તે સંબંધમાં સંયમ કરવાથી તે સંબંધનો સાક્ષાત્કાર થતાં, યોગીને દિવ્ય શ્રોત્રની પ્રાપ્તિ થાય છે. દિવ્ય શ્રોત્ર એટલે કોઇ સામાન્ય મનુષ્ય ન સાંભળી શકે એવા અવાજ અગર એવા શબ્દો.

**ત્વચા, ચક્ષુ, રસના** અને **નાસિકા**—જેમ આકાશને શ્રોત્ર (કાન) સાથે આધાર આધેયભાવ સંબંધ છે, તેમ વાયુને ત્વચા સાથે સંબંધ છે, તેજને ચક્ષુ સાથે સંબંધ છે, જળને જીભના સાથે સંબંધ છે અને પૃથ્વીને નાસિકા સાથે સંબંધ છે. તે દરેકના સંબંધમાં સંયમ કરવાથી–દિવ્ય વેદન, દિવ્ય આદર્શ, દિવ્ય સ્વાદ અને દિવ્ય ગંધનો લાભ થાય છે. [આ નિરૂપણ આગળ ૩૬ મા સૂત્રમાં છે.]

હવે આકાશગમનરૂપ સિદ્ધિનું નિરૂપણ કરે છે—

**सूत्रं–कायाऽऽकाशयोः संबंधसंयमाल्लघुतूलसमापत्तेश्चाकाशगमनम् ॥४२॥**

પદચ્છેદ—**कायाऽऽकाशयोः संबंधे संयमात्**–શરીર અને આકાશના સંબંધમાં સંયમ કરવાથી. **च**–અથવા **लघुतूलसमापत्तेः**–રૂ જેવા હલકા પદાર્થોમાં સંયમ કરવાથી **आकाशगमनम्**–યોગી આકાશમાં ગમન કરી શકે છે.

**અર્થ—શરીર અને આકાશના સંબંધમાં સંયમ કરવાથી, અથવા રૂ જેવા હલકા પદાર્થોમાં સંયમ કરવાથી, યોગી આકાશમાં ગમન કરી શકે છે. (૪૨)**

42. By Samyama on the relation between the sky (akasha) and on the body, and also on the relation between the body and light things like cotton-wool &c., the yogi goes through the sky.

૪૨ વિવેચન—

**च**–સૂત્રમાં આવેલા **च**નો અર્થ 'અથવા' કરવો.

કાયાકાશનો સંબંધ–કોઇપણ પદાર્થને અવકાશ આપવો એ આકાશ તત્ત્વનો ધર્મ છે, તેથી શરીર વ્યાપ્ય છે અને આકાશ વ્યાપક છે. આકાશ અને શરીર વચ્ચે વ્યાપ્ય વ્યાપક ભાવ સંબંધ છે. તે વ્યાપ્ય વ્યાપક ભાવ સંબંધમાં સંયમ કરવાથી યોગી તે સંબંધને વશ કરે છે. તેના પરિણામે શરીર હલકું થાય છે. [ ઉદાનના જયથી યોગીનું શરીર હલકું થાય છે, તે કરતાં, આ સૂત્રમાં બતાવ્યા પ્રમાણે સંયમ કરવાથી, યોગીનું શરીર વિશેષ હલકું થાય છે. ]

બીજો ઉપાય––રૂ વિગેરે હલકા પદાર્થોમાં સંયમ કરવાથી પણ, યોગીનું શરીર હલકું થઇ જાય છે.

ચિત્તની નિર્મળતા સંબંધી હવે કહે છે—

**सूत्रं–बहिरकल्पिता वृत्तिर्महाविदेहा, ततः प्रकाशावरणक्षयः ॥४३॥**

પદચ્છેદ—**बहिः अकल्पिता वृत्तिः**–શરીરની બહાર શરીર સિવાયના પદાર્થોમાં કલ્પાએલી વૃત્તિ. **महाविदेहा**–મહાવિદેહા નામની છે. **ततः**–તે વૃત્તિમાં સંયમ કરવાથી. **प्रकाशस्य आवरणस्य क्षयः**–ચિત્તના પ્રકાશના આવરણનો (ક્લેશનો–મળનો) નાશ થાય છે.

**અર્થ—શરીરની બહાર શરીર સિવાયના પદાર્થોમાં, કલ્પાએલી વૃત્તિ–ધારણા કરેલી વૃત્તિ–નું નામ મહાવિદેહા છે. તે વૃત્તિમાં સંયમ કરવાથી, ચિત્તના પ્રકાશના આવરણનો નાશ થાય છે. (૪૩)**

43. By making Samyama on the modification of the mind, outside the body, called disembodiedness, the yogi destroys the covering of the light of heart.

૪૩ વિવેચન—

**बहिः वृत्तिः**–શરીરથી બહારના પદાર્થો ઉપર સંયમ કરેલી વૃત્તિ.

**महाविदेहा**–શરીરની બહાર કોઇ પણ વિષયમાં મનની વૃત્તિનો પ્રચાર કરવો, તે **વિદેહા** નામની ધારણા. વિદેહા બે પ્રકારની છે–કલ્પિતા અને અકલ્પિતા.

**कल्पिता અને अकल्पिता वृत्ति શું?**—શરીરની મમતારૂપ કલ્પનાથી સહિત વૃત્તિ તે **કલ્પિતા**, અને શરીરની મમતાથી જે રહિત વૃત્તિ, તે '**અકલ્પિતા**' વૃત્તિ. કલ્પિતા વૃત્તિનું બીજું નામ 'વિદેહા વૃત્તિ'; અકલ્પિતા વૃત્તિનું બીજું નામ 'મહાવિદેહા વૃત્તિ.' મન એ કોઇ એવું તત્ત્વ છે કે–જો તે મમતાથી રહિત થાય, તો સર્વ વ્યાપક થઇ શકે, જ્ઞાનદ્વારા એક શરીરમાંથી તેની મમતા તોડાવીને, તેને સર્વ વ્યાપક કરી, મહાવિદેહા નામની વૃત્તિ ઉત્પન્ન કરવી. કલ્પિતા–વિદેહા–ધારણા એ સાધન છે, અને અકલ્પિતા–મહાવિદેહા–ધારણા સાધ્ય છે. કારણકે કલ્પિતા–વિદેહા ધારણાના અભ્યાસથી, અકલ્પિતા–મહાવિદેહા ધારણા સિદ્ધ થાય છે.

(કલ્પિતાવૃત્તિ સંબંધી વિશેષ જાણવા જેવું એ છે કે–સામાન્ય મનુષ્યોનું ચિત્ત, **ઇંદ્રિયોના સંનિકર્ષદ્વારાજ**, બાહ્ય પદાર્થોમાં ગમન કરીને સ્થિર થઇ શકે છે; સ્વતંત્ર રીતે ગમન કરીને, સ્થિર થઇ શકતું નથી; અને કલ્પિતા નામની ધારણા કરનાર યોગીનું ચિત્ત, **ઇંદ્રિયોના સમુહને ખેંચ્યા વિના**, વૃત્તિદ્વારા બાહ્ય પદાર્થોમાં જઇને સ્થિર થઈ શકે છે.)

**ततः**—મહાવિદેહા ધારણા સિદ્ધ થયા પછી.

**प्रकाशस्य आवरणं तस्य क्षयः**—જે મનુષ્યના શરીરમાં યોગીનું ચિત્ત પેસે, તે મનુષ્યના સાત્ત્વિક પ્રકાશને આવરણ કરનાર રજોતમોગુણથી ઉત્પન્ન થનારા–ક્લેશ, કર્મ અને વિપાક–નો નાશ થાય છે,

આગળ ૩૮ મા સૂત્રમાં પ્રાણવિનિમય સંબંધી જે વાત કરી છે, તેનો આ સૂત્ર સાથે સંબંધ છે. પ્રાણવિનિમયના પ્રયોગમાં જેના પર તે પ્રયોગ થાય છે, તે માણસ બેશુદ્ધ હોય છે. યોગમાં તેમ થતું નથી. કોઇ કોઇ ટીકાકારની એવી માન્યતા છે કે–'આ સૂત્રનો લાભ યોગીને પોતાનેજ મળે છે. પરના ચિત્તના પ્રકાશ સાથે સંબંધ નથી.'

હવે ભૂતજયનું સાધન બતાવે છે. જેને પરિણામે અણિમાદિ સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે—

**सूत्रं–स्थूल–स्वरूप–सूक्ष्माऽन्वयाऽर्थवत्त्वसंयमाद्भूतजयः ॥ ४४ ॥**

૪૪ પદચ્છેદ—**स्थूलं, स्वरूपं, सूक्ष्मं, अन्वयः, अर्थवत्त्वं तेषु संयमात्**–સ્થૂલ, સ્વરૂપ, સૂક્ષ્મ, અન્વય અને અર્થવત્ત્વ–આ પાંચ આકાશાદિ પંચભૂતોના અવસ્થા–વિશેષ છે. તેમાં સંયમ કરવાથી. **भूतजयः**–ભૂતજય નામની સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

**અર્થ—સ્થૂલ, સ્વરૂપ, સૂક્ષ્મ, અન્વય અને અર્થવત્વમાં સંયમ કરવાથી, ભૂતજય નામની સિદ્ધિ પ્રાપ્ત થાય છે. (૪૪)**

44. By making Samyama on the gross & on the subtile (fine) forms of elements, and on their constant forms, and also on their all pervading Gunas, and on their contributing to the experience of the soul, the yogi gets the mastery of elements.

૪૪ વિવેચન—

પંચમહાભૂત—પૃથ્વી, જળ તેજ, વાયુ અને આકાશ. ગંધ, રસ, રૂપ, સ્પર્શ અને શબ્દ એ પાંચ પંચમહાભૂતના મુખ્ય વિશેષરૂપ છે.

**ભૂતોનાં સ્થૂલ વિશેષરૂપો—**

૧ આકાશ–ષડ્જ અને ગાંધારાદિ શબ્દ.

૨ વાયુ—શીત તથા ઉષ્ણાદિ સ્પર્શ.

૩ તેજ—લીલું, પીળું રાતું વિગેરે રૂપ.

૪ જળ—કડવું, તીખું, મીઠું વિગેરે રસ.

૫ પૃથ્વી—દુર્ગંધ, સુગંધ, ગંધ.

ઉપર જણાવેલા સ્થૂલ રૂપો–નામ, રૂપ અને પ્રયોજન વડે પરસ્પરથી ભેદ પામે છે, માટે તેઓ આકાશાદિ ભૂતોના વિશેષો છે.

આકાશમાંથી વાયુ, વાયુમાંથી તેજ, તેજમાંથી જળ, અને જળમાંથી પૃથ્વી, એ પ્રકારે જગતની ઉત્પત્તિ છે; માટે પૃથ્વીમાં ગંધ ઉપરાંત રસ, રૂપ, સ્પર્શ અને શબ્દનો સમાસ થાય છે. જળમાં રસ ઉપરાંત રૂપ, સ્પર્શ અને શબ્દનો સમાસ છે. તેજમાં રૂપ ઉપરાંત સ્પર્શ અને શબ્દ છે. વાયુમાં સ્પર્શ ઉપરાંત શબ્દનો સમાસ છે. અને આકાશમાં શબ્દનો સમાસ છે.

આ વિશેષો ઉપરાંત—

૧ **आकारो गौरवं रौक्ष्यं** વિગેરે શબ્દોથી શાસ્ત્રકાર કહે છે કે–આકાર, ભારેપણું, રૂક્ષતા, આચ્છાદન, સ્થિરપણું, સર્વભૂતોનું આધારપણું, વિદારણ, સહનશીલતા, કૃશતા, કઠિનતા, અને સર્વભોગ્યતા–આ ૧૧ ધર્મો **પૃથ્વીના** છે.

૨. **स्नेहः सौक्ष्म्यं प्रभा** વિગેરે શબ્દોથી કહે છે કે–સ્નેહ, સૂક્ષ્મતા, પ્રભા, શ્વેતપણું, મૃદુતા, ગૌરવ, શીતપણું, આવરણાદિવડે રક્ષકપણું, પવિત્રપણું અને સંમલેન આ દશ ધર્મો **જળના** છે.

૩ **ऊर्ध्वभाक् पावकं दग्धृ** વિગેરે શબ્દોથી કહે છે કે—ઉંચે જવાપણું, પવિત્રતા, દાહશીલતા, પાચકતા, લઘુપણું; પ્રકાશ, નાશ, અને બળશીલતા આ આઠ ધર્મ **અગ્નિના** છે.

૪ **तिर्यग्यानं पवित्रत्वमाक्षेपो** વિગેરે વચનોથી કહે છે કે—પંખીની માફક જવું આવવું, પવિત્રતા, ઉડાડી દેવું, કંપાવવું, બળ, ચંચળતા, ઢાંકી ન શકાય એવું, અને રૂક્ષતા આ આઠ પ્રકારના ધર્મો **વાયુના** છે.

૫ **सर्वतो गतिरव्यूढो** વિગેરે શબ્દોથી કહે છે કે—વ્યાપકતા, સર્વ પદાર્થોના વિભાગ કરવા, અને સર્વને અવકાશ આપવો એ ત્રણ ધર્મો **આકાશના** છે.

ઉપર જણાવેલા પંચમહાભૂતના સ્થૂલ રૂપો છે.

II **સ્વરૂપ**—પૃથ્વી, જળ વિગેરે વ્યવહારમાં જે પદાર્થોનો ઉપયોગ થાય છે, તે તેમનાં સ્વરૂપ છે, કઠિનતાદિ તેમના સામાન્ય ધર્મો છે, અને ગંધાદિ તેમના વિશેષ ધર્મો છે.

III **સૂક્ષ્મરૂપ**—પાંચ ભૂતોની શબ્દાદિ પાંચ તન્માત્રાઓ.

IV **અન્વયરૂપ**—સત્ત્વ રજ અને તમ નામના ત્રણ ગુણો દરેક કાર્યમાં કારણરૂપે છે તે પંચમહાભૂતના અન્વયનું રૂપ છે.

V **અર્થવત્ત્વરૂપ**—પુરૂષોનો ભોગ અને મોક્ષ સંપાદન કરવાનું ગુણોમાં જે સામર્થ્ય રહેલું છે, તે પંચમહાભૂતોનું અર્થવત્ત્વ રૂપ છે.

પંચમહાભૂતોના આ પાંચ રૂપોમાં સંયમ કરવાથી યોગીને ભૂતોના સમગ્ર સ્વરૂપોનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થાય છે. એટલે ભૂતોનાં પાંચે રૂપો યોગીને સ્વાધીન થાય છે. પછી 'આ યોગીને ભૂતજય થયો,' એમ કેહવાય છે. પછી વાછરડાં જેમ ગાયોને અનુસરે તેમ ભૂતોના સમગ્ર સ્વભાવો યોગીના સંકલ્પને અનુસરે છે.

ભૂતનો જય થયા પછી યોગીને કયો લાભ થાય છે, તે સાંભળો.

**सूत्रं–ततोऽणिमादिमादुर्भावः कायसंपत् तद्धर्मानभिघातश्च ॥४५॥**

પદચ્છેદ—**ततः**–ભૂતજય થયા પછી. **अणिमादीनां प्रादुर्भावः**–અણિમાદિ સિદ્ધિઓનો લાભ થાય છે. **च**–અને. **कायसंपत्**–શરીરસંપત્તિ પણ પ્રાપ્ત થાય છે. **कायस्य ये धर्माः तेषां अनभिघातश्च**–પંચમહાભૂતોના ધર્મો યોગીના શરીરના ધર્મોનો બાધ કરી શકતા નથી.

**અર્થ**—ભૂતજય થયા પછી તે ભૂતોના ધર્મો યોગીના શરીરના ધર્મોને બાધ કરી શકતા નથી; પરિણામે યોગીને અણિમાદિક સિદ્ધિઓનો અને શરીર સંપત્તિનો લાભ થાય છે. (૪૫)

45. Then the attainment of 'anima' and other powers, also of the perfection of the body, and corresponding non obstruction of the functions of the body.

૪૫ વિવેચન—

**ततः**—પાંચ ભૂતોનો જય કર્યા પછી.

**સિદ્ધિયો**—૧ અણિમા, ૨ લઘિમા, ૩ મહિમા, ૪ પ્રાપ્તિ, ૫ પ્રાકામ્ય, ૬ વશિત્વ, ૭ ઈશિતૃત્વ, અને ૮ યત્રકામાવસાયિત્વ–કુલ આઠ થઇ. કોઇ કોઇ ગ્રન્થમાં ૮ મી સિદ્ધિનો ૫ મી સિદ્ધિમાં સમાસ કરીને–અણિમા, મહિમા, લઘિમા, ગરિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, વશિત્વ અને ઇશિતા–એમ ગણત્રી કરી છે. ત્યાં 'ગરિમા'નો અર્થ 'પોતાના શરીરને મોટા પહાડ જેવું કરી દેવાનું સામર્થ્ય.' આ સિદ્ધિનો લાભ શ્રીકૃષ્ણે ઘણીવાર લીધો છે.

ભૂતોનાં સ્થૂલ રૂપોમાં સંયમ કરવાથી—અણિમા, લઘિમા, મહિમા અને પ્રાપ્તિ ચાર સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

ભૂતોનાં સ્વરૂપોમાં સંયમ કરવાથી પ્રાકામ્ય સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

ભૂતોનાં સૂક્ષ્મ રૂપોમાં સંયમ કરવાથી–વશિત્વ નામની સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

ભૂતોના અન્વયરૂપમાં સંયમ કરવાથી–ઇશિતૃત્વ નામની સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

ભૂતોના અર્થવત્વમાં સંયમ કરવાથી–યોગીને યત્રકાયાત્રસાયિત્વ નામની સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

આઠે સિદ્ધિઓના લાભ સાંભળો—

૧ અણિમા—અણુરૂપે થવાની શક્તિ તે અણિમા. આ સિદ્ધિના લાભથી, યોગીઓ અને દેવો, જ્યાં ઇચ્છા હોય ત્યાં, કોઇ દેખી ન શકે એવા સૂક્ષ્મરૂપે, ફરી શકે છે.

૨ લઘિમા—અત્યંત હલકું થઇ જવાનું સામર્થ્ય તે લઘિમા. આ સિદ્ધિથી યોગી આકાશ ગમન કરી શકે છે.

૩ મહિમા—નાના મટીને એકદમ મોટા પહાડ જેવા મોટું થવું, તે આ મહિમા.

૪ પ્રાપ્તિ—દૂરના પદાર્થો ઇચ્છા થાય ત્યારે પાસે આવી જાય, તે પ્રાપ્તિ નામની સિદ્ધિ. આ સિદ્ધિના બળથી યોગી આંગળીના ટેરવાથી વાદળાંને અગર ચંદ્રને સ્પર્શ કરી શકે છે.

૫ પ્રાકામ્ય—આ સિદ્ધિથી યોગીની ઇચ્છાનો ભંગ થતો નથી. આ સિદ્ધિથી યોગી ભૂમિમાં ડુબકી મારી શકે છે, અને ભૂમિમાંથી પાછો નીકળી શકે છે.

૬ વશિત્વસિદ્ધિ—પૃથ્વી આદિ ભૂતો અને તમામ ભૌતિક પ્રાણીપદાર્થો, યોગીની ઇચ્છા પ્રમાણે પોતાના ધર્મનો પણ ત્યાગ કરે છે. યોગીની ઇચ્છાથી ગોળ કડવો લાગે છે. સાકર ફીક્કી લાગે છે અને ફટકડી ગળી લાગે છે. જ્ઞાનદેવજીએ પાડા પાસે વેદ બોલાવ્યા. ગોવર્ધને હાથ લાંબા કરીને, નંદજીએ આપેલી સામગ્રિ લીધી.

૭ ઇશિતૃત્વ—ભૂત ભૌતિકોની ઉત્પત્તિ, સ્થિતિ અને નાશ કરવાનું બળ.

૮ યત્રકામાવસાયિત્વ—તેનો બીજો અર્થ 'સત્યસંકલ્પતા' આ સિદ્ધિથી યોગીની ઇચ્છા પ્રમાણે ભૂતોના સ્વભાવોની સ્થિતિ બદલાય છે. 'સ્વભાવોની સ્થિતિ' એટલે ભૂતોની શક્તિ. ઝેરમાં પ્રાણ ત્યાગ કરવાની શક્તિ છે, તોપણ ઝેર પાઇને યોગી મુવેલાને જીવતો કરે છે. યોગી પદાર્થોના ફેરફાર કરતો નથી, પણ તેની શક્તિનો ફેરફાર કરે છે.

**कायसंपत्**—શરીરસંપત્તિ-તે સંબંધી આગળ ૪૬ મા સૂત્રમાં ખુલાસો છે.

**कायस्य ये धर्माः तद्धर्माः**—દેહના રૂપાદિ ધર્મો. **तेषां अनभिघातः**-તે ધર્મોનો અનાશ-રક્ષણ. તાત્પર્ય-ઉષ્ણ ધર્મવાળો અગ્નિ યોગીના દેહને બાળી શકતો નથી. પાષાણાદિ કઠીન પદાર્થો યોગીને માર્ગ આપે છે. આ વાત આગળ આવી ગઇ છે, તોપણ ફરી કહીને વિષયને સુદૃઢ કરે છે.

હવે કાયસંપત્‌નો અર્થ સૂચવે છે—

**सूत्रं-रूप-लावण्य-बल-वज्रसंहननत्वानि कायसंपत् ॥ ४६ ॥**

પદચ્છેદ—**रूपं**-સુંદરતા. **लावण्यं**-કાન્તિ. **बलं**-બળ. **संहननं**-ગાત્ર; અવયવ. **संहननत्वं**-ગાત્રોનો જથ્થો. **वज्रस्य इव संहननत्वं वज्रसंहननत्वं तानि**-વજ્રના જેવા દૃઢ અવયવોથી યુક્ત-તે તમામ. **कायसंपत्**-શરીરસંપત્તિ કહેવાય છે.

**અર્થ—રૂપ, લાવણ્ય, બળ, અને વજ્રના જેવા દૃઢ અવયવો-તે તમામ શરીરસંપત્તિ કહેવાય છે. (૪૬)**

46. The perfection of body is the beauty, gracefulness, strength, admantine hardness.

૪૬ વિવેચન—

રૂપ, લાવણ્ય, બળ અને વજ્રના જેવા મજબૂત અવયવો. આ ચાર શરીરસંપત્તિના ધર્મો છે. રૂપ એટલે સુંદરતા અને લાવણ્ય એટલે મનોહરતા. ભૂતજયથી આ લાભ થાય છે. વેદમાં લખ્યું છે કે 'યોગીને રોગ મૃત્યુ કે કલેશ સંભવેજ નહીં.'

હવે ઇંદ્રિયજય સંબંધી સૂત્ર છે—

**सूत्रं-ग्रहणस्वरूपाऽस्मिताऽन्वयाऽर्थवत्त्वसंयमादिंद्रियजयः ॥ ४७ ॥**

પદચ્છેદ—**ग्रहणं**-વિષયાકાર વૃત્તિ. **स्वरूपं**-સાત્વિક અહંકારના પ્રકાશનું સ્વરૂપ, **अस्मिता**-અહંકાર. **अन्वयः**-ત્રણ ગુણો. **अर्थवत्त्वं**-ભોગાપવર્ગ સામર્થ્ય. **तेषु संयमात्**-તે પાંચેમાં સંયમ કરવાથી. **इंद्रियजयः**-ઇંદ્રિયોનો જય થાય છે.

**અર્થ—ગ્રહણ, સ્વરૂપ, અસ્મિતા, અન્વય, અર્થવત્ત્વ-એ પાંચેમાં સંયમ કરવાથી, ઇંદ્રિયજય નામની સિદ્ધિ પ્રાપ્ત થાય છે. (૪૭)**

47. Making Samyama on the power of cognition, on the power of illumination of the organs, on egoism, on the inherence

of the Gunas, in them, and on their contributing to the experience of the soul, she yogi gets mastery over the organs of sense.

૪૭ વિવેચન—

ઇંદ્રિયોના ધર્મો—ગ્રહણ, સ્વરૂપ, અસ્મિતા, અન્વય અને અર્થવત્ત્વ.

ગ્રહણ—ઇંદ્રિયોને વિષયોમાં વૃત્તિ થાય તે ગ્રહણ. શબ્દાદિ વિષયો ગ્રાહ્ય છે, અને શ્રોત્રાદિ ઇંદ્રિયોની વૃત્તિઓ ગ્રહણ છે.

સ્વરૂપ—સાત્વિક અહંકારનું કાર્ય જે પ્રકાશસ્વરૂપ દ્રવ્ય, તે ઇંદ્રિયો છે. આ ઇંદ્રિયોનું સ્વરૂપ નામનું રૂપ છે.

અસ્મિતા—રાજસ અને તામસ અહંકાર. તે ઇંદ્રિયોનું કારણ છે.

અન્વય—સત્વ, રજ અને તમ નામના ત્રણ ગુણો ઇંદ્રિયોના અન્વયનું રૂપ છે.

અર્થવત્ત્વ—પુરૂષોના ભોગ અને અપવર્ગના સંપાદનનું સામર્થ્ય, તે ઇંદ્રિયોનું અર્થવત્ત્વ નામનું રૂપ છે.

આ પાંચ રૂપમાં સંયમ કરવાથી ઇંદ્રિયો યોગીને આધીન વર્તે છે.

ઇંદ્રિયોના જયથી કયો લાભ થાય છે તે હવે કહે છે—

**सूत्रं-ततो मनोजवित्वं विकरणभावः प्रधानजयश्च ॥ ४८ ॥**

પદચ્છેદ—**ततः**-ઇંદ્રિય જય થયા પછી. **मनसः जवः** (વેગ) **इव जवः अस्य मनोजवी तस्य भावः मनोजवित्वं**-મનના જેવા વેગથી ચાલવાનું શરીરમાં બળ પ્રાપ્ત થાય તે. **विकरणभावः-विशेषेण करणानां भावः**-ઇંદ્રિયોની વિશેષ શક્તિ. દેશકાળના બાધ સિવાય યોગી ઇંદ્રિય સુખ ભોગવી શકે તે. **प्रधानजयः**-કારણ તથા કાર્યને વશ કરી લેવાં તે.

અર્થ—ઇંદ્રિય જયની સિદ્ધિ પ્રાપ્ત થયા પછી, યોગીને-મનોજવિત્વ, વિકરણભાવ અને પ્રધાનજય નામની ત્રણ સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. (૪૮)

48. Then-the yogi obtains the power of rapid movement like the mind, the power of the organs to work independent of the body, and also gets the complete mastery over the nature.

૪૮ વિવેચન—

**ततः**-ઇંદ્રિયોનો જય થયા પછી.

**मनोजवित्वं-मनोवत् कायस्यानुत्तमगतिलाभः।** મનના વેગની માફક શરીરમાં વેગ આવે તે. ઘડીમાં જેમ મન મુંબઈ પહોંચે છે, તેમ શરીર પણ ઘડીમાં મુંબઈ પહોંચે તે શક્તિનું નામ **मनोजवित्वं.**

**विकरणभावः**-ગમે તે દેશમાં, ગમે તે કાળમાં અને ગમે તે વિષયમાં જ્યાં યોગીને ઇચ્છા થાય, ત્યાં શરીરની અપેક્ષા વિના ઇંદ્રિયો પોતાનું કામ કરી શકે, તે શક્તિનું નામ **विकरणभावः**. પોતાના જન્મ પહેલાં અમુક કાળમાં શું થયું હતું, અગર પોતે મુવા પછી અમુક કાળમાં શું થશે તે કહી શકે, તે વિકરણભાવની સિદ્ધિ. અહીં બેઠાં લંડનની પાર્લામેન્ટના વિચાર સાંભળી શકે, અગર પાર્લામેન્ટમાં અમુક માણસ છે કે નહીં ? તે કહી શકે. આ સિદ્ધિને લગતી વાત આગળ આવી ગઇ છે.

**प्रधानजयः**-પ્રકૃતિ આદિ સમગ્ર કારણ, તથા તેમનાં કાર્યોને વશ કરવાનું જે સામર્થ્ય, તે પ્રધાનજય નામની સિદ્ધિ છે. ઇંદ્રિયજયનો મહિમા ઘણોજ છે, એમ પ્રધાનજયથી સિદ્ધ થાય છે. ઇંદ્રિયજય કરવો એ સાધારણ વાત નથી.

આ ત્રણ સિદ્ધિઓ યોગમત પ્રમાણે 'મધુપ્રતીકા' કહેવાય છે.

સિદ્ધિઓના લાભ બતાવીને, પતંજલિ ભગવાન્ પાછા વિવેકખ્યાતિ પાસે આવે છે—

**सूत्रं–सत्त्वपुरुषान्यताख्यातिमात्रस्य सर्वभावाधिष्ठातृत्वं सर्वज्ञातृत्वं च ॥४९॥**

પદચ્છેદ—**सत्त्वं च पुरुषश्च सत्त्वपुरुषौ तयोः अन्यता** (ભેદ) **तस्याः ख्यातिः** (જ્ઞાન) **एव अस्ति अस्य, तस्य सत्त्वपुरुषान्यताख्यातिमात्रस्य**-પ્રકૃતિ અને પુરૂષના વિવેકયુક્ત જ્ઞાનવાળા યોગીને. **सर्वभावानां अधिष्ठाता** (સ્વામી), **तस्य भावः सर्वभावाधिष्ठातृत्वं**-સર્વ પદાર્થોના સ્વામીપણાનો લાભ થાય તે, **च**-અને **सर्वेषां ज्ञाता तस्य भावः सर्वज्ञातृत्वं**-સઘળા પદાર્થોનું જ્ઞાન પ્રાપ્ત થાય તે.

અર્થ—જે યોગીને પુરૂષપ્રકૃતિનું વિવેકયુક્ત જ્ઞાન પ્રાપ્ત થયું હોય છે, તેને સર્વ પદાર્થોના સ્વામીપણાનો લાભ થાય છે, અને સઘળા પદાર્થોનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. (૪૯)

49. The Samyama on the discrimination between the Sattva and the Purusha, enables the Yogi to obtain the power of omnipotence, and the knowledge of all.

૪૯ વિવેચન—

આ સૂત્રને પાછળ ૩૫ મા સૂત્ર સાથે સંબંધ છે. રજોતમોથી રંગાએલું ચિત્ત સાધકને આધીન નથી. તે બેઉથી મુક્ત થએલું ચિત્ત, સ્વચ્છ એકાગ્રતાના પ્રવાહમાં રહી શકે છે. તે વખતે વશીકાર નામનો વૈરાગ્ય પ્રગટે છે.

સત્ત્વ એટલે બુદ્ધિ. પુરૂષ એટલે આત્મા. અન્યતા એટલે ભેદ. ખ્યાતિ એટલે જ્ઞાન.

**सर्वभावाधिष्ठातृत्वं**—બુદ્ધિ અને આત્મા પરસ્પર અત્યંત ભિન્ન છે. તે બન્નેના ભેદના યથાર્થ સાક્ષાત્કારને ભેદજ્ઞાન કહે છે. [ભેદજ્ઞાન તેજ વિવેકખ્યાતિ અગર અન્યતાખ્યાતિ.] આ ભેદજ્ઞાનમાં નિષ્ઠાવાળા યોગીપાસે, સર્વ ભૌતિક પદાર્થો, સેવકની માફક ઇચ્છાનુસાર ક્રિયા કરે છે. તેથી આ યોગી સમગ્ર પ્રપંચનો સ્વામી કહેવાય છે.

**सर्वज्ञातृत्वं**—ભૂત, વર્તમાન અને ભવિષ્ય વસ્તુરૂપે પરિણામ પામેલા, જે ત્રણે ગુણો છે, તે ત્રણેનો એકજ કાળમાં યથાર્થ સાક્ષાત્કાર થવાથી, યોગી સર્વજ્ઞ કહેવાય છે.

**विशोका**—આ સૂત્રમાં ઐશ્વર્ય અને જ્ઞાન-એમ બે સિદ્ધિનું વર્ણન છે. ઐશ્વર્ય અને જ્ઞાન બેનું યોગમત પ્રમાણે 'વિશોકા' એવું એક નામ છે. વિશોકા કહેવામાં એ ભાવ છે કે-આ સિદ્ધિઓથી યોગી શોકરહિત, સર્વજ્ઞ, સર્વનો સ્વામી, અને અવિદ્યાદિ ક્લેશથી અત્યંત મુક્ત હોય છે.

સિદ્ધિઓ યોગનું મુખ્ય ફળ નથી; પણ વિવેકખ્યાતિ એજ મુખ્ય પુરૂષાર્થ છે. યોગનું અંતિમ ફળ શું છે ? તે હવે કહે છે—

**सूत्रं–तद्वैराग्यादपि दोषबीजक्षये कैवल्यम् ॥ ५० ॥**

પદચ્છેદ—**तस्यां विवेकख्यातौ यत् वैराग्यं तस्मात्**-તે વિવેકખ્યાતિમાં વૈરાગ્ય થવાથી. **दोषबीजक्षये**-રાગાદિ દોષના બીજભૂત જે અવિદ્યા તેનો ક્ષય થવાથી. **कैवल्यं अपि**-કૈવલ્યની પ્રાપ્તિ પણ થાય છે.

અર્થ—રાગાદિ દોષોના બીજભૂત જે અવિદ્યા, તેનો ક્ષય થવાથી, અને વિવેકખ્યાતિ તથા વિવેકખ્યાતિથી પ્રાપ્ત થએલી સિદ્ધિઓમાં પણ વૈરાગ્ય થવાથી, કૈવલ્યની પ્રાપ્તિ થાય છે. (૫૦)

50. If the above mentioned powers be given up, and in consequence the seeds of bondage being destroyed, the Yogi obtains Kaivalya.

૫૦ વિવેચન—

૪૯ મા સૂત્ર સુધી સિદ્ધિઓનું અને સિદ્ધિઓથી પ્રાપ્ત થતા લાભ સંબંધી વર્ણન કર્યું. સિદ્ધિઓથી અને સિદ્ધિઓથી પ્રાપ્ત થતા લાભથી, ચેતતા રહેવા સંબંધી આ સૂત્ર છે.

**दोषबीजक्षये**—

**दोषः**—અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ, અને અભિનિવેશ નામના પાંચ ક્લેશો. [જુઓ સાધનપાદ સૂત્ર ૩ જું.] શુભ, અશુભ અને શુભાશુભ (મિશ્ર) એમ ત્રણ પ્રકારનાં કર્મો પણ દોષમાં સમાય છે. 'બીજ' એટલે 'મૂળ' 'દોષબીજક્ષય' એટલે દોષોનો મૂળ સહિત ક્ષય. ફરીથી ઉત્પન્ન ન થાય તેવો ક્ષય. સાતમી વિભક્તિ વાપરીને સૂચવ્યું કે–'આમ થાય ત્યારે'–'આમ થયા પહેલાં નહીં.' અસંપ્રજ્ઞાત અગર નિર્બીજ સમાધિના અનુષ્ઠાનથી, આ દોષોની શક્તિ શેકેલાં બીજ જેવી થઇ જાય છે. ક્લેશ, કર્મ અને વિપાકરૂપે ચિત્તમાં રહેલા ગુણોનો ચિત્તની સાથે, પોતાના કારણમાં આત્યંતિક લય થઇ જાય ત્યારે.

**तद्वैराग्यात्-तासां सिद्धिषु यत् वैराग्यं तस्मात्**-તે સિદ્ધિઓમાં જે વૈરાગ્ય પ્રાપ્ત થાય તે વૈરાગ્યથી, તે સિદ્ધિઓમાં મોહ ન થાય તેથી.

**अपि** નો અર્થ 'અને તેમાં પણ' કરવો.

**कैवल्यं**—મુક્તિ.

**एषा ब्राह्मी स्थितिः पार्थ, नैनां प्राप्य विमुह्यति ॥**
**स्थित्वाऽस्यामंतकालेऽपि, ब्रह्मनिर्वाणमृच्छति ॥ ७२ ॥** [ગીતા અ. ૨]

ક્લેશાદિનો તદ્દન નાશ થાય, અને સિદ્ધિઓમાં પણ વૈરાગ્ય થાય, એવી જે સ્થિતિ, તે સ્થિતિનું નામ બ્રાહ્મી સ્થિતિ. તે સ્થિતિને પામેલો મનુષ્ય, કશામાં મોહ નહીં પામતાં, અંતકાળે પણ એજ નિષ્ઠામાં રહીને, બ્રહ્મનિર્વાણ પદને–કૈવલ્યપદને પામે છે.

**लभंते ब्रह्मनिर्वाण-मृषयः क्षीणकल्मषाः ॥**
**छिन्नद्वैधा यतात्मानः, सर्वभूतहिते रताः ॥ २५ ॥** [ગીતા અ. ૫]

જેના ક્લેશો શમી ગયા હોય છે, રાગદ્વેષાદિ દ્વંદ્વો છેદાઇ ગયા હોય છે, જેઓ ઇંદ્રિ

યોને વશ રાખનારા છે, સર્વ ભૂતોના હિત પાછળ જેઓ મચ્યા રહે છે, તે ઋષિઓ બ્રહ્મનિર્વાણ–મોક્ષને–કૈવલ્યને–પામે છે.

સિદ્ધિઓથી સાવધાન રહેવા માટે હજી આગળ કહે છે કે—

**सूत्रं–स्थान्युपनिमंत्रणे संगस्मयाऽकरणं पुनरनिष्टप्रसंगात् ॥ ५१**

પદચ્છેદ—[**स्थानीः**–સ્વર્ગાદિ સ્થાનના સ્વામી.] **स्थानिभिः उपनिमंत्रणे**–સ્વર્ગાદિ દેવોથી યોગીની પ્રાર્થના થાય ત્યારે. **संगश्च स्मयश्च तयोः अकरणं**–સંગ અને ગર્વ ન કરવો. તેમાં અનાસક્ત રહેવું અને તેથી વિસ્મય પામવું નહીં. **पुनः अनिष्टप्रसंगात्** કારણકે એમ કરવાથી ફરી જન્મ મરણ રૂપ દુઃખ ઉત્પન્ન થાય છે.

અર્થ—સ્વર્ગાદિ દેવો જ્યારે ઐશ્વર્ય ભોગવવાની યોગીને પ્રાર્થના કરે, ત્યારે યોગીએ તેમાં અનાસક્ત રહેવું, અને તેથી અભિમાન કરવું નહીં; કારણકે તેમ કરવાથી, ફરી જન્મ અને મરણરૂપ દુઃખ પ્રાપ્ત થાય છે. [૫૧].

51. The Yogi, for fear of evil again, should give up attachment and pride, when the Gods of celestial lands, invites him to come and enjoy there.

૫૧ વિવેચન—

**स्थानीकउपनिमंत्रणे**–'સ્થાનિ' એટલે સ્વર્ગાદિ સ્થાનમાં રહેનારા. તેમનાથી આમંત્રણ થતાં–એટલે તેઓ લલચાવે ત્યારે. [ભોજવૃત્તિમાં **स्थानि** ને બદલે **स्वामी**' શબ્દ છે. તે બેઉનો એકજ અર્થ છે. ] સ્વર્ગાદિ સ્થાનમાં રહેનારા દેવો, યોગીઓને કેવી રીને લલચાવે છે-તે સાંભળો—

"**भो इहास्यताम्, इह रम्यताम्, कमनीयोऽयं भोगः, कमनीयेयं कन्या, रसायनमिदं जरामृत्युं बाधते, वैहायसमिदं यानम्, अमी कल्पद्रुमाः, पुण्या मन्दाकिनी, सिद्धा, महर्षयः, उत्तमा अनुकूला अप्सरसः, दिव्ये श्रोत्रचक्षुषी, वज्रोपमः कायः, स्वगुणैः सर्वमिदमुपार्जितमायुष्मता, प्रतिपद्यतामिदमक्षयजरममरं स्थानं देवानां प्रियम् ॥**"

અર્થ—"હે યોગિન્! આપ અહિં (સ્વર્ગાદિ લોકોમાં) સ્થિતિ કરો, અહિં મોજ ઉડાવો; આ ભોગ સુંદર છે; આ કન્યા સુંદર છે; જરા મૃત્યુને દૂર કરે એવું આ રસાયન લ્યો; આ વૈમાન આકાશમાં વિચરનારૂં છે; મનકામના પૂર્ણ કરે એવાં આ કલ્પદ્રુમો છે; આ પવિત્ર સ્વર્ગ ગંગા નદી છે; સિદ્ધો અને મહર્ષિઓ આ રહ્યા; ઉત્તમ અને અનુકુળ અપ્સરાઓ આપની સેવામાં ઉભી છે; અહીં આપને દિવ્ય શ્રોત્ર અને દિવ્ય નેત્રનો લાભ થશે; અહીં આપનું શરીર વજ્ર જેવું દૃઢ થશે; આ સર્વ આપે આપના યોગાભ્યાસથી પ્રાપ્ત કર્યું છે; તેથી દેવોને પ્રિય એવા જે આ સ્વર્ગાદિ સ્થાન છે. તેને આપ પ્રાપ્ત કરો."

સિદ્ધિઓથી સાચવીને રહેવા માટે, દરેક સત્શાસ્ત્રોમાં મુમુક્ષુઓને ઇસારા કર્યા છે—

**यामिमां पुष्पितां वाचं, प्रवदंत्यविपश्चितः ॥**
**वेदवादरताः पार्थ, नान्यदस्तीति वादिनः ॥ ४२ ॥**

कामात्मानः स्वर्गपरा, जन्मकर्मफलप्रदाम् ॥
क्रियाविशेषबहुलां, भोगैश्वर्यगतिं प्रति ॥४३॥ [ગીતા અ. ૨.]
त्रैविद्या मां सोमपाः पूतपापा, यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयंते ॥
ते पुण्यमासाद्य सुरेंद्रलोक-मश्नंति दिव्यान् दिवि देवभोगान् ॥२०॥
ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं, क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति ॥
एवं त्रयीधर्ममनुप्रपन्ना, गतागतं कामकामा लभंते ॥ २१ ॥
[ગીતા અ. ૯.]

વિશ્વામિત્ર, પુરૂરવા, નહુષ, સૌભરિ વિગેરેના દ્રષ્ટાંતો આપીને, સિદ્ધિઓથી ચેતતા રહેવા ભલામણ શ્રીમદ્ ભાગવતમાં કરી છે; તે ઉપરાંત—એકાદશ સ્કંધના ૧૫ મા અધ્યાયમાં સિદ્ધિઓનું વર્ણન કરીને, તેથી ખાસ ચેતી જવા ભલામણ કરી છે.

તુલસીદાસજીએ કહ્યું છે કે—

ચોપાઈ–'ઇહ તનુ કર ફલ વિષય ન ભાઇ, સ્વર્ગહુ સ્વલ્પ અંત દુઃખદાઇ.'
(મોક્ષવાણી પાનુ ૬૮ A.)

અફસોસની વાત–સનાતન ધર્મે સાચા ત્યાગ માટે આટલી બધી ચોકસી કરી છે, તો પણ સોએ એક બે ટકા બાદ કરતાં–સાધુ, સન્યાસીઓ, ભકતો, કથાકારો, પંડિતો અને મોટા મોટા આચાર્યો, સિદ્ધિઓ માટે ફાંફાં મારે છે. સિદ્ધિઓ પ્રાપ્ત થઇ હોય તો તેમાંજ લલચાઈને-તેમાંજ લાચાર બનીને પડયા રહે છે. સાધુ સન્યાસીઓને સેવનારા સેવકોમાંના નવાણું ટકા સિદ્ધિઓ માટેજ તેમને સેવે છે. ભગવાન મળશે કે નહીં? તેની તેમને જરાએ ફીકર હોતી નથી. 'તેમનું ઐશ્વર્ય વધે, અને છે તે ઐશ્વર્ય કોઈ રીતે નાશ ન પામે,' એજ ધનવાન્ સેવકોની ઇચ્છા હોય છે.

**કયા યોગીઓ સિદ્ધિઓમાં ફસાય છે?**–તે સાંભળો—યોગીઓના ચાર પ્રકાર છે. પ્રથમકલ્પિક, મધુભૂમિક, પ્રજ્ઞાજ્યોતિ, અને અતિક્રાન્તભાવનીય.

પ્રથમકલ્પિક યોગીનાં લક્ષણ—જે યોગી માત્ર સંયમમાંજ પ્રવૃત્ત થયો હોય, અને જેને પરચિત્તજ્ઞાનાદિ સિદ્ધિઓ પ્રાપ્ત થઇ ન હોય, તે યોગી પ્રથમકલ્પિક યોગી કહેવાય છે.

મધુભૂમિક યોગીનાં લક્ષણ—જે યોગીએ સંપ્રજ્ઞાત સમાધિદ્વારા ઋતંભરા પ્રજ્ઞાની પ્રાપ્તિ કરી હોય, ભૂતજય અને ઈંદ્રિયજયદ્વારા પ્રાપ્ત થતી સિદ્ધિઓ મેળવવા જેની ઇચ્છા હોય, તે યોગી મધુભૂમિક યોગી કહેવાય છે.

પ્રજ્ઞાજ્યોતિ યોગીનાં લક્ષણો—જે યોગીએ ભૂતજય અને ઈંદ્રિયજય કર્યો હોય, અને જેને મધુપ્રતીકા સિદ્ધિ પ્રાદ્ પ્રાપ્ત થઇ હોય, તથા વિશોકા સિદ્ધિ માટે જેનો પ્રયત્ન હોય. તે યોગી પ્રજ્ઞાજ્યોતિ કહેવાય છે.

અતિક્રાંતભાવનીય યોગીનાં લક્ષણ—નિર્બીજ સમાધિદ્વારા માત્ર ચિત્તના વિલયરૂપ કર્મ, જે યોગીને બાકી રહ્યું હોય, અને તેથી સમાધિપાદના ૨૭ મા સૂત્રમાં કહેલી સાત પ્રકારની પ્રાંતભૂમિ પ્રજ્ઞાવાળો જે યોગી હોય, તે અતિક્રાંતભાવનીય યોગી કહેવાય છે.

આ ચાર પ્રકારના યોગીઓમાં, પ્રથમ પ્રકારના યોગીઓથી ઈંદ્રાદિદેવોને ભય નથી. ત્રીજા પ્રકારના યોગીને અને ચોથા પ્રકારના યોગીને જે જોઇએ તે મળી ચૂકેલું હોવાથી, ઈંદ્રાદિ દેવો તેમને લલચાવતા નથી. માત્ર બીજા પ્રકારનો યોગી, જે સિદ્ધિઓ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળો છે, તેનેજ ઈંદ્રાદિદેવ લલચાવે છે.

યોગવાસિષ્ઠના ઉપશમ પ્રકરણમાં ઉદ્દાલક મુનિને દેવો લલચાવે છે કે—

'आरूह्येदं विमानं, त्वमेहि त्रैविष्टपं पुरम्।
स्वर्ग एव हि सीमान्तो, जगत् संभोगसंपदाम्॥
आकल्पमुचितान् भुंक्ष्व, भोगानभिमतान् विभो।
स्वर्गादिफलभोगार्थ-मेवाशेषतपःक्रियाः॥
हारचामरधारिण्यो, विद्याधरवरांगनाः।
पश्येमास्त्वामुपासीनाः, करिण्यः करिणं यथा॥

હે ભગવન્! આ દિવ્ય વિમાનમાં આપ બેસો. સ્વર્ગમાં ચાલો. કારણ કે સ્વર્ગ સર્વ જગત્‌ની સંપત્તિનો અવધિ છે. માટે કલ્પ પર્યંત મરજીમાં આવે એવા ઉત્તમ ભોગ ભોગવો. સ્વર્ગાદિ સુખ માટેજ સઘળા જપ તપાદિનું અનુષ્ઠાન છે. જેમ હાથણીઓ હાથીની ઉપાસના કરે, તેમ હાર અને ચામરને ધારણ કરનારી વિદ્યાધરોની સુંદર સ્ત્રીઓ પોતાના પતિની સાથે જે સુખ ભોગવી રહી છે તે સ્ત્રીઓને તમે જુઓ.'

મુમુક્ષુઓને સાવધાન રહેવા માટે શ્રીઆદ્ય શંકરાચાર્ય કહે છે કે—

રાગ-વંશસ્થ.

**लक्ष्यच्युतं चेयदि चित्तमीषद्-बहिर्मुखं सन्निपतेत् ततस्ततः।**
**प्रमादतः प्रच्युतकेलिकन्दुकः, सोपानपंक्तौ पतितो यथा तथा॥३२८॥**

(વિવેકચૂડામણિ.)

નિસરણીનાં પગથીયાં ઉપર ભૂલથી પડેલો દડો, ત્વરાથી નીચે નીચે ચાલ્યો જાય છે; તેમ ચિત્ત જો લક્ષ્યને જરા ચૂકી જાય, તો ધીમે ધીમે બહિર્મુખ થઇ જાય છે. સાર-થોડું સરખું ઝેર કરોડા દેતાં ન મળે, એવા જીવનું જોખમ કરે; તેમ થોડો સરખો દોષ યોગીના અમૂલ્ય તપનો નાશ કરે.

દૃષ્ટાંત—એક યોગી ફરતો ફરતો કાશીમાં આવ્યો. તે સવારમાં વિશ્વનાથનાં દર્શન કરવા શહેરમાં આવતો, બાકી શહેર બહાર ઘણે દૂર ગંગા તટે, તે પડયો રહેતો હતો. કોઇ ભિક્ષા લાવે તો ખાઇ લેતો, નહિં તો ગંગાજીના જળથી તેને ચાલતું હતું. તેનો દેખાવ ભીખારી જેવો હતો, તોપણ તેનું તેજ ઘણું હતું. સેવા કરનારની સેવાથી તે જ્યારે પ્રસન્ન થતો, ત્યારે તે નિર્ધનને ધન આપતો, અને વાંઝીયાને પુત્ર પણ આપતો હતો. કાશીમાં ઘણા સમયથી રહેતા એક ધનાઢયને આ સમાચાર મળ્યા. તેને બે પુત્રી હતી પણ પુત્ર નહોતો. પુત્રની કામનાથી તે ધનાઢય આ સંતને સેવવા લાગ્યો. તેણે બહુ સેવા કરીને સંતને પ્રસન્ન કર્યા. સંતે રાજી થઇને તેને પુત્ર આપ્યો. પુત્ર જન્મ પછી, તે ધનાઢયને આ યોગીમાં બહુ આસ્થા થઇ. સંત ગંગાતટે શહેરથી દૂર પડયા રહેતાં હતા, તે તેને ગમ્યું નહીં. તેણે ઘણો આગ્રહ કરીને સંતને પોતાના બંગલામાં પધરાવ્યા. એક સુંદર અલગ ભાગ તેમને રહેવા માટે આપ્યો. તે ભાગમાં જોઇતું ફરનીચર પણ ગોઠવી દીધું. તે ધનાઢયની સ્ત્રી અને ધનાઢયની મોટી પુત્રી (રંભાલક્ષ્મી), જે પંદર વરસની કુમારીકા હતી, તે બેઉ સંતની સારી રીતે સેવા કરવા લાગ્યાં. સંતના અહાર વિહાર બદલાયા, થોડા દિવસમાં સંત પણ બદલાયા. સંત અસંત થયા. તેમને ગૃહસ્થાશ્રમના સુખે લલચાવ્યા. ધનાઢયની કુમારિકાને (રંભાલક્ષ્મીને) પોતાની સ્ત્રી બનાવવાનો સંતને વિચાર થયો. આ હેતુને પાર પાડવા માટે, ધનાઢય-કે જે બહુજ શ્રદ્ધાળુ હતો-

સંતને કાશીવિશ્વનાથરૂપે ભજતો હતો-તેને સંતે સમજાવ્યું કે 'તને પુત્ર પ્રાપ્ત થયો, પણ આ રંભાને હાથે પુત્રનું મોત છે, માટે તું રંભાને દૂર કર.'

શેઠ—ત્યારે એમ હોય, તો હું રંભાને જલદીથી પરણાવીને, સાસરે મોકલી દઉં.

સંત—તેમ કરવાથી ભયનો નાશ થશે નહીં.

શેઠ—ત્યારે આપ કહો તેમ કરૂં.

સંત—તે જીવે ત્યાં સુધી પુત્રને ભય છે; વળી તેને મારતાં સ્ત્રી હત્યા લાગે; માટે તેને એક પેટીમાં પૂરીને, તે પેટી ગંગાજીમાં તરતી મૂકી દે; ગમે ત્યાં અફળાઇ કુટાઇને મરી જશે.

'જેવી આજ્ઞા' એમ કહીને શેઠે પોતાના મોટા મુનિમને બોલાવ્યો, અને તમામ વાતથી વાકેફ કર્યો. મોટા મુનીમ ઘણોજ ઠરેલો માણસ હતો. સંતના મનની સ્થિતિ તે તુરત સમજી ગયો; પણ શેઠને સંતમાં ઘણીજ શ્રદ્ધા હતી, તેથી શેઠ પાસે સંતનું કાંઇ વાંકું બોલવું, તે તેને નકામું લાગ્યું. શેઠની હાએ હા કહીને, તે તુરત ઉઠયો. સુતારને બોલાવીને એક મજબૂત પેટી કરાવીને તેણે શેઠને કહ્યું કે 'હવે બાકીનું કામ હું કરીશ; કારણકે બ્હેનને પેટીમાં પુરવાનું કામ, આપનાથી બની શકશે નહીં. કાંઇ નીમિત્ત કાઢીને બ્હેનને મારે ઘેર મોકલજો. આ કામ કયારે કરવું છે? તે વાત પણ મને કહો.

શેઠ—સંતે મને કહ્યું છે કે-'બે દિવસ પછી-સોમવારે-સવારમાં રંભાને પેટીમાં પૂરીને આઠ વાગે તે પેટીને ગંગાજીમાં તરતી મુકજો.' મુનીમજી 'ઠીક' કહીને ત્યાથી વિદાય થયા.

'રંભા બચે, શેઠના મનનું સમાધાન થાય, અને પાતકી સાધુનો નાશ થાય,' એમ ત્રણ કામ મુનીમજીને એક સાથે કરવાનાં હતાં. તે સંબંધી મુનીમજીએ પોતાને ઘેર આવીને ઘણો વિચાર કર્યો. વિચાર કરતાં શ્રીકૃષ્ણે તેના હૃદયમાં એમ સ્ફુરાવ્યું કે-હિંસક મનુષ્યોદ્વારા એક વાઘને વગડામાંથી પકડાવીને, રંભાને બદલે પેટીમાં પુરી દેવો; પછી તે પેટી જળમાં તરતી મુકવી. આ પેટી લેવા માટે સાધુ અગાઉથી નદીના વ્હેણ તરફ઼ ઘણે દૂર જઇને બેસશે. પેટીને દેખતાં સાધુ નદીમાં ઉતરી પડીને, પેટીને ખેંચી લેશે. પેટી ઉઘાડતાં વાઘ સાધુને ફાડી ખાશે. સાધુનો નિકાલ થશે, અને રંભા બચી જશે. આ યોજનાથી બે કામ પતી જશે. ત્રીજું-શેઠના મનનું સમાધાન કેવી રીતે કરવું? તે કામ બાકી રહેશે. જેવો સમય તેવી વાત કરીને, શેઠના મનનું સમાધાન કરવામાં આવશે.' આ પ્રમાણે વિચાર કરીને એક વાઘને ખાનગીમાં મંગાવીને, મુનીમજીએ તે વાઘને, શનીવારની મધ્યરાત્રે પેટીમાં પુરાવ્યો. રવિવારના દસબાર વાગતાં સુધી, પેટીમાં વાઘે ઘણા પછાડા માર્યા. પછી તે શાંત થઇને પેટીમાં પડયો રહ્યો. (હવા જવા આવવા માટે પેટીમાં છિદ્રો હતાં.)

રવિવારે બપોર પછી, શેઠે મીઠાઇ આપવા માટે, રંભાને મુનિમજીને ઘેર મોકલી. રંભાને રવાના કરતાં પિતાની આંખો જળથી ભરાઈ ગઇ. જ્યાં સુધી નજર પહોંચી, ત્યાં સુધી તે રંભાને જતી જોઇ રહ્યા. વાંઝીયામેણું ટાળનારા પુત્રના સુખમાં અંજાઇને, શેઠે રંભાને જવા દીધી. રંભાને પાછી વાળી શકયા નહીં. શેઠે આરતનાદથી શ્રીકૃષ્ણનું સ્મરણ કર્યું.

**कृष्णेति मंगलं नाम, यस्य वाचि प्रवर्तते ।**
**लाभस्तेषां जयस्तेषां, कुतस्तेषां पराजयः ॥**

[ અર્થ—મંગળકારી શ્રીકૃષ્ણનું નામ જેમની વાણીમાં હોય, તે પુરૂષને લાભજ હોય-તે પુરૂષને જયજ હોય. તે પુરૂષનો પરાજય કેવી રીતે થાય! ];

રંભા મુનિમજીને ઘેર આવી. મુનીમે રંભાને શેઠનો વિચાર જણાવ્યો. સાથે સાથે એમ પણ કહી દીધું કે–'સોમવારે સવારે સાધુ અગાઉથી ગંગાના વ્હેણ તરફ જઇને, પેટીની રાહ જોશે. પેટી આવતાં, તે તને પેટીમાંથી કાઢીને ગમે ત્યાં લઇ જશે. તારી સાથે ન કરવાનું કાર્ય કરશે; વિગેરે, વિગેરે.' આ સમાચાર સાંભળી રંભા ડરી ગઇ. ગભરાઇ ગઇ. કાંઇ પણ બોલી શકી નહિં. મુનીમે રંભાને ધીરજ આપીને કહ્યું કે–'બેટા! ગભરાઇશ નહીં.'

રંભા—પણ આ સાધુ કેવા! આ મહારાજ કેવા? આ સંપ્રદાય કેવો?

મુનીમજી—આ સ્વચ્છંદી સાધુ, આ મોજીલા મહારાજ, આ સત્યાનાસી સંપ્રદાય. બધા સાધુ કાંઇ એવા નથી. માત્ર કહેવાનું એટલુંજ કે–ઘઉં કરતાં કાંકરા વધારે છે. બાદલો ઘણો છે.

રંભા—શું આપણા ધર્મશાસ્ત્રોમાં આવું લખ્યું હશે?

મુનીમજી—ધર્મશાસ્ત્રોમાં તો ચોખ્ખું લખ્યું છે કે–'ચીંથરાની ઢીંગલીને પણ સાધુએ જોવી નહીં, અને તેનો સ્પર્શ પણ કરવો નહીં. સાધુઓએ સ્ત્રીઓ સામે જોવું નહીં, સ્ત્રીઓ સાથે વસવું નહીં, સ્ત્રીઓની સાથે વાતચીત કરવી નહીં, તેમનો સ્પર્શ પણ કરવો નહીં.'

શ્રીઆદ્યશંકરાચાર્યે આજ્ઞા કરી છે કે–'સંન્યાસીઓએ કથા વાર્તા પણ કરવી નહીં–છાના માના શ્રવણ કરવું; જેથી તેમને કોઇ ઠેકાણે રાગદ્વેષ થાય નહીં.' **રંભાબ્હેન!** આ આજ્ઞાઓનો અનાદર કરનારા સાધુ સન્યાસીઓનો, આપણે કેમ આદર કરવો?

રંભા—ત્યારે શાસ્ત્રોનો અનાદર કરનારા–શાસ્ત્રોનાં વચનો ઉપર પગ મૂકનારા, શ્રીશંકરાચાર્યનાં વચનને ફેંકી દેનારા–આવા સાધુઓનો આપણે કેમ સાદર કરીએ છીએ?

મુનીમજી—જરા કરડાકીમાં બોલ્યા–તે વાત શેઠજી જાણે–તે વાત તારા પિતા જાણે.

રંભા—શેઠજી શું જાણે! શેઠજી જાણે, તો મારી આ દશા થાય! શેઠજી બાપડા ભોળા રાજા છે.

મુનીમજી—ભોળારાજા હોય, તે પુરા અજ્ઞાની ગણાય. એવા ભોળા રાજા થવાથી, ભગવાન્ ન મળે, પણ ખળ મળે. સાધુઓને પોતાના ઘરમાં ઉતારવા, અને સ્ત્રીઓને તેમની સેવામાં મૂકવી, એ સનાતન ધર્મ નથી. એ સ્વચ્છંદ ધર્મ છે. પામર સાધુઓ આ ભૂલ સમજી શકતા નથી, માટે આપણેજ પામર સાધુઓને તેમનો ધર્મ સમજાવવો જોઇએ.

રંભા—આવું અંધેર સનાતન ધર્મના કેંદ્રસ્થાન–કાશી–માં છે, ત્યારે બીજે કેમ નહીં હોય?

મુનીમજી—કોઈ કોઇ સ્થળ બાદ કરતાં, ચારે તરફ સાધુઓનું આવું અંધેર છે. પામર સાધુઓ આપણી અજ્ઞાનતાનો લાભ લે છે.

રંભા—હવે અમે સમજ્યાં. મુનીમજી—પણ બહુ મોડું સમજ્યાં.

મુનીમજી—સાધુઓની પામરતા, તેમના દુરાચાર, તેમનો કનક અને કાંતામાં રાગ, તેમના નિર્વાહ અને મોજશોખનો આપણા ઉપર થતો બોજો, તેમની ફજેતી સાથે આપણા ધર્મની ફજેતી–તે તમામનો વિચાર કરૂં છઉં–ત્યારે મારૂં મન ખીન્ન થઇ જાય છે. આ બાબતમાં મુખ્ય દોષ બ્રાહ્મણોનો છે. તેઓ પોતાનો ધર્મ ચૂક્યા. અને કુસંપથી અંદર અંદર ઘસાઇ ગયા. પોતાનું ધર્મક્ષેત્ર રેઢું મૂકીને, કેટલાએક બ્રાહ્મણો વેપાર રોજગારમાં જોડાયા. બીજો દોષ

વૈશ્યોનો છે; કારણકે વૈશ્યોએ મંદિરોની માલીકી ત્યાગીઓને સોંપીને, તેમને રાગી બનાવ્યા. બાવાજી ધીમે ધીમે કનક કાંતાના સંગમાં આવ્યા. પોતે ફસાયા અને ધર્મને વગોવ્યો. હવે અમે તો વૃદ્ધ થયા. તમે જુવાનીયા સમજો તો ઘણું છે.

હવે આ બાબતમાં શું કરવું તે સાંભળ-'આ સામે પેટી પડી છે, તેમાં એક વાઘને પકડીને પૂર્યો છે. તે પેટી આવતી કાલે ૮ વાગે ગંગામાં તરતી મૂકાવીશ. સાધુની બદદાનત હશે, તો તે દૂર જઇને ગંગાતટે ઉભોરહીને પેટી ખેંચી લેશે; અને પોતાને હાથે ઉભા કરેલા પ્રપંચમાં, પોતે ફસાઇ જશે. પછી તારા પિતા તેમની શોધ કરશે. તે શોધમાં હું તેમના મનનું સમાધાન કરી શકું, ત્યાં સુધી તારે ગુપ્ત રીતે અહીં મારા ઘરમાં રહેવું પડશે. બેટા! તારે જરાએ ગભરાવું નહી. હવે તું નાહી ધોઇને, સફેદ વસ્ત્ર ધારણ કરીને, અને ઘીનો દીવો કરીને, શ્રીહરિનું સ્મરણ કર. તે મને, તને અને તારા પિતાને, આ ભયમાંથી બચાવે.' એમ કહીને મુનીમજી શેઠને ઘેર ગયા. [હજી રવિવાર છે.]

આડીઅવળી વાતો કર્યા પછી, શેઠે કહ્યું કે-'કાલ સવારે પેલું કામ કરી શકશોને? તેના જવાબમાં મુનીમે કહ્યું કે-' બરાબર કરીશ. તે પણ આઠ વાગે-ટાઇમમાં ફેરફાર નહીં કરૂં.' આ પ્રમાણે કહીને મુનીમ પોતાને ઘેર આવ્યા, અને શેઠજીએ જઇને યોગીરાજને તમામ સમાચાર આપ્યા. 'હવે મારે સમાધિમાં બેસવું છે,' એમ કહીને યોગીરાજે શેઠને રવાના કર્યા. [શેઠ અને યોગીરાજ જુદા પડયા, તે હવે ફરી મળવાના નથી-પ્રભુ-પ્રભુ.] શેઠજીના ગયા પછી ગૃહસ્થાશ્રમના સુખના અનેક તરંગોમાં યોગીરાજ તરવા લાગ્યા. પોતે જાણે સ્વર્ગમાં હોય, એમ તેમને લાગ્યું. લગભગ બે કલાકે યોગીરાજને ભાન આવ્યું કે-રંભા મળશે, પણ લક્ષ્મી વિના ગૃહસ્થાશ્રમ શોભશે નહીં. પોતા પાસે દ્રવ્ય હતું, અને બીજું લેવાય તેટલું ત્યાંથી લઇને, એક પોટલીમાં બાંધી દીધું. યોગીરાજની તે રાત્રી તેમજ ગઇ. બે-ત્રણ અને ચાર વાગ્યા. ચાર વાગે-લેવાય તેટલું દ્રવ્ય લઇને 'જંગલ જાઉં છઉં,' એમ કહીને યોગીરાજ રવાના થયા. કાશીથી લગભગ બે માઇલ દૂર ગંગાતટે, યોગીરાજ પેટીની વાટ જોતા ઉભા રહ્યા. યોગીરાજે રંભાનું ચિંતવન શરૂ કર્યું. યોગીરાજના રૂંવાડે રૂંવાડામાં રંભાની પ્રાપ્તિનો રસ રેલાયો. થોડીવાર પછી યોગીરાજને પેટીનાં દર્શન થયાં. પેટીને નજદીક આવતી જોઇને, યોગીરાજ ગંગાજીમાં કૂદી પડયા. પેટીને ખેંચીને કાંઠે લાવ્યા. આતુરતાપૂર્વક પ્યારીનાં દર્શન કરવા, યોગીરાજે પેટી ઉઘાડી-પેટીમાંથી પ્યારીને બદલે પ્યારો ઉછળ્યો. બહુ વ્હાલથી-અરે બહુ ક્રોધથી-ભૂખ્યો પ્યારો-રંગીલો પ્યારો-યોગીરાજને ભેટી પડયો. યોગીરાજની ગરદન સુધી લઇને -પીવાય તેટલુંલોહી પી લઇને, પ્યારો જંગલમાં ચાલ્યો ગયો.

સવારમાં નિત્યથી પરવારી શેઠ શેઠાણી સંતનાં દર્શન કરવા આવ્યાં, પણ દર્શન થયાં નહીં. 'જંગલ ગયા છે,' એમ સમાચાર સાંભળીને બે કલાક રાહ જોઇ; પણ સંત જંગલથી પાછા ફર્યા નહીં. મુનીમજી ત્યાં આવી પહોંચ્યા. શેઠે મુનીમજીને પૂછયું-'કેમ, કામ બરાબર કર્યું ને?'

મુનીમજી--હાજી. [પછી કાંઇ વિશેષ જાણવાની ઇચ્છાથી મુનીમ બોલ્યા] હવે ચાલો આપણે સંતનાં દર્શન કરીએ.

શેઠ--સંત જંગલ ગયા છે, અમે તેમની વાટ જોઇએ છીએ.

મુનીમજી--કયારે ગયા છે?

શેઠ—'વહેલા ચાર વાગે ગયા છે.' એમ બંગલાનો પગી કહે છે. [ આ સમાચાર સાંભળીને યોગીરાજની બદદ્યાનત સંબંધી, મુનીમજીને કાંઇક ખાત્રી થઇ; તોપણ તેઓ ગંભીરતાથી બોલ્યા. ]

મુનીમજી—ત્યારે ચાલોને આપણે સંતની તપાસ કરીએ. દસ વાગવા આવ્યા છે. સંતપુરૂષો ઘણે ભાગે ગંગાતટ ઉપર હોય છે, માટે આપણે ત્યાં તપાસ કરીએ.

આ પ્રમાણે કહીને શેઠ તથા મુનીમજી ગંગાના પૂર્વ ભાગ તરફ [વ્હેણુ તરફ] ચાલ્યા, અને બીજા નોકરોને બીજી દિશાઓમાં દોડાવ્યા. બપોરના બે વાગે શેઠ તથા મુનીમજી ફરતા ફરતા, જ્યાં યોગીરાજ પડયા હતા, ત્યાં આવી પહોંચ્યા. યોગીરાજને મરી ગયેલા જોઇને શેઠજી રોઈ પડયા. મુનીમે ધીરજ આપીને પૂછયું-'પણ આ પેટી અહીં કયાંથી?' [ પેટી શેઠને ઘેર શેઠની રૂબરૂ ઘડાઈ હતી. ]

શેઠ—આ પેટી તો બ્હેનને માટે કરાવી હતી, તેજ જણાય છે—હા, તેજ છે. તે પેટી અહીં કયાંથી ?

મુનીમજી—પ્રભુ જાણે-પણ યોગીરાજને પેટીનું શું કામ હશે ? આ પેટી તેમણેજ કાંઠે ખેંચી લીધી જણાય છે.     શેઠ—હા, એમજ જણાય છે. ત્યારે રંભા કયાં ગઇ ?

મુનીમજી—ગંભીરતાથી-કાંઇ સમજણ પડતી નથી. આટલા વહેલા અહીં આવીને યોગીરાજે પેટી કેમ ખેંચી લીધી હશે? યોગીરાજને પેટીનું શું કામ હશે? 'પેટીમાં **રંભા** છે!' તે વાત તો યોગીરાજ જાણતા હતા. શું યોગીરાજને રંભાનું કાંઇ કામ હશે ?

શેઠ—લાંબા નિસાસા મૂકીને બોલ્યા-'પ્રભુ જાણે.'

મુનીમજી—પ્રભુ તો બધુએ જાણે છે; પણ આપ ઘરમાં રહો છો, તે કાંઇ જાણતા હશો ને ? જુઓ આ દ્રવ્યની પોટલી પણ છૂટી ગઇ જણાય છે. તેમને દ્રવ્યનું શું કામ હશે ?

શેઠ—'શિવ ! શિવ ! શિવ !' કહીને લાંબો નિસાસો નાંખીને બોલ્યા-મને હવે એમ જણાય છે કે, યોગીરાજનું મન **રંભા**માં લલચાયું હશે.

મુનીમજી—દાવકું મોં રાખીને બોલ્યા-'આવા મોટા મહારાજ એવું ન કરે.'

શેઠ—'પ્રબળ ઇંદ્રિયો યોગીઓને પણ ઉથલાવીને ફેંકી દે છે,' એવું મેં ઘણીવાર શ્રવણ કર્યું છે.                    મુનીમજી—આવું શ્રવણ શા કામનું!

શેઠજી—અરે શાસ્ત્રો તો દીવો છે. વિશ્વામિત્ર અને પરાશર જેવા સુકાં પાંદડાં ખાનારા **तेऽपि स्त्रीमुखपंकजं सुललितं दृष्ट्वैव मोहं गताः**। તપસ્વિઓ પણ સ્ત્રીના મુખકમળરૂપી કાદવમાં ખૂતી ગયા, ત્યારે આ અમારા **ગુરૂ** બાપડા કોણ માત્ર !

મુનીમજી—'સાંભળ્યું તો ઘણું પણ—.'

શેઠ—હા, એજ વાંધો છે. સાંભળ્યું પણ કાંઇ પાળ્યું નહીં. શાસ્ત્રોનાં વચનોનો અનાદર કરીને, સંતને હું ઘરમાં લાવ્યો. સ્ત્રીઓને સંતની સેવામાં મૂકી. પણ હાય! [ રંભા યાદ આવતાં ] હવે મને રંભા કયાં મળશે ? સંત તો એમને પાપે મુવા, પણ બાપડી ગરીબ ગાયનું અહીં શું થયું હશે !

આ શબ્દો બોલીને શેઠજી મોટેથી રડી પડયા. થોડીવારે વળી બોલ્યા-'ઘરનો ત્યાગ કર્યો, પણ કનક કાંતાનો ત્યાગ ન કર્યો. વસ્ત્ર બદલ્યાં પણ વાસના બદલી નહીં. વાણીયા-બ્રાહ્મણ, કોળી, કુંભાર, દરજી, રજપુત એવી જ્ઞાતીઓ તજીને, સાધુની જ્ઞાતીમાં ભળ્યા-ત્યાં લૌકીક વ્યવહાર જોડયો. ઘરની મમતા મૂકીને મઠની મમતા બાંધી-પુત્ર પરિવાર તજીને શિષ્યોમાં સપડાયા. આવા ત્યાગીઓને મુવા પછી કાગડા કુતરા ઠોલે, તેમાં કાંઈ નવાઇ જેવું નથી. પણ હાય! મારી સુકુમાર બાળાના અહીં શા હાલ થયા હશે? તે વાત અરે! મને હવે કોણ કહે?' એમ કહીને શેઠજી ડુચકા ખાવા લાગ્યા.

શેઠનો સાચો પશ્ચાતાપ જોઇને મુનીમજીએ ખુલાસો કર્યો. તે સાંભળીને શેઠના ચહેરા ઉપર શાંતિ અને શરમ બેઉ ઉભરાયાં. ત્વરાથી બેઉ મુનીમજીને ઘેર આવ્યા. ઘરના એક ભાગની ઓરડી ઉઘાડીને જુએ છે ત્યાં-ધોળાં વસ્ત્ર પહેરીને, ઘીના દીવા પાસે, એકતાનથી શ્રીહરિનું સ્મરણ કરતી **રંભાને** દેખી. રંભા પ્રત્યેની પોતાની ક્રૂરતાનું સ્મરણ આવતાં, શેઠજી શરમાઇ ગયા. પોતાના બે હાથે પોતાનું મોં સંતાડીને શેઠજી બોલ્યા-'બ્હેન! આ ક્રૂર પિતાનું મોં જોવા જેવું નથી. આ ધર્માંધ પિતાનું મોં સંતાડવા જેવું છે.' એમ કહીને શેઠજી રડી પડયા. મુનીમે તથા રંભાએ ઘણી ધીરજ આપ્યા પછી શેઠજી સ્વસ્થ થયા.

સાર—જેમ થોડી સરખી રજ આંખમાં પડતાં અંધાપો આવે; તેમ યોગીઓને થોડો સરખો દોષ યોગથી ભ્રષ્ટ કરે. જંગલનો વાસ તજીને સંત શેઠના બંગલામાં પધાર્યા, તેજ નાનો-પણ ભયંકર દોષ. જેમ દુર્ગંધ દેખીને મનુષ્ય નાક બંધ કરે છે, અને તે સ્થળનો જેમ બને તેમ ત્યાગ કરે છે; તેમ યોગી-ઉત્તમ કોટીનો જ્ઞાની-અને સાચો ભક્ત-વિષયી વાતાવરણવાળા સ્થળનો જેમ બને તેમ ત્યાગ કરે છે. સનાતન ધર્મની જરા જેટલી પણ લાગણી હોય, તો કનક કાંતાનો સંગ કરનાર સાધુ સન્યાસીનો, ત્વરાથી ત્યાગ કરજો. શરમ રાખશો નહીં.

**संगस्मयाकरणं-संगस्मयोः अकरणं**-સંગ અને સ્મય (ગર્વ) કરવો નહીં. સંગ એટલે-'આસક્તિ'. એટલે-ઈંદ્રાદિ દેવોએ કરેલા આમંત્રણનો સત્કાર કરવાથી, પાછું વિષયભોગની ગટરમાં ઉતરવું પડે તે. સ્મય (અભિમાન) કરવાથી, યોગાભ્યાસમાં આગળ વધી શકાય નહીં. આગળ વધવાનો ઉત્સાહ શિથિલ થઈ જાય. કાંઠે આવેલું વ્હાણ કાંઠા માંજ બુડી જાય.

સિદ્ધિઓનો અનાદર કરવામાં સબળ સાધન કોણ?-વિવેકજન્ય જ્ઞાન. તે જ્ઞાન જે રીતે પ્રાપ્ત થાય, તેની બીજી રીત બતાવે છે—

**सूत्रं-क्षणतत्क्रमयोः संयमाद् विवेकजं ज्ञानम् ॥५२॥**

પદચ્છેદ—**क्षणतत्क्रमयोः संयमात्**-ક્ષણ અને ક્ષણના ક્રમમાં સંયમ કરવાથી. **विवेकजं ज्ञानम्**-યોગીને વિવેકજન્ય જ્ઞાન પ્રાપ્ત થાય છે.

**અર્થ—ક્ષણ અને ક્ષણના ક્રમમાં સંયમ કરવાથી, યોગીને વિવેકજન્ય જ્ઞાન પ્રાપ્ત થાય છે. [૫૨]**

52. By making Samyama on moments and their order, the Yogi obtains the discriminative knowledge.

પર વિવેચન—

ક્ષણ અને ક્રમ—જેમ નક્કર પદાર્થનું નાનામાં નાનું જે દ્રવ્ય, તે 'પરમાણુ' કહેવાય છે; તેમ કાળનું નાનામાં નાનું માપ તે 'ક્ષણ' કહેવાય છે. અત્યારે કાળનું નાનામાં નાનું માપ 'સેકંડ' છે. આ ક્ષણોનો ઉત્તરોત્તર ભાવરૂપે જે અવિચ્છેદ પ્રવાહ ચાલે, તે પ્રવાહનું નામ **ક્રમ** કહેવાય છે. વિપલ, પલ, ઘડી, મુહૂર્ત, પ્રહર, અહોરાત્ર, પક્ષ, માસ, ઋતુ, વિગેરે કાળનાં નાનાં મોટાં માપ છે.

ક્રમનું વાસ્તવ સ્વરૂપ—યોગીઓની દષ્ટિએ અને મોટા પુરૂષોની દષ્ટિએ—ક્રમ વાસ્તવિક નથી, પણ કાલ્પનિક છે. કારણ કે દરેક ક્ષણનો સમય જુદો જુદો હોય છે. તમામ ક્ષણો એકજ કાળમાં એકત્રીત થઇ શકતી નથી. એટલે ક્ષણોની એકત્રતા અસંભવીત છે. પૂર્વ ક્ષણ અને ઉત્તર ક્ષણ કાળમાં પરોવાઇને રહેલી છે. તોપણ યોગીઓ પૂર્વક્ષણને અને ઉત્તરક્ષણને તથા તેના ક્રમને માનતા નથી. ક્ષણના સમાહાર [જુથ] રૂપ—વિપલ, પલ, ઘડી, કલાક, આજ, કાલ, દિવસ, માસ, વર્ષ એવો કાંઈ ભેદ છે જ નહીં. ક્ષણ, કલાક, દિવસ, માસ, વર્ષ વિગેરે—કાળના તમામ માપો—એક અખંડ વર્તમાન કાળનાજ ભેદ છે. એટલે વર્તમાનકાળ સિવાય બીજું કાંઈ છેજ નહીં. આ વાતને વિશેષ સ્પષ્ટ સમજવી હોય, તો વહેતી નદીને કાંઠે આવો. નદીનો પ્રવાહ ચાલ્યો જાય છે, અને આપણે સૌ કાંઠે બેઠા છઇએ. જે જળ આપણી સામે છે, તે જળજ આપણે કામનું છે. જે જળ ચાલ્યું ગયું, તે લેવા દોડવું પાલવે તેમ નથી. તેમ જે જળ હવે આવશે, તેને માટે રાહ જોઈને બેસી રહેવું, પણ પાલવે તેમ નથી. વહેતી ગંગાનો અને વર્તમાન કાળનો ઉપયોગ કરી લેવો, એ વિદ્વાનની ફરજ છે. વર્તમાનકાળ સંબંધી વિશેષ વાત કરીએ.

**વર્તમાનકાળ**—વર્તમાનકાળ શું છે ? તે ઘણા માણસો સમજતા નથી. અહીં કહ્યું કે—'તે સંબંધી યોગીઓ સમજે છે.' યોગીઓ તે સંબંધી શું સમજે છે, તે વાત આપને કહું—

'સમયનો સદુપયોગ કરવો,' એમ ઘણા માણસો કહે છે, અને આપણે તે સાંભળીએ છઇએ; પણ તે કયા સમય સંબંધી બોલે છે, તેની ઘણાં મનુષ્યોને ખબર નથી. જે સમય સંબંધી તેઓ બોલે છે, તે વર્તમાનકાળ છે. વર્તમાનકાળ એવો તો ચપળ છે કે—તેને ઓળખવા જતાં, જોતજોતામાં તે ભૂતકાળમાં પેસી જાય છે. જે વર્તમાનકાળ હતો, તે ભૂતકાળ રૂપે દર્શન આપે છે—તે ભૂતકાળરૂપે ઓળખાય છે. ભવિષ્યકાળનો સદુપયોગ કરવા આપણે ધારીએ છઇએ; પણ ભવિષ્યકાળ અલ્પ સમયમાં વર્તમાનકાળ બને છે. વર્તમાનકાળને ઓળખવાને અને તેનો સદુપયોગ કરવાને જેઓ ટેવાએલાં નથી; તેમની પાસે આવેલો વર્તમાનકાળ, જોત જોતામાં ભૂતકાળમાં પેસી જાય છે. આવતી કાલ જોત જોતામાં આજ બની; અને આજ હતી તે જોત જોતામાં ગઈ કાલ બની ગઈ. ભવિષ્યકાળ મનુષ્યના પુરૂષાર્થની—કર્તવ્યની—હદ બહારનો સમય છે. જે વર્તમાન સમય ભૂતકાળમાં પેસી ગયો, તે સમય પણ મનુષ્યના કર્તવ્યની બહાર નીકળી ગયો. એટલે વર્તમાનકાળજ મનુષ્યના કતવ્યની—ઉદ્યોગની ભૂમિકા છે. વર્તમાનકાળજ મનુષ્યનો ઉદ્ધાર કરનાર છે; માટે વર્તમાનકાળને જે ગુમાવે છે, તે પોતાનું સઘળું ગુમાવે છે. વર્તમાનકાળજ મનુષ્યનું ખરૂં આયુષ્ય છે. ભૂતકાળમાં જીવવું અગર ભવિષ્યકાળમાં જીવવું નકામું છે. કારણકે ભૂતઅને ભવિષ્ય કાળમાં માત્ર વિચારજ હોય છે; અને વર્તમાનકાળમાં પ્રયત્ન અગર પુરૂષાર્થ,

હોય છે. લાડુનો માત્ર વિચાર કરવાથી લાડુ ન મળે. લાડુ માટે પ્રયત્ન કરવાથી લાડુ મળે.

[નોંધ—આયુષ્યનો કાળ સાથે સંબંધ-જે કાળ સાથે આપણી વૃત્તિ જોડાણી હોય, તે કાળમાં આપણે જીવીએ છીએ, એમ તત્ત્વદૃષ્ટિથી આપણે માનવું પડે છે.]

ભૂતકાળ નકામો કેમ ?—ભૂતકાળમાં બનેલી કોઈ પણ બાબતમાં સાર હોય, તો સુખેથી તે સાર લેવો; પણ ભૂતકાળમાં બનેલી મોટી મોટી વાતોને સંભારીને માત્ર ફુલાવું, અગર ભૂતકાળનાં દુઃખો સંભારીને માત્ર રોદડાં રોવાં; ન હોય ત્યાંથી આંખોમાં આંસુ ખેંચી લાવવાં, તે વર્તમાનકાળનો ભયંકર દુરૂપયોગ છે. કોઇએ કહેલાં કઠણ વચનોને યાદ કરીને, લગ્ન જેવા પ્રસંગમાં પણ રડવું. આવા આવા વિચાર કરવામાં વર્તમાનકાળનો એકાદ કલાક જાય, તો તેટલો વખત આપણે ભૂતકાળમાં જીવ્યા; અને વર્તમાનકાળનો તેટલો વખત આપણે આપણા કર્તવ્યમાંથી ખોયો.

ભવિષ્યકાળ નકામો કેમ ?—'આવતી સાલમાં હું બેરોનેટ થઈશ. લાખ બે લાખની મુડી થશે. સ્ત્રી પરણીશ. બબલો મને જમવા તેડવા આવશે. હું મલકાતો અને છલકાતો જમવા જઈશ. અગર જરા સરખી ઉપાધિ દેખીને દુઃખના મોટા મોટા વિચાર કરવા. આવા આવા વિચાર કરવામાં વર્તમાનકાળનો એકાદ કલાક પસાર થયો હોય, તો તેટલો વખત આપણે ભવિષ્યકાળમાં જીવ્યા—અકર્તવ્ય ભૂમિમાં જીવ્યા; અને વર્તમાનકાળનો તેટલો સમય આપણે આપણા કર્તવ્યમાંથી ખોયો. 'ભવિષ્યને માટે સારા વિચારો ન કરવા—ઉચ્ચ અભિલાષા ન કરવી' એવો અહીં કહેવાનો આશય નથી. ઉચ્ચ અભિલાષો ઉન્નતિની સહાયક છે. કહેવાનો ભાવ એ છે કે—ઉચ્ચ અભિલાષોના લાંબા લાંબા તરંગોમાં, વર્તમાનકાળ રૂપી ઉઘડેલાં અનુકુળ કમળોને તણાઈ જવા દેવાં, એ ગાંડપણ છે. તે કમળોની સુગંધ અવશ્ય લેવી. વર્તમાનકાળમાં પ્રાપ્ત થએલી સગવડનો લાભ અવશ્ય લેવો.

વર્તમાનકાળમાંથી ભૂતકાળમાં અગર ભવિષ્યકાળમાં જઇને, મનુષ્ય જ્યારે બેસે છે— [એટલે—મનુષ્ય જ્યારે પોતાની વૃત્તિને વર્તમાનકાળમાંથી ઉપાડીને, ભૂતકાળ સાથે, અગર ભવિષ્યકાળ સાથે જોડે છે,] ત્યારે તેના ચાલતા પ્રયત્નનો રથ અટકી પડે છે. જ્યાં સુધી તે મનુષ્ય વર્તમાનકાળમાં રહે છે, ત્યાં સુધીજ તેના પ્રયત્નનો રથ ચાલુ રહે છે. દૃષ્ટાંત— દીવાલ ચણનારો કડીયો, વર્તમાનકાળમાં હોય, ત્યાં સુધીજ તેનું ચણતર બરાબર હોય. વર્તમાનકાળમાંથી નીકળીને ભૂતકાળમાં અગર ભવિષ્યકાળમાં [એટલે ભૂતકાળના તથા ભવિષ્યકાળના વિચારોમાં] જ્યારે તે ગુંચવાય છે, ત્યારે તેનું ચણતર બગડે છે. તે પાછો જ્યારે વર્તમાનકાળમાં આવે છે, ત્યારેજ તેને પોતાની ભૂલનું ભાન થાય છે. દરજી, સુતાર, વેપારી, વિદ્યાર્થી વિગેરે તમામ ધંધાદારી પુરૂષોની આ સ્થિતિ છે. વર્તમાનકાળમાં જીવવું, તેનો અર્થ એવો છે કે—વર્તમાનકાળમાં જે કામ હાથમાં લીધું હોય, તે કાળમાં મનને સંપૂર્ણ એકાગ્રતાપૂર્વક જોડી રાખવું—ફાંફાં મારવાં નહીં. જે પુરૂષો આ ટેવને સુદૃઢ કરે છે, તેમનું કાર્ય સારૂં થાય છે; અને તેમના ચિત્તની વૃત્તિ ધીમે ધીમે વધારે એકાગ્ર બને છે. ઉન્નતિનું દ્વાર ખોલી આપનાર, અને પ્રાપ્ત થએલા દુઃખનો નાશ કરનાર વર્તમાનકાળ છે.

આપણો ધંધો આવો મંદ કેમ ?—તેનો વિચાર કરો, તો ખાત્રી થશે કે—જે સમય ધંધામાં જાય છે, તે કરતાં દસગણો સમય, ભૂત ભવિષ્યના વિચારોમાં ચાલ્યો જાય છે. નકામા ગપાટા સપાટા વધારે વખત ખેંચી જાય છે. બાર માસની નોકરીમાં દસ માસની રજા.

**આજ**—ઘણા માણસોને 'આજ'ની કીંમત જ નથી. જો તેમને કાંઈ કરવાનું કહો, કે તુરત તેઓ કહે છે કે-'કાલે કરીશ.' નવરા બેસીને તડાકા મારતા હોય, તોપણ તેઓ **કાલજ** બતાવે છે. 'કાલ-કાલ'-કરતાં તેમનો **કાળ** ચાલ્યો જાય છે, તેની તેમને જરાએ ખબર પડતી નથી. **કાલ** જ્યારે તેમની પાસે આવે છે, ત્યારે તે વર્તમાનકાળના રૂપમાં આવે છે. તેને તેઓ ઓળખતા નથી. આજે જે કરવાનું હોય છે, તેને તેઓ આવતી કાલના તળીયા વિનાના કુવામાં ધકેલી દે છે. આજનાં કામો કાલ કરવાથી, કાલનાં કામો વધી પડે છે. કદાચ તે બધાં કાર્યો કાલે પૂરાં થાય, તો સંપૂર્ણ રીતે સંતોષકારક તે થઈ શકતાં નથી. કાલ કાલનાં કામ લેતી આવે છે. મનુષ્યના આયુષ્યની એક એક ક્ષણ કામને માટેજ હોય છે. ચોવીસ કલાકનો દિવસ છે, પણ અડતાળીસ કલાકનું મનુષ્યને કામ હોય છે. આવતી કાલે જે કામ કરવાનું હોય, તેને માટે યોજના ન ઘડવી, એવો અહીં ભાવ નથી. કહેવાનો ભાવાર્થ એ છે કે-કાલના વિચારોમાં ડુબ્યા રહીને, વર્તમાનકાળને વ્યર્થ જવા દેવો નહીં. પ્રયોજન જેટલા ભૂતકાળના અને ભવિષ્યકાળના વિચાર કરીને, તત્કાળ વર્તમાનકાળને પુરૂષાર્થ વડે દીપાવવો.

પ્રાપ્ત સુખનો અનાદર—ભૂતકાળનો અને ભવિષ્યકાળનો વિચાર કરનારાં મનુષ્યો, પ્રાપ્ત (વર્તમાન) સુખથી સંતોષ પામતાં નથી. તેઓ પોતાની દષ્ટિને ભૂતકાળના અગર ભવિષ્યકાળના સુખો પ્રતિ રાખે છે; અને વર્તમાનસુખનો અનાદર કરે છે. વર્તમાનકાળમાં પ્રાપ્ત થએલા સુખરૂપ દીપકને, અપ્રાપ્ત સુખરૂપ અસંતોષના પવન વડે ઓલવી નાંખવો, એ અજ્ઞાન સિવાય બીજું કાંઈ નથી. સૌ રૂપૈયા મળે છે, ત્યારે તેઓ પાનસો માટે બળાપો કરે છે; અને ૫૦૦ મળે છે, ત્યારે હજાર માટે બળાપો કરે છે. છે તેના કરતા વધારે સારૂં મેળવવાના સંતાપને તેઓ સદા આગળ રાખે છે. રાજાનો મહેલ જોઇને પોતાની ઝુંપડી તોડી પાડવી, કોઈની સુંદર સ્ત્રી જોઇને, પોતાની સ્ત્રીને તેણીને પિયર વળાવી દેવી, વિગેરે કૃત્યો અજ્ઞાનનાં પરિણામ છે. વર્તમાનકાળમાં પોતાની પાસે જે હોય, તેને અધીક સુખમય કરવું, તે ઉત્તમ કોટીના જીવનું ખાસ લક્ષણ છે. દ્રવ્યાદિની બાહ્ય સંપત્તિમાં સુખ સંતાયું નથી, પણ મનની અમુક સ્થિતિમાં સુખ સંતાયું છે. તે સ્થિતિને કેળવવી, એજ કર્તવ્ય છે. કેટલાએક ભૂતકાળના સુખોનુ સ્મરણ કરીને, અસંતોષના તાપમાં તવાય છે. કેટલાએક ભવિષ્યકાળની રાહ જોઇને પ્રાપ્ત સુખના અસંતોષમાં શેકાય છે. આ પ્રમાણે ઘણાં મનુષ્ય વર્તમાનકાળને દુઃખમય કરી મૂકે છે. જેમ પ્રયત્નની બાબતમાં, ભૂતકાળને અને ભવિષ્યકાળને વિસરી જવાના છે, અને વર્તમાનકાળનેજ લક્ષમાં રાખવાનો છે; તેમ સુખોપભોગની બાબતમાં પણ, ભૂતકાળને અને ભવિષ્યકાળને વિસરી જવો, અને વર્તમાનકાળનેજ લક્ષમાં રાખવો. ભવિષ્યમાં છત્રીપલંગ મળે, તો તેમાં સુજો; પણ હાલ મળેલી ગોદડીનો અનાદર કરીને, શા માટે સુખેથી સુતા નથી? વર્તમાનકાળને સારો કરશો, તોજ ભવિષ્યનું સુખ તમને ભેટશે. જે બાળકો વર્તમાનને સુધારે છે-ભણે છે, તે બાળકોજ ભવિષ્યમાં સુખી થાય છે. જેઓનાં ચિત્ત રખડતાં હોય છે, તેઓ જ્યારે કોઇ કામ હાથમાં લે છે, ત્યારે ભૂતકાળની અગર ભવિષ્યકાળની અનેક વાતો, તેમના ચિત્તમાં દોડાદોડ કરી મૂકે છે. આથી તેમનું મન કયાંનું કયાં ઉડે છે, અને કરવાનું કામ પડયું રહે છે. જેમાં કોડીની કમાણી નહીં, અને જેમાં ભારે ખોટ છે, એવો જો કોઇ ધંધો હોય, તો તે એ છે કે-વર્તમાનકાળનો અનાદર કરવો, અને ભૂતકાળમાં અને ભવિષ્યકાળમાં જીવવું તે. એટલે ભૂતકાળના અને ભવિષ્યકાળના વિચાર કર્યા કરવા તે.

વર્તમાનકાળમાં કોણ જીવે છે?—બાળકો, અને મોટા પુરૂષ વર્તમાનકાળમાંજ જ જીવે છે. ભૂતકાળના અને ભવિષ્યકાળના સુખ દુઃખની વાતને તેઓ યાદ કરતા નથી. તેઓના જીવનનો અભ્યાસ કરી જુઓ. શોકના અંધારાથી તેઓ અજાણ્યા રહે છે. તમારે પણ એમ કરવું હોય, તો પ્રાતઃકાળમાં જાગો, ત્યારે ભૂતભવિષ્યના અનેક વિચાર કરતા, પથારીમાં પડયાં રહેશો નહીં. જાગ્યા પછી આળસ કરીને પથારીમાં પડયા રહેવું, એ વર્તમાનકાળનો દુરૂપયોગ છે. પ્રત્યેક ક્ષણનો સદુપયોગ કરવાનો દૃઢ નિશ્ચય કરીને ઉઠજો. જે કાંઇ પ્રાપ્ત કર્તવ્ય હોય, તેમાં મનને એકાગ્ર કરજો. કામ કરતાં કરતાં ભૂતકાળમાં અને ભવિષ્યકાળમાં છલંગો મારવાની, મનને ટેવ પડી છે; માટે જેમ બને તેમ મનને પ્રાપ્ત કર્તવ્યમાંથી બહાર જવા દેશો નહીં. આ ઉન્નતિનો પાયો છે. મોટા પુરૂષોની આ જીવન શ્રેણી છે. યોગીઓનો આ અભ્યાસક્રમ છે. [આ વિષય પૂરો થયો.]

પાઠફેર—ભોજવૃત્તિના આ સૂત્રમાં '**विवेकजं ज्ञानं**' ને બદલે **विवेकज्ञानं** છે.

વિવેકજન્ય જ્ઞાનથી વિશેષ લાભ શું છે, તે સાંભળો—

**सूत्र–जातिलक्षणदेशैरन्यताऽनवच्छेदात् तुल्ययोस्ततः प्रतिपत्तिः ॥५३॥**

પદચ્છેદ—**तुल्ययोः प्रतिपत्तिः**-બે સમાન પદાર્થોના ભેદનું જ્ઞાન. **जातिलक्षणदेशैः**-જાતિ, લક્ષણ અને દેશ વડે. **अन्यतायाः अनवच्छेदः तस्मात्**-ભેદનો અનિશ્ચય હોવાથી થતું નથી તોપણ. **ततः**-ઉપલા સૂત્રમાં બતાવ્યું તે વિવેકજન્ય જ્ઞાનથી થાય છે.

**અર્થ—જાતિ, લક્ષણ અને દેશની અભિન્નતાને લીધે, બે સમાન પદાર્થોના ભેદનું જ્ઞાન નિશ્ચયપૂર્વક થઇ શકે નહીં. તોપણ-તે જ્ઞાન ઉપલા સૂત્રમાં જણાવેલા વિવેકજન્ય જ્ઞાનથી, પ્રાપ્ત થાય છે.** [૫૩]

53. Though there be nondiscrimination by class, by characteristic and by position among the similars, yet the above mentioned discriminative knowledge enables the Yogi, to find out difference among them.

૫૩ વિવેચન—

વિવેક–સર્વ સુખનું મૂળ વિવેક છે; અને સર્વ દુઃખનું મૂળ અવિવેક છે. અવિવેકની ઉત્પત્તિ અવિદ્યામાંથી છે. વિવેકનો ઉદય વિદ્યામાંથી છે. જેમ જેમ વિવેકનું બળ વધે તેમ જીવનમાં અદ્દ્ભુત બળ ચમકે છે-પ્રકાશે છે. વિવેકના બળદ્વારાજ આપણે લૌકીક, સ્વર્ગીય અને દૈવી ભ્રમમૂલક કલ્પનાઓને વટીને–ભેદીને–ધ્યેયને સીધે રસ્તે ચાલી શકીએ છીએ. જ્યાં વિવેક નથી, ત્યાં દેહ, મન અને લૌકિક સુખથી આગળ કાંઇ જણાતું નથી.

પદાર્થોના પરસ્પરના ભેદનું જ્ઞાન, જાતિ–લક્ષણ અને દેશ–એમ ત્રણ પ્રકારે થાય છે. એટલે–સમાન પદાર્થોનું જ્ઞાન કોઇ સમય જાતિથી થાય છે-કોઈ સમય લક્ષણથી થાય છે, અને કોઈ સમય દેશથી થાય છે.

**જાતિ**—અનેક વ્યક્તિઓમાં પરોવાઇને રહેલા સામાન્ય ધર્મોથી જાતિ બને છે.

**લક્ષણ**—ખાટું, મીઠું વિગેરે અસાધારણ ધર્મો, તથા રક્તાદિ અસાધારણ ધર્મો–તે લક્ષણ કહેવાય છે.

**દેશ**—પૂર્વપણારૂપ અગર ઉત્તરપણારૂપ જે અધિકરણ પ્રદેશ, તે દેશ કહેવાય છે.

કાળી અને ધોળી એમ બે રંગની ગાયનો ભેદ તુરત સમજી શકાય; પણ જ્યાં એકજ રંગની, સરખી આંખવાળી, સરખી ઉંચાઇવાળી અને શીંગડા વિગેરે તમામ સરખાં ચિન્હો વાળી ગાયો હોય, ત્યાં નરી આંખથી તે એનો ભેદ સમજાય નહીં—ત્યાં જેને વિવેકજન્ય જ્ઞાન હોય, તે પુરૂષજ તુરત ભેદ સમજી શકે.

બે આમળા સરખા રંગનાં હોય, ગોળાકારમાં પણ સરખાં હોય; તે સિવાય બીજાં લક્ષણ પણ સરખાં હોય, તો તેનો ભેદ નરી આંખે અને સામાન્ય બુદ્ધિથી ન સમજાય; વિવેકજન્ય જ્ઞાનથી તેનો ભેદ સમજાય. દરેક પ્રાણી પદાર્થો ઉપર ક્ષણોનો વહિવટ જુદો જુદો હોય છે. તેથી ક્ષણોમાં અને ક્ષણોના ક્રમમાં સંયમ કરનાર યોગીને, આવા અસાધારણ ભેદનું જ્ઞાન થાય છે.

**પ્રધાન-પ્રકૃતિ-શ્રીવાર્ષગણ્ય**-આચાર્ય કહે છે કે-'**मूर्तिव्यवधिजातिभेदाभावान्नास्ति मूलपृथक्त्वम् ॥**' મૂર્તિ, વ્યવધાન (ઢાંકણ) અને જાતિ આદિ ભેદના કારણનો પ્રધાનમાં અભાવ હોવાથી, જગતના મૂલરૂપ પ્રધાનનો ભેદ જાણી શકાતો નથી.

ત્યારે પ્રધાનમાં કાંઇ ભેદ નથી?-સાધનપાદના બાવીશમાં સૂત્રમાં ભેદ બતાવ્યો છે કે-'જ્ઞાનીને મન પ્રધાન નષ્ટ છે,' પણ અજ્ઞાનીને હિસાબે 'પ્રધાન છે છે ને છેજ.' આ ભેદ જાતિ, લક્ષણાદિથી જાણી શકતો નથી, પણ શાસ્ત્રીય વિવેકથી જણાય છે.

૯૭ વિવેકજન્ય જ્ઞાનનું વર્ણન છે—

**सूत्र-तारकं सर्वविषयं सर्वथा विषयमक्रमं चेति विवेकजं ज्ञानम् ॥५४॥**

પદચ્છેદ—**तारकं**-સંસાર સાગરમાંથી તારનારૂં. **सर्वविषयं**-પદાર્થ માત્રને વિષય કરનારૂં એટલે-એવો કોઇ પણ વિષય નથી કે જેનો તે વિષય ન કરી શકે. **सर्वथा विषयं**-સર્વ પ્રકારે એટલે દેશકાળના ભાદરહિત. **च**-અને **अक्रमम्**-જેમાં ક્રમની જરૂર નહિં એવું-એટલે એકી વખતે. **इति**-એવું જે છે તે. **विवेकजं ज्ञानम्**-તે વિવેકજન્ય જ્ઞાન છે.

**અર્થ—જે વિવેકજન્ય જ્ઞાન છે, તે સંસાર સાગરમાંથી તારનાર છે. સર્વને સર્વ પ્રકારે વિષય કરી શકે છે, અને તે ક્રમ વગર એટલે એકી વખતે થઇ શકે એવું છે. [૫૪]**

54. This knowledge is called 'Taraka'. It relates to all objects, in every condition. It becomes simultaneously.

૫૪ વિવેચન—

**तारकं**—સંસાર સાગરથી તારનાર. કારણકે વિવેકજન્ય જ્ઞાનથી બુદ્ધિના અને પુરૂષના ભેદનું યથાર્થ જ્ઞાન થાય છે. ક્ષણ અને તેના ક્રમનો પણ તેથી સાક્ષાત્કાર થાય છે. સંપ્રજ્ઞાત યોગ જે **યોગપ્રદીપ** કહેવાય છે. તે જ્ઞાન પણ આ તારક જ્ઞાનના એક અંશ જેટલું છે. ઋતંભરા પ્રજ્ઞાજ મોદના કારણપણાથી મધુ છે. મધુવાળી ચિત્તભૂમિ તે **મધુમતી** કહેવાય છે. મધુમતી ભૂમિથી આ તારક જ્ઞાનનો પ્રારંભ થાય છે. સાત પ્રકારની પ્રજ્ઞા થવાથી તે સમાપ્ત થાય છે. [જુઓ સાધનપાદ ૨૭ મું સૂત્ર.]

**सर्वथाविषयं**—પ્રાણી પદાર્થોમાં અંતર્ગત થએલા વિશેષ ધર્મોસહિત, ભૂત-વર્તમાન-અને ભાવિ, સૂક્ષ્મ, અગર પૃથ્વી આદિથી ઢંકાએલા, અને નજર ન પહોંચે એટલે દૂર દેશ રહેલા સૂર્યાદિ સર્વ પદાર્થોને તે જ્ઞાન વિષય કરે છે.

**अक्रमं**—ક્રમ વિના એકજ કાળમાં જાણી લે-એવું જે જ્ઞાન તે. હથેળીમાં રહેલું જળ અગર આમળું જેમ એકજ કાળમાં જણાઇ આવે, તેમ સમગ્ર વિશ્વ એકજ કાળમાં જણાઈ આવે, એવું જે જ્ઞાન તે.

વિવેકજન્ય જ્ઞાનનું અંતિમ ફળ શું છે? તે હવે કહે છે—

**सूत्रं-सत्त्वपुरुषयोः शुद्धिसाम्ये कैवल्यमिति ॥५५॥**

૫૫ પદચ્છેદ—**सत्त्वपुरुषयोः**-બુદ્ધિ અને પુરૂષની. **शुद्धिसाम्ये**-શુદ્ધિની સમાનતા પ્રાપ્ત થાય ત્યારે. **कैवल्यं**-મોક્ષ પ્રાપ્ત થાય છે. **इति**-આ પ્રમાણે વિભૂતિપાદ સંપૂર્ણ થાય છે. **इति** શબ્દ વિભૂતિપાદની સમાપ્તિ સૂચવે છે.

**અર્થ—બુદ્ધિ અને પુરૂષની શુદ્ધિની** સમાનતા પ્રાપ્ત થાય, ત્યારે મોક્ષ પ્રાપ્ત થાય છે. [૫૫]

55. The similarity of purity between the Sattva and Purusha leads the yogi to Kaivalya.

૫૫ વિવેચન—

**सत्त्वशुद्धिः—सत्त्व** એટલે બુદ્ધિ. બુદ્ધિ દ્રવ્યની વૃત્તિશૂન્યતા તે બુદ્ધિની શુદ્ધિ.બુદ્ધિ દ્રવ્ય જ્યારે આત્માના જેવું શુદ્ધ અને વૃત્તિરહિત બને; ત્યારે તે આત્મા સાથે મેળ ખાઈ શકે.

**पुरुषशुद्धिः**—અવિવેક દશામાં પુરૂષમાં કલ્પેલા બુદ્ધિના ધર્મોનો અભાવ થવો તે.

બેઉનું એકસરખું શુદ્ધ થવું તે 'શુદ્ધિસામ્ય' કહેવાય છે. વિવેકખ્યાતિની પ્રાપ્તિ પછી, ગુણોનો અધિકાર સમાપ્ત થાય છે. ગુણોના અધિકારની સમાપ્તિ એજ કૈવલ્ય.

**इति श्रीपातंजलयोगदर्शने तृतीयो विभूतिपादः समाप्तः ॥**

**આ પાદમાં**—ધારણા, ધ્યાન, અને સમાધિનું, સંયમના લક્ષણાદિનું, ધર્મ-લક્ષણ અને અવસ્થાના ત્રણ પ્રકારના પરિણામનું, નાના પ્રકારના સંયમો વડે પ્રાપ્ત થતી અનેક સિદ્ધિઓનું, વિવેકખ્યાતિનું અને તેના અંતિમ ફળરૂપ કૈવલ્યનું નિરૂપણ કરવામાં આવ્યું છે. કોઈ ભૂલચૂક રહી ગઇ હોય, તો ઉદાર દિલથી ક્ષમા કરશોજી. કાંઈ લખવા જેવું હોય, તો રાગદ્વેષની ક્ષુદ્રતા તજીને સુખેથી લખશોજીઃ જ્યાં આ ગ્રંથ વાંચો, ત્યાં અમારા જયશ્રીકૃષ્ણ વાંચશોજી.

**અમદાવાદ** મોક્ષમંદિર,
સંવત ૧૯૮૫ કારતક શુદિ ૧.

લી. **રામશંકર મોનજી ભટ્ટ.**
ટીકાકાર અને પ્રકાશક.

અમદાવાદ—ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું,

યોગનો ફરમો નં ૧.

મોક્ષપત્રિકાનો વધારો.
Registered No. B. 1434.

# શ્રીપાતંજલયોગદર્શન.

## પ્રકરણ ચોથું. કૈવલ્યપાદ.

**ટીકાકાર અને પ્રકાશક**—રામશંકર મોનજી ભટ્ટ, મોક્ષમંદિર-**અમદાવાદ.**

**અમદાવાદ**—ધી ડાયમંડ જ્યુબિલિ પ્રિન્ટીંગ પ્રેસમાં, પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

**વ્હાલાં હરિજનો !**

પ્રભુકૃપાથી અને સદ્દગુરૂની દયાથી, પાતંજલયોગદર્શનનાં સાધનપાદ, સમાધિપાદ અને વિભૂતિપાદ એમ ત્રણ પ્રકરણો પૂરાં થયાં. હવે આ ચોથું અને છેલ્લું પ્રકરણ છે. તે શરૂ કરતાં પહેલાં આપને સૌને ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ કહીએ.

**કૈવલ્યપાદ**—વિભૂતિપાદના છેલ્લા સૂત્રમાં કૈવલ્ય શબ્દ મૂકીને કૈવલ્યનો જરા ઈસારો કર્યો. માત્ર ઇસારાથી મુમુક્ષુઓને સંતોષ ન થાય, એવા હેતુથી **પતંજલિ** ભગવાન્ કૈવલ્ય સંબંધી, આખું પ્રકરણ આપવા તૈયાર થયા. પાછલા ત્રણ પાદોમાં-સાધન, સમાધિ અને સમાધિથી પ્રાપ્ત થતી વિભૂતિઓ (સિદ્ધિઓ)-એ સર્વનું વિસ્તારથી નિરૂપણ કર્યું. હવે માત્ર સમાધિજન્ય કૈવલ્યનું નિરૂપણ કરવાનું બાકી છે. આ પ્રકરણમાં પ્રધાનપણે કૈવલ્યનું નિરૂપણ કરવાનું છે, તેથી આ પાદનું નામ કૈવલ્યપાદ રાખવામાં આવ્યું છે. વિવેકજન્ય જ્ઞાન દ્વારા સમાધિનો લાભ થાય, એ યોગનું મુખ્ય ફળ છે. જ્યાં સુધી-કૈવલ્યની યોગ્યતાવાળું ચિત્ત, પરલોકમાં ગમન કરનારો અને ક્ષણિક વિજ્ઞાનથી ભિન્ન સ્થાયી આત્મા, અને વિવેકજ્ઞાનની પરાકાષ્ઠા-વિગેરે વિષયોનું પ્રદિપાદન કરવામાં ન આવે, ત્યાંસુધી કૈવલ્યના સ્વરૂપનું યથાર્થ નિરૂપણ થઈ શકે નહિ. તેથી તે સર્વેનું નિરૂપણ આ પ્રકરણમાં છે. તે સાથે પૂર્વજન્મનો સદ્દભાવ, ચિત્તપરીક્ષા, અને પ્રકૃતિનો અનુપ્રવેશ વિગેરે વિષયોનું નિરૂપણ પણ આ પ્રકરણમાં છે.

જે સ્થિતિને કૈવલ્યપદ અગર સર્વાતીતપણું, દ્વંદ્વાતીતપણું, અગર નિર્વિશેષ પરબ્રહ્મ કહેવામાં આવે છે, તે સ્થિતિને આપણે પ્રથમ સમજવી જોઇએ. કેટલાએકને કૈવલ્યપદ પાષાણ જેવું જડ લાગે છે. તેમના મત પ્રમાણે-પાષાણ જેવા જડ પદાર્થો, અને વિચારશક્તિવાળા જીવો, એમ બે પ્રકારના પ્રાણી પદાર્થોજ આ જગતમાં હૈયાતી ભોગવે છે. વિચારશક્તિથી આગળ કોઈ ભૂમિકા છે કે કેમ ? તેનો જવાબ તેમની પાસે હોતો નથી. તે સંબધમાં આપણે કાંઇક વાત કરીએ.

પ્રકાશનાં કિરણો જ્યારે ઘણાંજ મંદ હોય છે, ત્યારે આપણે તેને દેખી શકતાં નથી, અને સઘળું અંધકારમયજ લાગે છે. જ્યારે એ મૃદુ કિરણો તેજસ્વી થાય છે, ત્યારેજ તે કિરણોને આપણે દેખી શકીએ છીએ. વળી એજ કિરણો જ્યારે અતીશય ઉગ્રતા ધારણ કરે છે, ત્યારે પાછાં આપણે તેમને જોઈ શકતાં નથી; અને આપણને સઘળું અંધકારમય

લાગે છે. તાત્પર્ય—આપણે તેજમાં અંજાઇ જઇએ છીએ. આ દૃષ્ટાંતથી આપણને ખાત્રી થાય છે કે—પહેલા પ્રકારનો અંધકાર, અને આ બીજા પ્રકારનો અંધકાર, એ બેઉ સર્વ રીતે એકજ નથી. તેમની વચ્ચે આસમાન જમીન જેટલો તફાવત છે. એ પ્રમાણે પાષાણની જડતા અને કૈવલ્યપદની જડતા, એક પ્રકારની નથી; પણ તે બેમાં આસમાન જમીન જેટલો તફાવત છે. એટલે—બુદ્ધિની સીમાની પેલીમેર—એટલે—વિચાર ભૂમિકાની ઉપર—બીજી કોઇ વધારે ઉંચી ભૂમિકા છે, એટલો નિર્ણય થયો.

કેટલાએક હજી માને છે કે—'પૂર્ણ બ્રહ્મ કેવળ શૂન્ય અચેતન છે. નિરપેક્ષ શાશ્વત બ્રહ્મમાં કોઈ પણ ગુણ નથી. વળી આ વ્યક્ત અવસ્થામાંજ (મનુષ્યદેહમાંજ) સુખનો ભોગ થઈ શકે છે; માટે આ દેહને તપશ્ચર્યાદિ દુઃખ દઈને, કૈવલ્યમાં સુખની અપેક્ષા શા માટે રાખવી ? નજ રાખવી.' તે સંબંધમાં દરેક ધર્મના સંતો અને શાસ્ત્રો બે ધડક રીતે કહે છે કે—'પરમપદને પામવા માટેજ મનુષ્યદેહ છે. બાકી તો મનુષ્યદેહ ક્ષણભંગુર અને અનેક ઉપાધિઓથી વિંટાયેલો છે.' વેદશાસ્ત્રો પણ સાક્ષી પૂરે છે કે—'આપણી પાસે જે આનંદ છે, તે બ્રહ્માનંદના બિંદુ જેટલો છે. તાત્પર્ય—બ્રહ્મ નિર્ગુણ છતાં પૂર્ણાનંદથી ભરપૂર છે. જીવને અંતીમ સુખનું સ્થાન તે છે.

કેટલાએકની માન્યતા એવી છે કે—'આ જગતથી આગળ, એક સારૂં જગત્ છે. જે સ્વર્ગના નામથી ઓળખાય છે. તે જગત્ મનુષ્યનું અંતીમ લક્ષ્ય છે.' તે સંબંધમાં **यामिमां पुष्पितां** [ગીતા અ. ૨–૪૨] **ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं,** [ગીતા અ. ૯–૨૧] વિગેરે શબ્દોથી ગીતાજી સૂચવે છે કે—'સ્વર્ગની પણ પેલી તરફ કૈવલ્યપદ છે, અને તેજ પામવા જેવું છે.'

કેટલાએકની માન્યતા એવી છે કે—'આખર સુધી જીવ તે જીવજ રહે છે, તે કદિ શિવ થઈ શકતો નથી. એટલે—તે કદિ કૈવલ્યપદનો અધિકારી થઈ શકતો નથી.' તે સંબંધમાં **'यतो वा इमानि भूतानि जायंते, येन जातानि जीवंति, यं प्रयंत्यभिसंविशन्ति ॥'** 'જેમાંથી ભૂત માત્ર આ અખિલ વિશ્વની ઉત્પત્તિ થઈ છે; અને જેમાંથી સમગ્ર ભૂત-પ્રાણી જીવન મેળવે છે, તેઓ અંતે તેમાંજ મળી જવાનાં છે.' વિજળીની શક્તિ જે યંત્રમાંથી નીકળે છે, તેજ યંત્રમાં તે વર્તુળાકારે પાછી દાખલ થાય છે; તેમ જીવો જ્યાંથી ઉત્પન્ન થાય છે, તેમાંજ પાછા સમાય છેઃ ગમે એવી સિદ્ધિ લીટી લાંબી લાંબી ખેંચે જતાં, વર્તુળાકારે બીજા છેડાને મળી જાય છે. વૃક્ષને પૃથ્વીમાંથી પોષક તત્ત્વો મળે છે, પણ આખરે વૃક્ષ જ્યારે સડી જાય છે, અગર પડી જાય છે; ત્યારે એ તત્ત્વો પાછાં પૃથ્વીમાંજ સમાઇ જાય છે. આ નિયમ જેમ બાહ્ય જગતને લાગુ પડે છે; તેમ આંતર જગતને પણ લાગુ પડે છે. મન ગમે તેટલું ચંચળ છે, પણ આખરે તેના ઉત્પત્તિ સ્થાનમાંજ લય પામે છે. આપણી ઇચ્છા હોય કે ન હોય, પણ આપણે આપણા મૂળ તરફ ચાલ્યા વિના છુટકોજ નથી. આપણું મૂળ તે ઇશ્વર, પરબ્રહ્મ અગર કૈવલ્યપદ.

જે કપડું ભીનું થયું, તે સુકાવાનું તો છેજ, પણ તે કપડું ત્વરાથી સુકાવવું હોય, તો તેને પહોળું કરી નાંખીને સુકવવું જોઇએ; અને સુકવી નાંખવાની ઉતાવળ ન હોય, તો તે કપડાને બેવડું તેવડું ગમે ત્યાં નાંખી મુકવું. તેમ કરવાથી ધીમે ધીમે સુકાઈ જશે. તે પ્રમાણે સંસ્કારી જીવે, આ સંસારચક્રમાંથી ત્વરાથી મુક્ત થવા માટે, સતત પુરૂપાર્થ કરવો જોઇએ;

અને જે જીવને મુક્તિની ઉતાવળ ન હોય. તેણે સ્વચ્છંદે વર્તવું. એમ કરવાથી તે જીવ ધીમે ધીમે અનેક યોનીમાં ગોથાં ખાતો ખાતો ઇશ્વરને પામે છે,

જમીનમાં વાવેલું બીજ, જળ મળતાં સડી જઇને, અને પોતાના દરેક પરમાણુઓને છૂટા પાડીને, પોતાનો નાશ કરી નાંખે છે. તે નાશમાંથીજ વૃક્ષ પેદા થાય છે. તે પ્રમાણેજ યોગમાર્ગમાં વાવેલું જીવત્વ, અભ્યાસરૂપી જળ મળતાં સડી જઇને, પોતાના પરમાણુ રૂપ દરેક વાસનાઓને તોડી ફોડી નાંખીને, પોતાનો નાશ કરી નાંખે છે. આ પ્રમાણે નાશ પામેલા જીવત્વમાંથીજ કૈવલ્યપદની પ્રાપ્તિ થાય છે. વૃક્ષને પેદા કરવા માટે બીજને સડી જવું જ પડે, તેમ કૈવલ્યપદને પેદા કરવા માટે, જીવત્વને સડી જવુંજ પડે.

ઉપર કહ્યું કે-' બુદ્ધિની સીમાની પેલીમેર; એટલે વિચારભૂમિકાની ઉપર બીજી કોઈ વધારે ઉંચ ભૂમિકા છે.' અનેક સંતોના જીવન તપાસીએ, તો ખાત્રી થાય છે કે-તેઓએ પોતાની ધાર્મિક પ્રવૃત્તિની શરૂઆત, બુદ્ધિથી ઉંચેની ભૂમિકામાં રહીને કરી છે. બુદ્ધિ, અને વિચારથી ગોપીકાઓ ડરી ગઈ હોત, તો તેઓ અમર થઈ શકત નહીં. મહેતાજી બુદ્ધિની ભૂમિકામાં હોત, તો કુંવરબાઇના સીમંત ઉપર, ખાલી હાથે જઈ શકત નહીં. મીરાં જો બુદ્ધિના પ્રદેશમાં રમતી હોત, તો રાણાનો અને રાજનો અનાદર કરી શકત નહીં: જો પ્રલ્હાદ બુદ્ધિ, અને વિચારને આધિન થયો હોત, તો ત્યાં નૃસીંહનું પ્રાગટય હોત નહી. વિગેરે. બુદ્ધિ, વિચાર, તર્ક વિગેરે પ્રદેશોને છોડીને આગળ વધીએ, ત્યારેજ કૈવલ્યપદની પ્રાપ્તિને, પ્રથમ પગથીયે આપણો પગ આવ્યો, એમ સમજવું. તાત્પર્ય-પંચ ઇંદ્રિયના કાર્ય પ્રદેશમાંજ, આપણા જ્ઞાનની સીમા આવી જતી નથી. 'મારી બુદ્ધિમાં આવે તેજ ખરૂં, બાકી બધું ખોટું', એમ કહેનારા બુદ્ધિવાદી લોકો આજકાલ ઘણા છે. 'ખાવું પીવું અને મોજમજાહ કરવી, એજ મનુષ્યદેહની સફળતા છે, બાકી સ્વર્ગ અને અપવર્ગની ચીઠ્ઠીઓ કોઇને ઘેર આવી નથી. આવી હોય તો મને બતાવો.' એમ કહેનારા પણ આજકાલ ઘણા છે. હિંદુઓનું તત્ત્વજ્ઞાન વાંચીને, અને સમજીને, મસ્ત બનેલા વિધર્મીઓ, બુદ્ધિની દીવાલ તોડીને આગળ વધવા માંગે છે, ત્યારે હિંદુઓ બુદ્ધિની દિવાલમાં રાજી થઈને, ગુંગળાઇ મરે, એ અફસોસની વાત છે. જર્મન તત્ત્વવેત્તા **મી. કાન્ટ** કહે છે કે-' બુદ્ધિરૂપી સજ્જડ દીવાલને ભેદીને આપણે આગળ જઈ શકતા નથી, એજ આપણી ગંભીર ભૂલ છે; કારણ કે અહીં આગળથીજ, હિંદુઓનું તત્ત્વદર્શન નવો માર્ગ ઉઘાડી આપે છે.' **सर्वधर्मान परित्यज्य, मामेकं शरणं व्रज।** એ શબ્દોથી, શ્રીકૃષ્ણ, જીવોને બુદ્ધિ, તર્ક, અને વિચારની ભૂમિકામાંથી બહાર નીકળવાનું સૂચવે છે. હવે બધી વાતને ટુંકાવી દઉં-યોગાભ્યાસ એ દૃઢ શ્રદ્ધાનો પ્રદેશ છે. જેમ સીંહને દેખીને શીયાળ નાસે, તેમ દૃઢ શ્રદ્ધાને -સાત્ત્વિકી શ્રદ્ધાને-દેખીને, બુદ્ધિ-તર્ક અને વિચાર નાસી જાય છે. લૌકીક વ્યવહારમાં પણ, દૃઢ શ્રદ્ધા ઘણીવાર બુદ્ધિ, તર્ક અને વિચારને ગોથું ખવરાવે છે; ત્યારે સંતો અને શાસ્ત્રોની સેવાથી સિદ્ધ થએલી સાત્વિકી શ્રદ્ધા, બુદ્ધિ-તર્ક અને વિચારને ગોથાં ખવરાવે, તેમાં નવાઇ સમજવી નહીં. શ્રુતિ કહે છે કે-'**यतो वाचो निवर्तंते तद्धाम परमं मम॥** જ્યાં વાણી ગદ્ગદ કંઠે થઈ જાય છે-બોલી શકાતું નથી-તે મારૂં પરમ ધામ છે. તેજ કૈવલ્યપદ છે. યોગનું અંતીમ ફળ તેજ કૈવલ્ય.' વિશેષ ખુલાસા સૂત્રોમાં પ્રસંગોપાત થશે.

સિદ્ધિઓના કેટલા પ્રકાર છે તે કહે છે—

**सूत्रं—जन्मौषधिमंत्रतपःसमाधिजाः सिद्धयः ॥ १ ॥**

**અર્થ—જન્મ, ઔષધિ, મંત્ર, તપ, અને સમાધિ—એ પાંચથી ઉત્પન્ન થનારી પાંચ પ્રકારની સિદ્ધિઓ છે. (૧)**

1. Siddhis are the results of birth, herbs [chemical means], incantations, austerities or concentration.

૧ વિવેચન—

જન્મસિદ્ધિ—પક્ષિઓને આકાશમાં ઉડવાનું શીખવવું પડતું નથી. દેવો પણ જન્મથીજ આકાશ ગમન કરી શકે છે. રાજાઓના અને ધનવાનોના પુત્રને ઐશ્વર્યની પ્રાપ્તી થાય, તે પણ જન્મસિદ્ધિ છે. લજ્જાદિધર્મ સ્ત્રીઓની જન્મસિદ્ધિ છે.

ઔષધિસિદ્ધિ—નેપાળાનો રેચ દસ્ત સાફ લાવે, તે ઔષધિસિદ્ધિ. ક્વિનાઇનના સેવનથી તાવનો નાશ થાય, તે ઔષધિસિદ્ધિ. બાદશાહી યાકુદી વિગેરે દવા લેવાથી ઘડપણ ન જણાય, તે ઔષધિની સિદ્ધિ. તાત્પર્ય–દવાના સેવનથી જે લાભ થાય, તે ઔષધિસિદ્ધિ ગણાય. દેહ હોય, તો યોગાભ્યાસ થઇ શકે, માટે દેહને ટકાવવા રસાયનનો ઉપયોગ કરીને, તે દ્વારા સિદ્ધિ પ્રાપ્ત કરવી, એ ભાવ છે.

મંત્રસિદ્ધિ—સર્પનો મંત્ર કહીને સર્પનું ઝેર શમાવી દેવું, તે મંત્રસિદ્ધિ. સદ્દગુરૂએ આપેલા ૐકારાદિ મંત્રોના જપથી અમુક પ્રકારની શક્તિ પ્રાપ્ત કરવી, તે મંત્રસિદ્ધિ. ધનુર્વિદ્યા તે મંત્રસિદ્ધિ છે. અમુક મંત્રના જપથી આકાશગમન કરી શકાય, અગર અંતર્ધ્યાન થઈ શકાય તે મંત્રસિદ્ધિ. સામાન્ય રીતે શબ્દબ્રહ્મનું બળ ઘણું છે. કોઇને ગાળ દઇએ કે તુરત કજીઓ; અને કોઇનાં વખાણ કરીએ, કે તુરત પ્રસન્નતા. શબ્દબ્રહ્મની સિદ્ધિ સાંભળો–

મંગલ તાલ ૩.

**સોહં** શબ્દ વિચારો સાધો, **સોહં** શબ્દ વિચારોરે; ટેક૦
માલા કરસેં ફીરત નહીંહૈ, જીભે પણ ન ઉચ્ચારોરે;
અજપા જાપ હોત ઘટમાંહી, તાકો ઓર નિહારોરે—સોહં૦
**હું** અક્ષરસેં ખાસ ઉઠાવો, **સો**સે જાપ બિઠાવોરે;
**હંસો** ઉલટ હોતહૈ **સોહં**, યોગીજન નિરધારોરે—સોહં૦
સબ્બઈક્કીસ હજાર મિલાકર, છેસો હોત શુમારોરે;
અષ્ટપ્રહરમેં જાગત સોવત, મનમેં જપો સુખારોરે—સોહં૦
જો જન ચિંતન કરત નિરંતર, છોડ જગત્ વ્યવહારોરે;
બ્રહ્માનંદ પરમપદ પાવે, મિટે જનમ સંસારોરે—સોહં૦

તપસિદ્ધિ—તપથી વચનસિદ્ધિ પ્રાપ્ત થાય, તે તપસિદ્ધિ. સૌભરીએ તપથી પોતાનું વૃદ્ધત્વ સંતાડી દઇને, યુવાવસ્થા પ્રાપ્ત કરી, તે તપસિદ્ધિ. અગસ્ત્યે તપથી સમુદ્રપાન કર્યું, તે તપસિદ્ધિ.

---

પદચ્છેદ—**जन्म च औषधिश्च मंत्रश्च तपश्च समाधिश्च तेभ्यः जाताः जन्मौषधिमंत्रतपःसमाधिजाः इति सिद्धयः—**

સમાધિસિદ્ધિ—વિભૂતિપાદમાં જે જે સિદ્ધિઓનું નિરૂપણ કર્યું છે, તે તમામ સમાધિજન્ય સિદ્ધિઓ કહેવાય છે. આ સિદ્ધિઓ ઉપર જણાવેલી ચાર પ્રકારની સિદ્ધિઓ કરતાં ઉત્તમ છે;

પૂર્વજન્મનો યોગાભ્યાસ—પૂર્વજન્મમાં કરેલો યોગાભ્યાસ, જન્માદિ સિદ્ધિઓદ્વારા, આ જન્મમાં પ્રતીત થાય છે. તેથી મુમુક્ષુઓએ યોગાભ્યાસમાં પ્રમાદ કરવો ઘટતો નથી. યોગાભ્યાસનું ફળ આ જન્મે ન મળે, તો બીજે જન્મે મળશે, એવો દૃઢ વિશ્વાસ રાખીને, મુમુક્ષુઓએ તેમાં લાગ્યા રહેવું જોઈએ. ગીતાના છઠ્ઠા અધ્યાયમાં અર્જુને પૂછ્યું છે કે—'યોગભ્રષ્ટ પુરૂષની કઈ સ્થિતિ થતી હશે ?' તેના જવાબમાં કૃપાળુ શ્રીકૃષ્ણ બોલ્યા છે કે—

**' पार्थ नैवेह नामुत्र, विनाशस्तस्य विद्यते ॥**
**न हि कल्याणकृत्कश्चिद्-दुर्गतिं तातगच्छति ॥ ४० ॥**
**प्राप्य पुण्यकृतांल्लोका-नुषित्वा शाश्वतीः समाः ॥**
**शुचीनां श्रीमतां गेहे, योगभ्रष्टोऽभिजायते ॥ ४१ ॥**
**अथवा योगिनामेव, कुले भवति धीमताम् ॥**
**एतद्धि दुर्लभतरं, लोके जन्म यदीदृशम् ॥ ४२ ॥**
**तत्र तं बुद्धिसंयोगं, लभते पौर्वदेहिकम् ॥**
**यतते च ततो भूयः, संसिद्धौ कुरुनंदन ॥ ४३ ॥**
**पूर्वाभ्यासेन तेनैव, ह्रियते ह्यवशोऽपि सः ॥**
**जिज्ञासुरपि योगस्य, शब्दब्रह्मातिवर्तते ॥ ४४ ॥**
**प्रयत्नाद्यतमानस्तु, योगी संशुद्धकिल्बिषः ॥**
**अनेकजन्मसंसिद्धस्-ततो याति परां गतिम्॥ ४५ ॥**

વિગેરે શ્લોકો પૂર્વજન્મમાં કરેલા યોગાભ્યાસને આ જન્મે ફળદાતા ગણે છે. 'કદિ યોગાભ્યાસની ફળપ્રાપ્તિ પહેલાં, આ દેહ પડી જાય, તો આ પછીના દેહમાં અહીં કરેલો યોગાભ્યાસ, ફળ દેવા તત્પર રહે છે.' એમ પણ કહી દીધું. 'અનેક જન્મે પરમગતિ પામે, ત્યાં સુધી આ યોગાભ્યાસ ચાલુ રહે છે.' એમ છેવટમાં કહ્યું. દૃષ્ટાંતમાં—નારદ.

આ દેહમાંજ બીજો દેહ—આ દેહમાંજ એટલે—મરણ પહેલાં—જીવતાંજ—દેવાદિ શરીરની પ્રાપ્તિ કેમ હોઈ શકે ?—નહુશ કાચંડો થયો, અને કાચંડાનો પાછો રાજા થયો. નલકૂબર યમલાર્જુન મટીને તુરત પાછા નલકૂબર થયા. નંદીશ્વર મહેશ્વરની કૃપાથી મનુષ્ય શરીરમાંથી દેવશરીરવાળો થયો. એવી અનેક વાતો પુરાણોમાં આવે છે. તે કેમ હોઈ શકે ? તેના નિવારણ માટે સૂત્રકાર બીજું સૂત્ર કહે છે.

**सूत्रं–[ तत्र कायेंद्रियाणामन्यजातीयपरिणतानाम् ]**
**जात्यंतरपरिणामः प्रकृत्यापूरात् ॥ २ ॥**

---

પદચ્છેદ—[**तत्र**–તે પાંચ પ્રકારમાં. **कायश्च इंद्रियाणि च तेषां कायेंद्रियाणाम् अन्यजातिषु परिणतानि** (પરિણામ પામેલી) **तेषां इति कायेंद्रियाणाम् अन्यजातीयपरिणतानाम्**–મનુષ્યાદિ જાતિરૂપથી, અન્ય જાતિમાં પરિણામ પામેલાં—એટલે મનુષ્યોની જાતિ અને રૂપ તજીને, બીજાં શરીર અને બીજી ઇંદ્રિયો ધારણ કરી હોય ત્યારે, તે બદલાએલાં શરીર અને ઇંદ્રિયોનું.) **अन्या जातिः इति जात्यंतरं तस्मिन् परिणामः**

**અર્થ—'મનુષ્યાદિ જાતિરૂપથી અન્ય જાતિરૂપમાં પરિણામ પામેલાં, એટલે-મનુષ્યોની જાતિ અને રૂપ તજીને, બીજાં શરીર અને બીજી ઇંદ્રિયોને ધારણ કરી હોય, ત્યારે તે બદલાએલાં શરીર અને ઇંદ્રિયોનું આ પ્રમાણે બદલાઇ જવું તે, પ્રકૃતિના અવયવોની પૂર્ણતાથી થયું છે, એમ જાણવું. (૨)**

2. The change into another kind, is by the flow of nature.

૨ વિવેચન—

અધ્યહાર-આ સૂત્રમાં **तत्र कार्येन्द्रियाणामन्यजातीयपरिणतानाम्** ॥ આટલું વાક્ય અર્થની સ્પષ્ટતા માટે અધ્યહાર સમજવું.

પ્રકૃત્યાપૂર-પ્રકૃતિ એટલે સર્વનું ઉપાદાન કારણ. આપૂર એટલે નવીન પૂરવણી. એટલે પૂર્વ પરિણામના ત્યાગ પૂર્વક નવીન દેવતાદિ જાતિરૂપ પરિણામ થવું તે. પ્રકૃત્યાપુરનો અર્થ પ્રકૃતિનો અનુપ્રવેશ. નંદીશ્વર જેમ મનુષ્ય મટીને દેવ થયો. યમલાર્જુન વૃક્ષો મટીને યક્ષ બન્યા. દેવાદિ તમામ શરીર માત્ર પંચમહાભૂતનાં છે, અને દેવાદિની ઇંદ્રિયોનો જનક અહંકાર છે. મનુષ્ય શરીર તજીને દેવશરીરની પ્રાપ્તિ કરવી, એટલે-મનુષ્ય શરીરના અવયવો અને ઇંદ્રિયો તજીને, દેવશરીરના આકાર, રૂપ, અવયવો અને ઇંદ્રિયોની પ્રાપ્તિ કરવી તે. આ ફેરફાર પ્રકૃતિથીજ થાય છે માટે તેનું નામ પ્રકૃત્યાપૂર.

આ ફેરફારમાં વિશેષ જાણવા જેવું એ છે કે-મહિમાદિ સિદ્ધિના ફેરફારમાં પ્રકૃતિના નૂતન અવયવો પ્રવેશ કરે છે; જેમ કે હનુમાનજી પહાડ જેવા મોટા થયા. શ્રીકૃષ્ણનું વિશ્વ રૂપે થવું, વામનનું વૈરાટ રૂપે થવું, અને વડબીજનું વૃક્ષરૂપે થવું વિગેરે; અને અણિમાદિ સિદ્ધિના ફેરફારમાં, પ્રકૃતિના અવયવો નીકળી જાય છે. જેમકે હનુમાન સમળી જેવા નાના બન્યા.' અગત્સ્યે સમુદ્રના અવયવોનો નાશ કરીને તેનું પાન કર્યું. નહુષ ઇંદ્ર મટી કાંચડો થયો, તે વખતે નહુષનાં અવયવો, આકાર, રૂપ, અને ઇંદ્રિયો બદલાઈને, કાચંડાના અવયવો, આકાર, રૂપ અને ઇંદ્રિયો હાજર થયાં.

પ્રકૃતિના અવયવોને નાના મોટા કરવાની સત્તા, ઇશ્વિરમાં હોવાથી, ઇશ્વિર એક ક્ષણમાં અન્યથા કરવા સમર્થ છે, એવું આ સૂત્રનું રહસ્ય છે.

પ્રકૃત્યાપૂર અથવા પ્રકૃતીનો નવીન ફેરફાર-આ ફેરફાર સ્વતંત્ર છે, કે કોઇને સ્વાધીન છે? તેનું હવે નિરૂપણ કરે છે. જેમ ગ્નાન સાક્ષાત્કારનું પરભાર્યું કારણ નથી, પણ તે માત્ર અજ્ઞાનને વિખેરી નાંખે છે; તેમ ધર્માદિ પ્રકૃત્યાપુરનું પરભાર્યું કારણ નથી, એમ હવે કહે છે.

**सूत्रं—निमित्तमप्रयोजकं प्रकृतीनां वरणभेदस्तु ततः क्षेत्रिकवत् ॥३॥**

**અર્થ—જેમ ખેતર ખેડનારો ખેડુ, પોતાને હાથે ક્યારામાં જળ લઈ જતો નથી; પણ જળને અટકાવનારી પાજને તોડી નાંખે છે; એટલે જળ તેની**

---

**जात्यंतरपरिणामः**-નવીન દેવાદિ રૂપે બદલાઈ જવું તે. **प्रकृतेः आपूरः तस्मात्**-(**पूरः** પૂર્ણતા. **आपूरः**-ચારે તરફથી પૂર્ણતા)-તે પ્રકૃતિના અવયવોની પૂર્ણતાથી થાય છે.

પદચ્છેદ—**निमित्तं**-ધર્માદિક જે નિમિત્ત છે તે. **प्रकृतीनाम् अप्रयोजकं**-પ્રકૃતિનું પ્રયોજક નથી. **ततः तु**-ધર્માદિ નિમિત્તથી તો. **वरणस्य भेदः**-આવરણનો નાશ થાય છે. **क्षेत्रिकवत्**-ખેતર ખેડનારા ખેડુની માફક.

**મેળાએ ક્યારામાં ચાલ્યું જાય છે; તેમ ધર્માદિક નિમિત્ત પ્રકૃતિનું પ્રયોજક (પ્રકૃતિના અવયવોને બદલનાર કારણ) નથી; પણ ધર્માદિક નિમિત્તથી માત્ર આવરણનોજ–અધર્મનોજ–નાશ થાય છે. અધર્મરૂપી આવરણનો નાશ થતાં, પ્રકૃતિ અનાયાસે પોતાના અવયવોને બદલે છે, એ ભાવ છે. [૩]**

3. Good aud bad actions are not the direct causes, in the transformations of nature; but they act as breakers of obstacles to the evolutions of nature; as a farmer removes the obstacles to the course of water—the water in consequence, runs down by its own nature.

૩ વિવેચન—

'નિમિત્ત'–એટલે ધર્મ અને અધર્મરૂપ નિમિત્ત. ધર્મ અને અધર્મરૂપ નિમિત્તથી પ્રકૃત્યાપુર થાય છે, એમ માનીએ, તો–'ભોગ અને અપવર્ગ રૂપ પુરૂષાર્થ પ્રકૃતિનો પ્રવર્તક છે–' એવો જે યોગનો સિધ્ધાંત છે, તેનો ત્યાગ થઈ જાય. ભોગ અને અપવર્ગરૂપ પુરૂષાર્થ પણ પ્રકૃતિનો પ્રયોજક નથી; પણ તે પુરૂષાર્થના ઉદ્દેશવડે શ્રીઈશ્વર પ્રકૃતિની સામ્યાવસ્થાનો ભંગ કરે છે; તેથી ઉદ્દેશતામાત્ર વડે, તે પુરૂષાર્થ પ્રકૃતિનો પ્રવર્તક છે. તાત્પર્ય–સર્વ.નિમિત્તો સ્વતંત્ર કારણ નથી.

'વરણ' એટલે આવરણ અથવા પ્રતિબંધક. 'ભેદ' એટલે નાશ.

પ્રયોજક એટલે સ્વતંત્ર કારણ અથવા હેતુ.

પ્રયોજક કોણ હોઇ શકે? કાર્ય કે કારણ?–તેના જવાબમાં–કારણજ કાર્યનું પ્રયોજક બને–કાર્ય કારણનું પ્રયોજક બને નહીં. એટલે દુધ દહીંનું પ્રયોજક બને, પણ દહીં દુધનું પ્રયોજક બને નહીં. એટલે–દુધમાંથી દહીં ઉત્પન્ન થાય, પણ દહીંમાંથી દુધ ઉત્પન્ન થાય નહીં. આ નિયમ પ્રમાણે–ધર્માદિક જે પ્રકૃતિનાં કાર્ય છે, તે પ્રકૃતિના પ્રયોજક બની શકે નહીં. તાત્પર્ય–આપૂર અને અપગમ (નાશ) પ્રકૃતિના સ્વાભાવિક ધર્મો છે. ઉત્તમ અવતારની બાબતમાં, ધર્મ અધર્મરૂપી આવરણને તોડે; અગર નીચ અવતારની બાબતમાં અધર્મ, ધર્મરૂપી આવરણને તોડે; ત્યારેજ પ્રકૃતિ પોતાનું કાર્ય કરી શકે, એ ભાવ છે.

**अपि चेत्सुदुराचारो, भजते मामन्यभाक् ॥**
**साधुरेव स मंतव्यः, सम्यग्व्यवसितो हि सः ॥३०॥**

શ્રીકૃષ્ણ કહે છે કે–'ગમે એવો પાપી હોય, પણ પાપીપણું છોડી દે–**सम्यग्व्यवसितः हि सः** પાપનાં રજકણો તજી દઇને, પાપનું વાતાવરણ તજી દઇને, મને અનન્ય ભાવથી ભજે, તો તેને સાધુ માનવો,' વિગેરે.

તાત્પર્ય—ધર્માદિ જે કાંઈ ક્રિયાઓ થાય છે, તે તમામ અધર્મના વાતાવરણને ખસેડવા માટેજ થાય છે. તે વાતાવરણ ખસ્યું, કે તુરત દેહાદિમાં સંતાઇને રહેલું આત્મતત્ત્વ જળકે છે. નાના પ્રકારના કલેશ, ઝઘડા, અદેખાઇ અને નિંદા કરીને, અગર સાંભળીને, આપણે આપણું માનસીક વાતાવરણ, કેટલા પ્રમાણમાં બગાડી નાંખીએ છઈએ, તેનું ભાન આપણને રહેતું નથી. તેના પરિણામે આત્મતત્ત્વ અને આપણા મનની વચ્ચે, અજ્ઞાને ઉભી કરેલી દીવાલ, સુદૃઢ થતી જાય છે. માત્ર જીવવામાંજ અને ઈંદ્રિયોને નાના પ્રકારના લાડ લડાવવામાંજ, આપણા જીવનની સફળતા સમજાય, ત્યાંસુધી આ વાતો કાંઈ કામની નથી,

એમ સમજવું. યાદ રાખજો કે-દરેક પશુપક્ષીમાં મનુષ્યત્વ ગૂઢરૂપે સંતાઈ રહેલું છે, તેના અંતરાય રૂપ ફાટક ઉઘડી જાય, તો મનુષ્યત્વ બહાર નીકળી આવે. તે પ્રમાણેજ મનુષ્યમાં ઈશ્વરત્વ ગૂઢરૂપે સંતાઈ ગયું છે. અજ્ઞાનની ભોગળો દીધેલી હોવાથી દ્વાર ઉઘડી શકતાં નથી. ભોગળો ખસી જાય, તો દ્વાર ઉઘડે, અને ઇશ્વરત્વ બહાર નીકળી આવે. **अश्वत्थमेनं सुविरूढमूलम्, असंगशस्त्रेण दृढेन छित्त्वा** ॥ ગીતા અ. ૧૫. ૩ ॥ વિગેરે શબ્દો જીવને ઉંઘમાંથી જગાડયા કરે છે.

જેમ યોગી એક શરીર તજીને બીજું શરીર ધારણ કરી શકે છે; તેમ કોઈ કાર્યની સિદ્ધિ માટે, એક દેહ છે છતાં અનેક શરીરો યોગી ધારણ કરે છે. અને તે દરેકમાં એક એક-એમ અનેક ચિત્તો રચી શકે છે. તે ચિત્તોની ઉત્પત્તિ ક્યાંથી થાય છે? તે શંકાના સમાધાન માટે નીચેનું સૂત્ર છે.

**सूत्रं-निर्माणचितान्यस्मितामात्रात् ॥ ४ ॥**

**અર્થ—યોગી (જેટલાં શરીરો ધારણ કરે છે તેટલાં) ચિત્તો અહંકારરૂપ ઉપાદાન કારણની મદદથી, રચે છે. (૪)**

4. Created minds proceed from egoism alone.

૪ વિવેચન—

**अस्मितामात्रात**—અસ્મિતા એટલે અહંકાર. માત્ર શબ્દ સૂચવે છે કે-યોગીના દેહમાં રહેલા મનથી નહીં, પણ અહંકારથીજ જુદા જુદા ચિત્તની ઉત્પત્તિ થાય છે. જેમ શરીરનું ઉપાદાન કારણ પંચમહાભૂત, તેમ મનનું ઉપાદાન અહંકાર છે, એમ સમજવું. ચિત્તનો **અર્થ** 'મન' કરવો; પણ 'મહતત્ત્વ' કરવો નહીં. કારણ કે અસ્મિતા (અહંકાર)માંથી મહતત્ત્વ ઉત્પન્ન ન થાય, પણ મનજ ઉત્પન્ન થાય. [મહતત્ત્વનું ઉપાદાન કારણ અહંકાર નથી. મનનું ઉપાદાન કારણ અહંકાર છે.] જે યોગબળથી ઉત્પન્ન થાય, તે 'નિર્માણ,,એમ અહીં સમજવું.

જુદાં જુદાં શરીર અને જુદાં જુદાં મન યોગી ઉત્પન્ન કરે છે, તે સંબંધમાં સ્મૃતિકાર કહે છે કે—

**योगीश्वरः शरीराणि, करोति विकरोति च ॥**
**प्राप्नुयाद्विषयान कैश्चित, केचिदुग्रं तपश्चरेत् ॥**
**संहरेच्च पुनस्तानि, सूर्यो रश्मिगणानिव ॥**

ભાવાર્થ—'યોગીશ્વર શરીરોને ઉત્પન્ન કરે છે અને પાછાં અદશ્ય કરે છે. ઉત્પન્ન કરેલાં કેટલાં એક શરીરો વડે, તે વિષયો ભોગવે છે; અને કેટલાંએક શરીરોવડે ઉગ્ર તપ આચરે છે. સૂર્ય જેમ અસ્તકાળે કિરણના સમુહને ખેંચી લે છે, તેમ યોગી છેવટે જુદાં જુદાં શરીરોને પાછાં અદસ્ય કરી દે છે.'

**'स एकधा भवति, त्रिधा भवति, पंचधा-सप्तधा-नवधा ॥ प्रदीपवद् आवेशः तथा हि दर्शयति** ॥ બ્રહ્મમીમાંસા ૪-૪-૧૫ પણ ઉપલી વાતને સુદૃઢ કરે છે. એક દીવો જેમ અનેક દીવાને સળગાવે, તેમ એક અહંકાર, અનેક ચિત્તને નિર્માણ કરી શકે. (શ્રીમદ્‌ભાગવતમાં-મોક્ષપત્રિકામાં-હાલ કઈ કથા આવે છે? યાદ છે?-દશમસ્કંધમાં (રાસલીલામાં) શ્રીકૃષ્ણ અનેક કેવી રીતે બન્યા? તેનું સમાધાન આ સૂત્ર કરે છે.

---

પદચ્છેદ—**अस्मितामात्रात्**-માત્ર અહંકારથીજ. **निर्माणानि तानि चित्तानि निर्माणचित्तानि**-(યોગી) નવાં નવાં ચિત્તો રચે છે.'

એક સામાન્ય યોગીનું આટલું સામર્થ્ય છે, ત્યારે સાક્ષાત્ નારાયણ અવતાર લઈને આવે, ત્યારે તે શું ન કરી શકે? સ્મૃતિકારો કહે છે કે—

**'एकस्तु प्रभुशक्त्या वै, बहुधा भवतीश्वरः।**
**भूत्वा यस्मात्तु बहुधा, भवत्येकः पुनस्ततः॥**
**तस्माच्च मनसो भेदा, जायन्ते चैत्त एव हि।**
**एकधा स द्विधा चैव, त्रिधा च बहुधा पुनः॥'**

ભાવાર્થ—એકજ ઈશ્વર પોતાની પ્રભુશક્તિવડે બહુ પ્રકારે થાય છે. તે શક્તિવડે બહુ પ્રકારે થઈને, તેજ શક્તિથી પાછો એક થઇ જાય છે. તેમાંથી એટલે-તે શક્તિના કાર્ય-રૂપ અહંકારમાંથી, મનના ભેદો ઉત્પન્ન થાય છે. મુખ્ય મન અન્ય મનો સાથે સંબંધ રાખે છે. તેમજ એક પ્રકારે, બે પ્રકારે, ત્રણ પ્રકારે, એમ અનેક પ્રકારે બને છે.

પરીક્ષિત રાજા ચાર વેદ અને છ શાસ્ત્ર ભણીને ભાગવત સાંભળવા બેઠો હતો; માટે તેને આ સિદ્ધિઓ સંબંધી કાંઇ કહેવાની જરૂર નહોતી. પણ સામાન્ય જીવોએ રાસલીલા આદિ વિલક્ષણ ચરિત્રો સાંભળવા પહેલાં, આવાં સૂત્રો અવશ્ય જાણવાં જોઈએ. યોગમાર્ગના મોટા ખેલાડીનાં દર્શન કરવાં હોય, તો અહીંથી પ્રગટ થએલી દશમસ્કંધ ઉપરની ટીકા અવશ્ય વાંચજો. સંવત ૧૯૮૩ ના મહાથી મોક્ષપત્રિકામાં તે ટીકા પ્રગટ થાય છે.

યોગી શામાટે ઘણાં શરીરો અને ઘણાં ચિત્ત રચે છે?—કોઇ મોટા કાર્યને પહોંચી વળવા, જેમ નોકરો રાખવા પડે છે; તેમ યોગીઓ પોતાનાં કર્મોનો ત્વરાથી ક્ષય કરી નાંખવાના હેતુથી, 'કાયવ્યુહ'-'અનેક દેહ'-ની ઉત્પત્તિ કરે છે. જ્યાં દેહ હોય, ત્યાં ચિત્ત પણ જોઇએ, તેથી દેહની સાથે ચિત્તને પણ રચે છે. અનેક ગોપીકાઓને રાજી કરવા, શ્રીકૃષ્ણ અનેક બન્યા. દરેક ગોપીકાને ખાત્રી થઈ કે-'શ્રીકૃષ્ણ મારી પાસેજ છે.'

નવીન બનેલાં ચિત્તો એકમતે કામ કરે છે? કે પોતપોતાને જુદે મતે?-તે સંબંધી હવે ખુલાસો કરે છે—

**सूत्रं—प्रवृत्तिभेदे प्रयोजकं चित्तमेकमनेकेषाम् ॥५॥**

**અર્થ—અનેક ચિત્તોના અનેક (જુદા જુદા) વ્યાપાર જણાય, તોપણ તે તમામ ચિત્તોનો પ્રેરક (નિયામક), એકજ ચિત્ત છે, એમ સમજવું. (૫)**

5. One mind is the controller of all the minds in their various activities.

૫ વિવેચન—

ઉપર કહ્યું કે-'કર્મોનો ક્ષય ત્વરાથી કરી નાંખવાના હેતુથી, યોગી અનેક દેહ ધારણ કરે છે; અને દેહના પ્રમાણમાં અનેક ચિત્ત પણ ઉત્પન્ન કરે છે.' જ્યાં કાર્યની એકતા

---

પદચ્છેદ—**अनेकेषां प्रवृत्तिभेदे (अपि)**-અનેક ચિત્તોની અનેક (જુદી જુદી) પ્રવૃત્તિ (વ્યાપાર) જણાય તોપણ. [**अनेकेषां**] **प्रयोजकं एकं चित्तम्**-તે તમામ ચિત્તનો પ્રેરક એકજ ચિત્ત છે એમ સમજવું.

હોય ત્યાં સૌના મતની પણ એકતા હોય, એમ સિદ્ધ કરવા માટે, આ સૂત્રમાં કહ્યું કે- અનેક ચિત્તોને દોરનાર-આજ્ઞા કરનાર-એકજ-[યોગીનું] મુખ્ય ચિત્તજ-છે. મનુષ્ય જેમ મન વડે પોતાના દેહમાં રહેલી નેત્રાદિ ઇંદ્રિયોને પોતાની મરજી પ્રમાણે પ્રેરણા કરે છે, તેમ યોગીનું (મુખ્ય) ચિત્ત, નવાં રચેલાં ચિત્તોને પોતાની મરજી પ્રમાણે પ્રેરણા કરે છે.

પ્રથમ સૂત્રમાં પાંચ પ્રકારની સિદ્ધિઓ કહીને, ૨ થી ૫ સૂત્રોમાં યોગીની પ્રાસંગીક શક્તિઓનું વર્ણન કર્યું. પ્રથમ સૂત્રમાં બતાવેલી પાંચ સિદ્ધિઓમાં, કઇ સિદ્ધિ ઉત્તમ છે?- તે હવે નિરૂપણ કરે છે—

**सूत्रं—तत्र ध्यानजमनाशयम् ॥६॥**

**અર્થ—પાંચ પ્રકારના ચિત્તોમાં જે ચિત્ત ધ્યાનથી સિદ્ધ થયું છે, તે ચિત્તજ વાસનારહિત હોય છે. (૬)**

6. Among the various kinds of minds, the mind which is attained by Samadhi, is free from desire.

૬ વિવેચન—

**तत्र—**પ્રથમ સૂત્રમાં જણાવેલી પાંચ પ્રકારની સિદ્ધિઓમાં.

**आशयः—કર્મ** અને કલેશોની વાસના.

પાંચ પ્રકારની સિદ્ધિઓ-તેથી પાંચ પ્રકારના સિદ્ધો અને પાંચ પ્રકારના સિદ્ધચિત્તો.

પ્રથમના ચાર પ્રકાર, રાગાદિકના હેતુભૂત વાસનાવાળા હોવાથી, પુણ્યપાપનાં સંબંધી છે. પાંચમા પ્રકારના યોગીનું ચિત્ત ક્ષીણ કલેશ હોવાથી વાસનાથી રહિત છે. પરિણામે તે ચિત્ત પુણ્યપાપના સંબંધથી રહિત છે. એટલે પાંચમો પ્રકારજ-**ध्यानजं चित्तं**-કૈવલ્યની યોગ્યતા ધરાવે છે.

સમાધિથી સિદ્ધ થએલો યોગી, ધ્યાન સમાધિ આદિ કર્મો કર્યા કરે છે, છતાં તેને પુણ્યનો સંબંધ નથી?-ના, કારણકે રાગાદિકથી કરેલું કર્મજ પુણ્યનું અગર પાપનું કારણ બને છે. આ વિષય સાધનપાદના ૧૩ મા સૂત્રમાં સારી રીતે ચર્ચાયો છે.

**कर्मण्येवाधिकारस्ते, मा फलेषु कदाचन** [ગીતા અ. ૨-૪૭] વિગેરે શ્લોકોથી ગીતામાં પણ આ વિષય સારી રીતે ચર્ચાયો છે.

ત્યારે પ્રથમના ચાર પ્રકારના સિદ્ધોને કૈવલ્યનો લાભ ક્યારે?—જન્મસિદ્ધ, મંત્રસિદ્ધ, ઔષધિસિદ્ધ અને તપઃસિદ્ધ યોગીઓ, સમાધિસિદ્ધ કરે, અને, જ્ઞાનદ્વારા ચિત્તના રાગાદિ કલેશોને બાળીને ભસ્મ કરી નાંખે ત્યારે.

સમાધિસિદ્ધ યોગીઓને પુણ્યપાપનો સંબંધ કેવી રીતે નથી, અને બીજા ચાર પ્રકારના યોગીઓને પુણ્યપાપનો સંબંધ કેવી રીતે છે, તે હવે કહે છે—

---

પદચ્છેદ—**तत्र**-પાંચ પ્રકારના સિદ્ધ ચિત્તોમાં. **ध्यानात् जातं इति ध्यानजं इति चित्तं**-જે ચિત્ત ધ્યાનથી સિદ્ધ થએલું છે તે ચિત્ત. **नास्ति आशयः** (વાસના) **यस्मिन तत् इति अनाशयं**-વાસનાથી રહિત છે.

**सूत्रं—कर्माऽशुक्लाकृष्णं योगिनस्त्रिविधमितरेषाम् ॥७॥**

**અર્થ—યોગીનું યમનિયમાદિ જે કર્મ છે, તે અશુકલ અને અકૃષ્ણ છે. યોગી સિવાયના બીજા પુરૂષોનું કર્મ-શુકલ, કૃષ્ણ, અને શુકલકૃષ્ણ એમ ત્રણ પ્રકારનું છે. (૭)**

7. Actions of a yogi are neither white nor black. In the case of others the actions are of three kinds–white, black and mixed.

૭ વિવેચન—

કર્મના પ્રકાર—૧ શુકલ, ૨ કૃષ્ણ, ૩ શુકલકૃષ્ણ [મીશ્રીત], અને ૪ અશુકલ-અકૃષ્ણ-એમ ચાર પ્રકાર છે.

શુકલ કર્મ—ઉત્તમ કમ-જેના મૂળમાં સત્ત્વગુણ અને જેનું ફળ પુણ્ય પુણ્ય અને પુણ્ય. સુખરૂપ ફળ દેનારાં, મન વાણી અને ઇંદ્રિયોના નિગ્રહદ્વારાસાધ્ય, વેદાદિના અધ્યયન રૂપ, સ્વાધ્યાય અને ધ્યાનાદિ કર્મ-તે તમામ શુકલ કર્મ.

કૃષ્ણ કર્મ—કાળાં કર્મ-જેના મૂળમાં તમોગુણ રહ્યો હોય છે એવાં, બ્રહ્મહત્યા, ચોરી વિગેરે પાપની ઉત્પત્તિ કરનારાં, અને દુઃખરૂપ ફળ દેનારાં તે તમામ કૃષ્ણકર્મ કહેવાય છે.

શુકલકૃષ્ણ કર્મ—મિશ્રકર્મ-જેના મૂળમાં રજો ગુણ; અને જેનાં ફળ પુણ્ય અને પાપ બેઉ; દુઃખમીશ્રિત સુખરૂપ ફળ આપનારાં, સોમયાગાદિ વિગેરે બાહ્ય સાધનોથી સાધ્ય, હિંસા અને દાનદક્ષણા તથા બ્રાહ્મણભોજનથી યુક્ત. તે તમામ શુકલકૃષ્ણ કર્મ ગણાય છે.

અશુકલ કર્મ અને અકૃષ્ણ કર્મ-આ કર્મનું બીજું નામ નિર્લેપ કર્મ; ગુણરૂપ મૂળ વિનાનાં કર્મ, સુખદુઃખ રૂપ ફળથી કેવળ રહિત કર્મો. સંપ્રજ્ઞાત સમાધિ વિગેરે નિર્લેપ કર્મ.

પ્રથમના ત્રણ પ્રકારનાં કર્મો યોગી સિવાયના (સામાન્ય) જીવોમાં છે; અને ચોથું સમાધિસિદ્ધ કર્મ યોગીનું છે. ચોથો પ્રકારજ પુણ્યપાપના સંબંધથી રહિત છે, તેથી સમાધિ સિદ્ધ યોગી, કૈવલ્યની યોગ્યતાવાળો છે.

**यस्त्वात्मरतिरेव स्या-दात्मतृप्तश्च मानवः** વિગેરે ગીતા અ. ૩. ના. ૧૭-૧૮-૨૯ શ્લોકો, તથા **त्यक्त्वा कर्मफलासंगं, नित्यतृप्तो निराश्रयः** વિગેરે. ગીતા. અ. ના ૨૦-૨૧-૨૨-૨૩ શ્લોકો, સમાધિસિદ્ધ યોગીના કૈવલ્ય પદના અધિકારનું સૂચન કરે છે. યાજ્ઞવલ્કય પણ કહે છે કે—

**इज्याचारदमाहिंसा-दानस्वाध्यायकर्मणाम् ।**
**अयं तु परमो धर्मो, यद्योगेनात्मदर्शनम् ॥**

ભાવાર્થ—જે ધર્મે કરીને આત્મસાક્ષાત્કાર થાય, તેજ ઉત્તમ ધર્મ. તે ધર્મનું નામ સમાધિ યોગ છે. આવા યોગીઓ ચરમદેહી-છેલ્લા દેહવાળા-ગણાય છે.

---

પદચ્છેદ—**योगिनः कर्म**-યોગીનું યમાનિયમાદિ જે કર્મ છે તે **अशुक्लाऽकृष्णम्-अशुक्लञ्च तत् अकृष्णञ्च**-અશુકલ અને અકૃષ્ણ છે. **इतरेषां**-યોગી સિવાયના બીજા પુરૂષોનું કર્મ. **त्रिविधं**-ત્રણ પ્રકારનું હોય છે.

ત્રણુ પ્રકારના કર્મોમાંથી વાસના પ્રાદુર્ભાવ પામે છે, તે વાત હવે કહે છે—

**सूत्रं–ततस्तद्विपाकानुगुणानामेवाभिव्यक्तिर्वासनानाम् ॥ ८ ॥**

**અર્થ—પછી એટલે ઉપર કહ્યાં તે ત્રણુ પ્રકારનાં કર્મોથી, તે કર્મોનાં ફળને અનુસરનારી વાસનાઓનો પ્રાદુર્ભાવ થાય છે. [ ૮ ]**

8. From these threefold actions there is, development of those desires alone, for which the conditions ore favourable. [The other desires are held in abeyance for the time being.]

૮ વિવેચન—

**ततः**–ઉપર જણાવ્યા તે ત્રણુ પ્રકારના કર્મોમાંથી.

**तस्य विपाकः**–તે કર્મોનો વિપાક એટલે–તે કર્મોથી જાતિ, આયુષ્ય અને ભોગ-રૂપી ત્રણુ પ્રકારનાં ફળ પ્રાપ્ત થાય છે. [આ નિરૂપણ સાધનાપાદના ૧૩ મા સૂત્રમાં છે.]

**विपाकस्य अनुगुणानां वासनानां**–જાતિ, આયુષ્ય અને ભોગરૂપ વિપાકને મળતી વાસનાઓનો (**अभिव्यक्तिः**–પ્રાદુર્ભાવ થાય છે.) ખાસ યાદ રાખવું કે–પ્રતિકુળ વાસના-ઓનો પ્રાદુર્ભાવ થતો નથી, પણુ અનુકુળ વાસનાઓનોજ પ્રાદુર્ભાવ થાય છે.

યોગીનું ચિત્ત–શુકલ, શુકલકૃષ્ણુ અને કૃષ્ણુ એમ ત્રણે પ્રકારનાં કર્મોથી યોગીનું ચિત્ત રહિત હોય છે, તેથી તેમને પુનર્જન્મની પ્રાપ્તિ થતી નથી. આ પ્રમાણે પુનર્જન્મના અભા-વથી, તેમને ભોગની વાસના સ્ફુરવાનો સંભવ પણુ નથી.

કર્મ—એકજ કર્મનાં બે ફળ છે. એક ફળ દેવાદિ યોનીને પ્રાપ્ત કરી આપે છે, અને બીજું ફળ તે જાતિના ભોગોને અનુકુળ વાસના ઉત્પન્ન કરી આપે છે. અમુક કર્મથી બિલાડીનું શરીર મળે, પણુ તે શરીર સાથે બિલાડીનો સ્વભાવ રજુ થવો જોઇએ. અમુક કર્મથી પતંગનો દેહ મળે, પણુ તે દેહની સાથે અગ્નિમાં જપલાવાનો તેનો સ્વભાવ હોવો જોઈએ. અમુક કર્મથી ગાયાદિ પશુનો દેહ મળે, પણુ તે દેહ સાથે તૃણુ ખાવાનો સ્વભાવ હોવો જોઇએ. અમુક કર્મથી સીંહનો દેહ મળે, પણુ તે દેહની સાથે નિડરતાદિ સિંહનો સ્વભાવ હોવો જોઇએ. અમુક કર્મથી–હંસનો દેહ મળે, પણુ તે દેહની સાથે મોતીનો ચારો કરવાનો અગર જળ અને દુધને જુદું પાડવાનો–હંસનો સ્વભાવ હોવો જોઇએ. આ બેઉ પ્રકારની ગોઠવણુ એકજ કર્મનું ફળ કરે છે. એટલે–જાતિ, આયુષ્ય અને ભોગરૂપ ફળને અનુકુળ વાસનાઓનો પ્રાદુર્ભાવ અનાયાસે થાય છે. યાદ રાખવું કે–અનુકુળ અને યોગ્ય સંયોગ મળે ત્યારેજ દબાઈ ગએલી વાસનાઓ પ્રગટ થાય છે. અને બાકીની વાસનાઓ દબાઇને પડી રહે છે. હવે આ વિષયમાં આપણે જરા આગળ વધીએ. આ વિષયના ઉંડાણુમાં પેસીએ– અત્યારે આપણો આ જે મનુષ્ય દેહ છે. તે અમુક કર્મ અને સંસ્કારોનું પરિણામ છે. આપણે વાસનાઓના ચૌટામાં ઉભા છઇએ. અનેક પ્રકારની વાસનાઓ, આપણુને ખબર ન પડે એવી રીતે, આપણા હૃદયમાં એકઠી થતી જાય છે. એકઠી થએલી વાસનાઓમાંથી,

પદચ્છેદ—**ततः**–પછી એટલે–ઉપર કહ્યાં તે ત્રણુ પ્રકારનાં કર્મોથી. **तेषां विपाकस्य अनुगुणाः** (મળતી) **तासां वासनानां**–તે કર્મોનાં ફલને અનુસરનારી વાસનાઓનો **अभिव्यक्तिः**–પ્રાદુર્ભાવ પામે છે.

દવી વાસનાઓ દેવ શરીરમાં ઉપયોગી થશે, અને પાશવ વાસનાઓ આપણે જ્યારે પશુ શરીર ધારણ કરીશું, ત્યાં કામમાં આવશે. એકઠી કરેલી વાસનાઓમાં, જે વાસનાઓ વધારે બળવાન હશે, તે વાસનાઓ આપણો પુનર્જન્મ ઘડી આપશે. તે જન્મને ઉપયોગી વાસનાઓ, આપણાં આત્માના અનેક જન્મોના અનેક ખાતાઓમાંથી દોડી આવશે. આટલા માટેજ સંતો અને શાસ્ત્રો કહે છે કે–'સત્સમાગમરૂપી સારા વાતાવરણમાં જીવન ગાળો. જેવી વાસનાઓ કરશો, તેવો જન્મ તમારે લેવો પડશે.' તેમાંએ ખરાબ વાસનાઓના નિવારણ માટે, અંતકાળ વખતે તો, બહુજ સાવધાન રહેવું જોઇએ. ગીતામાં ગોવિંદ બોલ્યા છે કે—

**यं यं वापि स्मरन्भावं, त्यजत्यंते कलेवरम् ॥**
**तं तमेवैति कौंतेय, सदा तद्भावभावितः ॥** (ગીતા અ. ૮. ૬.)

ભાવાર્થ—હે અર્જુન ! અંતકાળ વખતે મનુષ્ય જે જે પદાર્થોનું સ્મરણ કરતો કરતો દેહ છોડે છે, તે તે પદાર્થોની વાસનાને લીધે, મનુષ્યને ત્યાં (વાસનાને અનુકુળ) દેહ ધારણ કરવો પડે છે.

આ ખુલાસો સાંભળીને આપને ખાત્રી થઈ હશે, કે જીવોનો તમામ વહીવટ કર્મ અને વાસનાઓના હાથમાં છે; અને વાસનાઓનો પૂર્વાપર સંબંધ એકદમ તટી શકતો નથી. તે તમામને એક તડાકે ભુંસી નાંખવાં હોય. તો—

**मन्मना भव मद्भक्तो, मद्याजी मां नमस्कुरु ।**
**मामेवैष्यसि सत्यं ते, प्रतिजाने प्रियोऽसि मे ॥ ६५ ॥**
**सर्वधर्मान् परित्यज्य, मामेकं शरणं व्रज ।**
**अहं त्वां सर्वपापेभ्यो, मोक्षयिष्यामि माशुचः ॥ ६६ ॥**

[ ગીતા અ. ૧૮. ]

[ આ વાત શ્રીકૃષ્ણે ખોંખારે કરી છે. મરદના ખોંખારા મરદ ઝીલી શકે. કાયર તો ખોંખારા સાંભળીને ઘરમાં પેસી જાય. ]

અર્થ—'મારામાંજ મનવાળો થા, મારોજ ભક્ત થા, અને મનેજ પૂજ. નમસ્કાર પણ મનેજ કર. તેથી તું મનેજ પામીશ. તું મારો પ્રિય સખો છે, માટે તારી પાસે આ મારી સત્ય પ્રતિજ્ઞા કહું છઉં. [૬૫] તારા ડહાપણ માત્રને મૂકી દઇને તું મારે શરણ આવ. તેમ કરીશ તો હું તને સર્વ પાપોથી મુક્ત કરીશ, આ બાબતમાં તારે શોક કરવો નહીં.

શંકા—મનુષ્ય જન્મ પછી તુરત ગાયનો જન્મ આવે, ત્યારે ઘણા ઘણા જન્મ પહેલાં ભોગવેલા ગાયના જન્મની વાસનાઓ ખડી થાય છે, અને થોડા સમય પર ભોગવેલા મનુષ્ય દેહની વાસના ખડી થતી નથી, તેનું કારણ શું ? કારણકે ઘણા વરસ ઉપર અનુભવેલી વાત વિસરાઈ જાય છે, અને કાલેજ અનુભવેલી વાત તાજી રહે છે. એટલે જે વાસનાઓ તાજી હોય છે, તે કેમ અદસ્ય થઇ જાય છે ? અને જે વાસનાઓ ભુલાઈ ગઈ હોય છે, તે કેમ પ્રગટે છે ? તેના જવાબમાં નીચેનું સૂત્ર છે.

**सूत्रं-जातिदेशकालव्यवहितानामप्यानन्तर्य्यं स्मृतिसंस्कारयोरेकरूपत्वात् ॥९॥**

---

પદચ્છેદ—**स्मृतिसंस्कारयोः एकरूपत्वात्**–સ્મૃતિ અને સંસ્કારની એક રૂપતા છે તેથી–તે બેમાં ભેદ નથી તેથી. **जातिदेशकालैः व्यवहिताः**–(ઢંકાએલી) **वासनाः तासां अपि**–જાતિ દેશ અને કાળથી ઢંકાએલી વાસનાઓનું પણ. **अनंतरस्यभावः आनंतर्य्यं**–પાસેપણું માની લેવું.

**અર્થ—સ્મૃતિ અને સંસ્કારની એક રૂપતા છે-એટલે તેમાં ભેદ નથી તેથી, જાતિ દેશ અને કાળથી ઢંકાએલી (જુદી પાડેલી) વાસનાઓનું પાસેપણું (છેટાપણું નહીં તે) માની લેવું. (૯)**

9. There is consecutiveness in desires, even though they are separated by class, space and time, there being the unity of memory and impressions.

૯ વિવેચન—

**जातिदेशकालव्यवहितानाम् अपि**—જાતિ, દેશ અને કાળવડે વાસનાઓ ઘણા અંતરવાળી જણાય તોપણ. ઉપરના સૂત્રના ખુલાસા બરાબર વાંચ્યા હોય, તો આ સૂત્ર સહેલાઈથી સમજાય એવું છે. દેહની સાથે તે દેહના સ્વભાવ ( વાસનાઓ ) ને નીકટ સંબંધ છે. ઉંટનો દેહ પ્રાપ્ત થતાં, કાંટા ખાવા વિગેરે જે ઉંટનો ખાસ સ્વભાવ છે–ખાસ વાસનાઓ છે, તે અનેક જન્મ (જાતિ) ઉપર થઈ હોય, તો પણ ઉંટના દેહની સાથે પ્રગટ થાય છે. ઘણા દૂરના દેશમાં તે દેહ લીધો હોય, તો પણ તે દેહની વાસનાઓ અહીં ઉંટના દેહ સાથે પ્રગટ થાય. ઘણા કલ્પો ઉપર તે દેહ લીધો હોય, તો પણ તે દેહની વાસનાઓ અત્યારે ઉંટના દેહ સાથે પ્રગટ થાય.

તાત્પર્ય—કોઇપણ કર્મ બળદ અગર ગાયનો દેહ આવવા તત્પર થાય, ત્યારે ગાય અગર બળદના સંસ્કારોને સાથે લઇને તે કર્મ તત્પર થાય છે.

**आनंतर्य**—અંતરપણાનો અભાવ–નજદીકપણું–નીકટતા. કર્મ નિમિત્ત છે, અને વાસનાઓ નૈમિત્તિક છે. કર્મ અને વાસનાઓને નિમિત્તનૈમિત્તિક ભાવ હોવાથી, જાતિ, દેશ અને કાળનું અંતર કપાઈ જાય છે.

**स्मृतिसंस्कारयोरेकरूपत्वात्–अनुभवः एव संस्कारः, स एव स्मृतिरूपेण परिणमते, सुतरां यः संस्कारः सा स्मृतिः**—અનુભવ એજ સંસ્કાર અને તે સંસ્કારજ સ્મૃતિરૂપે પરિણામ પામે છે. જે સારો સંસ્કાર હોય તેજ સ્મૃતિ કહેવાય છે. આ સંસ્કારનું બીજું નામ વાસના. આ સૂત્રમાં 'સંસ્કાર' શબ્દ 'વાસના' ને બદલે મૂકાયો છે.

કર્મ એટલે ક્રિયાસંસ્કાર. ક્રિયાસંસ્કાર દેહરૂપે પરિણામ પામે છે; અને વાસના અથવા જ્ઞાનસંસ્કાર સ્મૃતિરૂપે પરિણામ પામે છે.

શંકા—પૂર્વે જેને ગાયનો અવતાર થયો હોય, તેને ગાયના આ જન્મમાં પાછલા સંસ્કારો મળી શકે, પણ પૂર્વે જેને ગાયનો અવતાર થયોજ ન હોય, તેનું શું ? આ શંકાના ખુલાસા માટે નીચેનું સૂત્ર છે—

**सूत्रं–तासामनादित्वं चाऽऽशिषो नित्यत्वात् ॥ १० ॥**

**અર્થ—'મારો કદિ નાશ ન થાય, હું સદા વિદ્યમાન રહું' એવી જીવની જે ઇષ્ટ વાસના છે, તે વાસના અનાદિ હોવાથી, ઉપર જણાવેલી વાસનાઓનું પણ અનાદિપણું સ્વિકારવું. (૧૦)**

---

પદચ્છેદ—**आशिषः नित्यत्वात्**–'મારો કદિ નાશ ન થાય, હું સદા વિદ્યમાન રહું ? એવી જીવની જે ઇષ્ટ વાસના છે, તે વાસનાનું નિત્યપણું હોવાથી. **तासाम् अनादित्वं च** ઉપર જણાવેલી વાસનાઓનું પણ અનાદિપણું સ્વિકારવું.

10. Thirst for happiness being eternal, desires are without beginning.

૧૦ વિવેચન—

વાસનાઓનું નીકટપણું છે એટલુંજ નહીં, પણ તે વાસનાઓનું અનાદિપણું છે એમ આ સૂત્રમાં કહ્યું.

'મારો નાશ કદિ ન થાઓ, અને હું સદા જીવું,' એવી વાસના અનાદિ છે. તુરતનું જન્મેલું બાળક પણ મરણથી કંપે છે, અને સદા જીવવાની વાસના રાખે છે, તેથી સિદ્ધ થાય છે કે–પૂર્વજન્મ છે, અને પૂર્વે અનુભવેલો મરણત્રાસ સંસ્કારરૂપે બાળકના હૃદયમાં છે. [જુઓ સાધનપાદ ૯ મું સૂત્ર]. પૂર્વજન્મને નહિં માનનારા કહે છે કે–' જેમ કમળનો વિકાસ અને સંકોચ સ્વાભાવિક છે. તેમ તુરત જન્મેલા બાળકને ઇષ્ટ વસ્તુનાં દર્શનથી જે હર્ષ, અને ભયંકર વસ્તુનાં દર્શનથી જે ત્રાસ થાય છે; તે સ્વભાવિક છે. એટલે–તે કાંઇ વાસનારૂપી નિમિત્તથી ઉત્પન્ન થતો નથી." તેમના જવાબમાં એમ કહેવાય છે–'જો તે સ્વભાવિક હોય, તો સર્વદા કેમ થતું નથી? એટલે સ્વાભાવિક હોય, તો તે કોઈ નિમિત્તની અપેક્ષા રાખે નહીં. કમળનો વિકાસ અને સંકોચ પણ, સૂર્યનાં કિરણની પ્રાપ્તિ અને અપ્રાપ્તિરૂપ નિમિત્તથી થાય છે. તેથી તે પણ સ્વાભાવિક નથી પણ નૈમિત્તિક છે. હર્ષ અને શોક પણ આ પ્રમાણે સ્વાભાવિક નથી, પણ નૈમિત્તક છે. તાત્પર્ય–વાસના અનાદિ છે.

**ચિત્ત**—વાસનાઓને આશ્રય આપનાર ચિત્ત છે. તે ચિત્તને મિમાંસકો **વિભુ** કહે છે. તે અપરિમાણવાળું હોવાથી નૈયાયિકો તેને **અણુ** કહે છે. તે મધ્યમપરિમાણ વાળું હોવાથી સાંખ્યવાદિઓ તેને વિભુ અને અણુથી વિલક્ષણ કહે છે. સાંખ્ય મત પ્રમાણે પ્રકૃતિથી ભિન્ન જે કાર્યસમુહ હોય, તે મધ્યમ પરિમાણવાળું ગણાય છે. ચિત્ત પણ પ્રકૃતિથી ભિન્ન કાર્યસમુહ છે; તેથી તે મધ્યમપરિમાણવાળું છે. **हेतुमदनित्यमव्यापि सक्रियमनेकमाश्रितं लिङ्गम्** ॥ આ સૂત્રથી કપિલ ભગવાન્ મહતત્ત્વાદિ પ્રકૃતિનાં તમામ કાર્યોને અવ્યાપક ગણે છે. પ્રભાકર મનને નિત્યેંદ્રિયપણાને લીધે વ્યાપક ગણે છે. પણ આ અપ્રમાણ છે; કારણકે–**एतास्माज्जायते प्राणो मनः सर्वेंद्रियाणि च** । આ શ્રુતિ કહે છે કે–' આ પરમાત્માથી પ્રાણ મન અને સર્વેંદ્રિયો ઉત્પન્ન થાય છે. એટલે મન નિત્યેંદ્રિય નથી, તેમ વ્યાપક પણ નથી, **न व्यापकत्वं मनसः करणत्वादिंद्रियत्वाद्वा** ॥ મનમાં ઈંદ્રિયપણું હોવાથી તે વ્યાપક નથી.' એમ કપિલ ભગવાન્ વિશેષમાં કહે છે. કપિલ ભગવાન્ આગળ કહે છે કે–' **न निर्भागत्वं तद् योगाद् घटवत्** ।–એક સમયમાં અનેક ઈંદ્રિયો સાથે સંયોગ હોવાથી, ચિત્તમાં નિરવયવપણું નથી. ઘટની પેઠે તેમાં સાવવય પણું છે.' એટલે ચિત્ત મધ્યમપરમાણુ વાળું છે. ઘડામાં અને ઓરડામાં મુકેલા દીવાનો પ્રકાશ જેમ નાનોમોટો થાય છે, તેમ કીડીમાં અને હાથીમાં રહેલું ચિત્ત નાનું મોટું થાય છે. [ચિત્ત એ આત્માનો પ્રકાશ છે.] ચિત્ત સંકોચવિકાસવાળું હોવાથી, મધ્યમપરિણામવાળું ઠર્યું.

હવે બીજી વાત કરીએ. વાસનાઓને ચિત્તનો આશ્રય છે, એટલે ચિત્ત વાસનાઓનું સ્થાન છે. શુભાશુભ વાસના પ્રગટ કરનાર ચિત્ત નથી, પણ ધર્મ અને અધર્મરૂપ નિમિત્ત છે. ધર્મદ્વારા કેળવેલી વાસનાઓથી અસાધ્ય કાર્ય પણ સાધ્ય થાય છે. દૃષ્ટાંત–

સૌભરીએ દિવ્યદેહ પ્રાપ્ત કર્યો. અગસ્ત્યે સમુદ્રનું પાન કર્યું. વિગેરે. તાત્પર્ય—શારીરબળ કરતાં માનસબળ શ્રેષ્ઠ છે.

પાઠાંતર—ભોજવૃત્તિના સૂત્રમાં વચ્ચેનો **च** નથી.

શંકા—જો વાસના અનાદિ હોય, તો તેનો નાશ સંભવતો નથી; અને વાસનાના નાશ વિના મુક્તિ નથી. તેનું કેમ ? નીચેનું સૂત્ર તેનું સમાધાન કરે છે.

**सूत्रं--हेतुफलाश्रयालंबनैः संगृहीतत्वादेषामभावे तदभावः ॥ ११ ॥**

**અર્થ—હેતુ, ફળ, આશ્રય અને આલંબન—એ ચારે—વાસનાઓનાં મૂળ છે. તેથી તે ચારે મૂળનો નાશ થાય, તો વાસનાઓનો પણ નાશ થાય. (૧૧).**

11. The desire is rooted in cause, effect, substratum and support. Desire is destroyed by their destruction.

૧૧ વિવેચન—

**संसारः स्वप्नतुल्यो हि, रागद्वेषादिसंकुलः ।**
**स्वकाले सत्यवद् भाति, प्रबोधे सत्यसद्भवेत् ॥ ६ ॥** (આત્મબોધ.)

**અર્થ**—વાસનાઓથી ભરપુર આ સંસાર સ્વપ્ન તુલ્ય છે. સંસારના સમયમાં [એટલે અજ્ઞાનના સમયમાં] સંસાર સત્ય જણાય છે, અને જ્ઞાન પ્રાપ્ત થતાં તે અસત્ય દેખાય છે.

'ધર્માદિક વાસનાના હેતુ છે. સુખાદિક વાસનાનાં ફળ છે. ચિત્ત વાસનાનું આશ્રય છે, અને શબ્દાદિ વિષયો વાસનાના આલંબન છે.

**હેતુ**—ધર્મ, અધર્મ, સુખ, દુઃખ, અને રાગદ્વેષ—એમ છ આરાવાળું સંસારચક્ર છે. તે વાસનાનો હેતુ છે. કુંભારનું ચક્ર જેમ દંડથી ગતિમાં રહે છે, તેમ આ સંસારચક્ર સર્વ ક્લેશોના મૂળરૂપ અવિદ્યાથી ગતિમાં રહે છે. એટલે સંસારચક્ર દ્વારા અવિદ્યા વાસનાઓનો હેતુ છે.

ફળ—ધર્માધર્મની વર્તમાનાવસ્થાથી જાતિ, આયુષ્ય અને ભોગરૂપ જે ફળ પ્રાપ્ત થાય તે.

આશ્રય—વિવેકખ્યાતિના અભાવવાળું—અવિદ્યામય—જે સાધિકાર ચિત્ત છે, તે વાસનાનો આશ્રય છે.

આલંબન—જે વસ્તુ સન્મુખ ઉપસ્થિત થઈને વાસનાને જાગ્રત કરે, તે વાસનાનું આલંબન છે.

તાત્પર્ય—વાસનાઓ પ્રવાહરૂપે અનાદિ છે, તોપણ કાર્યરૂપ હોવાથી કરણના અભાવ વડે, વાસનાઓનો નાશ સંભવી શકે છે: એક આત્માજ અનાદિ છે.

---

પદચ્છેદ—**हेतुश्च, फलश्च, आश्रयश्च, आलंबनश्च तैः**-હેતુ, ફળ, આશ્રય અને આલંબન—આ ચારેથી. **संगृहीतत्वात्**-સંગૃહીત હોવાથી—એટલે આ ચારે વાસનાઓનાં મૂળ હોવાથી **एषां अभावे**—આ મુળોનો નાશ થાય તો. **तासां अभावः तदभावः**—વાસનાઓનો (પણ) નાશ થાય.

**વાસના**—વાસનાના કેટલા પ્રકાર? અને વાસનાથી શું નુકશાન?—

શ્રીવસિષ્ઠજી શ્રીરામને કહે છે—

**लोकवासनया जंतोः, शास्त्रवासनयापि च ।**
**देहवासनया ज्ञानं, यथावन्नैव जायते ॥** (શ્રીજીવન્મુક્તિવિવેક)

અર્થ—લોકવાસનાવડે, શાસ્ત્રવાસનાવડે, તથા દેહવાસનાવડે જીવને યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થતું નથી.

શું શાસ્ત્રવાસના પણ ખોટી?—

**बहुशास्त्रकथाकंथा-रोमन्थेन वृथैव किं ।**
**अन्वेष्टव्यं प्रयत्नेन, तत्त्वज्ञैर्ज्योतिरान्तरं ॥** (શ્રી જીવન્મુક્તિવિવેક)

ભાવાર્થ—અન્નથી શરીરને પોષણ મળે છે, પણ ઘણું અન્ન શરીરને બગાડે છે. ઘાસ પશુને પોષણ આપે છે. પણ ઘણું ઘાસ પશુની તબીયત બગાડે છે. એટલે-ખાધેલું અન્ન અગર ખાધેલું ઘાસ, પચી જાય ત્યાં સુધી, બીજું અન્ન અગર બીજું ઘાસ ખાવું, તે તે પદાર્થને અને તબીયતને બગાડવા જેવું છે: તેમ સાંભળેલી કથા વર્તનમાં ઉતાર્યા વિના, ઘણું ઘણું સાંભળ્યા કરવું, તે વૃથા છે. તત્ત્વજ્ઞ પુરૂષે કથાનું શ્રવણ કરીને પોતાની આત્મજ્યોતિ-જીવન-નું નિરીક્ષણ કરવું જોઇએ. એટલે જીવનમાં જ્યાં જ્યાં ભૂલ જણાય, તે સુધારવી જોઇએ. આંગણામાં પડી રહેલો એક દિવસનો કચરો જેમ સાવધાન સ્ત્રીને લજવે છે, તેમ વર્તન વિનાનું સાંભળેલું મુમુક્ષુને લજવે છે.

**स यथा कामो भवति तत्क्रतुर्भवति, यत्क्रतुर्भवति तत्कर्म कुरुते, यत्कर्म कुरुते तदभिसंपद्यते ॥** [ બૃહદારણ્યક ૩૫. ]

અર્થ—તે જેવી વાસનાઓવાળો હોય છે, તેવો સંકલ્પ કરે છે: જેવો સંકલ્પ કરે છે, તેવી ક્રિયા કરે છે: અને જેવી ક્રિયા કરે છે; તેવા ફળને પ્રાપ્ત કરે છે.

**वासना द्विविधा प्रोक्ता, शुद्धा च मलिना तथा ।**
**मलिना जन्महेतुः स्याच्-छुद्धा जन्मविनाशिनी ॥**
**अज्ञानसुघनाकारा, घनाहंकारशालिनी ।**
**पुनर्जन्मकरी प्रोक्ता, मलिना वासना बुधैः ॥**
**पुनर्जन्मांकुरं त्यक्त्वा, स्थिता संभृष्टबीजवत् ।**
**देहार्थं ध्रियते ज्ञात-ज्ञेया शुद्धेति चोच्यते ॥** (શ્રીજીવન્મુક્તિવિવેક)

અર્થ—શ્રીવાલ્મીકિ કહે છે કે-'શુદ્ધ તથા મલિન એમ બે પ્રકારની વાસનાઓ છે. તેમાં મલિન વાસનાઓ જન્મનું કારણ છે, અને શુદ્ધ વાસનાઓ જન્મના નાશ કરનારી છે. અજ્ઞાન વડે અતીશય ઘન (દઢ) આકારવાળી અને ઘન (દઢ) અહંકારવાળી મલીન વાસનાઓને વિદ્વાન્ પુરૂષોએ પુનર્જન્મ આપનારી કહી છે. શેકેલા બીજની માફક પુનર્જન્મરૂપ અંકુરને ત્યજીને સ્થિર થએલી અને જેવડે જ્ઞેય વસ્તુનું જ્ઞાન થાય છે, તે શુદ્ધ વાસનાઓ દેહનિર્વાહને માટે ધારણ કરવામાં આવે છે. એમ વિવેકી પુરૂષો કહે છે.

વાસનાના સંબંધમાં શ્રીવસિષ્ઠજી શ્રીરામને કહે છે કે—

**बंधो हि वासनाबंधो, मोक्षः स्याद्वासनाक्षयः ।**
**वासनास्त्वं परित्यज्य, मोक्षार्थित्वमपि त्यज ॥**
**मानसीर्वासनाः पूर्वं, त्यक्त्वा विषयवासनाः ।**
**मैत्र्यादिभावनानाम्नीर्, गृहाणामलवासनाः ॥**
**ता अप्यन्तः परित्यज्य, ताभिर्व्यवहरन्नपि ।**
**अन्तः शांततमस्नेहो, भव चिन्मात्रवासनः ॥**
**ता अप्यन्तः परित्यज्य, मनोबुद्धिसमन्विताः ।**
**शेषे स्थिरसमाधानो, येन त्यजसि तं त्यज ॥**

[ શ્રીજીવન્મુક્તિવિવેક. ]

અર્થ—'વાસનારૂપ બંધ તેજ બંધન છે. અને વાસનાઓનો ક્ષય તેજ મોક્ષ છે. તેથી પ્રથમ મોક્ષને માટે, વાસનાઓને તજો. પછી મોક્ષની કામનાને પણ ત્યજી દ્યો પ્રથમ વિષય વાસનાઓ અને માનસ વાસનાઓનો ત્યાગ કરીને, મૈત્રિ, મુદિતા, આદિની ભાવના નામની નિર્મળ વાસનાઓને તમે ગ્રહણ કરો. તે શુભ વાસનાઓ વડે તમે વ્યવહાર કરો, તોપણ અંતે તે શુભ વાસનાઓનો પણ ત્યાગ કરીને, પછી જેનો સ્નેહ [વિષયોમાં પ્રીતિ] અત્યંત શાંત થઈ ગયો છે એવા તમે, કેવળ ચિન્માત્ર વાસનાવાળા થાઓ. મનબુદ્ધિસહિત એ ચિન્માત્રવાસનાઓનો પણ ત્યાગ કરીને, સર્વની અવધિભૂત વસ્તુને વિશે સ્થિરવૃત્તિ સ્થાપીને, અને જે વૃત્તિવડે આ સર્વને ત્યજો છો, તે વૃત્તિને પણ તમે તજી દ્યો.'

યોગશાસ્ત્રમાં એવો સિદ્ધાંત છે કે-'**અસત્**ની ઉત્પત્તિ થાય નહીં, અને **સત્**નો નાશ થાય નહીં.' ત્યારે સદ્રૂપી વિદ્યમાન વાસનાઓનો નાશ કેમ થયો ? તેનું નિવારણ નીચેના સૂત્રથી કરે છે—

## सूत्रं—अतीताऽनागतं स्वरूपतोऽस्त्यध्वभेदाद् धर्माणाम् ॥१२॥

**અર્થ—અતીતાદિ ધર્મોમાં કાળનો ભેદ છે તોપણ, ભૂત અને ભવિષ્યકાળની વસ્તુ (યોગિની દૃષ્ટિએ) વાસ્તવિક રીતે વિદ્યમાનજ છે. યોગિ ભૂત અને ભવિષ્ય વસ્તુને વર્તમાનકાળમાં જોઇ શકે છે, એ ભાવ છે. (૧૨)**

12. Though there is difference of time in past and future, an object of both the times is equal as of present in the eye of a yogi.

૧૨ વિવેચન—

**અધ્વ** એટલે કાળ. **અધ્વભેદાત્**-ભલે ભૂત, ભવિષ્ય અને વર્તમાન એવા કાળના ભેદ છે તોપણ. ( વિભુતિપાદના ૧૩-૧૪-૧૫-૧૬ સૂત્રોમાં અતીતાદિ કાળ સંબંધી વિશેષ ખુલાસા છે. )

---

પદચ્છેદ—**अतीतं च तत् अनागतं च अतीताऽनागतं**-ભૂત અને ભવિષ્ય કાળની વસ્તુ. **स्वरूपतः अस्ति**-વાસ્તવિક રીતે વિદ્યમાનજ છે. **धर्माणां अध्वभेदात् (अपि-** અધ્યાહાર)-[**अध्व**-એટલે કાળ.]-ધર્મોના કાળનો ભેદ છે તોપણ.

અતીત—એટલે ભૂતકાળ. એટલે જે વસ્તુનું પ્રાગટય પૂર્વે થઈ ગયું હોય તે 'અતીત' કહેવાય. અતીતનું બીજું નામ 'શાંત.'

અનાગત—એટલે ભવિષ્યકાળ. એટલે જે વસ્તુનું પ્રાગટય હવે થવાનું હોય તે અનાગત કહેવાય. અનાગતનું બીજું નામ 'અવ્યપદેશ્ય.'

વર્તમાન—એટલે ચાલુ કાળ. એટલે-જે વસ્તુનો વ્યાપાર ચાલુ હોય તે વર્તમાન કહેવાય. વર્તમાનનું બીજું નામ 'ઉદીત.'

આ ત્રણે કાળની વસ્તુ યોગીના પ્રત્યક્ષ જ્ઞાનનો વિષય છે, એમ યોગશાસ્ત્ર કહે છે. ગીતામાં ગોવિંદે પણ કહ્યું છે કે—'**वेदाहं समतीतानि, वर्तमानानि चार्जुन। भविष्याणि च भूतानि ॥** હે અર્જુન ! ભૂત ભવિષ્ય અને વર્તમાન કાળમાં રહેલાં પ્રાણીઓને હું જાણું છઉં. તાત્પર્ય-વસ્તુઓનો ત્રણે કાળમાં સદ્‌ભાવ રહે છે, એમ સૂચવ્યું.

યાદ રાખવું ઘટે છે કે-યોગીઓની દૃષ્ટિ જુદા પ્રકારની હોય છે. દીલીપે ગુરૂવસિષ્ટને પૂછયું કે-'હે મહારાજ ! મારે પુત્ર કેમ નહીં ?' ગુરૂ વસિષ્ઠે યોગદષ્ટિથી પૂર્વે બનેલી બીના જોઇ લીધી. જેમ એટલાસની ચોપડીમાં અનેક દેશોના નકશા ચીત્રી રાખેલા હોય છે, અને વિદ્યાર્થીની મરજીમાં આવે, ત્યારે તે નકશા તે જોઈ શકે છે; તેમ બનેલા અને બનવાના તમામ બનાવોનાં ચિત્રો કુતરતમાં ચિત્રાઇ રહે છે. યોગીઓની મરજી થાય, ત્યારે તે બનાવો કુદરતની પોથીમાંથી તેઓ જોઈ શકે છે. જ્યોતીષ શાસ્ત્ર આ વિદ્યાને ટેકો આપે છે.

વર્તમાનમાં જે વખતે વસ્તુ દેખાય છે. તે વખતે અતીત અને અનાગતતારૂપ બન્ને ધર્મો, તે વસ્તુમાં સૂક્ષ્મરૂપથી રહેલા છે. એમ માનવું જોઇએ. તે પ્રમાણે જે વખતે તે વસ્તુમાં ભવિષ્યકાળનો ધર્મ પ્રગટ હોય છે. તે વખતે અન્ય બન્ને ધર્મો તેમાં સમાઇને સૂક્ષ્મરૂપે રહેલા છે, એમ માનવુંજ જોઇએ. વળી જે વખતે તે વસ્તુમાં ભૂતકાળનો ધર્મ પ્રગટ હોય, ત્યારે વર્તમાન અને અનાગત બન્નેના ધર્મો તેમાં સમાઇને સૂક્ષ્મરૂપે રહેલા છે, એટલે માનવુંજ જોઇએ.

આ પ્રમાણે ભૂત, ભવિષ્ય અને વર્તમાન, કાળભેદથી જુદા છે; તોપણ તેમાં રહેલી વસ્તુ સ્વરૂપથી વિદ્યમાન છે; અર્થાત્ અત્યંત અસત્ નથી. સાર એ છે કે-વાસનાનો નાશ કહ્યો, પણ તે નાશ વાસનાના અત્યંત ભાવરૂપ ન જાણવો, પણ વાસનાઓની અતીતાવસ્થારૂપ જાણવો.

ત્રણ ગુણોમાંથી અનેક રૂપવાળો પ્રપંચ કેવી રીતે પ્રગટયો ? તે શંકાનું હવે નિવારણ કરે છે—

**सूत्रं—ते व्यक्तसूक्ष्मा गुणात्मानः ॥१३॥**

**અર્થ**—ઉપર જણાવ્યા તે અતીતાદિ ધર્મો વ્યક્ત અને સૂક્ષ્મ છે, તથા તે ત્રણે ગુણોનાજ સ્વરૂપ છે-એટલે તેમાં ત્રણે ગુણોનો સમાસ થયેલો હોય છે. (૧૩)

---

પદચ્છેદ—**ते**-ઉપર જણાવ્યા તે અતીતાદિ ધર્મો. **व्यक्ताश्च सूक्ष्माश्च व्यक्तसूक्ष्माः**-'વ્યક્ત' એટલે વર્તમાન, અને 'સૂક્ષ્મ' એટલે અતીત અને અનાગત. **गुणाः एव आत्मानः** (સ્વરૂપ) **येषां ते गुणात्मानः**-ત્રણે ગુણનાજ સ્વરૂપો છે.

13. They are manifest and fine being of the nature of the Gunas.

૧૩ વિવેચન—

આ સ્થાવર જંગમ જગત્ ગુણોના અહંકારથી થયું છે. સાત્ત્વિક અહંકારમાં જ્ઞાનશક્તિ છે. રાજસ અહંકારમાં ક્રિયાશક્તિ છે, અને તામસ અહંકારમાં દ્રવ્યશક્તિ છે.

સાત્ત્વિક અહંકારની જ્ઞાનશક્તિમાંથી દિશા, વાયુ, સૂર્ય, વરુણ, અશ્વનીકુમાર એ પાંચ જ્ઞાનેંદ્રિયોના દેવતા, પાંચ કર્મેંદ્રિયોના દેવતા, મનના દેવતા ચંદ્ર, બુદ્ધિનાદેવ બ્રહ્મા, અહંકારના દેવ રૂદ્ર અને ચિત્તના દેવ (વિષ્ણુ) ઉત્પન્ન થયા.

રાજસ અહંકારની ક્રિયાશક્તિથી શ્રોત્ર, ત્વચા, રસના, ચક્ષુ, નાસિકા, પાંચ જ્ઞાનેંદ્રિયો, અને વાણી, હાથ, પગ, ગુદા અને શિશ્ન એ પાંચ કર્મેન્દ્રિયો, અને પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન એ પાંચ પ્રાણો ઉત્પન્ન થયા.

તામસ અહંકારની દ્રવ્યશક્તિમાંથી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ ઉત્પન્ન થયા. તેઓ તન્માત્રા કહેવાય છે. શબ્દમાંથી આકાશ, સ્પર્શમાંથી વાયુ, રૂપમાંથી તેજ, રસમાંથી જળ, અને ગંધમાંથી પૃથ્વી ઉત્પન્ન થઈ.

અતીત, અનાગત અને વર્તમાન કાળમાંની કોઈ પણ અવસ્થામાં રહેલું કાર્ય, તેના ઉપાદાન કારણથી ભિન્ન હોતું નથી. ઘટપટાદિ ભૌક્તિક પદાર્થો પૃથ્વી આદિ પંચભુત સ્વરૂપ છે. પૃથ્વી આદિ પાંચ મહાભૂતો પંચ તન્માત્ર સ્વરૂપ છે. પાંચ તન્માત્રાઓ અને અગીયાર ઈંદ્રિયો અહંકાર સ્વરૂપ છે. અહંકાર મહતત્ત્વ સ્વરૂપ છે. મહતત્ત્વ પ્રધાન સ્વરૂપ છે. પ્રધાન ત્રણ ગુણ સ્વરૂપ છે. એવી રીતે સમગ્ર પ્રપંચ ગુણસ્વરૂપ છે. તે સંબંધમાં શ્રી વાર્ષગણ્યાચાર્ય કહે છે કે—

**गुणानां परमं रूपं, न दृष्टिपथमृच्छति ।**
**यत्तु दृष्टिपथं प्राप्तं, तन्मायेव सुतुच्छकम् ॥**

અર્થ—ગુણોનું પરમ વાસ્તવરૂપ જે પ્રધાન છે, તે અતીંદ્રિય હોવાથી, તે દૃષ્ટિગોચરતાને પ્રાપ્ત થતું નથી; અને જે અનેક પ્રકારનો પ્રપંચ દેખાય છે તે સર્વ ઇંદ્રજાળના જેવો તુચ્છ છે.

સર્વ પદાર્થોમાં પરંપરા વડે સુખ, દુઃખ અને મોહરૂપ સત્ત્વ રજસ્ અને તમસ્ એ ત્રણે ગુણો પરોવાઇને રહેલા છે. મહતત્ત્વથી માંડીને ઘટપટાદિ પર્યતનાં સર્વ કાર્યો પ્રતિક્ષણે પરિણામ પામનારાં અને અનિત્ય છે. સત્ત્વાદિ ત્રણ ગુણો પરિણામિનિત્ય અને પુરૂષ અપરિણામિનિત્ય છે.

ત્રણે ગુણો પરસ્પર વિરોધિ છે છતાં તેનું પૃથ્વી, જળ વિગેરે પરિણામ એક રૂપે કેમ દેખાય છે? તથા તે ત્રણે ગુણોનું શ્રોત્રાદિ ઈંદ્રિયરૂપ પરિણામ, અથવા શબ્દાદિ વિષયરૂપ જુદાં જુદાં પરિણામ કેમ સંભવે ?

**सूत्रं—परिणामैकत्वाद् वस्तुतत्त्वम् ॥ १४ ॥**

---

પદચ્છેદ—**परिणामस्य एकत्वं तस्मात्** અનેકોનું પરિણામ એકરૂપ હોવાથી. **वस्तुनः तत्त्वम्** (એકપણું) તન્માત્ર ભૂત ભૌતિકાદિ વસ્તુઓનું એકપણું સમજવું.

**અર્થ—અનેકોનું પરિણામ એકરૂપ હોવાથી, તન્માત્ર ભૂતભૌતિકાદિ વસ્તુઓનું એકપણું સમજવું. (૧૪)**

14. The unity in things is from the unity in transformations.

૧૪ વિવેચન—

મીઠાની ખાણમાં નાંખેલાં પરસ્પર વિજાતીય બળદ, પાડા, ઉંટ વિગેરેનાં શબ જેમ એક જાતીય લવણરૂપ પરિણામ પામે છે; અને પરસ્પર વિરૂદ્ધ તેલ, વાટ, અગ્નિ જેમ એક દીપકરૂપે પરિણામ પામે છે. માટી, તંતુ અને દુધ એમનો પરસ્પર અંગાઅંગી ભાવ કાર્યોત્પાદનમાં નથી, માટે તે ત્રણેનું એક પરિણામ આવતું નથી; અને સત્ત્વાદિ ત્રણ ગુણો તો પરસ્પર અંગાગીભાવવાળા હોવાથી, એક પરિણામને પામી શકે છે, વિજાતીય ત્રણ ગુણોનું એક જાતીય તન્માત્ર પંચ ભૂત આદિ પરિણામ થઈ શકે છે.

[આ સંબંધી આગળ સમાધિપાદના ૪૪–૪૫ સૂત્રોમાં ખુલાસો છે.] **પૃથ્વી**—જેમાં કઠીનતાનો ધર્મ મુખ્ય હોય, અને પંચ તન્માત્રના સૂક્ષ્મ અને સ્થૂલરૂપ પરિણામ એકઠાં થયાં હોય, તે પૃથ્વીતત્ત્વ ગણાય છે. **જળ**—જેમાં સ્નેહ ધર્મ મુખ્ય હોય, અને ગંધ સિવાયની ચાર તન્માત્રા સૂક્ષ્મ અને સ્થૂલરૂપે રહી હોય, તે જળતત્ત્વ ગણાય છે. **તેજ**—જેમાં ઉષ્ણતાનો ધર્મ મુખ્ય હોય, અને ગંધ તથા રસ સિવાયની ત્રણ તન્માત્રાનાં સૂક્ષ્મ અને સ્થૂલ પરિણામ એકઠાં થયાં હોય, તે તેજતત્ત્વ ગણાય છે. **વાયુ**—જેમાં વહનરૂપ મુખ્ય ધર્મ હોય, અને સ્પર્શ અને શબ્દ તન્માત્રાઓ સૂક્ષ્મ અને સ્થૂલરૂપે એકઠી થઈ હોય, તે વાયુતત્ત્વ ગણાય છે. **આકાશ**—જેમાં અવકાશ દાનરૂપ મુખ્ય ધર્મ હોય, અને શબ્દ તન્માત્રાનું સૂક્ષ્મ અને સ્થૂળ પરિણામ હોય, તે આકાશતત્ત્વ ગણાય છે.

આ સૂત્રનું વિવેચન પૂરૂં થયું. હવે—

**ક્ષણીકવાદ**—હવે પછીના સૂત્રમાં 'ક્ષણીકવાદ' શબ્દ આવશે. તે સંબંધી થોડી વાત કરી લઈએ—ક્ષણીકવાદ એ બૌદ્ધમતનો એક ભાગ છે. બૌદ્ધ મત પ્રમાણે મનુષ્ય શરીરના પાંચ મુખ્ય ભાગ છે આ ભાગને તેઓ સ્કંધ (શાખાઓ) કહે છે. પાંચ સ્કંધનાં નામ–(૧) રૂપ–સ્થૂલ શરીરાદિ (૨) વેદના–ઇંદ્રિય જન્યજ્ઞાન. (૩) સંજ્ઞા–ભાવજ્ઞાન. (૪) સંસ્કાર–મનોવૃત્તિરૂપ વાસના. (૫) વિજ્ઞાન–જ્ઞાન, વિચાર અગર બુદ્ધિ. [આત્મા અગર ઇશ્વરની વાત આ પાંચ સ્કંધમાં સમાએલી નથી, તેથી આ મત નિરીશ્વરવાદી છે.] છેલ્લો સ્કંધ જે વિજ્ઞાન, તેને ક્ષણિક–એટલે ક્ષણે ક્ષણે બદલાયા કરે એવો ક્ષણીકવાદ માનેલો છે. પદાર્થ માત્ર ક્ષણિક વિજ્ઞાનરૂપ છે. ક્ષણનોજ સમુહ છે. આ ક્ષણિક વિજ્ઞાનવાદ યોગાચારને નામે ઓળખાય છે. તેઓ માને છે કે–વિજ્ઞાન માત્રજ એક તત્ત્વ છે, બાકી બાહ્ય જગત્ કાંઇ છેજ નહીં. બાહ્ય દૃશ્ય સ્વપ્નાવસ્થાના પદાર્થોની માફક મિથ્યા છે. બાહ્ય જગતને તેઓ માનતા નથી, ત્યારે તેઓ **अयं घटः** કેમ કહે છે? તેઓએ **अहं घटः** કહેવું જોઈએ. **अयं** શબ્દ બાહ્ય જગતનું સૂચન કરે છે. તેઓ એમ પણ કહે છે કે–**'यदन्तर्ज्ञेयतत्त्वं तद् बहिर्वदवभासते'**–જે અંતરમાં વાસ્તવ રૂપથી જ્ઞેય છે તેજ બાહ્ય પદાર્થોની માફક પ્રતીત થઇ રહેલું છે. તેઓ બાહ્ય પદાર્થને માનતા નથી, માટે તેમણે આપેલી ઉપમા અયોગ્ય છે. વંધ્યાને પુત્ર નથી ત્યારે તેની ઉપમા કેવી રીતે આપી શકાય! નજ આપી શકાય. **'सहोपलंभनीयमाद् अभेदो नीलतद्धियोः'** કોઈ આ પદાર્થની સાથેજ કોઇ બીજા પદાર્થનું ભાન થવું તે 'સહોપલંભનીય' કહેવાય છે. ક્ષણિકવાદીની એવી માન્યતા છે કે–જ્ઞાન કાળમાંજ વિષયનું ભાન હોવાથી વિષય જ્ઞાનકાળમાંજ

જ્ઞાનથી ભિન્ન નથી. આંખ, પ્રભા અને વિષય આ ત્રણે એકી વખતેજ પદાર્થનું જ્ઞાન મેળવે છે, તો પણ તે ત્રણે ભિન્ન છે. ત્યારે વિજ્ઞાન અને વિષય એ ભિન્ન હોય, તેમાં શી નવાઇ? ક્ષણીકવાદીયો એમ પણ કહે છે કે-'સ્વપ્નકાળના જ્ઞાનના સમાન જાગ્રત કાળનું જ્ઞાન પણ પદાર્થોના આલંબન રહીત છે.' તેમનું આ કથન પણ ગેરવ્યાજબી છે, કારણ કે સ્વપ્નકાળમાં બુદ્ધિ સિવાય કોઇ પદાર્થ હોતો નથી, અને જાગ્રત કાળમાં તો બુદ્ધિ સાથે અનેક બાહ્ય પદાર્થો હાજર હોય છે. આ સબંધી વિશેષ જોવું હોય તો જુઓ **वैधर्म्याच्च न स्वप्नादिवत्** [બ્રહ્મસૂત્ર અ. ૨. પા. ૨. સૂત્ર ૨૯ મું.]

આ ધર્મની સઘળી વાત નીચલા ચાર મુખ્ય સિદ્ધાંતોમાંથી દર્શાવેલી છે-(૧) દુઃખં દુઃખં-દુઃખ ભાવના. (૨) સ્વલક્ષણં સ્વલક્ષણં-દુઃખથી છૂટવું જોઈએ. તૃષ્ણા તેનું ઉપાદાન કારણ છે. (૩) ક્ષણિકં ક્ષણિકં-વિજ્ઞાનાદિ સ્કંધ ક્ષણ માત્ર રહીને બદલાયા કરે છે. બધું ક્ષણિક છે. (૪) શૂન્યં શૂન્યં-સ્કંધનો નાશ થવો અને તૃષ્ણા ભાંગવી એજ મોક્ષએજ નિર્વાણ.

'જ્ઞાન અને વસ્તુના રસ્તા જુદા જુદા છે એમ હવે સૂત્રકાર કહે છે—

**सूत्रं—वस्तुसाम्ये चित्तभेदात् तयोर्विभक्तः पंथाः ॥ १५ ॥**

**અર્થ—(ઉપર સિદ્ધ કર્યું કે-'વસ્તુઓનું એકપણું છે.') વસ્તુઓનું એકપણું છે તોપણ જ્ઞાનના પ્રકાર અનેક હોવાથી, જ્ઞાન અને વસ્તુના માર્ગ જુદા જુદા છે. (૧૫)**

15. Though the things are similar, the course of mind and of rhings, is distinct on account of the difference of minds.

૧૫ વિવેચન—

જ્ઞાન, વિજ્ઞાન, ચિત્ત અને બુદ્ધિ એ ચારે શબ્દોનો આ સૂત્રમાં એકજ અર્થ કરવો.

વસ્તુ પોતાના વાસ્તવ સ્વરૂપમાં ઉભા રહે, છતાં જેવી દૃષ્ટિ એવી સૃષ્ટિ એ ભાવે, તે વસ્તુ જોનારાને જુદી જુદી રીતે દેખાય.

દ્રષ્ટાંત—એકજ સ્ત્રીને તેણીનો પતિ કાંઈ જુદી રીતે જુએ. પિતા તેણીને કાંઇ જુદી રીતે જુએ. તે સ્ત્રીની શોકય તેણીને કાંઇ જુદીજ રીતે જુએ. તે સ્ત્રીનો પુત્ર તેણીને વળી કાંઈ બીજી રીતે જુએ. એટલે વિજ્ઞાન અને વિષય એક નથી પણ ભિન્ન છે. એક સ્વપ્નામાં જોયેલા પદાર્થને બીજો કોઈ જોઈ શકે નહીં.

રાગ-શિખરિણી.

**न रम्यं नारम्यं, प्रकृतिगुणतो वस्तु किमपि ।**
**प्रियत्वं यत्र स्या-दितरदपि तद्ग्राहकवशात ॥**
**रथांगाह्वानानां, भवति विधुरंगारशकटी ।**
**पटीरांभःकुंभः, न भवति चकोरीनयनयोः ॥**

અર્થ—કોઇપણ વસ્તુ તેમાં રહેલા ગુણને લીધે સારી કે નઠતી મનાતી નથી. પરંતુ વસ્તુનું સારાપણું અગર નરતાપણું જે ભાસે છે, તે ગ્રાહકને લઇને ભાસે છે. એટલે એક

---

પદચ્છેદ—**वस्तुसाम्ये सति**-વસ્તુઓનું એકપણું છે તોપણ. **चित्तभेदात्**-જ્ઞાન અનેક હોવાથી. **तयोः विभक्तः पंथाः**-જ્ઞાન અને વસ્તુના માર્ગ જુદા જુદા છે. '**विविक्तः पंथाः**' એવો પાઠ પણ છે.

વસ્તુને અનેક ચિત્ત વિષય કરે છે. દૃષ્ટાંત—ચક્રવાકીઓને ચંદ્રમા (બળતા) અંગારાની શગડી જેવો લાગે છે. પણ તે ચંદ્રમા ચકોરીના નેત્રને ચંદનના જળથી ભરેલા ઘડા જેવો લાગે છે.

પાઠાંતર—કોઇ કોઇ પ્રતમાં **वस्तुसाम्ये**ના પછી **अपि** શબ્દ મૂક્યો છે. તેનો અર્થ એકજ છે. છતાં **अपि** શબ્દ સૂત્રના અર્થને વધારે સ્ફુટ કરે છે.

બૌદ્ધ મતનો અમુક પેટામત, એમ માને છે કે-'જે પદાર્થનો વિજ્ઞાન વિષય કરે, તે પદાર્થ વિજ્ઞાનના સમયમાં ભિન્ન માનવો, અને બાકીના સમયમાં તે પદાર્થનો નાશ માનવો. વસ્તુના અજ્ઞાતકાળમાં તે વસ્તુનું શું થશે ?

**सूत्रं–न चैकचित्ततंत्रं वस्तु तदप्रमाणकं तदा किं स्यात् ॥ १६ ॥**

**અર્થ--વળી વસ્તુ એકજ પ્રકારના જ્ઞાનને આધીન નથી. જ્યારે તે વસ્તુ જ્ઞાનરૂપ પ્રમાણનો વિષય ન થાય, ત્યારે તે વસ્તુનું શું થશે ? (૧૬)**

15. Objects are not the result of a single mind. What should become of them, when not cognised by that mind?

૧૬ વિવેચન---

જ્ઞાનકાળમાં વસ્તુની હયાતી માનવી અને જ્ઞાનના અભાવકાળમાં વસ્તુનો નાશ માનવો, તે સ્વભાવીક રીતે ખોટું છે—

કદિ જ્ઞાનકાળમાંજ વસ્તુને સત્ય માનીએ, એટલે જેટલું દેખાય તેટલુંજ હયાત માનીએ, તો ઘડાને દેખનાર પુરૂષ ઘડાનો આગલો ભાગ દેખી શકે, અને ઘડાનો પાછલો ભાગ તથા પડખાનો અમુક ભાગ દેખી શકે નહીં. જે ભાગ દેખાય તે હયાત, અને જે ભાગ ન દેખાય તેનો નાશ–આ તમામ વિજ્ઞાનવાદીઓનું ગાંડપણ છે. માત્ર જ્ઞાનથી કલ્પેલા લાડુ જેમ ખોટા છે, તેમ માત્ર જ્ઞાનથી કલ્પેલા પદાર્થો પણ ખોટા છે. વિષય તથા ચિત્તના સંબંધથી જે લાભ છે, તે પુરૂષનો ભોગ છે એમ સાંખ્ય શાસ્ત્ર સ્વિકારે છે.

બાહ્ય પદાર્થને સ્વતંત્ર માનવા તે યોગ્ય નથી, પણ વિજ્ઞાનને આધીન માનવા, તે યોગ્ય છે, એવા વિજ્ઞાનવાદીના આક્ષેપને તોડવા સૂત્રકાર કહે છે કે—

**सूत्रं -तदुपरागापेक्षित्वाच्चित्तस्य वस्तु ज्ञाताऽज्ञातम् ॥ १७ ॥**

**અર્થ--ચિત્ત વસ્તુના પ્રતિબિંબની અપેક્ષા વાળું હોવાથી, કોઇ વખત તે વસ્તુ ચિત્તના જ્ઞાનનો વિષય થાય છે, અને કોઈ વખત તે વસ્તુ ચિત્તના**

---

૧૬ પદચ્છેદ—**च–तथा च**–વળી. **वस्तु एकचित्तस्य तंत्रं** (આધીન) **न**–વસ્તુ એક પ્રકારના જ્ઞાનને આધીન નથી. **यदि तस्य वस्तुनः अप्रमाणकं भवति**–કદિ તે વસ્તુ જ્ઞાનરૂપ પ્રમાણનો વિષય નહિં થાય. એટલે તે વસ્તુને વિસરીને ચિત્ત બીજા વિષયમાં જશે. **तदा**–ત્યારે. **किं स्यात्**–તે વસ્તુનું શું થશે ?

૧૭ પદચ્છેદ—**वस्तु**–જે દૃશ્ય પદાર્થ છે તે અગર જે બાહ્ય પદાર્થ છે તે. **चित्तस्य ज्ञातश्च तत् अज्ञातश्च ज्ञाताज्ञातं**–કોઈ વખત ચિત્તવડે જ્ઞાત હોય છે અને કોઇ વખત ચિત્તથી અજ્ઞાત હોય છે. **उपरागः**–ઇંદ્રિયના સંબંધથી વિષયનું ચિત્તમાં પ્રતિબિંબ પડી જવું તેનું નામ ઉપરાગ. **तस्य उपरागस्य अपेक्षित्वं तस्मात्**–તે વસ્તુના પ્રતિબિંબની અપેક્ષાવાળું હોવાથી.

**જ્ઞાનનો વિષય થતો નથી. (કારણકે ચિત્ત સદાય એક વિષયને પકડી રાખતું નથી. એટલે ચિત્ત અનેક વિષયોમાં ભટકે છે. (૧૭)**

17. In consequence of the necessity of being tinged by them, things are known or unknown to the mind.

૧૭ વિવેચન—

**ઉપરાગ**—ઇંદ્રિયદ્વારા વિષયનું ચિત્તમાં પ્રતિબિંબ પડે, તે ઉપરાગ કહેવાય છે. ગાયને દેખીને ગાયાકાર ચિત્ત થાય, તે ઉપરાગ. સ્ત્રીને દેખીને સ્ત્રીયાકાર ચિત્ત થાય, તે ઉપરાગ. પતિનો બહારથી શબ્દ સાંભળીને પતિમય ચિત્ત થાય, તે ઉપરાગ. જેમ લોહચુંબક લોઢાને ખેંચે, તેમ બાહ્ય પદાર્થ ઇંદ્રિયદ્વારા ચિત્તમાં પહોંચીને ચિત્તને ખેંચે તે. કોઈ વખતે ચિત્તને વિષય ખેંચે છે, અને કોઈ વખતે ચિત્ત એ ખેંચાણથી મુક્ત હોય છે. આ પ્રમાણે કાળભેદે કરીને ચિત્ત જ્ઞાત અને અજ્ઞાત થતાં, તે પરીણામી ગણાય છે. એટલે ચિત્ત કોઈ વખતે વિષયાકાર અને કોઈ વખતે અવિષયાકાર હોવાથી, ચિત્ત એકરસ નથી. [આ વિષયનો સાધનપાદના ૨૦ મા સૂત્ર સાથે સંબંધ છે.]

વાસ્તવિક રીતે જોતાં જ્ઞાન એ જડ ચિત્તનો ધર્મ નથી, પણ પુરૂષનો ધર્મ છે; તોપણ તપેલા લોઢાના ગોળામાં જેમ અગ્નિ વ્યવહાર કરે છે, તેમ અહીં પુરૂષના પ્રતિબીંબ વાળા ચિત્તસત્ત્વના પ્રકાશમાં જ્ઞાનનો વ્યવહાર થાય છે.

પાઠાંતર—**तदुपरागापेक्षित्वादस्य वस्तु ज्ञाताज्ञातम् ॥** આવો પાઠ યોગવાર્તિકકારે સ્વિકાર્યો છે. **तस्य** ને બદલે **अस्य** શબ્દ છે. તેનો અર્થ ઉપર પ્રમાણેજ છે.

આ સત્તરમા સૂત્ર સુધી જે કાંઈ વાતો થઈ, તે જડ તત્ત્વની થઈ. આ જડતત્ત્વ એટલે જગત. જગત્ બે પ્રકારનું છે. એક મનોમય અને બીજુ ભૌતિક. આ મનોમય અને ભૌતિક જગત્ હમેશાં વહ્યા કરનારા પ્રવાહની સ્થિતિમાંજ વહ્યા કરે છે. જગતના ગમે તે પદાર્થને લઈને, સૂક્ષ્મદ્રષ્ટિથી તેનું નિરીક્ષણ કરો, તો ખાત્રી થશે કે-તે સદાય પરિવર્તન પામ્યા કરતાં પરમાણુઓનો સમુહ છે. એટલે—નદીના વહેળાની માફક તેની બાહ્ય આકૃતિ તો એની એ જણાય છે. તોપણ પરમાણુઓનો એક સમુહ તેમાં પ્રવેશે છે, અને બીજો સમુહ તેમાંથી નીકળી જાય છે. પદાર્થના કલેવરમાં જે જે પરિવર્તન થાય છે, તે બધાંય તાલબંધ થાય છે. તે પરિવર્તન આપણા મન ઉપર જે અસર કરે છે, તે અસર પણ તાલબંધ હોય છે. અગર જોકે તેના જુદા જુદા અંશ, પ્રતિક્ષણે બદલાયા કરે છે, તોપણ તે એકત્રિત બનીને એક અવિચ્છિન્ન ચિત્રનું જ્ઞાન ઉત્પન્ન કરે છે. આ પ્રમાણે મન અને શરીર પણ પરિવર્તન પામ્યાજ કરે છે. પરિવર્તન પામનારાં, મન, શરીર અને બીજા તમામ પદાર્થોમાં રમનારાને કેટલેએક વખતે તેની પોતાની બુદ્ધિ કહે છે કે-પરિવર્તન પામવા વાળા આ પ્રપંચને સમાપ્ત કરવા માટે, કોઈ અપરિવર્તનવાળી વસ્તુને શોધી કાઢવી જોઇએ. ગતિમાન્ અનંત વસ્તુઓની સાંકળની પાછળ, એક અવ્યયવ—અપરિણામી,—અવર્ણ—વિશુદ્ધ પુરૂષ રહેલો છે. જેમ સિનેમેટોગ્રાફના યંત્રમાંથી કિરણોનો સમુહ સામેના શ્વેત ચિત્રપટ ઉપર પડીને, નાના પ્રકારનાં અનેક ચિત્રોની આકૃતિઓ ઉત્પન્ન કરે છે, તોપણ આ ચિત્રપટ નિર્લેપજ રહે છે. અને તેના ઉપર ચિત્રોનો લેશમાત્ર પણ ડાઘ પડતો નથી. તેવી રીતે વિષયોના અનુભવોના સંસ્કાર માત્ર તેના ઉપર પ્રતિબીંબિત થાય છે, તો પણ તે સદા એકરસ અને નિર્લેપ રહે છે

ચિત્તનું પરિણામીપણું બતાવીને, હવે આત્માનું અપરિણામીપણું બતાવે છે—

**सूत्रं—[ यस्य तु तदेव चित्तं विषयस्तस्य અધ્યાહાર સમજવું ]**

**सदा ज्ञाताश्चित्तवृत्तयस्तत्प्रभोः पुरुषस्याऽपरिणामित्वात् ॥१८॥**

**અર્થ—ચિત્તને પતિ આત્મા અપરિણામી છે તેથી–એકરસ છે તેથી, ચિત્તની વૃત્તિઓ આત્માને વિદીત હોય છે. (૧૮)**

18. The states of mind are always known to the Lord of the mind, because the Lord–the Purusha–is unchangeable.

૧૮ વિવેચન—

ત્યારે પુરૂષ પરિણામી કેમ જણાય છે ?–લાલ પુષ્પના સંગથી જેમ સ્ફાટીકનું શિવલિંગ લાલ દેખાય છે, તેમ ચિત્તવૃત્તિના સંગેથી આત્મા ચિત્તવૃત્તિઓ જેવા દેખાય છે. **पुरुषो विषयी नित्यं, सत्वं च विषयः स्मृतः** [અનુગીતા] પુરૂષ સદા વિષયી અને ચિત્ત સદા વિષયજ રહે છે. સુષુપ્તિમાં પણ આત્મા જાગૃત હોય છે.

હું સુખી છઉં, અગર હું દુ:ખી છઉં, એમ નિશ્ચયપૂર્વક આપણે જાણીએ છીએ; તેથી ખાત્રી થાય છે કે ચિત્તની વૃત્તિ પુરૂષને સદા જ્ઞાત રહે છે. જે અપરિણામી હોય તેજ સદા જ્ઞાતા હોઇ શકે છે. તાત્પર્ય પરિણામી ચિત્તથી અપરિણામી આત્મા ભિન્ન છે, અને તે સદા ચિત્તની વૃત્તિઓનો પ્રકાશક અને જ્ઞાતા રહે છે.

પાઠાંતર—ભોજવૃત્તિ ચોગવાર્તિક અને ચોગચંદ્રિકામાં **सदा ज्ञाताश्चित्तवृत्तयस्तत्प्रभोः पुरुषस्यापरिणामात्** આ પ્રમાણે પાઠ છે. તેના અર્થમાં ફેર નથી.

ક્ષણિક વાદીઓના મત પ્રમાણે—ચિત્ત અગ્નીની માફક સ્વપ્રકાશ છે; તેથી તેને આત્મા જેવા કોઇ પદાર્થની જરૂર નથી. તે મતને તોડવા માટે નીચેનું સૂત્ર છે.

**सूत्रं—न तत्स्वाभासं दृश्यत्वात् ॥१९॥**

**અર્થ—તે ચિત્ત દ્રશ્ય છે તેથી સ્વપ્રકાશ નથી. (૧૯)**

19. The mind being an object, is not self–luminous or self illuminative.

૧૯ વિવેચન—

ઈંદ્રિયોની પેઠે ચિત્ત દૃશ્ય છે. જે દૃશ્ય હોય, તે સ્વપ્રકાશ ન હોય. એટલે તેને પ્રકાશક તેનાથી ભિન્ન હોવોજ જોઇએ. એકજ પદાર્થમાં કર્મત્વ અને કર્તૃત્વરૂપ વિરૂદ્ધ ધર્મ

---

૧૮ પદચ્છેદ—**तत् एव चित्तं**–તે ચિત્ત. **तस्य विषयः**–આત્માને વિષય છે. **तस्य चित्तस्य प्रभोः पुरुषस्य अपरिणामित्वात्**–તે ચિત્તના સ્વામી ચૈતન્ય પુરૂષના અપરિણામીપણાને લીધે. **पुरुषस्य चित्तस्य वृत्तयः सदा ज्ञाताः**–પુરૂષને ચિત્તની વૃત્તિઓ સદા જ્ઞાત રહે છે.

૧૯ પદચ્છેદ—**तत्**–તે ચિત્ત. **स्वेन आभासते इति स्वाभासं न**–સ્વપ્રકાશ નહીં. **दृश्यत्वात्**–દૃશ્યપણાથી.

સંભવી શકતા નથી. **स्वात्मप्रतिष्ठं आकाशं** એટલે આકાશ અન્યને આશ્રિત નથી. તેમ ચિત્ત પણ અન્યને આશ્રિત નથી, એમ માનીએ તો-પ્રાણીઓની અનેક પ્રકારની પ્રવૃત્તિઓ અસંગત થશે. કારણકે ચિત્તનો દ્રષ્ટા આત્મા છે, અને કહે છે કે-' મારૂં ચિત્ત ઠેકાણે નથી,' ' મારૂ ચિત્ત ક્રોધયુક્ત છે' વિગેરે ચિત્તનો દ્રષ્ટા આત્મા છે, એ વાતને સાંખ્ય, યોગ અને વેદાંત સ્વિકારે છે.

ક્ષણીકવાદીઓ ચિત્તને અગ્નિનું પ્રમાણ આપે છે, પણ અગ્નિ પોતે સ્વપ્રકાશ નથી. અગ્નિ વિજ્ઞાન વડે પ્રકાશીત થાય છે.

ચિત્ત વિષયોને પણ પ્રકાશે છે, અને પોતાને પણ પ્રકાશે છે. એમ જે ક્ષણીકવાદીઓ માને છે, તે તેમના પોતાના મતથી પણ વિરૂદ્ધ છે, એમ હવે સિદ્ધ કરે છે.

**सूत्रं-एकसमये चोभयानवधारणम् ॥२०॥**

**અર્થ—એકજ ક્ષણમાં વિષયનું અને પોતાનું ગૃહણ કરવું સંભવતું નથી. (૨૦)**

20. At one and the same time, it is impossible for the mind to cognise two things.

૨૦ વિવેચન—

' મેં ઘડાને જોયો,' અગર ' હું ઘડાને જોઉં છઉં ' એમ બેઉ કાળમાં ચિત્ત અને ઘડાની સ્થિતિ એક જ ક્ષણમાં હતી, એમ ખાત્રી થાય છે. ક્ષણીક વિજ્ઞાનવાદી યોગાચાર ચિત્તને ક્ષણીક માને છે ખરો-પણ એકજ ક્ષણમાં પદાર્થનું અને ચિત્તનું જ્ઞાન થવાનો અસંભવ માને છે. તેના મતમાં વસ્તુની ઉત્પત્તિ તેજ કર્મ અને કર્તા રૂપ છે. ઉત્પત્તિથી ભિન્ન કર્મ અને કર્તાદિ કારક નથી, એમ નીચેના વાક્યથી જણાય છે—**भूतिर्येषां क्रिया सैव कारकं सैव चोच्यते ॥** વસ્તુની જે ઉત્પત્તિ છે તેજ ક્રીયા અને તેજ કર્તાદિકારક છે, કારણકે બીજી ક્ષણમાં વસ્તુનો નાશ માન્યો છે. એટલે જે વ્યાપારથી ચિત્ત ઘડાને વિષય કરે, તેજ વ્યાપારથી ચિત્ત પોતાને વિષય કરી શકે નહીં; કારણકે એક પ્રકારના વ્યાપારથી ભિન્ન પ્રકારનું કાર્ય સંભવતું નથી. એટલે ચિત્તને વિષય કરનારો કોઈ અન્ય વ્યાપાર માનવોજ પડશે; પણ તે તેમના મતમાં સંભવતું નથી. કારણકે તેમના મત પ્રમાણે ઉત્પત્તિથી ભિન્ન અન્ય વ્યાપારનો સંભવ નથી. તાત્પર્ય-આત્મા પોતાના પ્રતિબિંબદ્વારા ચિત્ત અને ચિત્તના વિષયને ગ્રહણ કરે છે, માટે તે સ્વપ્રકાશક છે.

ક્ષણીકવાદીઓના મત પ્રમાણે ચિત્ત બીજી ક્ષણે નાશ પામે છે; પણ તેઓ કદિ એમ કહે છે કે-બીજી ક્ષણે જે ચિત્ત ઉત્પન્ન થાય છે, તે ચિત્ત પ્રથમ ચિત્તને વિષય કરે છે; તેના નિવારણ અર્થ કહે છે કે—

**सूत्रं-चित्तांतरदृश्ये बुद्धिबुद्धेरतिप्रसंगः स्मृतिसंकरश्च ॥२१॥**

---

પદચ્છેદ—**एकसमये**-એકક્ષણમાં. **उभयोः**-બેઉનું એટલે-વિષયનું અને પોતાનું. **अनवधारणं** એટલે **अवधारणं न**-ગૃહણ કરવું સંભવતું નથી.

પદચ્છેદ—**चित्तांतरदृश्ये**-અન્ય ચિત્ત વડે જો ચિત્તને ગ્રાહ્ય માનશો તો. **बुद्धिबुद्धेः**-એક ચિત્તનું બીજા ચિત્ત વડે ગ્રહણ થવાથી. **अतिप्रसंगः**-અનવસ્થારૂપ દોષ થશે. **च**-અને બીજો એ દોષ થશે કે-**स्मृतिसंकरः**-સ્મૃતિનો સંકર. સ્મૃતિની મિશ્રતા શેળભેળતા.

**અર્થ—અન્ય ચિત્ત વડે જો ચિત્તને ગ્રાહ્ય માનશો, તો એક ચિત્તનું બીજા ચિત્ત વડે ગ્રહણ થવાથી, અનવસ્થારૂપ દોષ પ્રાપ્ત થશે. અને બીજો એ દોષ થશે કે–સ્મૃતિની મિશ્રતા થશે. (૨૧).**

21. Another cognising if assumed, there will be no end to such assumptions, and confusion of memory will be the result.

૨૧ વિવેચન—

એક ચિત્તને બીજું ચિત્ત ગ્રહણ કરે. અને બીજા ચિત્તને ત્રીજું–ત્રીજા ચિત્તને ચોથું ચિત્ત ગ્રહણ કરે. એમ પરંપરા ચાલ્યા કરે, તો છેલ્લા ચિત્તને કોણ ગ્રહણ કરે ? તાત્પર્ય–ચિત્તનો ગ્રાહક આત્મા છે એમ માનવુંજ પડશે.

સ્મૃતિ સંબંધી પણ એવીજ ગેરવ્યવસ્થા થશે. પ્રથમ ઘટજ્ઞાન, પછી ઘટના જ્ઞાનનું જ્ઞાન, પછી તેનું જ્ઞાન એમ જ્ઞાનની પરંપરા ચાલ્યા કરતાં, સ્મૃતિની પણ ગેરવ્યવસ્થા થઇ જશે.

ક્ષણીકવાદીઓ ચિત્તને આત્મા માનીને, મલીન પંચસ્કંધનો (સાંસારીક મલીન વાસનાઓનો) ત્યાગ કરીને, મુક્ત થઇને જે શુદ્ધ પંચસ્કંધો (શુભ વાસનાઓ)નો અનુભવ કરે છે તે આત્મા છે. તેમાં પણ ગુંચવાડો થતાં ચિત્તને આત્મા કહેવાય કે નહીં? તે શંકા ઉભી રહે છે.

**શૂન્યવાદ**—શૂન્યવાદીઓ શૂન્યને પરમ તત્ત્વ માને છે, છતાં વૈરાગ્યને માટે અને પુનર્જન્મના અભાવને માટે, જીવન્મુક્ત ગુરૂની પાસે જઈને બ્રહ્મચર્યાદિ નિયમો પાળીને તત્ત્વનો સાક્ષાત્કાર કરવા પ્રયત્ન કરે છે; પણ તે ન્યાયવિરૂદ્ધ છે. કારણ કે જ્યારે તેમના મતમાં કોઈ છેજ નહીં ત્યારે ભોક્તા, મોક્ષ, બ્રહ્મચર્ય આદિ સાધનોની કાંઇ જરૂર નથી. ક્ષણીકવાદીઓના અને શૂન્યવાદીઓના મતનો યથાર્થ વિચાર કરતાં, સાર એ છે કે–સ્વામી, દ્રષ્ટા, અને ભોક્તા રૂપ સ્થિર પુરૂષને માનનારા સાંખ્ય શાસ્ત્રનો યોગ શાસ્ત્રનો અને વેદાંત શાસ્ત્રનો મત ન્યાય સિદ્ધ છે.

પાઠાંતર—**चित्तांतरदृश्ये**–એવા પાઠને બદલે **चित्तांतरग्राह्ये** અથવા **चित्तांतरदृश्यत्वे** એવા પાઠ પણ છે.

ચિત્ત સ્વપ્રકાશ નથી તેમ ચિત્ત કોઇ અન્ય ચિત્ત વડે ગ્રહણ થતું નથી, પણ તે આત્મા વડેજ ગ્રાહ્ય થાય છે; એમ તમે માનો, તો આત્મા તો અસંગ છે. નિર્વિકાર છે. તે ચિત્તનો દ્રષ્ટા–ભોક્તા કેવી રીતે સંભવી શકે ? તેનો ખુલાસો નીચેના સૂત્રથી કરે છે—

**સૂત્ર–चितेरप्रतिसंक्रमायास्तदाकारापत्तौ स्वबुद्धिसंवेदनम् ॥२२॥**

**અર્થ—પુરૂષ કે જે અન્ય ઠેકાણે ગમન કરતો નથી, અથવા જેમાં કદિ**

---

પદચ્છેદ—**नास्ति प्रतिसंक्रमः यस्याः सा तस्याः इति चितेः**–પુરૂષ કે જે અન્ય ઠેકાણે ગમન કરતો નથી. તે પુરૂષનું **तस्य चित्तस्य आकारस्य आपत्तौ**–તે ચિત્તના આકારની પ્રાપ્તિમાં. **स्वस्य आत्मनः बुद्धिः** [ભોગ્યબુદ્ધિ] **तस्याः संवेदनम्**–પોતાને ભોગ્ય જે બુદ્ધિ છે તે બુદ્ધિનું જ્ઞાન થાય છે.

**વિકાર કરતો નથી, તે પુરૂષને ચિત્તના આકારની પ્રાપ્તિ થતાં, એટલે ચિત્તમાં પ્રતિબિંબીત થતાં, પોતાને (એટલે પુરૂષને) ભોગ્યબુદ્ધિનું જ્ઞાન થાય છે. (૨૨).**

22. The essence of knowledge (the Purusha) being unchangeable, when the mind takes its form, it becomes conscious.

૨૨ વિવેચન—

નેત્રાદિ ઇંદ્રિયો જેમ પોતપોતાની વૃત્તિઓ વડે પોતપોતાના વિષયની સમીપ જઈને, તેને આકારે પરિણામ પામે છે; અને ચિત્ત જેમ પોતાની વૃત્તિઓ વડે ઇંદ્રિયોદ્વારા ઇંદ્રિયોના વિષયોને આકારે, અને અંતરમાં સુખાદિને આકારે પરિણામ પામે છે; તેમ નિર્વિકાર આત્મા ચિત્તને આકારે પરિણામ પામતો નથી. તોપણ વિષયાકાર થએલી પરિણામી બુદ્ધિમાં જ્યારે આત્મા પ્રતિબિંબીત થાય છે, ત્યારે તે ચિત્તાકાર અથવા વિષયાકાર જણાય છે; આપણો અસંગ આત્મા જ્ઞાનવૃત્તિવાળો દેખાય છે. ચિત્તમાં તદાકાર થવાથી ચિત્તમાં જે દર્શન કર્તૃત્વ છે, તેને લીધે આત્મા દ્રષ્ટા કહેવાય છે. એટલે ઉપાધિરૂપ ભેદે કરીને, તે વિષયાકાર ચિત્ત દશ્ય થાય છે. જળમાં પડેલું ચંદ્રનું પ્રતિબિંબ જળના ઉંચાનીચા તરંગથી ઉંચુંનીચું જણાય છે. તેમ બુદ્ધિ તત્ત્વમાં પડેલું આત્માનું પ્રતિબિંબ, બુદ્ધિની વિકારી વૃત્તિઓથી વિકારી જણાય છે. આ સંબંધમાં—

**न पातालं, न च विवरं गिरीणां, नैवांधकारं कुक्षयो नोदधीनाम् ॥**
**गुहा यस्यां, निहितं ब्रह्म शाश्वतं, बुद्धिवृत्तिमविशिष्टां कवयो वेदयंते ॥**

અર્થ—શ્રુતિઓમાં નિત્ય બ્રહ્મને જે ગુહામાં સ્થિર રહેલું કહ્યું છે, તે ગુહા કાંઈ પાતાળમાં, વા પર્વતની ગુફા નથી. અથવા અંધકાર અથવા સમુદ્રનું ઉદર નથી. પણ પ્રતિબિંબીત ચેતનથી અભિન્ન એવી જે બુદ્ધિ છે તેજ તેની ગુહા જાણવી. કારણ કે સર્વજ્ઞ મુનિઓ તેનેજ બ્રહ્મગુહા કહે છે.

પ્રતિબિંબ—આત્માના પ્રતિબિંબ સંબંધી ખાસ જાણવાનું એ છે કે-જેમ આપણું પ્રતિબિંબ જળમાં પડે છે, પણ તે પ્રતિબિંબ જડ છે. તે કાંઇ કરી શકતું નથી; અને બુદ્ધિ તત્ત્વમાં પડેલું આત્માનું પ્રતિબિંબ તો ચેતના શક્તિવાળું છે—જીવત્વ છે. તાત્પર્ય જડ ચિત્ત આત્માના પ્રતિબિંબને લીધે ચેતનાશક્તિવાળું જણાય છે.

વિષયને અને વિષયીને (આત્માને) જોડી આપનાર ચિત્ત છે, એમ હવે કહે છે.

**सूत्रं—द्रष्टृदृश्योपरक्तं चित्तं सर्वार्थम् ॥ २३ ॥**

**અર્થ—દ્રષ્ટા અને દશ્ય એ બેથી ચિત્ત રંગાએલું છે, જોડાએલું છે, તેથી ચિત્તને અનેક રૂપવાળું કહ્યું છે. અથવા ચિત્ત અનેક વસ્તુ સમજી શકે છે. [૨૩]**

23. As the mind is coloured by Purusha and the seen, the mind is able to understand everything.

૨૩ વિવેચન—

સ્ફટીક મણિના શિવલીંગની એક બાજુએ લાલ પુષ્પ અને બીજી બાજુએ લીલું

---

પદચ્છેદ—**चित्तं**-ચિત્ત. **द्रष्टृ दृश्योपरक्तं**-દ્રષ્ટા અને દશ્ય એ બેથી જોડાએલું છે-રંગાએલું છે. તેથી ચિત્તને **सर्वार्थं**-અનેક રૂપવાળું કહ્યું છે.

પુષ્પ હોય, તો તેમાં-લાલ, લીલું અને સફેદ ( પોતાનું વાસ્તવ ) એમ ત્રણ રૂપ દેખાય. તેમ ચિત્તમાં એક તરફથી પદાર્થોનું રૂપ દેખાય બીજી તરફથી આત્માનું રૂપ જણાય, અને ત્રીજી તરફ ચિત્તનું પોતાનું વાસ્તવ રૂપ જણાય. આથીજ ચિત્ત 'સવાર્થ' કહેવાય છે. **સર્વાર્થઃ** એટલે ચેતન અને અચેતન બેઉને વિષય કરનાર હોય તે. આ વાતને જેઓ યથાર્થ ન સમજી શકયા, તેઓ ક્ષણીકવાદી, શૂન્યવાદી અગર નાસ્તીક થયા. વળી ચિત્ત ભોગ્ય છે, તેથી તેનો ભોક્તા જોઇએ. ચિત્તને સ્થિર કરવાથીજ, ચિત્તની અંદર રહેલો પદાર્થ અને આત્મા જણાઇ આવે.

**સાર**—ગૃહીતા, ગ્રહણ અને ગ્રાહ્ય-ત્રણેને વિવેકદ્વારા પરસ્પર વિજાતીયરૂપથી તેઓએ ભિન્ન ભિન્ન માન્યા, તેઓજ સમ્યગ્દર્શી છે. તેમણેજ પુરૂષનું સ્વરૂપ જાણ્યું છે. તથા બીજા જે અવિવેકી છે, તેઓએ આ વિષયમાં ભૂલા પડીને નાસ્તીકવાદો બાંધ્યા.

શામાટે ચિત્તથી આત્માને જુદો માનવો તે ઠીક છે? તે સંબંધી હવે કહે છે.

**सूत्रं—तदसंख्येयवासनाभिश्चित्रमपि परार्थं संहत्यकारित्वात् ॥ २४ ॥**

**અર્થ—તે ચિત્ત અસંખ્ય વાસનાઓથી વિચિત્ર છે, તોપણ પોતાથી ભિન્ન જે પુરૂષ છે, તેનેજ અર્થે છે. કારણ કે તે ચિત્ત કોઈની સાથે મળીને કાર્ય કરે છે. (૨૪)**

24. The mind is though variegated by innumerable desires, acts for another—Purusha, because it acts in combination.

૨૪ વિવેચન--

સાધારણ નજરથી ચિત્તજ ભોક્તા જણાય, કારણકે જે વાસનાઓનો આશ્રય હોય તેજ ભોગનો આશ્રય હોવાથી, ભોક્તા સંભવી શકે છે-અન્ય ભોક્તા સંભવી શકતો નથી. તોપણ આ ચિત્ત પોતા માટે નથી પરાર્થ છે-આત્મા માટે છે. જે જડ પદાર્થ અન્યની સાથે મળીને કોઈ કાર્યને સંપાદન કરે, તે આ સંસારમાં બીજાના ભોગને માટે કરે છે, એમ સમજવું. ચિત્ત પણ કલેશ, કર્મ, વાસના, ઇંદ્રિયો અને ઈંદ્રિયોના વિષયો સાથે મળીને પુરૂષના ભોગ માટે કાર્ય કરે છે. તાત્પર્ય-સુખ દુઃખાકાર ચિત્ત છે, તે ચિત્તના ભોગ માટે નથી. તત્ત્વાકાર જે ચિત્ત છે, તે ચિત્તના અપવર્ગ માટે નથી. આ બન્ને પ્રકારનું ચિત્ત પરાર્થ છે. ભોગ અને અપવર્ગ રૂપી જેને અર્થ તેજ પ્રતિબિંબીત થએલો જીવાત્મા. આ પુરૂષથી કોઇ આગળ હશે?-તેના જવાબમાં શ્રુતિ કહે છે કે **पुरुषान्न परं किंचित् सा काष्ठा सा परा गतिः** ' પુરૂષથી શ્રેષ્ઠ કોઇ નથી. પુરૂષજ અવધિ અને પરાગતિ રૂપ છે.

પાઠાંતર-**चित्रं**ને બદલે **चित्तं**નો સ્વિકાર કોઇ કોઈ ટીકાકારોએ કરેલો છે, પણ આ માન્યતા સત્ય નથી; કારણકે **तत्** પદ વડે ચિત્તનું સૂચન થઇ ચૂકયું છે.

---

પદચ્છેદ—**तत्**-તે ચિત્ત. **असंख्यया: च ताः वासनाश्च ताभिः असंख्येयवासनाभिः**-અસંખ્ય વાસનાઓથી. **चित्रम् अपि**-વિચિત્ર છે તોપણ. **परार्थं**-પોતાથી ભિન્ન જે પુરૂષ છે તેનેજ અર્થે છે. **संहत्य** ( એકઠા મળીને ) **करोति इति संहत्यकारि तस्य भावः तस्मात्**-એકઠામળીને કરવાપણાથી.

આત્મ સાક્ષાત્કારનો લાભ વિશેષ દર્શીને થાય છે એમ હવે કહે છે.-

**सूत्रं-विशेषदर्शिन आत्मभावभावनाविनिवृत्तिः ॥ २५ ॥**

**અર્થ—ચિત્તથી ભિન્ન આત્માને જાણનાર પુરૂષને ચિત્તમાં આત્મભાવની ભાવનાની નિવૃત્તિ થઇ જાય છે. ( ૨૫ )**

25. The cessation of the desire, of knowing the nature of the soul takes place in one, who has mastered the difference.

૨૫ વિવેચન—

**मनुष्याणां सहस्रेषु, कश्चिद्यतति सिद्धये ।**
**यततामपि सिद्धानां, कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥ ३ ॥**

( ગીતા અ. ૭ )

અર્થ—હજારો મનુષ્યોમાંથી કોઇકજ જ્ઞાનજને માટે. પ્રયત્ન કરે છે, અને પ્રયત્ન કરનારા સાધકોમાં પણ કોઇકજ મને વાસ્તવ રૂપે જાણે છે. (૭)

એક નોકરી કરવી હોય, તો તેના વિચાર કરી રાખીએ છીએ. એક વેપાર કરવો હોય તો તેના વિચાર અને વેપારમાં ફાવવા માટે અનેક પ્રકારની તૈયારી. એક વરો કરવો હોય તો તેના વિચાર, અને તે વરામાં જરા ન્યૂનતા ન જણાય તે માટે અનેક પ્રકારની તૈયારીઓ. તે પ્રમાણે-જેઓ પ્રભુને પામવા પ્રયત્ન કરતા નથી, તેમને બાજુ ઉપર મૂકીને, જેઓ ભગવાનને પામવા મથી રહ્યા છે, તેમનો વિચાર કરીએ-કુંભના મેળામાં કરોડોની મેદની. ડાકોરની પુનમે સ્પેશીયલ ટ્રેનો છૂટે, ઘરબાર મૂકીને સાધુ શંઘમાં મળેલા પણ ઘણા. સવારથી સાંજ સુધી મંદિરે મંદિરે ફરનારાં પણ ઘણાં છે. સત્સંગ મંડળોમાં લાંબેરાગે ભજન ગાનારાં, અને શ્રોતાઓ રાજી થઇજાય એવી કથા વાર્તા કરનારા પણ ઘણા છે. પણ તેમાંથી કોઇ વીરલાને જ વર્તમાન જન્મમાં આત્મભાવ ભાવના એટલે નીચે જણાવ્યા તે વિચારો થાય છે-

પૂર્વજન્મમાં હું કોણ હતો ?-ક્યાં હતો ? અને કેવા સંસ્કારો લઈને મોટો થયો હતો. આ જન્મમાં મારૂં વાસ્તવ સ્વરૂપ શું-શરીર, ચિત્ત કે જીવ ? આ પંચ મહાભૂતના દેહની સાથે મારે કેવા પ્રકારનો સંબંધ છે ? પંચમહાભુતના દેહની પાછળ રહેલા સંબંધીઓ અને ઐશ્વર્ય સાથે મારે કેવા પ્રકારનો સંબંધ છે? આ સંબંધ કાયમ રહેશે કે તૂટી જશે ? આ સંબંધ છે ત્યાં સુધીમાં તેને કેવી રીતે સફળ કરવો ? કર્મનો મહિમા સૌ બતાવે છે, તો કર્મ સંબંધી મેં શું કર્યું ?, માનવ જન્મ સંબંધી શાસ્ત્રો અને સંતો સૌ વખાણ કરે છે, તો તે જન્મને સફળ કરવા મેં શું કર્યું ? અહીંથી મુવા પછી હું ક્યાં જઈશ ? ત્યાં મારૂં શું થશે ? આવા પ્રકારના વિચાર કરવા, તે આત્મભાવની ભાવના કહેવાય છે. સદ્‌ગુરૂના ઉપદેશદ્વારા અને પોતાના શ્રદ્ધાયુક્ત સતત પ્રયત્નદ્વારા સમાધિ સુધી મુમુક્ષુ ચાલ્યો જાય, ત્યારે તે પોતે પોતાના ચિત્તને અને પોતાના ચિત્તના વ્યાપારને યથાર્થ રીતે જોઈ શકે. આ પુરૂષનું નામ વિશેષદર્શી. આ પુરૂષની આત્મભાવ ભાવના અનાયાસે શમી જાય.

---

પદચ્છેદ-**विशेषं पश्यति इति विशेषदर्शी तस्य विशेषदर्शिनः**-ચિત્તથી ભિન્ન આત્માને જાણવાળા પુરૂષના ( **चित्ते**-ચિત્તમાં અધ્યહાર ) **आत्मनः भावः तस्य भावना तस्याः विनिवृत्तिः आत्मभावभावनाविनिवृत्तिः**-આત્મભાવની ભાવનાની નિવૃત્તિ થઇ જાય છે.

ભાવનાના ઉદય વિના અસતની નિવૃત્તિ થવાનો સંભવ નથી. જે પુરૂષના ચિત્તમાં આત્મભાવ ભાવના થાય છે, તે પુરૂષજ આત્મજ્ઞાનના ઉપદેશનો અધિકારી થાય છે; અને તે યોગાભ્યાસદ્વારા આગળ વધે છે. જે પુરૂષને વૈરાગ્ય બોધક વચનોથી યુક્ત સાંખ્ય, યોગ અને વેદાંતરૂપ મોક્ષમાર્ગના શ્રવણ કીર્તનથી—નીચે પ્રમાણે થાય,

ચોપાઈ—'મમ ગુણ ગાવત પુલક શરીરા, ગદ્ગદ્ ગીરા નયન બહ નીરા.'

તેઓ અભ્યાસમાં સારી રીતે આગળ વધ્યા છે, એમ સમજવું. પાપકર્મનું ફળ નાસ્તીકતા. જન્મ્યા તેમને જરૂર મરવું છે, અને જીવમાત્ર જેને ભજે છે, તે કાંઇ છે. એવું જે ન સમજે, તે પુરૂષ સંસાર ચક્રમાં ભમ્યા કરે છે.

પાઠાંતર—ભોજનવૃત્તિમાં અને યોગ ચંદ્રિકામાં **विनिवृत्तिः** ને બદલે **निवृत्तिः** શબ્દ છે, તેથી અર્થમાં કાંઈ ફેર પડતો નથી.

વિવેકજ્ઞાનના ઉદયકાળમાં સાધકના ચિત્તનું સ્વરૂપ કેવું હોય છે તે સાંભળો—

**सूत्रं–तदा विवेकनिम्नं कैवल्यप्राग्भारं चित्तम् ॥२६॥**

**અર્થ—[ વિવેકજ્ઞાનના ઉદય પહેલાં, ચિત્તનો પ્રવાહ, અવિવેકરૂપી માર્ગે ચાલતાં, વિષયભોગપર્યંત જતો હતો. ] વિવેક જ્ઞાનનો ઉદય થયા પછી, ચિત્તનો પ્રવાહ, આત્માનાત્મ વિવેકરૂપી માર્ગમાં ચાલતો ચાલતો, કૈવલ્યાપર્યંત વિશ્રાંતિવાળો થઈ જાય છે. (૨૬)**

26. Then the mind is bent on discrimination till it attains the previous state of Kairvalya-insolution.

૨૬ વિવેચન—

ચાટલું સામે મુકતાં મુખ સ્પષ્ટ દેખાય, અને ચાટલુ અવળું મૂકતાં પ્રતિબિંબ અદશ્ય થઇ જાય. તેમ વ્યવહાર પરમાર્થ–એઉ સ્થળે, વિવેકથી કાર્ય સહેલું, અને અવિવેકથી કાર્ય અઘરૂં. અવિવેકની અવધી વિષયભોગ અને વિવેકની અવધી કૈવલ્ય. જળ પ્રવાહ ચાલવાની નીકનું નામ નિમ્ન કહેવાય છે. સમાધિપાદના ૧૨ મા સૂત્ર સાથે આ સૂત્રને સંબંધ છે.

આવા વિવેકી યોગીઓને કોઇપિણ પ્રકારનો ભય છે કે નહીં ?—

**सूत्रं–तच्छिद्रेषु प्रत्ययान्तराणि संस्कारेभ्यः ॥ २७ ॥**

**અર્થ—પૂર્વના અવળા સંસ્કારોથી વિવેકનિષ્ઠ ચિત્તના ભાગોમાં પણ, કોઈ કોઈ સમયે, બીજી અનેક વૃત્તિઓ પ્રગટે છે. (૨૭)**

---

પદચ્છેદ—**तदा**-વિવેક જ્ઞાનના ઉદયકાળમાં. **चित्तम्**-વિવેકીનું જે ચિત્ત છે તે. **विवेकः एव निम्नः** (આલંબનભૂમિ) **यस्य तत्**-વિવેકરૂપી નીકમાં ચાલનારૂં. **कैवल्यं एव प्राग्भारं** (અવધિ–મર્યાદા) **यस्य तत् कैवल्यप्राग्भारं**-કૈવલ્યપર્યંત વિશ્રાંતિવાળું થાય છે.

પદચ્છેદ—**संस्कारेभ्यः**-પૂર્વના અવળા સંસ્કારોના પ્રભાવથી, **तस्य [विवेकनिम्नचित्तस्य] छिद्रेषु**-વિવેકનિષ્ઠ ચિત્તના વચલા ભાગોમાં પણ કોઈ કોઇ સમયે. **प्रत्ययः**-વૃતિઃ **अन्ये प्रत्ययाः इति प्रत्ययांतराणि**-બીજી અનેક વૃત્તિઓ પ્રગટે છે.

27. In the breaks there are other thoughts from impressions.

૨૭ વિવેચન—

સૌભરી, પરાશર, વિશ્વામિત્ર વિગેરે મહાન્ તપસ્વી કેમ લપસી પડયા ? તે સંબંધી આ સૂત્ર છે. જ્યાં ચોકીદાર માલ વિનાના હોય, ત્યાં ચોર લોકો ફાવે; તેમ જ્યાં વિવેક દઢ થયો ન હોય, ત્યાં પૂર્વના અવળા સંસ્કારો ફાવી જાય. દેવદર્શન, યાત્રા અને વ્રતાદિકનાં કરતાં શાસ્ત્રોનો અને સંત સમાગમનો મહિમા ઘણો બતાવ્યો છે, તેનું કારણ માત્ર એટલુંજ છે કે-શાસ્ત્રો અને સંતસમાગમ સત્યાસત્યના વિવેકને દઢ કરે છે. સત્યાસત્યના વિવેકને સંસારવ્યવહાર શિથીલ કરે છે. એ તો આપ સહેલાઈથી સમજતા હશો.

છિદ્ર—વિવેકના અભાવરૂપ અવકાશ અગર તક.

અંતરાલ—અવસર.

વ્યુત્થાન સંસ્કારોનો નાશ કેવી રીતે કરવો ? તે વાત હવે કહે છે—

**સૂત્રં-હાનમેષાં ક્લેશવદુક્તમ્ ॥ ૨૮ ॥**

**અર્થ—જેમ પૂર્વે ક્લેશોના નાશ સંબંધી કહ્યું છે તેમ આ સંસ્કારોનો નાશ કરવો.**

28. Their destruction is in the same manner of destroying the distrations as said before.

૨૮ વિવેચન—

**ધ્યાનહેયાસ્તદ્વૃત્તયઃ। તે પ્રતિપ્રસવહેયાઃ સૂક્ષ્માઃ।** [સાધનપાદ] સ્થૂલ અને સૂક્ષ્મ અવિદ્યાદિ ક્લેશોનો નાશ કરવાના ક્રમથી વિવેકજ્ઞાન અને અસંપ્રજ્ઞાત યોગરૂપ જે ઉપાય કહ્યા છે તે ઉપાય વડેજ આ વ્યુત્થાન સંસ્કારાનો પણ નાશ થઇ શકે છે. દગ્ધબીજ થએલા ક્લેશો અંકુર ઉપજાવી શકતા નથી તેમ દગ્ધબીજ થએલા સંસ્કારો ઘણ અન્યવૃત્તિઓને ઉપજાવી શકતા નથી. વિવેકજ્ઞાનના સંસ્કારોથી પ્રથમ વ્યુત્થાન સંસ્કારોનો નાશ કરવો; પછી અસંપ્રજ્ઞાત સમાધિદ્વારા વિવેકજ્ઞાનના સંસ્કારરૂપી નિરોધ સંસ્કારોનો પણ લય કરવો.

હવે હવે જીવન્મુક્તિની પરમ કાષ્ટારૂપ ધર્મ મેઘ સમાધિના સ્વરૂપને કહે છે—

**સૂત્રં-પ્રસંખ્યાનેઽપ્યકુસીદસ્ય સર્વથા વિવેકખ્યાતેર્ધર્મમેઘઃ સમાધિઃ ॥૨૯॥**

---

પદચ્છેદ- **ક્લેશવત્**-ક્લેશોના નાશ સંબંધી આગળ કહ્યું છે તે પ્રમાણે, **એષાંહાનમ્**-આ સંસ્કારોનો નાશ પણ **ઉક્તં**-કહ્યો છે.

પદચ્છેદ—**પ્રસંખ્યાને અપિ**-વિવેકજ્ઞાનની સ્થિતિમાં પણ. એટલે-વિવેકજ્ઞાનથી સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. તે સિદ્ધિઓમાં પણ અનાસક્તિ થાય એવી પકવ વિવેકદશામાં. [ **કુત્સિતેષુ** (વિષયોમાં) **સીદતિ** (પીડાય છે) **ઇતિ કુસીદઃ**-વિષયોમાં જે પીડાય છે તે એટલે રાગીપુરૂપ. ] **અકુસીદસ્ય**-વૈરાગી પુરૂપને. **સર્વથા વિવેકખ્યાતેઃ**-સર્વ પ્રકારે વિવેકજ્ઞાનથી. **ધર્મં મેહતિ** (પોશે તે) **ઇતિ ધર્મમેઘઃ**-ધર્મ એટલે આત્મ સાક્ષાત્કાર. એવા ધર્મને જે પોશે તે ધર્મમેઘ. **સમાધિઃ**-આ પોષણનું નામ સમાધિ.

**અર્થ—વિવેકજ્ઞાનમાં પણ તીવ્ર વૈરાગી પુરૂષને, સર્વ પ્રકારે વિવેક જ્ઞાનથી 'ધર્મમેઘ' નામની સમાધિનો લાભ થાય છે. (૨૯)**

29. Even after ellumination, there arises in one, who works without attachment, the constant flow of pure discrimination, called the cloud of merit, which is the best Samadhi.

૨૯ વિવેચન—

**પ્રસંખ્યાને અપિ**—પ્રસંખ્યાન એટલે 'વિવેકજ્ઞાન.' અહીં માત્ર વિવેકજ્ઞાન નહીં; પણ વિવેકજ્ઞાનના ફળ રૂપ–'સર્વજ્ઞતાદિ વિભૂતિઓ.' તાત્પર્ય 'સર્વજ્ઞતાદિ વિભૂતિઓમાં પણ.'

**કુસીદ** શબ્દના બે અર્થ છે. ૧ વ્યાજ. ૨ વિષયી–ભોગી–રંગીલો. વિવેક ખ્યાતીના ફળની જેને લાલસા હોય, તે પણ કુસીદ કહેવાય છે, એટલે તે પુરૂષ હજી વિષયભોગ પ્રતિ સંબંધવાળો ગણાય છે. તે તમામ લાલસાથી જે રહિત થાય, તે **અકુસીદઃ** ગણાય છે. 'અકુસીદઃ' એટલે તીવ્ર વૈરાગી, પરવૈરાગી, સર્વજ્ઞતાદિ વિભૂતિઓમાં જે લલચાય નહીં તેવો વૈરાગી.

**સર્વથા**—સંસ્કારોનો ક્ષય થઈ ગએલો હોવાથી–**વિવેકખ્યાતેઃ**–વિવેક જ્ઞાનનો લાભ સદા મળ્યા કરે છે. તે લાભરૂપ 'ધર્મમેઘ' સમાધિ સમજવી.

**ધર્મમેઘઃ–અયં તુ પરમોધર્મો, યદ્યોગેનાત્મદર્શનમ્ ॥** (યાજ્ઞવલ્કય) જે ધર્મે કરીને આત્મસાક્ષાત્કાર થાય, તે ધર્મ શ્રેષ્ઠ છે. આત્મસાક્ષાત્કારનું નામ 'ધર્મ.' તે ધર્મની જે વૃષ્ટિ કરે–એટલે જે સમાધિમાં વારંવાર આત્મસાક્ષાત્કાર થાય, તે સમાધિનું નામ 'ધર્મમેઘ' સમાધિ સમજવું. યાદ રાખવું ઘટે છે કે–વિભૂતિઓમાં જે ન લલચાય, તેમનેજ ધર્મમેઘ સમાધિનો લાભ થાય છે.

ધર્મમેઘ સમાધિના લાભને હજી સુદૃઢ કરે છે—

**સૂત્ર–ततः क्लेशकर्मनिवृत्तिः ॥૩૦॥**

**અર્થ—ધર્મમેઘ સમાધિના લાભથી કલેશોની અને કર્મોની નિવૃત્તિ થાય છે. (૩૦)**

30. The above mentioned samadhi resulls in cessation of distractions and actions.

૩૦ વિવેચન—

ધર્મમેઘ સમાધિની સાથેજ કલેશકર્મની નિવૃત્તિનો લાભ થાય છે. એટલે અધોગતિ આપે એવું એક પણ કર્મ, ધર્મમેઘ સમાધિવાળાને બાકી રહેતું નથી. કલેશો પાંચ છે. તેમની ભૂમિકા કર્મ છે. કલેશકર્મ સંબંધિ આગળ સાધનપાદમાં ૧૨–૧૩ સૂત્રોમાં અને સમાધિપાદનું ૨૪ મું સૂત્ર–વિગેરે ઠેકાણે કલેશકર્મનું વર્ણન છે. કલેશકર્મમૂલક શુભાશુભ કર્મ પણ સમૂળાં નષ્ટ થઇ જાય છે. કલેશકર્મનો નાશ થતાં ત્રિવિધ દુઃખનો અભાવ થાય છે,

---

પદચ્છેદ—**ततः**–ધર્મમેઘ સમાધિના લાભથી **क्लेशाश्च कर्माणि च क्लेशकर्माणि तेषां निवृत्तिः क्लेशकर्मनिवृत्तिः**–કલેશોની અને કર્મોની નિવૃત્તિ થાય છે.

પરિણામે યોગી જીવન્મુક્ત થઇ જાય છે. જન્મ મરણનું કારણ અજ્ઞાન-અવિદ્યા વિગેરે છે. તેનો નાશ થતાં યોગી જન્મમરણના બંધનથી અનાયાસે મુક્ત થાય છે. ગૌતમ (પોતાના દર્શનમાં અ. ૩. આ. ૧. સૂત્રમાં) કહે છે કે-'**वीतरागजन्मादर्शनात्**'-વીતરાગી પુરૂષને પુનર્જન્મ નથી.' પુનર્જન્મનું કારણ ક્લેશકર્મ છે. કારણનો નાશ થતાં કર્મનો નાશ થાય એ ભાવ છે.

ધર્મમેઘ સમાધિનિષ્ઠ જીવન્મુક્ત પુરૂષનું ચિત્ત, અન્ય ચિત્તોથી વિલક્ષણ હોય છે, એમ હવે કહે છે—

**सूत्रं-तदा सर्वावरणमलापेतस्य ज्ञानस्यानन्त्याज्ज्ञेयमल्पम् ॥३१॥**

**અર્થ—જીવન્મુક્તિના લાભકાળમાં, સર્વ આવરણરૂપી મલથી રહિત થએલા ચિત્તની અમર્યાદિત સ્થિતિ હોવાથી, ચેતન અને અચેતનરૂપી વિષય અનાયાસે પ્રાપ્ત થાય છે. (૩૧)**

31. Then in consequence of the infinity of knowledge, free from all obscuration, and impurity, that which is to be known becomes small.

૩૧ વિવેચન—

**ज्ञानं**-જ્ઞાન, ચિત્તસત્ત્વ, બુદ્ધિતત્ત્વ, એ તમામ શબ્દો એકજ અર્થ સૂચવે છે.

**आवरणमलः**-ચિત્તમાં રહેલા સત્ત્વગુણને આચ્છાદન કરનારા ક્લેશકર્મનું નામ 'આવરણમલ' સમજવું. ચિત્ત સત્ત્વગુણ પ્રધાન હોવાથી, સ્વભાવથીજ સર્વ પદાર્થોને ગ્રહણ કરી શકે છે. જ્યારે ચિત્ત તમોગુણથી યુક્ત થાય છે, ત્યારે તે સઘળા પદાર્થોને ગ્રહણ કરી શકતું નથી. ક્રિયાશીલ, રજોગુણથી જ્યારે તે યુક્ત થાય છે, ત્યારે તે કોઈ કોઇ વિષયને ગ્રહણ કરી શકે છે. જેમ આંખ અનેક રોગથી મુક્ત થતાં, દરેક પદાર્થોને તે જોઈ શકે છે, તેમ જ્યારે ચિત્ત આ આવરણથી મુક્ત થાય છે, ત્યારે કોઇ એવો પદાર્થ નથી, કે જે ચિત્તનો વિષય ન થાય. તત્ત્વોની સીમા છે, કારણ કે તત્ત્વો અમુક સંખ્યામાં (૨૫) છે; એટલે જ્ઞેય પદાર્થોની સીમા છે, પણ ચિત્તની સીમા નથી. આવરણ રહિત અવસ્થામાં ચિત્ત અનંત-અપરિમિત-અપરિચ્છિન્ન થઇ જાય છે; અને જાણવા જેવો પદાર્થ હોય, તે આકાશમાં પતંગિયા જેવો સ્વલ્પ પરિમિત-પરિચ્છિન્ન થઇ જાય છે. આ પ્રમાણે યોગીનું ચિત્ત વાસનારહિત અને મલરહિત હોવાથી, તે કૈવલ્યચિત્ત કહેવાય છે. આ કૈવલ્યચિત્તનું એટલું બધું બળ છે કે—

**'अंधो मणिमविंदत्, तमनंगुलिरावयत् ॥**
**अग्रीवः प्रत्यमुञ्चत्, तमजिह्वोऽसश्चत् ॥ [श्रुति].**

---

પદચ્છેદ—**तदा**-તે સમયમાં એટલે-ધર્મમેઘ સમાધિના અનુષ્ઠાનદ્વારા ક્લેશાદિકનો ક્ષય થયા પછી-જીવન્મુક્તિના લાભકાળમાં **सर्वावरणानि एव मलः तस्मात् अपेतं** (રહિત) **तस्य इति ज्ञानस्य**-સર્વ આવરણરૂપી મલથી રહિત ચિત્તની-**अनंतस्य भावः आनंत्यं तस्मात्**-અનંતપણું હોવાથી એટલે-અમર્યાદિત સ્થિતિ હોવાથી. **ज्ञेयम्**-ચેતન અને અચેતનરૂપી વિષય. **अल्पम्**-સરલ-અનાયાસે પ્રાપ્ત થાય એવો.

ભાવાર્થ—કૈવલ્ય ચિત્તવાળો યોગી, આંખ વિગેરે ઇંદ્રિયોનો ઉપયોગ કરતો નથી; તો પણ ઋતંભરા પ્રજ્ઞાથી મણિના જેવા પ્રકાશ સ્વરૂપ આત્માને પ્રાપ્ત કરે છે. આત્માને સ્પર્શ કરવા માટે હાથની આંગળીઓનો તે ઉપયોગ કરતો નથી, તોપણ કૈવલ્ય ચિત્તથી સ્વરૂપ નિશ્ચયરૂપ આત્માનો તે સ્પર્શ કરે છે. અભિમાનરૂપ કંઠનો તે ઉપયોગ કરતો નથી, તો પણ સ્વરૂપમાં સ્થિરતારૂપ આત્માને તે યોગી ધારણ કરે છે. યોગી બોલતો નથી; તો પણ કૃતકૃત્યતાના લાભરૂપ આત્માની તે પ્રશંસા કરે છે. આ શ્લોકનો ભાવાર્થ નીચે પ્રમાણે પણ થઇ શકે છે-'આંધળો મણિને વજ્રથી વિંધે છે, આંગળી વિનાનો તે મણીને દોરેથી પરોવે છે. કંઠ વિનાનો માણસ તે મણિને ગળામાં ધારણ કરે છે. જીભ વિનાનો માણસ તે મણિનું સ્તવન કરે છે.'

કલેશકર્મનો નાશ થાય, તોપણ ગુણો વિદ્યમાન રહે છે. ગુણો વિદ્યમાન રહે, છતાં પુનર્જન્મ કેમ ન થાય ? તે શંકાના સમાધાન માટે નીચેનું સૂત્ર છે—

**सूत्रं–ततः कृतार्थानां परिणामक्रमसमाप्तिर्गुणानाम् ॥३२॥**

**અર્થ—તેથી [ એટલે ધર્મમેઘ સમાધિનો ઉદય થવાથી.] જેમનું પ્રયોજન સિદ્ધ થયું છે, એવા ગુણોના પરિણામક્રમની સમાપ્તિ થાય છે. [૩૨]**

32. Then are finished the successive transformations of the qualities, they having attained the end.

૩૨ વિવેચન—

ભોગ અને અપવર્ગ એ બે જીવનાં ધ્યેય છે. તે બે જ્યાં સુધી પ્રાપ્ત ન થાય, ત્યાં સુધી ગુણો અકૃતાર્થ ગણાય છે. અકૃતાર્થ એટલે પરિણામક્રમવાળા. જ્યારે એ ધ્યેય સિદ્ધ થઇ ચૂકે છે, ત્યારે આ ગુણો કૃતાર્થ-સમાપ્તાધિકાર અથવા અપરિણામક્રમવાળા ગણાય છે. આત્મસાક્ષાત્કાર થયા પછી ગુણો સમાપ્તાધિકાર થાય છે કે પહેલાં ?—આત્મસાક્ષાત્કાર થાય કે ન થાય, પણ વિવેકજ્ઞાન વડે અભિમાનની શિથીલતા થાય કે તુરત, ગુણોના પરિણામક્રમની સમાપ્તિ થાય છે. આ વિષય વિભૂતિપાદના પંચાવનમા સૂત્રમાં નિરૂપણ કર્યો છે. આ બાબતમાં વિશેષ જાણવા જેવું એ છે કે—'**कृतार्थं प्रति नष्टमप्यनष्टं तदन्यसाधारणत्वात्**' [સાધનપાદ ૩૨ મું સૂત્ર]-જે પુરૂષ પ્રતિ આ ગુણો કૃતકાર્ય બને છે, તેમની તરફજ, આ ગુણો પરિણામક્રમથી રહિત થાય છે-બીજા પુરૂષો પ્રતિ નહિં.

હવે પરિણામક્રમનું લક્ષણ સાંભળો...

**सूत्रं–क्षणप्रतियोगी परिणामापरान्तनिर्ग्राह्यः क्रमः ॥३३॥**

---

૩૨ પદચ્છેદ—**ततः**-ધર્મમેઘ સમાધિનો ઉદય થયાથી. **कृतार्थानां गुणानां**-જેમનું પ્રયોજન સિદ્ધ થયું છે એવા ગુણોના. **परिणामक्रमस्य समाप्तिः**-ગુણોનું મહતત્ત્વરૂપે પરિણામ પામવું તેજ પરિણામક્રમ-તેની સમાપ્તિ.

૩૩ પદચ્છેદ—**क्षणानां प्रतियोगः** (જોડાણ, સંબંધ, પ્રવાહ) **अस्ति अस्य इति क्षणप्रतियोगी**-ક્ષણોનો પ્રવાહ. **परिणामानां अपरांतः** (છેડો) **तेन निर्ग्राह्यः** (જણાય એવો)-પરિણામના છેડાથી જે જણાય છે તે. **क्रमः**-તે ક્રમ કહેવાય છે.

**અર્થ—જે ક્ષણોનો પ્રવાહ છે, અને જે પરિણામના છેડાથી જણાય છે, તે ક્રમ કહેવાય છે. [૩૩]**

33. Succession is that which is known by moments and is perceived at the last modification.

૩૩ વિવેચન—

**ક્ષણ અને ક્રમ**—કાળનું નાનામાં નાનું રૂપ તે ક્ષણ કહેવાય છે. એકજ ક્ષણમાં ક્રમ સંભવી શકે નહીં, પણ અનેક ક્ષણો પ્રવાહની માફક ચાલે, તે ક્રમ કહેવાય છે. આ ક્રમ પરિણામના છેડાવડે વિદીત થાય છે.

અપરાંત, અવસાન, પર્ય્યવસાન, અને અંત-તે તમામ એકજ અર્થને સૂચવે છે.

ક્રમનો નિશ્ચય—પ્રથમ સ્થૂલ વસ્તુઓમાં ક્રમનો નિશ્ચય કરીને, પછી સૂક્ષ્મ વસ્તુઓમાં ક્રમનો નિશ્ચય કરવો. દ્રષ્ટાંત તરીકે-ઘણીજ સંભાળથી સાચવી રાખેલાં નવાં વસ્ત્રોમાં, ઘણા વરસો પછી જે જીર્ણતા જોવામાં આવે છે, તે પરિણામનો અંત કહેવાય છે. પરિણામનો આ અંત ક્રમને જણાવે છે. એટલે ક્રમે ક્રમે વસ્ત્રની આ સ્થિતિ થઈ, એમ આપણે સમજી શકીએ છીએ. આ પરિણામક્રમ કેવળ અનિત્ય પદાર્થોમાંજ થાય છે; એવો નિયમ નથી; પણ નિત્ય પદાર્થોમાં પણ આ ક્રમ છે. અનિત્ય પદાર્થો સ્વભાવથીજ અંતવાળા હોવાથી, તેમાં ક્રમ જણાય છે; અને ગુણોનો કાર્ય માત્રમાં અન્વય હોવાથી, કાર્યના અંતદ્વારા ગુણોમાં કાર્યનું અનુમાન થઇ શકે છે.

ત્યારે નિત્યતા કેટલા પ્રકારની ?—બે પ્રકારની (૧) કૂટસ્થનિત્યતા. (૨) પરિણામી નિત્યતા. કૂટસ્થનિત્યતા પુરૂષમાં છે, અને પરિણામીનિત્યતા ગુણોમાં છે. વાસ્તવિક રીતે પુરૂષ નિત્ય છે અને ગુણો નિત્ય નથી-પરિણામી છે. એટલે-પુરૂષ સ્વસ્વરૂપથી રૂપાંતરરહિત છે; અને ગુણો સ્વસ્વરૂપથી પૂર્વરૂપના ત્યાગપૂર્વક અન્ય રૂપને ધારણ કરે છે. તોપણ યોગભાષ્યમાં કહેલું છે કે—'**यस्मिन परिणम्यमाने तत्त्वं न विहन्यते तन्नित्यम् ॥**-જેનું પરિણામ થયા છતાં, સ્વસ્વરૂપનો નાશ ન થાય, તે નિત્ય કહેવાય છે.' આ લક્ષણ પુરૂષમાં અને ગુણોમાં વિદ્યમાન છે. અતીતાવસ્થાથી રહિત રહેવું, તેજ નિત્યનું સામાન્ય લક્ષણ છે. પુરૂષ અને ગુણો બન્ને અતીતાવસ્થાની પ્રાપ્તિથી રહિત છે; કારણ કે ધર્મ, લક્ષણ અને અવસ્થાજ ઉદયનાશવાળાં છે; ધર્મીભૂત ગુણ ઉદયનાશવાળો નથી, તેથી તે બન્ને નિત્ય કહેવાય છે.

હવે કૈવલ્યના સ્વરૂપનો નિશ્ચય કરે છે.

**सूत्र-पुरुषार्थशून्यानां गुणानां प्रतिप्रसवः कैवल्यं,**
**स्वरूपप्रतिष्ठा वा चितिशक्तिरिति ॥३४॥**

---

૩૪ પદચ્છેદ—**पुरुषार्थैः रहितानां गुणानां**-કૃતાર્થ થવાથી પુરૂષાર્થોથી રહિત થએલા ગુણોનો **प्रतिप्रसवः**-લય. પોતપોતાના કારણોદ્વારા પ્રધાનમાં લય થવું તે. **कैवल्यं**-કૈવલ્ય ગણાય છે. **वा**-અથવા **स्वस्य रूपे प्रतिष्ठा यस्याः सा स्वरूपप्रतिष्ठा इति चितिशक्तिः**-પોતાના શુદ્ધ સ્વરૂપમાં પ્રતિષ્ઠારૂપ ચેતનશક્તિરૂપ પુરૂષનું થઇ જવું-તે કૈવલ્ય. **इति**-આ પ્રકરણની સમાપ્તિ સૂચવે છે.

**અર્થ—જેમનું કાર્ય સિદ્ધ થયું હોય એવા ગુણોનો લય થવો, તે કૈવલ્ય કહેવાય છે; અથવા પોતાના શુદ્ધ સ્વરૂપમાં પ્રતિષ્ઠારૂપ પુરૂષનું થઇ જવું, તે કૈવલ્ય કહેવાય છે. [૩૪]**

34. The inverse resolution of the Gunas void of the motive, for the Purusha, is Kaivalya; or it is the establishment of the power of knowledge, in its own nature.

૩૪ વિવેચન—

પુરૂષાર્થ—ભોગ અને અપવર્ગ–તે બેઉ જેમના સિદ્ધ થયા હોય, તે 'પુરૂષાર્થશૂન્યા' ગણાય છે.

અજ્ઞાનની નિવૃત્તિ અને જ્ઞાનનો ઉદય એકજ સમયે થાય છે; છતાં **भूयश्चांते विश्वमायानिवृत्तिः ।** [ પછી અંતે વિશ્વની માયાની નિવૃત્તિ થાય છે. ], તથા **तरति शोकं आत्मवित् ।** [ આત્માને જાણનાર પુરૂષ શોકને તરી જાય છે ] ઇત્યાદિ શ્રુતિઓમાં જ્ઞાનના પછી અજ્ઞાનની નિવૃત્તિ થાય છે, એવી માન્યતા છે. તેમ અહીં પણ ગુણોનો લય અને સ્વરૂપ પ્રતિષ્ઠા આ બન્ને સમકાલીન છે. ગમે એમ માનીએ, પણ જીવની આ અંતીમ દશા. આને માટે માનવ જીવનની માગણી અને આ સફળ થાય, તો માનવ જીવન સફળ થાય.

**इति श्रीपातंजले सांख्यप्रवचने योगशास्त्रे कैवल्यपादः समाप्तः ॥**

ઇતિશ્રીપાતંજલ યોગદર્શન સમાપ્ત.

શ્રીહરિકૃપા—માલદાર-ધનવાન્ કરોડાના વેપાર કરે, તે તો સંભવીત છે; પણ નિર્ધન કરોડોના સોદા કરે, અને ફાવે, તે શ્રીહરિની કૃપા. મારે તો એમ કહેવુંજ જોઇએ કે–નિર્ધનને ઘેર રાજ ક્યાંથી? અને હોય તો શ્રીહરિની કૃપા. તેમ ક્યાં હું? અને ક્યાં આ પાતંજલયોગ? જે કાંઇ છે, તે શ્રીહરિની કૃપારૂપ છે. કાંઇ ભૂલચૂક જણાય, તો ઉદાર દિલથી દરગુજર કરશોજી. લખવા જેવું હોય, તો રાગદ્વેષની ક્ષુદ્રતા તજીને, સુખેથી લખશોજી; જેથી બીજી આવૃત્તિમાં યોગ્ય ફેરફાર થઈ શકે. જ્યાં જ્યાં આ ગ્રન્થ વાંચો, ત્યાં આસપાસ બેઠેલાં સૌને અમારા ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ કહેશોજી.

**અમદાવાદ** મોક્ષમંદિર,
૧૯૮૫ શ્રીશંકરજયંતિ.

લી. **રામશંકર મોનજી ભટ્ટ.**

**અર્થ—જેમનું કાર્ય સિદ્ધ થયું હોય એવા ગુણોનો લય થવો, તે કૈવલ્ય કહેવાય છે; અથવા પોતાના શુદ્ધ સ્વરૂપમાં પ્રતિષ્ઠારૂપ પુરૂષનું થઇ જવું, તે કૈવલ્ય કહેવાય છે. [૩૪]**

34. The inverse resolution of the Gunas void of the motive, for the Purusha, is Kaivalya; or it is the establishment of the power of knowledge, in its own nature.

૩૪ વિવેચન—

પુરૂપાર્થ—ભોગ અને અપવર્ગ–તે બેઉ જેમના સિદ્ધ થયા હોય, તે 'પુરૂષાર્થશૂન્યા' ગણાય છે.

અજ્ઞાનની નિવૃત્તિ અને જ્ઞાનનો ઉદય એકજ સમયે થાય છે; છતાં **भूयश्चांते विश्वमायानिवृत्तिः ।** [ પછી અંતે વિશ્વની માયાની નિવૃત્તિ થાય છે. ], તથા **तरति शोकं आत्मवित् ।** [ આત્માને જાણનાર પુરૂષ શોકને તરી જાય છે ] ઇત્યાદિ શ્રુતિઓમાં જ્ઞાનના પછી અજ્ઞાનની નિવૃત્તિ થાય છે, એવી માન્યતા છે. તેમ અહીં પણ ગુણોનો લય અને સ્વરૂપ પ્રતિષ્ઠા આ બન્ને સમકાલીન છે. ગમે એમ માનીએ, પણ જીવની આ અંતીમ દશા.- આને માટે માનવ જીવનની માગણી અને આ સફળ થાય, તો માનવ જીવન સફળ થાય.

**इति श्रीपातंजले सांख्यप्रवचने योगशास्त्रे कैवल्यपादः समाप्तः ॥**

ઇતિશ્રીપાતંજલ યોગદર્શન સમાપ્ત.

શ્રીહરિકૃપા—માલદાર-ધનવાન્ કરોડાના વેપાર કરે, તે તો સંભવીત છે; પણ નિર્ધન કરોડોના સોદા કરે, અને ફાવે, તે શ્રીહરિની કૃપા. મારે તો એમ કહેવુંજ જોઇએ કે- નિર્ધનને ઘેર રાજા ક્યાંથી? અને હોય તો શ્રીહરિની કૃપા. તેમ ક્યાં હું? અને ક્યાં આ પાતંજલયોગ? જે કાંઇ છે, તે શ્રીહરિની કૃપારૂપ છે. કાંઇ ભૂલચૂક જણાય, તો ઉદાર દિલથી દરગુજર કરશોજી. લખવા જેવું હોય, તો રાગદ્વેષની ક્ષુદ્રતા તજીને, સુખેથી લખશોજી; જેથી બીજી આવૃત્તિમાં યોગ્ય ફેરફાર થઈ શકે. જ્યાં જ્યાં આ ગ્રન્થ વાંચો, ત્યાં આસપાસ બેઠેલાં સૌને અમારા ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ કહેશોજી.

અમદાવાદ મોક્ષમંદિર,<br>૧૯૮૫ શ્રીશંકરજયંતિ. } લી. રામશંકર મોનજી ભટ્ટ.

ૐ

# શ્રીપાતંજલ યોગદર્શનનાં સૂત્રોનો વર્ણાનુક્રમ.

[ નોટ:—સાધનપાદને પ્રથમપાદ લીધો છે તેથી સમાધિપાદ બીજો છે. ]

---

## યોગનાં પ્રકરણોની નોંધ.



અમદાવાદ-ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.